# ગ્રંથાવલોકન

ગીત નિર્ઝર : [ પુસ્તક બીજું ] પ્ર૦ વિદ્યાર્થીમંડળ, વાલોડ; કિ૦ ૭ આના; પૃ૦ ૫૨.

વેડછી પાસે આવેલા વાલોડ ગામમાં આવેલું વિદ્યાર્થીમંડળ પોતાની સંસ્કારી પ્રવૃત્તિઓ માટે એ આખા વિભાગમાં જાણીતું છે. આજે વિદ્યાર્થીઓમાં જાગૃતિ આવી છે. તેઓએ દેશના ઘડતરમાં પોતાનો ફાળો આપવો જ રહ્યો. સૌ વિદ્યાર્થીઓને માર્ગદર્શક થઈ પડે એવી પ્રવૃત્તિઓ આ મંડળ ઉપાડે છે, એ ખરેખર આવકાર્ય છે.

આજકાલ સિનેમાનાં ગીતો જ યુવાન વિદ્યાર્થીઓ જ્યાં ત્યાં ગાતા ફરે છે. અવાં અસંસ્કારી અને ભાવનાવિહીન ગીતો યુવાનહૃદયને પુરુષાર્થહીન બનાવી મૂકે છે. તેથી એવાં ગીતોની જગ્યાએ સારાં ગીતો આપવામાં આવે તો જરૂર સૌ વિદ્યાર્થીઓ સંસ્કારી બની શકે અને તેઓમાં ઉચ્ચ ભાવનાનો આવિર્ભાવ થઈ શકે. આ ઉદ્દેશને લક્ષમાં રાખી વિદ્યાર્થીમંડળ પોતાની પ્રવૃત્તિ કરે છે એ મંડળે આવાં ગીતો વાલોડ મહાલમાં, સૂરત જિલ્લામાં, તથા અન્ય સ્થળે અનેકવાર ગાયાં છે. એવાં ગીતો જો સંગૃહીત કરવામાં આવે તો આથી બેવડો હેતુ સરે. એ દૃષ્ટિએ આ મંડળે પુસ્તિકા રૂપે એ ગીતોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું કલ્યાણકારી કાર્ય ઉપાડયું છે.

પ્રસ્તુત પુસ્તિકા એવાં ગીતોનું બીજું પુસ્તક છે. આ સંગ્રહમાં ૯૨ જેટલાં ગીતો લેવામાં આવ્યાં છે એમાં ધ્યેય ગીતો, ભક્તિ ગીતો, ઋતુઉત્સવ ગીતો, વિદ્યાર્થીમંડળ ગીતો, ગાંધી ગીતો, ઊર્મિ ગીતો, એવા વિભાગો પાડવામાં આવ્યા છે. ગરબા પણ સારા પ્રમાણ છે.

આવી જાહેર પ્રવૃત્તિ કરનારા સૌ મંડળો આ પુસ્તિકા પોતાની પાસે રાખે એવી ભલામણ કરીએ છીએ.

ભૂદાન-યજ્ઞ : સંગીત રૂપક] લે. નાથાલાલ દવે, પ્ર. વજુભાઈ શાહ, સૌરાષ્ટ્ર ભૂમિદાન સમિતિ, રાજકોટ; કિ૦ એક આનો; પૃ૦ ૧૬.

પૂ૦ વિનોબાજીની ભૂદાન પ્રવૃત્તિએ આપણા દેશમાં નવું ચેતન રેડયું છે ... જનસમાજમાં પણ જાગૃતિ આણવાનું કાર્ય ઉત્સાહપૂર્વક થઈ રહ્યું એમાં ... ગેની - નાટિકા અગત્યનું સ્થાન લે છે. આપણા ગુજરાત—સૌરાષ્ટ્રમાં પણ આવા પ્રયત્નો થઈ રહ્યા છે ભાઈશ્રી નાથાલાલ દવેનો આ દિશામાં પ્રયત્ન ... આવકાર્ય છે

શ્રી નાથાલાલ દવે પોતે કવિ છે તેથી એમણે રચેલા આ સંગીત રૂપકનાં ગીતો ભાવવાહી અને ભાવનાપ્રધાન છે.

તદુપરાંત આ પુસ્તિકામાં અન્ય ગીતો પણ આપવામાં આવ્યાં છે.



'દેશની ઉપર સૌથી પહેલાં સર્વ પ્રયત્ને જ્ઞાનનો અધિકાર વિસ્તારો ત્યારપછી પ્રેમનો અને કર્મનો અધિકાર સહેજે મોકળો થઈ રહેશે.' — ગુરુદેવ



# સાચો દેશપ્રેમ

ગુરુદેવ

કોઇ પણ પ્રીતિ સંપૂર્ણપણે અકૃત્રિમ અને પરિપક્વ હોઈ જ ન શકે,– જો તેનું મંડાણ પ્રત્યક્ષ જ્ઞાનના પાયા ઉપર ન થયું હોય તો. પ્રેમ અથાક પ્રયત્ને જાણવાને ઇચ્છે છે અને જાણપિછાન થતાં પ્રેમ વધારે સાચો અને ઊંડો બને છે. આપણા સ્વદેશપ્રેમને એ પાયાની ખોટ છે, અને આપણા મનમાં જો એ પાયો રચવાનો અદમ્ય આગ્રહ પેદા ન થાય, તો આપણે સ્વદેશપ્રેમનું અભિમાન ન કરીએ એ જ સારું. જો એ પ્રેમનું અભિમાન કરવાનો સાચો અધિકાર આપણે મેળવી ન શકીએ તો સ્વદેશ એ આપણો સ્વદેશ નથી. જ્ઞાનદ્વારા, પ્રેમ દ્વારા, સેવાદ્વારા પરિપૂર્ણ ઉપયોગ દ્વારા જ એ અધિકાર મેળવી શકાય છે. જગતમાં જે પ્રજા દેશ ઉપર પ્રેમ રાખે છે તે અનુરાગપૂર્વક સ્વદેશની બધી માહિતી પોતે રાખે છે; પારકાની પોથીની આશાએ મીટ માંડીને બેસી રહેતી નથી. સ્વદેશની સેવા યથાશક્તિ પોતે કરે છે, કેવળ બીજાની કર્તવ્યભાવનાને જાગૃત કરવાના ઉપાય શોધતી નથી, અને દેશની સમસ્ત સંપત્તિને પોતાના પૂરેપૂરા ઉપયોગમાં લેવાનો પ્રયત્ન કરે છે—વિદેશી વેપારીના શુભાગમનની રાહ જોઈને પોતાને રસ્તાનો ભિખારી બનાવી મૂકતી નથી. એટલે હું આજે આપણા વિદ્યાર્થીઓને કહું છું કે દેશની ઉપર સૌથી પહેલાં સર્વ પ્રયત્ને જ્ઞાનનો અધિકાર વિસ્તારો, ત્યાર પછી પ્રેમનો અને કર્મનો અધિકાર સહેજે મોકળો થઈ રહેશે.

# કોઈ વન્દો, કોઈ નિન્દો

જનિ જસવંત



[ભગવાનના ભક્તોને આ જગતના લોકોની સ્તુતિ નિંદાની બહુ પડી નથી હોતી. તેઓ તો ભગવાનનું અનન્ય શરણ લઈને સન્માર્ગે આગળ ધપતા રહે છે. જગત અને ભગતની રીત જુદી જ છે. જગત જેને સુખ માને છે તેને ભગત ભવબંધનકારી દુઃખ માની તેનાથી દૂર રહે છે. આથી જગતના સામાન્ય સંસારી લોકોના વ્યવહારમાં અને ભક્તજનોના વ્યવહારમાં મોટો ભેદ હોય છે. તેથી આવો દેખીતો તફાવત જોઈને કેટલાક લોકો ભક્તની નિંદા કરે છે અને કેટલાક લોકો તેની સ્તુતિ પણ કરે છે. પણ ભક્તને તો એની કશી પડી નથી. તે તો ભગવાનની કૃપા તેના પર સદા વરસ્યા કરે અને આ ભવસાગરમાંથી તે પાર ઉતારે એટલું જ ઇચ્છે છે. આવું અનન્ય પ્રભુશરણ લેવાથી ભગવાને ભક્તોની લાજ હંમેશા રાખી છે એનું સ્મરણ કરાવી આ ભજનમાં ભક્ત જનિ જસવંત આપણને પણ એવું જ પ્રોત્સાહન આપે છે.]

ભજન

કોઈ વન્દો, કોઈ નિન્દો, કોઈ કૈસે કહો રે।
રઘુનાથ સાથે પ્રીત બાંધી, હોય તેમ હોય રે॥ ધ્રુ૦॥

કમઠ ધ્યાને મોટ ઑંધી, નીર થા ભરપૂર રે।
નામચંદને કૂર્મ હોકર રાખ લીની પીઠ રે॥ ૧॥

ચંદ્ર સૂર્ય જિમિ જ્યોત, સ્તંભ બિનુ આકાશ રે।
જલ ઊપર પાષાણ તારે, ક્યો ન તારે દાસ રે?॥ ૨॥

જપત શિવ, સનકાદિ મુનિજન નારદાદિ સંત રે।
જન્મ જન્મકે સ્વામી રઘુપતિ દાસ જનિ જસવંત રે॥ ૩॥



# સ્વરૂપદર્શન

પ્રકાશાનંદજી



દેહાભિમાનં વિધ્વસ્ય ધ્યાનાદાત્માનમદ્વયમ્ ।
પશ્યન્ મર્ત્યોઽમૃતો ભૂત્વા હ્યત્ર બ્રહ્મ સમશ્નુતે ॥

અર્થ ધ્યાનથી દેહાભિમાનનો વિધ્વંસ કરીને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરતાં મનુષ્ય અમર થઈને આ શરીરમાં બ્રહ્મને પામે છે

ગોપીચંદરાજા મેનાવતીના એકના એક સ્વરૂપવાન પુત્ર હતા એક સમયે ગોપીચંદરાજા પોતાના જન્મદિવસે રાજ્યમહેલના વચલા ચોકમાં સોનાના રત્ન જડિત બાજઠ પર સ્નાન કરવા બેઠા હતા અને તેની અષ્ટ પટરાણીઓ તેને નાના પ્રકારના સુગંધી પદાર્થો સહિત સ્નાન કરાવતી હતી તે વખતે મેનાવતી મહેલના ઝરૂખામાં બેઠી હતી તેની નજર ગોપીચંદ ઉપર પડવાથી મનમાં વિચાર કરવા લાગી કે અહો! વિશ્વની રચના કેવી આશ્ચર્યકારક છે! કામદેવને મોહ પમાડે એવા દેહમાંથી જ્યારે પ્રાણરૂપી પંખી ઊડી જાય છે, ત્યારે એ પ્રાણરહિત દેહ જોનારને કેવો ભયંકર લાગે છે! આના પિતાનું શરીર પણ જ્યારે પ્રાણરહિત થયું ત્યારે અતિ ભયંકર લાગતું હતું જ્યારે કાળે પોતાની જાળ બિછાવી ત્યારે એ સુંદર દેહમાંનું કંઈ પણ રહ્યું નહિ આવી રીતે પતિનું સ્મરણ થતાં જ મેનાવતી રડવા લાગી ગોપીચંદને ખબર પડતાં માતાને ઉદાસ થવાનું કારણ પૂછયું ત્યારે માતાએ કહ્યું 'પુત્ર, તારે માટે જ ઉદાસ થઈ છું તારા પિતા અને અન્ય સંબંધીઓના તારા જેવા જ શરીરો ભસ્મીભૂત થઈ ગયા છે તેમ તારું પણ થશે, એ વિચારથી મને રડવું આવ્યું હતું ' છેવટે માતાએ 'તું મરણધર્મથી રહિત થા' એ ઉપદેશ કરી રાજપાટ છોડાવી તેને મુક્તિને રસ્તે ચડાવ્યો

દેહ મલિન અને મરણધર્મવાળો હોવાથી તેને ભજવાથી જન્મમરણ થાય છે અને શુદ્ધ તથા મરણધર્મથી રહિત આત્માને ભજવાથી પુરુષ મુક્ત થાય છે આ સંબંધમાં શંકર ભગવાન કહે છે

શવાકારં યાવદ્ભજતિ મનુજસ્તાવદશુચિ
પરેભ્યઃ સ્યાત્ક્લેશો જનનમરણવ્યાધિનિલયઃ ।
યદાત્માનં શુદ્ધં કલયતિ શિવાકારમચલં
તદા તેભ્યો મુક્તો ભવતિ હિ તદાહ શ્રુતિરપિ ॥

અર્થ: જ્યાં સુધી મનુષ્ય શબ જેવા શરીરને ભજે છે ત્યાં સુધી અપવિત્ર રહે છે બીજાઓથી કલેશ પામે છે તથા જન્મમરણ અને વ્યાધિના સ્થાનરૂપ રહે છે જ્યારે શુદ્ધ કલ્યાણસ્વરૂપ અને અચળ આત્માને ભજે છે ત્યારે તે બધાથી મોકળો થાય છે એમ શ્રુતિ પણ કહે છે

# દાદાની વાતો

દાદા ધર્માધિકારી





અમારા ઘરમા, મને યાદ છે કે, એક જ પાઘડી હતી, એક જોડ જ જોડાની હતી અને એક છત્રી હતી જેને બહાર જવાનુ થય તે એ પહેરે બધાના પહેરવાથી પાઘડીને અને જોડાને આકાર જેવુ કાઈ રહ્યુ નહોતુ!

આજે દેશમા ગાંધીવાદ નુ તેવુ થયુ છે! દરેક જણ એનો પોતપોતાની જરૂર મુજબ ઉપયોગ કરે છે, તેથી ગાંધીવાદ ના આકાર જ સમજાતો નથી માટે ગાંધીની દયા આવતી હોય તો એ બાપડા ગરીબનો વાદ ન બનાવશો નહી તો 'ગાંધીવાદ'ના વિવાદમાથી વિખવાદ ઉત્પન્ન થતા, 'ગાંધીવાદીઓ' એકમેકને નાક ભોકવા દોડશે કે પછી હરિજનની ફાઇલો એકમેકને માથે અફાળશે! જે મનુષ્ય વાદોનુ જ નિરાકરણ કરવા આવ્યો હતો તેનો વાદ કરવા બેઠા તો કેવો અનર્થ થશે! ઈશ્વરકૃપાએ ગાંધી એવો દધીચિ હતો જેના હાડકાના શસ્ત્રો બની શકે તેમ જ નથી ખરુ ક્રાંતિનુ દર્શન તે છે જે માણસને માણસ સાથે મેળવે છે અલગ નથી કરતુ "

બે બુઢ્ઢા

એક ખૂબ ગરીબ આંધળો બુઢ્ઢો હતો એણે લાબુ તપ કરીને ભગવાનને પ્રસન્ન કર્યા ભગવાને દર્શન આપ્યા અને કહ્યુ, માગ માગ માગે તે આપુ એ ઘરડો હતો આંધળો હતો અને ગરીબ પણ હતો ત્રણે દુ:ખ ટળે એવુ એને માગવુ હતુ અને ભગવાન તો એક જ વરદાન આપે એટલે બુઢ્ઢાએ માગ્યુ, "મારો પૌત્ર ચાદીની કૂડીમા નહાતો જોઉં" અને આમ એને આયુ આવરદા અને અઢળક ધન ત્રણે મળ્યા

આપણા દેશમા એક એવો બુઢ્ઢો પણ થઈ ગયો જેને આપણે દેશનો બાપ માનીએ છીએ તેણે પણ આવુ જ યુક્તિવાળુ વરદાન માગ્યુ હતુ તમે તો જાણો છો કે એ પોરબદર અને રાજકોટના દિવાનનો દીકરો હતો, ભણીને બેરિસ્ટર થયેલો, કમાતોધમાતો બાળ બચ્ચાવાળો સસારી માણસ હતો પણ એણે શુ માગ્યુ ખબર છે? એણે વરદાન માગ્યુ 'હે ઈશ્વર! હુ દિલ્હીના સિંહાસન પર એક ભંગીની દીકરીને બેઠેલી જોવા ઇચ્છુ છુ' અને આમ એણે ભંગી સ્ત્રી અને ગરીબ ત્રણેનો એક સામટો ઉદ્ધાર ઇચ્છ્યો!

'કેસ્ટર ઓઈલ'—ગાંધીનુ, વિનોબાનુ

એક જણે ડોક્ટરને ત્યા પચીસ વરસ બાટલા ભરીને અનુભવી કમ્પાઉન્ડર'નુ માન વધુ 'શિંગડુ સપાદન કર્યુ' અને જેમ માણસના નામ યાદ નથી રહેતા—દા. ત. આ ભાઈનુ નામ જેમ તેમ યાદ રાખ્યુ તો હતુ—શુ આવ્યુ કે ગીતા ? ... જાની—તેમ એ ભાઈસાહેબને દવાના નામ યાદ ન રહેતા એક દિવસ ડોક્ટર બીમાર પડ્યા—ડોક્ટરે બીમાર ન જ પડવુ એવો કાયદો થવો બાકી છે એટલે આ ભાઈસાહેબે અવેજી ડોક્ટર તરીકે કામ કરવા માડ્યુ તાવનો દરદી આવ્યો તેને લખી આપ્યુ, 'કેસ્ટરઓઈલ (એરંડીયુ)

પાઓ' માથું દુખવાવાળો આવ્યો તો 'કેસ્ટર ઓઈલ પીઓ.' શરદીનો દરદી આવ્યો, 'કેસ્ટર ઓઈલ પીઓ'!

ગાધી આવો જ વૈદ હતો એવું ઘણાને લાગ્યું. ગાધી કહે, 'અગ્રેજ પાસેથી રાજ લેવું છે? ચરખો ચલાવ અસ્પૃશ્યતા નિવારણ કરવું છે? ચરખા ચલાવ ઘરમા અનાજ નથી? ચલાવ ચરખા' સાભળનારા દગ રહી જતા પણ આખે તો ચરખા ચલાવડાવીને અગ્રેજને ચાલતી પકડાવી!

જનક અને ગાધી

જગત સામે આજે સવાલ છે કે મનુષ્ય અને મનુષ્ય વચ્ચેની અસમાનતાના પ્રશ્નોનો ફેસલો લાવનારુ તલવાર સિવાય બીજુ કોઇ સાધન છે? ગાધીજીનો જવાબ હતો 'છે' માત્ર બુદ્ધિથી વિચાર કર્યે ન ચાલે બુદ્ધિ પાછળ સ્નેહનો સકલ્પ જોઈએ તેવા સકલ્પવાન અને પ્રતિભાવાન ગાધીએ જગતમાથી તલવારની સત્તા ખતમ કરવાનો રસ્તો બતાવ્યો હવે એ રીતે હિદુસ્તાને આ સવાલનો જવાબ જગતને આપવાનો છે તે માટે વિધાયક મનોવૃત્તિ જોઇશે. તે વિના ગમે તેવી ઐતિહાસિક સસ્થા હશે તે પણ તકવાદીઓનુ સંસ્થાનક બની જશે ત્રણ જણ પોતાને તટસ્થ અને જલકમલવત્ માને છે— રાજ્યવાદી, સસ્થાવાદી અને પરલોકવાદી ત્રણે એમ માને છે કે પોતે કરે છે તે બધુ કાઇ સ્વાર્થ માટે નથી, પણ એ તો પોતાના રાજ્ય, સસ્થા કે પરલોકને માટે છે! એમણે આત્મવાન પરલોકવાદી રાજા જનકની વાત જાણવા જેવી છે

જનક યજ્ઞશાળામા ધ્યાનમગ્ન બેઠા હતા ત્યા દૂત ખબર લાવ્યો કે મિથિલા ભડકે બળે છે જનકે માત્ર એટલુ કહ્યુ કે—

"મિથિલાયા પ્રદિપ્તાયા ન મે કિચન દહ્યતિ"

(મિથિલા બળે છે તેમા 'મારુ' કાઇ બળતુ નથી) જનક કાઈ રોમન સમ્રાટ નીરો નહોતા એ તો પ્રજાવત્સલ રાજર્ષિ હતા. ફરી સમાચાર આવ્યા કે આગ યજ્ઞ શાળાને પણ ભરખવા બેઠી છે તોયે જનક કહેતા રહ્યા કે, 'ન મે કિચન દહ્યતિ—મારુ કાઈ બળતુ નથી. પણ બાજુમા ભભૂતિયા બાવાઓ બેઠા હતા તેઓ હવે ઊંચાનીચા થયા, છેવટે ભાગ્યા કોઈએ પૂછ્યું 'અરે તમે?' તો કહે ને આજે જ નવા તુબડાં મળ્યા છે તે બળી જશે તો!' આગ જનકના કીમતી કપડાને લાગી તોયે જનકે તો કહેતા રહ્યા કે મારુ કાઈ બળતુ નથી. પણ લગોટિયાઓ તુંબડાની પાછળ દોડ્યા!

પરિગ્રહ પરિવાર કે ગૃહસ્થીમા જ હોય છે એમ રખે માનતા, કદી કદી સસ્થાને નામે માણસમા પારાવાર પરિગ્રહ અને મોહ ઢકાયેલા રહે છે

કોઈએ કદી પોતાની સસ્થા કે સઘનુ વિસર્જન કર્યું એવું સાભળ્યુ હતુ? પણ ગાધીએ તો એક પછી એક જેમ સર્જન કર્યા તેમ વિસર્જન પણ કર્યાં સાબરમતીનો સત્યાગ્રહ આશ્રમ, ઉદ્યોગમદિર, ગાધી સેવા સઘ અને છેવટ છેવટ તો એ મરણોન્મુખ બુઢ્ઢાએ પોતની પ્રિય કોગ્રેસનુ પણ વિસર્જન કરવાની વાતો માડી હતી તો! એ તા ઠીક થયુ

શંકરાચાર્યે ભગવદ્ગીતાના ભાષ્યમા મુમુક્ષુ માટે લખ્યુ છે કે મોક્ષ ઇચ્છનારો ધર્મના બધનોથી પણ ઊંચે જવા તત્પર છે ગાધી મુમુક્ષુ (મોક્ષ ઇચ્છનાર) હતો, આપણે મુમૂર્ષુ (મરણ ઇચ્છનાર) ન બનીએ તોયે બસ!



# મહારાજ સાથે

રા. મ. વ્હોરા



મહારાજ ભારે બાળપ્રેમી છે નાના બાળકોને જોઈ તેમનો વાત્સલ્યભાવ ઊભરાય છે કોઈ બાળકને ઊંચુ કરે, તો કોઇને એકાદ લપાટ લગાવી દે! બાળકો પણ તેમની સાથે ખૂબ હળી જઈ ગેલ કરે છે તેમના બાળપ્રેમનો અને વધુ તો માનવતાનો એક પ્રસગ આ જુઓ

બનાસકાઠા વિભાગમા બારેક વર્ષ પર ભારે દુષ્કાળ પડેલો. એ અગે જ મહારાજને આ પ્રદેશમા આવીને બેસવાનુ બન્યુ તેમના હસ્તક રાહતના કાર્યો સ્થળેસ્થળે ચાલતા હતા આ અગે સમગ્ર વિસ્તારમા તેમનુ પાદભ્રમણ ચાલુ જ રહેતુ 'પાદભ્રમણ' એટલા માટે કહુ છુ કે મુબઈના એક ગૃહસ્થ તરફથી તેમને એક જીપકાર મળી છે છતા અનેક વખત માઈલોના માઈલો પગે ચાલ્યા છે- હજુ ચાલે છે એક વખત તો ૧૧૭ ડીગ્રી જેટલા તાપમા ત્રીસેક માઈલ ચલ્યા હશે!

રાહતકેન્દ્રના એક મુખ્ય ગામે અવાર નવાર તેમને જવુ પડતુ કેન્દ્રમા કેટલુક પરચુરણ કામ કરવા એક કુભારના દશેક વર્ષના છોકરાને નોકરીએ રાખેલો પગાર દશ-બાર રૂપિયાથી વધુ શાનો હોય? એ બાળક ખૂબ ચપળ અને ગમી જાય તેવો હતો મહારજની નજર તેના ઉપર શરૂથી જ હતી એકવાર મહારાજે તેને કહ્યુ

'અલ્યા, મારી સાથે ચાલ તો અમારા ઓચાસણ વિદ્યાલયમા દાખલ કરાવુ' આ નોકરી કરતા એ પાયાનુ ભણતર તારે માટે સારુ છે'

'પણ અહી મારી બાનુ શુ થાય? મારા બાપા થોડા જ વખત પહેલા ગુજરી ગયા છે એટલે મા ખૂણામા છે બીજા ભાઈ-બાડુ કોઇ નથી તેથી મારાથી કેમ અવાય? છોકરાએ જવાબ આપ્યો

સ્થિતિ કેવી છે? ઘરના ખર્ચનુ શુ થાય છે?' મહારાજથી સહસા પ્રશ્નો પુછાઈ ગયા એ પ્રશ્નો સાભળતાવેત પ્રત્યુત્તરમા એ છોકરો ચોધાર આસુએ રડી પડ્યો મહારાજે ખૂબ આશ્વાસન આપી શાત કર્યો સ્થાનિક અમેસરને પૂછતા તેમની અત્યત કગાળિયતનો ખ્યાલ આવ્યો સ્થાનિક કાર્યવાહકે કહ્યુ 'મહારાજ, આપ કહો તો રહતકાર્યમાથી આ લોકોને કઈક આપીએ'

'એ, રકમમથી આ લોકોને ન આપી શકાય, કારણ કે ગામમા બીજા પણ આવી સ્થિતિવાળા હોય તો તેમનો પણ માગવાનો અધિકાર રહે' મહારાજે જવાબ આપ્યો અને સાથે બડીના ખિસ્સામાથી પચાસ રૂપિયાની નોટ કાઢી કાર્યવાહક શેઠના હાથમા

મૂકતાં કહ્યુઃ 'આ રકમ તેને ઘેર પહોચાડજો.' શેઠે આશ્ચર્ય પામતાં પૂછ્યુ: 'મહારાજ, આ અંગત રકમ ક્યાથી?' સસ્મિત વદને મહારાજ તરફથી જવાબ મળ્યો. 'એક મિત્ર મારું અગત ખર્ચ ભોગવે છે. હમણા તેમના તરફથી એ માટે રૂ. ૧૦૦) આવ્યા છે, તેમાથી આ પચાસ આપું છું.' શેઠ આભા બન્યા અને એ રકમ છોકરાની માતાને પહોચાડી.

મહારાજ જેવા બાળપ્રેમી છે તેવા જ વૃક્ષપ્રેમી પણ છે તેમના પ્રવાસમા એકવાર સાતપુરથી બાર માઈલ દૂર, રણ વચ્ચે આવેલુ આતરનેસ નામનુ તદ્દન નાનુ ગામડુ આવ્યુ. ત્યાના તળાવની પાળ પર ઊભેલા વિશાળકાય લીમડા જોઇ મહારાજ મુગ્ધ થયા એ લીમડાના મૂળ લગભગ ૬–૭ ફૂટ ઉઘાડા થઈ ગયેલાં જો તેનું રક્ષણ સમયસર ન થાય તો ગમે તે પળે એ મહાકાય લીંબવૃક્ષો પડી જાય તેવી શક્યતા જોઈ, મહારાજે એ ગામનુ તળાવ ખોદાવાય અને ખોદાણ કામની માટી લીંમડાના મૂળ પૂરવામા વપરાય તેવો પ્રબધ સરકારી તંત્રો સાથે લખાણપટ્ટી કરીને કર્યો મહારાજ એ કામ જોવા અમને લઈ ગયા ત્યારે કુદરતને ખોળે બેઠેલ એ નાનકડા ગામ આતરનેસના શ્રમજીવી નરનારીઓ તળાવ ખોદી, માટી લીંમડાના મૂળમા નાખતા હતા વિશાળ સભા ભરી શકાય તેવા સુદર લીમડાઓ જોઈ મન પ્રફુલ્લિત થયુ અને સાથે લીધેલ નાસ્તો, એ વટટોપ છાયામા બેસી કરવા નક્કી કર્યું. ત્યાથી પાંછા વળતા એ વૃક્ષના થડનો પરિઘ માપ્યો તો ૧૮ ફૂટ થયો!

બે સ્રીના રેખાચિત્ર મહારાજને મોઢે એકવાર સાભળેલા, તે તેમણે કહ્યા તેવા યથાતથ્ય રજૂ થવા મુશ્કેલ છે એ ભાષા અને એ ભાવ બીજા લખનારમા ક્યાથી આવે? તેમ છતા પ્રયત્ન કરી મનને પ્રભાવિત કરે તેવાં એ બે પ્રસંગચિત્રો અહી ઉતારું છુ.

અમદાવાદના છેલ્લા કોમી હુલ્લડ વખતે એક મદ્રાસીને પેટમા છરી લાગેલી તેને ઇસ્પિતાલમા ખસેડવામા આવ્યો તેની પત્નીને બોલાવી લાવવાની ફરજ મહારાજ ઉપર આવી. મહારાજ તેને ઘેર ગયા અને હળવે રહીને તે બાઇને વસ્તુસ્થિતિ કહી અને પોતાની સાથે આવવા સૂચવ્યુ કશી પણ પૂછપરછ કે રડારોળ વિના એ બાઇ તૈયાર થઈને મહારાજ સાથે ઇસ્પિતાલમાં આવી તેના પતિની ગભીર સ્થિતિ જોઈ ન ને રડી કે ન કશું પૂછ્યુ પતિ સામે અનિમેષ નયને જોતી તે ઉંબરામા બેસી ગઈ. તેની નાની બાલિકા આજુબાજુ ફરતી રમી રહી છે તે તરફ એનું ધ્યાન નથી, એનુ એક માત્ર ધ્યાન પતિ ઉપર જ છે વિષાદપૂર્ણ અને ધ્યાનમગ્ન યોગી જેવો એ ચહેરો જોઈ મહારાજ કહે છે, કે મારી આખો અશ્રુજળથી ભરાવા લાગી, પણ એ મહિલાની નિશ્ચળતા ન ડગી

આખરે તેના પતિને સારુ થઇ ગયુ અને વર્ષો પછી એ દપતી ક્યાક જતા હતા ત્યારે રેલવે પ્લૅટફૉર્મ ઉપર મહારાજનો ભેટો થયો મહારજ તેમને ભૂલી ગયેલા, પણ એ બને કેમ ભૂલે? દોડતા આવી બને પગમા પડ્યા અને એ દુર્દિનની યાદ આપી બનેને સુખી જોઈ, મહારાજને તે દિવસે આનદ થયો.

દિલ્હીના સ્ટેશન ઉપર ટ્રેન આવવાને થોડીવાર હતી મહારાજથી એક ઠેકાણે

બેસી કાંઈક ચિંતન કરતા હતા. અચાનક તેમના ધ્યાનમાં વિક્ષેપ પડ્યો. કોટ-પાટલૂનમાં સજ્જ એવા પુરુષને એક સ્ત્રી ફટોફટ તમાચા લગાવી રહી હતી. તેનું સૌમ્ય મુખમંડળ ક્રોધથી લાલચોળ થઈ ગયું હતું. મુખમાંથી 'તુમ નહિ જાનતા હો લેકિન મૈં ફૌજી કી હું, તુમકો નહિ છોડુંગી' વગેરે વાક્પ્રવાહ નીકળતો હતો. એ પુરુષે કાંઈક છેડતી કરી હશે. મહારાજશ્રી કહે છે કે શરૂમાં તો વચ્ચે પડી પુરુષને છોડાવવા મારી મરજી થઈ પણ એ ચંડિકા તુલ્ય સ્ત્રીનો પુણ્યપ્રકોપ જોઈ, અંતરથી તેને નમન કરી હું દૂર જ ઊભો રહ્યો.

હવે તો બનાસકાંઠાનો કોઈ માણસ મહારાજશ્રીને કે તેમના સેવાકાર્યને ન જાણતો હોય એવું ભાગ્યે જ બને. પણ તેઓશ્રીના શરૂઆતના નિવાસકાળની આ વાત છે.

મહારાજને ખાંડની સખત બાધા છે. જો ભૂલેચૂકે પણ ખાંડ મોંમાં જાય તો તેઓ ચોવીસ કલાક પર્યંત અન્ન જળનો ત્યાગ કરે છે.

એકએક વર્ષ પર ચોમાસામાં મહારાજ હારીજ ઊતરી પગે ચાલતા રાધનપુર આવવા નીકળ્યા. વચ્ચેના એક મોટા ગામે અમુક લોકોએ જમવાનો આગ્રહ કર્યો, એટલે ત્યાં રોકાયા. ભોજનમાં અન્ય સામગ્રીની સાથે ઢોકળાં આવ્યાં. તેમાં ખાંડ હશે એવી તો કલ્પના કેમ આવે? યજમાનને પણ મહારાજની ખાંડની બાધાની કલ્પના નહીં. ઢોકળાનો ટુકડો મોઢામાં ગયો, અને જીભે ખાંડ હોવાની ફરિયાદ કરી. પૂછવામાં આવ્યું અને ખાંડ નાખેલ છે એમ જાણતાં મોઢું સાફ કરી મહારાજ ઊભા થઈ ગયા. જમાડનાર ભાઈના ખેદનો પાર ન રહ્યો. પણ આમાં તો બીજું શું થઈ શકે? રાધનપુર પહોંચતાં બાકી રહેલો પંદર માઈલનો પંથ કાપવા મહારાજ તૈયાર થયા. ચોમાસાનો સમય, કાદવ-કીચડવાળા ભારે ખરાબ રસ્તા, આવા સંજોગમાં મહારાજ ત્યાંથી પગે ચાલતા રાધનપુર આવવા નીકળ્યા. પ્રવાસ અને ક્ષુધાથી શરીર ઉપર ઠીકઠીક અસર થઈ. પાણી પીવાનું પણ નિયમ પ્રમાણે બંધ હતું, અધૂરામાં પૂરું ઘેંટીમાં દશશેર જેટલો ભાર હતો એટલે ખભે તે ભાર ઊંચકી મહારાજ ધીમે પગે કાદવ ખૂંદતા એકલા ચાલ્યા. ત્યારે સામે ગામડાનો એક ઘાંચી મળ્યો. મહારાજને તે ઓળખે નહિ, પણ ઢંગ જોઈને બોલ્યો. 'અરે ડોસા, દેખાવ છો તો ઉજળિયાત કોમના અને આવડો બધો બોજ શા સારુ કરો છો? શરીરનો તો જરા વિચાર કરો! છોકરાઓ માટે એકઠું ભેગું કરજો, પણ આવા ચોમાસાના દીમાં સાથે ભાર ઉપાડી આમ ઉઘાડે પગે હાલો છો ઈ ઠીક નો કહેવાય, બહુ લોભ કરવો નહિ સારો!'

આ ઉપદેશ આપી તે ભાઈ તો આગળ ચાલ્યા. મહારાજ કહે છે, કે 'આ ઉપદેશ સાંભળીને મને હસવું આવ્યું. તેને શું જવાબ આપું?'

મહાત્માજી ૧૯૪૪માં જેલમાંથી છેલ્લા છૂટ્યા ત્યારે મહારાજને સેવાગ્રામ બોલાવ્યા. રોજ સવારે બાપુ સાથે મહારાજ ફરવા જાય. કેટલેક આવ્યા પછી મહાત્માજી સીધો રસ્તો છોડી એક નાળા પાસેથી ઊંચાનીચા પથરાવાળા રસ્તા પર ચાલે. મહારાજને થાય કે બાપુ રોજ આવો વિષમ રસ્તો કેમ પસંદ કરે છે? એક દિવસ આ વિશે પૂછી જોયું. બાપુનો જવાબ મળ્યો. 'સીધે રસ્તે કોણ ચાલવા દે છે?'

, કોણ ના પાડે છે?' મહારાજે સામો પ્રશ્ન કર્યો બાપુએ હસીને કહ્યું 'ખેતરનો માલિક એમ ઇચ્છે છે કે મારે તેના ખેતર માથી ન ચાલવુ; તેથી દરરોજ તેનુ ખેતર આવતા તે રસ્તો છોડી દઈ આમ ફરીને ચાલુ છુ '

આ સાભળી મહારાજ સમસમી રહ્યા મહાત્માજી જેવી મહાવિભૂતિને પોતાના ખેતર માથી ચાલતા અટકાવનારા પણ પડયા છે! આશ્રમમા આવી મહારાજે આ ચર્ચા ઉપાડી અને સેનાગામના મુખીને બોલાવ્યા મુખીએ કહ્યું 'એ માણસ સીધી રીતે માને તેમ નથી ગાધીજીની ના છે નહિતર હમણા અમે બધા તેને સીધોદોર કરી દઇએ!' આ હિસક રસ્તાને ઉત્તેજન તો કેમ જ અપાય? છેવટ સુધી બાપુને તેના ખેતરને છોડી, દૂર જ ચાલવાનુ રહ્યું, પણ પછી તુરત જ મહારાજે આશ્રમવાસીઓને સાથે લઈ જઈ જ્યાથી એ નવો રસ્તો ફટાતો હતો તે આખા માર્ગના કાટા-ઝાખરા- પથરા વગેરે સાફ કરી ચાલવા જેવો રસ્તો બના વ્યો આ પ્રસગ સભારતા મહારાજ કહે છે 'કોઇના જીવને ન દુભાવવો એ તત્ત્વ ગાધીજીમા કેટલુ તીવ્રપણે વ્યાપી રહ્યું હતુ તેનો આ જવલત પુરાવો છે '

વીછી માટે રાધનપુર પ્રખ્યાત છે અહી જેટલુ વીછીનુ પ્રમાણ આ લેખકે ક્યા ય જોયુ નથી ઉનાળામા રોજ પુષ્કળ પ્રમાણમા વીછી કરડ્યાના બનાવો બને

મહારાજશ્રી રહે છે તે મકાન આમ તો સારુ છે છતા એક રાત્રે મહારાજ એકલા બેઠા રેટિયો કાતતા હતા ત્યારે ન માલૂમ ક્યાથી-એક વીછી મહારાજની નીકળી બાજુ આવ્યો મહા ઉપર નજર ગઈ વીછીને તેમણે ફરવા દીધો થોડુ ચાલી મહારાજની સામે તે વીછી સ્થિત વાત કરતા મહારાજ કહે છે કે 'એ પીળા રગના વીછીને જોઇને મને થયુ અને કુદરતની અગમ્ય લીલાનો આવ્યો કેટલીક વાર તેને એમ જ દઈને જ્યારે સૂવા ઊઠ્યો ત્યારે એક પાનમા લઈ બહાર મૂકી આવ્યો સ્વજનને વિદાય આપ્યા પછી જેવુ થાય તેવુ પછી થયુ ?

અમારા વિદ્યાર્થીઓએ એકવાર પ્રશ્ન કર્યો મહારાજ, પગના રક્ષણ માટે આપ કેમ કે જોડા કેમ પહેરતા નથી? આમ ઉઘાડા પગે ફરવામા કાઇ મુશ્કેલી જણાતી નથી!

જવાબ મળ્યો 'ત્રીસ વર્ષ પહેલા જોડા ક્યાકથી ઉપડી ગયેલા ત્યારથી નથી પહેર્યા શરૂઆતમા તો ચાલે છે કે નહિ એ અખતરાદૃષ્ટિએ ચલાવ્યુ હવે તો પગ ટેવાઈ ગયા છે છેલ્લા કોમી હુલ્લડ વખતે અમ દાવાદમા પગની થોડી કસોટી થયેલી ઉના ળાના એ દિવસોમા ડામરવાળી સડક ઉપર બપોરથી સાજ સુધી ટહેલતા ફરવાની બહારી આવી ત્યારે શરૂઆતમા પગમા ફોલ્લા ઊઠવા જેવુ થયુ, પણ આખરે એ પણ સદી ગયુ હવે મુશ્કેલી લાગતી જ પછી શા માટે પહેરુ? શરીર માટે ટેવ પાડશો તેવું જ તે ખાશો તો એક જ બધી સગવડ



આજે આપણા સમાજમાં સંયમને પોષે એવું કશું નથી. આપણો આખો ઉછેર જ એનો વિઘાતક છે. માબાપને સૌથી પહેલી ચિંતા જ એ હોય છે કે છોકરાં ગમે તેમ કરીને કેમ પરણે, જેથી તેઓ સસલાંની પેઠે પ્રજા પેદા કરતાં થઈ જાય. છોકરીઓ હોય તો તેમને વહેલામાં વહેલી સગવડે પરણાવી દેવામાં આવે છે ને તેમના હિતાહિતનો કશો વિચાર કરવામાં આવતો નથી. વિવાહનો વિધિ જમણવાર અને [illegible] લાંબી વેદનાથી ભરેલો હોય છે. જેવું વિવાહ પહેલાંનું જીવન તેવું જ ગૃહસ્થાશ્રમ. એમાં અગાઉનો સ્વેચ્છાચાર ચાલુ જ રહે છે. તહેવારો ને સામાજિક મોજશોખ એવી રીતે ગોઠવેલા હોય છે કે માણસને વિષયવાસનાને તૃપ્ત કરવાનો પૂરેપૂરો અવકાશ મળી રહે. જે સાહિત્ય આપણા પર ઠરાણે ફેંકવામાં આવે છે એમ કહી શકાય તે સાહિત્ય પણ વિષયવાસનાને પ્રદીપ્ત કરનારું હોય છે. છેલ્લામાં છેલ્લું સાહિત્ય તો લગભગ એમ જ શીખવે છે કે વિષયસેવન એ ધર્મ છે અને સંપૂર્ણ સંયમ એ પાપ છે.

આવી સ્થિતિમાં વિષયવાસનાનો વિરોધ લગભગ અશક્ય નહીં તો અઘરો બની ગયો છે. એમાં કશી નવાઈ છે ખરી? એટલે જો સંયમ દ્વારા સંતતિનિયમન એ સૌથી જબરો ઇલાજ અને [illegible] અને બિનકુદરતી નુકસાન ન કરનારી રીત હોય તો આપણો સામાજિક આદર્શ અને વાતાવરણ બદલવાં રહ્યાં. એ ધ્યેય સિદ્ધ કરવાનો એક જ રસ્તો એ છે કે જેમને સંયમમાર્ગ પર આસ્થા હોય એવી વ્યક્તિઓ એની શરૂઆત કરવી અને અવિચળ શ્રદ્ધા રાખીને વાતાવરણ પર અસર પાડવી. મને લાગે છે કે આ માટે મેં અગાઉ ચર્ચેલી વિવાહની કલ્પના બારામાં ભારે મહત્ત્વની છે. એ કલ્પના બરાબર સમજાય તો પૂરેપૂરું માનસિક પરિવર્તન થઈ જાય. એ કલ્પના માત્ર થોડીક ગણીગાંઠી વ્યક્તિઓને માટે જ નથી. એને મનુષ્યજાતિના ધર્મ તરીકે વર્ણવવામાં આવેલી છે. એનો ભંગ મનુષ્યને મનુષ્યકોટિથી નીચે ઉતારે છે, અણઇચ્છ્યાં બાળકો, સતત વધતા વ્યાધિઓની પરંપરા, અને

સરજનહારને જવાબદાર એવા નીતિમાન પ્રાણીના પદમાથી મનુષ્યનુ પતન એ રૂપે એ ધર્મના ભગની સજા તત્કાળ થાય છે કૃત્રિમ ઇલાજો દ્વારા સંતતિનિયમન કરવાથી નવા આવનાર બાળકોની સખ્યાનુ અમુક અશે નિયમન જરૂર કરી શકાય છે અને સાધારણ સંપત્તિવાળા માણસો ભૂખમરો ટાળી શકે છે. પણ એનાથી વ્યક્તિને તેમ જ સમાજને જે નૈતિક હાનિ થાય છે તે પાર વિનાની છે. એક તો જેઓ વિષયતૃપ્તિને અર્થે જ સભોગ કરે છે તેમની જીવન વિષેની આખી દૃષ્ટિ જ બદલાઇ જાય છે એવા લોકોને મન વિવાહ એ પવિત્ર વસ્તુ મટી જાય છે જે સામાજિક આદર્શો અત્યાર સુધી અમેલા ધન તરીકે મહામૂલા મનાયેલા હતા તેમા મૂલ્યપરિવર્તન થઈ જાય છે. જેઓ વિવાહ વિષેના જૂના આદર્શોને વહેમ ગણી કાઢે છે એવાના મન પર તો આ દલીલની ભાગ્યે જ કશી અસર થશે મારી દલીલ તો એવા લોકોને જ ઉદ્દેશીને છે જેઓ વિવાહને પવિત્ર વસ્તુ માને છે અને સ્ત્રીને વિષયતૃપ્તિનુ સાધન નહીં પણ મનુષ્યની માતા અને તેની પ્રજાના સદાચારી રક્ષક ગણે છે

મારા સાથીઓના અને મારા સયમપાલન પરથી મારો અનુભવ અહીં આપેલા વિચારનુ સમર્થન કરે છે વિવાહની પ્રાચીન કલ્પના મે જે ભવ્ય રૂપે નવેસર જોઇ તેમાથી એ વિચાર અતિશય દૃઢ બને છે મારે મન હવે વિવાહિત જીવનમા બ્રહ્મચર્ય એનુ સ્વાભાવિક અને અનિવાર્ય સ્થાન લે છે અને લગ્ન એ જેટલી સારી વસ્તુ છે એટલી જ આ સયમ સારી વસ્તુ બની જાય છે સતતિનિયમનની બીજી કોઈ પદ્ધતિ નકામી જણાય છે અને એનો વિચાર જ ન કરવો જોઇએ એમ લાગે છે જનનેદ્રિયનુ એકમાત્ર અને ભવ્ય કાર્ય પ્રજોત્પત્તિનુ જ છે એ વિચારે એકે વાર સ્ત્રીપુરુષના મનમા જડ ઘાલી કે પછી તેઓ વીર્યહાનિને અપરાધરૂપ ગણશે અને એથી પુરુષ અને સ્ત્રીના મનમા જે વિકારો પ્રદીપ્ત થાય છે તેને પણ કીમતી શક્તિનો દુર્વ્યય કર્યાનો ગુનો માનશે. હવે સહેજે સમજાશે કે પ્રાચીન કાળના જ્ઞાનીઓએ વીર્યની શક્તિને આટલી બધી ભારે કેમ ગણી છે અને એ શક્તિનુ સમાજના હિતને અર્થે ઊંચામા ઊંચા પ્રકારની શક્તિમા રૂપાતર કરવુ જોઈએ એમ ભાર દઇને કેમ કહ્યુ છે. તેઓ ડિંમતભેર કહે છે કે જે પુરુષે કે સ્ત્રીએ પોતાની વાસના પર સપૂર્ણ અંકુશ મેળવ્યો છે તે પોતાના આખા શારીરિક, માનસિક અને આધ્યાત્મિક જીવનને બળવાન બનાવે છે, અને બીજા કોઇ પણ સાધનથી જે શક્તિ ન મળી શકે તે મેળવે છે

આવા પ્રખર બ્રહ્મચારીઓના જીવતા નમૂના ઘણા કે કોઈ જોવા મળતા નથી, એથી વાચક અસ્વસ્થ ન થાય આપણે જે બ્રહ્મચારીઓ આજે આપણી આસપાસ જોઈએ છીએ તે બહુ જ અધૂરા નમૂના છે તેઓ બહુ બહુ તો સાધકો હોય છે ને તેમણે મન પર નહી પણ શરીર પર અકુશ મેળવ્યો હોય

છે, તેઓ 'નિરાહારી' થયા હોય છે પણ તેમનો 'રસ' ગયો નથી હોતો તેમને લાલચ કદી સ્પર્શ જ ન કરી શકે એવી તેમની સ્થિતિ થઇ નથી હોતી એનું કારણ એ નથી કે બ્રહ્મચર્યનું પાલન એટલું બધું આકરુ છે સામાજિક વાતાવરણ તેમની સામે છે અને જેઓ ખરા દિલથી પ્રયત્ન કરે છે તેમાના મોટા ભાગના કામવિકારને બીજા વિકારોથી નોખો માને છે, જ્યારે વસ્તુત આ સાધના સફળ ત્યારે જ થાય જ્યારે મનુષ્ય ઉપર જે વિકારો હુમલો કરે છે તે સર્વને જીતવાનો પ્રયત્ન કરવામા આવે બ્રહ્મચર્યનું પાલન સામાન્ય સ્ત્રીપુરુષને માટે અશક્ય નથી એ ખરુ, પણ એથી એમ ન માનવુ જોઇએ કે સામાન્ય કોલેજનો વિદ્યાર્થી વિજ્ઞાનની અમુક શાખામા પારગત થવા માગે તેને જેટલો પ્રયત્ન કરવો પડે તેના કરતા બ્રહ્મચર્યની સાધનામા કઈ ઓછો પ્રયત્ન કરવો પડે છે અહી કહ્યુ છે એવા બ્રહ્મચર્યની સાધના એ જીવન શાસ્ત્રમા પારગત થવાની સાધના છે

## 'અરેરે મોહ! તને ધિક્કાર છે!'

કોઈ એક ગામમા હરિજનવાસમા ઓચ્છવ હતો, તેથી રસોઈ માટે મોટી ચૂલ બનાવી હતી લોકો જમી રહ્યા પછી ચૂલનો દેવતા ઓલવાઈ જઈ ફક્ત રાખ હતી સધ્યાકાળ પછી અકસ્માત ત્યા ભર્તૃહરિ મહારાજ આવી ચડ્યા શિયાળાની ઋતુ અને રાતનો વખત હોઈ પોતાની પાસે ઓઢવાનુ સાધન ન હોવાથી ચૂલની રાખ ઊની જોઈ તેઓ તેમા જ સૂઈ ગયા પાસે હરિજન વાસમા એક હરિજન દારૂ પી નશામા ગમે ત્યા પડી રહ્યો હતો, તે મધ્ય રાત્રે પોતાને ઘેર આવ્યો અને બારણુ ઠોક્યુ સ્ત્રી બોલી 'તુ દરરોજ મે ડમોડો આવે છે દારૂ પીએ છે, કમાતો નથી, તેથી આજે તો બારણુ ઉઘ ડવાની નથી ભર્તૃહરિ જેવા રાજા સિવાય તેની રાણીઓને ચાલ્યુ, તો શુ તારા વિના મારે નહિ ચાલે?' આમ તિરસ્કારના વાક્યો સાભળતા છતા હરિજને વારવાર તેને બારણુ ઉઘાડવા આજીજી કરવા માડી તે સાભળી ભર્તૃહરિ મહારાજે વિચાર કર્યો કે 'અરેરે મોહ' તને ધિક્કાર છે' કે તુચ્છ સ્ત્રીના આટલા મહેણા છતા આ હરિજન તેની હજી આજીજી કરે છે!'

વૃદ્ધ છતા પે સ સારનો મોહ છોડી સન્યાસ લેવો કાઇ રમત છે!

આ સબધે શ્રી શકરભગવાન કહે છે, કે

> અગ ગલિત પલિત મુડ દશનવિહીન જાત તુડમ્ ।
> વૃદ્ધો યાતિ ગૃહીત્વા દડ તદપિ ન મુઞ્ચત્યાશાપિડમ્ ॥

અર્થ શરીર ગળી ગયુ માથુ ધોળા વાળવાળુ થઈ ગયુ, મોઢુ દાંતરહિત થયુ વૃદ્ધ છતા લાકડી લઇને ચાલે છે તોપણ મનુષ્ય આશારૂપી પિડને (જીવનતૃષ્ણાને તથા વિષયતૃષ્ણાને) છોડી દેતો નથી.



# કર્મહીન સ્વર્ગની કિંમત શી?

કનુભાઈ ના૦ પટેલ

પુરાણ સમયની એક વાત છે કુરુક્ષેત્રમા મુદ્ગલ નામે એક બ્રાહ્મણ પોતાના પરિવાર સાથે રહેતો હતો અને કપોતવૃત્તિથી પોતાના કુટુંબનુ ભરણપોષણ કરતા હતા એટલે કે ખેતરમાથી અનાજ પડી જાય ત્યાર પછી જે કાઈ થોડાઘણા દાણા ત્યા રહ્યા હોય તે વીણી લાવી તેમાથી પદર દિવસે એક વખત તેઓ ભોજન કરતા હતા

એવામા એક દિવસ મહર્ષિ દુર્વાસા મુદ્ગલને ઘેર અતિથિ બન્યા મહર્ષિ દુર્વાસાને પોતાને ઘેર પધારેલ જોઇને જરા પણ મૂઝાયા સિવાય મુદ્ગલે તેમનુ ભાવપૂર્વક સ્વાગત કર્યું પદર દિવસ સુધી કપોતવૃત્તિ કરીને પોતે જે કાઇ થોડુ અનાજ એકઠું કરી રાખ્યો હતો તેની રસોઇ કરી મહર્ષિ દુર્વાસાને જમાડ્યા બધુ અનાજ તેમા વપરાઈ ગયુ

આમ છતા જરા પણ વિચલિત થયા વગર ભૂખ્યા પેટે મુદ્ગલ તથા તેના કુટુંબે બીજા પદર દિવસ અનાજ ભેગુ કરવામા ગાળ્યા સોળમા દિવસે મહર્ષિ ફરી પધાર્યા ફરી બધુ અનાજ તેમને જમાડવામા વપરાઈ ગયુ પરતુ એક મહિનાના ઉપવાસ હોવા છતા બધાના મો ઉપર પહેલાના જેવી જ શાંતિ વ્યાપેલી હતી આમ લાગ લગાટ છ પખવાડિયા સુધી મહર્ષિ દુર્વાસા આવ્યા, અને મુદ્ગલ તથા તેના કુટુંબે કપોતવૃત્તિથી એકઠું કરેલુ અનાજ તેમને જમાડવામા વપરાઇ ગયુ ત્રણ ત્રણ મહિનાના નકોરડા ઉપવાસે બધાની કાયાને તો ક્ષીણ કરી નાખી પરતુ તેમના મન ઉપર એની જરા પણ અસર ન થઈ અસતોષ અથવા કચવાટની આછી રેખા પણ કોઈના મુખ ઉપર ન આવી

એવા આ ગરીબ કુટુંબની સત્યનિષ્ઠા તથા ધર્મપરાયણતાની કીર્તિ છેક સ્વર્ગ સુધી પહોંચી મુદ્ગલની આવી અલૌકિક તપશ્ચર્યાથી પ્રસન્ન થઇને, તેને સદેહે સ્વર્ગમા લઇ આવવા માટે દેવોએ વિમાન સાથે એક દેવદૂતને મોકલ્યો

નૂર જેવા પ્રકાશથી દેદીપ્યમાન એવા દિવ્ય વિમાનથી જરા પણ અંજાયા સિવાય, મુદ્ગલે વિમાન લઈ આવનાર દેવદૂતને કહ્યુ.

'દેવોની કૃપા મારા ઉપર ઊતરી એ મારુ અહોભાગ્ય છે પરતુ જે સ્વર્ગમા મને લઇ જવા માટે આપ આવ્યા છો, તે સ્વર્ગના ગુણદોષોથી મહેરબાની કરીને મને વાકેફ કરો તો સારુ "

દેવદૂત—મુદ્ગલ! તમારી નમ્રતા ખરેખર પ્રશસનીય છે સ્વર્ગમા માત્ર આપના જેવા તેજસ્વી તથા ધર્મનિષ્ઠ મહાપુરુષો જ દાખલ થઈ શકે છે અધર્મીઓને માટે ત્યા સ્થાન નથી જે જે સુખોને માટે પૃથ્વી પર લોકો તપશ્ચર્યા કરે છે, એ બધા સુખો સ્વર્ગમા દરેકને વગર પ્રયત્ને મળે છે સ્વર્ગ

વાસીઓની એક પણ કામના અપૂર્ણ રહેતી નથી ટૂંકમાં પૃથ્વી કર્મ–ભૂમિ છે, અને સ્વર્ગ ભોગભૂમિ છે"

"આ તો આપે સ્વર્ગના ગુણોનું જ વર્ણન કર્યું મારે તો તેના દોષ પણ જાણવા છે" મુદ્ગલે ફરી આગ્રહપૂર્વક પૂછ્યું

દેવદૂતે કહ્યું. "સ્વર્ગમાં મનુષ્ય પોતે કરેલા સુકર્મોના ફળ જ માત્ર ભોગવી શકે છે કર્મ કરી શકતો નથી આથી વખત જતા તેના કરેલા કર્મોના ફળ ધીમે ધીમે ઓછા થતા જાય છે અને એ રીતે તેણે કરેલા કર્મોના ફળની સમાપ્તિ થઈ જતા તેને સ્વર્ગમાંથી પાછા પૃથ્વી ઉપર આવવું પડે છે આ રીતે જ્યારે તે પૃથ્વી પર પાછો આવે છે ત્યારે, મોહને વશ થવાના કારણે તેનું જ્ઞાન પણ નાશ પામ્યું હોય છે અને તેથી ફરી સુકર્મ કરવાની શક્તિ પણ તેનામાં રહેતી નથી"

આ સાંભળીને મુદ્ગલ હાથ જોડીને બોલ્યો "દેવદૂત! આપના દેવોએ મારા ઉપર જે કૃપા કરી છે, તે માટે હું તેમનો સદાનો ઋણી છું પરંતુ જે સ્વર્ગમાં કર્મ કરવાની સ્વતંત્રતા નથી, તથા જ્યાં માત્ર પોતે કરેલા સુકર્મોને વટાવી ખાવાનો જ ધંધો કરવાનો છે, એવા કર્મહીન સ્વર્ગમાં આવવાની મારી લેશમાત્ર ઇચ્છા નથી મને તો મારી આ પૃથ્વી જ પ્યારી છે, કે જ્યાં મને મારી ઇચ્છાનુસાર સારાં કાર્યો કરવાની સ્વતંત્રતા છે અને એમ છતાંય જો મારે સ્વર્ગમાં આવવું જ પડશે તો આજીવન કાર્ય કરી પછી જ્યારે મારું આયુષ્ય પૂરું થશે ત્યારે આવીશ અત્યારે તો નહીં જ"

## સાચો જ્ઞાની



એક રાજાને જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા થઈ તેણે સાંભળ્યું કે વિદેહ દેશના રાજા જનક જ્ઞાની છે પરંતુ શંકા આવી કે કુટુંબવાળા છે, રાજ્ય ભોગવે છે તે જ્ઞાની કેમ હશે? એમ વિચારી પરીક્ષા કરવા નિશ્ચય કર્યો અને જનક મહારાજાને પત્ર લખ્યો કે 'અમુક દિવસે તમારા રાજ્ય ઉપર હું ચઢાઈ લઈ આવનાર છું' તે આવેલો પત્ર પ્રધાને જનક મહારાજાને વંચાવ્યો તેમાં લખેલું હતું કે 'અમે તો લડાઈ વિના મને રાજ્ય સોંપી દેવું અગર લડવા તૈયાર થવું' આ સાંભળી જનક રાજાએ જવાબ દીધો, કે 'આવવા દો, આપણે રાજ્ય સોંપી દઈશું' મુદત થયે પેલો રાજા લડાઈ લઈ આવ્યો પ્રધાને માગણી કરી કે 'જો આપ આજ્ઞા કરો તો હું લડું' તેને પણ ના કહી ઇચ્છા રાજ્ય માટે લડવું હોય જ નહિ એટલે આવનાર રાજાએ વગર લડાઈએ દેશનો કબજો લીધો આ જોઈ પ્રધાને જનક મહારાજાને કહ્યું 'નાશી જવું હોય તો છેલ્લો લાગ છે, નહીં તો રાજા આપને મારી નાખવા આવે છે' મહારાજાએ ઉત્તર આપ્યો 'હું શરીર નથી તો મારશે કોને?' આ રીતે શરીરમાં અહંતારહિત અને રાજ્ય વગેરેમાં મમતારહિત જોઈ આવેલો રાજા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બોલ્યા 'આપ જ્ઞાની હોવાથી આપનો વ્યવહાર રાગપૂર્વક છે કે રાગરહિત છે તેની પરીક્ષા કરી આપને ગુરુ કરવા મેં યત્ન કરેલ છે તો મારા ઉપર અનુગ્રહ કરો હું આપને શરણે આવ્યો છું'

# ઈશ્વરનું દર્શન

મુકુલભાઈ



એક વાર એક સાધુ પુરુષ પાસે એક માણસ આવીને કહેવા લાગ્યો: "મહારાજ, આપ મહાત્મા છો તેથી કૃપા કરીને આપ મને ઈશ્વરનુ દર્શન કરાવો ઇશ્વર કયા છે?"

સાધુપુરુષે એક કાગળની ચબરખી પર લખીને પેલા માણસ સામે તે ધરીને પૂછ્યુ "બોલો, આ ચબરખીમા શુ લખ્યુ છે?"

પેલો માણસ બોલ્યો "ઈશ્વર."

પછી સાધુપુરુષે પૂછ્યુ "તમને સૌથી વહાલી ચીજ કઈ છે?"

માણસ બોલ્યો "મને વહાલામા વહાલી ચીજ જરજમીન અને બૈરીછોકરા છે."

સાધુ પુરુષ કહે "ઠીક, તમારી પાસે હાલ કીમતી એવી કઈ ચીજ છે?"

પેલા માણસે ખીસામા હાથ નાખી સોનાનો કકડો કાઢી તે બતાવીને કહ્યુ "મહારાજ, હાલ તો મારી પાસે આ કીમતી સોનાનો કકડો છે"

સાધુપુરુષે તે હાથમા લઈ પેલા કાગળ પર મૂકીને પૂછ્યુ "બોલો, હવે તમને અહીં શું દેખાય છે?"

માણસ બોલ્યો "બીજુ શું? સોનુ જ દેખાય છે!"

સાધુપુરુષ કહે "ભાઈ, જેમ આ કાગળ પર પહેલા કશુ ન હતુ ત્યારે ઈશ્વરનુ નામ તમે વાચી શકતા હતા પરંતુ તેના ઉપર આ તમને કીમતી લાગતી ચીજ મૂકી, એટલે ઇશ્વરનું નામ તેની નીચે ઢંકાઈ ગયુ! એ જ રીતે જ્યા સુધી તમારા આત્મા પર આ જગતની ક્ષણજીવી તુચ્છ વસ્તુઓની પ્રીતિનો કાટ ચઢી ગયો છે, ત્યા સુધી તમને તમારામા વસેલા ઇશ્વરનુ દર્શન ક્યાથી થાય? જેમ પિત્તળ જેવી કોઇ ધાતુની વસ્તુ નકામી પડી રહે તો તેના પર કાટ ચડી જવાથી તે મૂળ વસ્તુ દેખાતી નથી, તેમ આપણા હૃદય પર કાટ ચડી જવાથી ઈશ્વરનું દર્શન કરવા માટે મનને નિર્મળ કરવું જોઇએ, સ્વચ્છ રાખવુ જોઈએ"

# ધર્મ એક જ છે—પ્રેમનો



[આજથી અઢી હજાર વર્ષ પહેલાં મેન્શે (ઈ. સ. પૂ. ૪૬૪ થી ઈ. સ. પૂ. ૩૭૬) નામે એક જ્ઞાની પુરુષ થઈ ગયા. એઓ સુંગ રાજ્યના મોટા સરકારી અમલદાર હતા. એમના પ્રેમધર્મ ઉપરના કેટલાક મહત્ત્વના વચનો નીચે ઉતાર્યાં છે.]

ઈશ્વરની ઇચ્છા એવી છે કે લોકો એક બીજા ઉપર પ્રેમ અને ઉપકાર કરે લોકો એકબીજાનો દ્વેષ અને અપકાર કરે એવી તેની ઇચ્છા નથી શાથી? કારણ તે પોતે સૌ ઉપર પ્રેમ રાખે છે અને સૌનું ભલું કરે છે

ઈશ્વરની ઇચ્છા અને આજ્ઞાનું પાલન કરવું હોય તો શું કરવું? સૌ માણસો અને ઈશ્વર ઉપર પ્રેમ કરવો

અંધાધૂંધી અને આફત શી રીતે પેદા થયા? લોકોએ એકબીજા ઉપર પ્રેમ ન કર્યો એટલે એ પેદા થયા ચોર પોતાના ઘર ઉપર પ્રેમ રાખે છે અને બીજાના ઘર ઉપર નથી રાખતો, તેથી તે પોતાના ઘરના લાભ ખાતર બીજાના ઘરમાંથી ચોરી કરે છે ખૂની પોતાના દેહ ઉપર પ્રેમ રાખે છે, અને બીજાના શરીર ઉપર નથી રાખતો, તેથી તે પોતાના દેહના લાભ ખાતર બીજાના દેહનું ખૂન કરે છે. . દરેક અમલદાર પોતાના કુટુંબ ઉપર પ્રેમ રાખે છે અને બીજાના કુટુંબ ઉપર નથી રાખતો, તેથી તે પોતાના કુટુંબના લાભ ખાતર બીજાના કુટુંબોનું શોષણ કરે છે રાજા પોતાના દેશ ઉપર પ્રેમ રાખે છે અને બીજાના દેશો ઉપર હુમલો કરે છે જો માણસ બીજાના ઘરને પોતાનું ઘર માને તો કોણ ચોરી કરે? જો માણસ બીજાના દેહને પોતાનો દેહ માને તો કોણ ખૂન કરે? જો માણસ બીજાના કુટુંબને પોતાનું માને તો કોણ શોષણ કરે? જો બધા જ બીજાના દેશોને પોતાના દેશ માને તો કોણ હુમલો કરે?. . . એટલે જ્યારે બધા એકબીજા ઉપર પ્રેમ કરશે ત્યારે શાંતિ થશે, અને જ્યારે બધા એકબીજા ઉપર દ્વેષ

કરશે ત્યારે આ અધાધૂધી અને આફત પ્રવર્તશે

એક માણસને મારવો એ ખોટું છે અને તેને માટે એક મૃત્યુદંડ થવો ઘટે. એ જ પ્રમાણે, દશ માણસને મારવા એ દસગણું ખોટું છે, અને તેને દસ મૃત્યુદંડ થવા ઘટે. અને સૌ માણસોને મારવા એ સોગણું ખોટું છે, અને તેને સો મૃત્યુદંડ થવા ઘટે આમ સૌથી મોટો ગુનો તે કોઇ દેશ ઉપર હુમલો કરવાનો છે અને જે એમ કરે છે તેને કશી સજા થતી નથી એ બરાબર છે?

દુનિયાનાં અનિષ્ટોમા મોટા કયા છે? મોટા દેશો નાના દેશો ઉપર હુમલા કરે મોટા કુટુબો નાના કુટુબોની ખવેસ કરે, બળિયા દુર્બળને લૂટે ઘણા થોડા ઉપર જુલમ ગુજારે, બુદ્ધિશાળી મદબુદ્ધિને ઠગે ઉચ્ચ વર્ણ નીચ વર્ણનો તિરસ્કાર કરે એ જગતના મોટામા મોટા અનિષ્ટો છે

જ્યારે લશ્કર કૂચ કરે છે ત્યારે પાર વગરના વાસ, તીર, ધજાપતાકા, તબૂઓ હથિયાર, ઢાલ અને તલવારની મૂઠો ભાગી જાય છે અને સડી જાય છે અને પાછા આવતા નથી - અસખ્ય ઘોડાઓ અને બળદો હૃષ્ટપુષ્ટ રૂપે ઊપડે છે અને સુકાઈને પાછા ફરે છે, અથવા મરી જાય છે અને કદી પાછા ફરતા જ નથી તો પછી સરકાર લોકોને આટલી બધી તક અને લાભથી શા માટે વચિત કરે છે? જવાબ એવો આપવામા આવે છે વિજેતાની કીર્તિની અને વિજય દ્વારા મળતી સપત્તિની મને લાલસા છે અને એટલા માટે હું આ કરુ છુ પણ જ્યારે આપણે વિજયનો વિચાર કરીએ છીએ તો જણાય છે કે એ કોઈ પણ રીતે ઉપયોગનો નથી આપણે વિજયદ્વારા મળતી સપત્તિનો વિચાર કરીએ તો જણાય છે કે જે ખોયુ હોય છે તેની પણ પૂર્તિ એ કરી શકે એમ નથી

ધર્મ એક જ છે પ્રેમનો

મોર્ડન રિવ્યુ સપ્ટેમ્બર ૧૯૫૩માના અધ્યાપક ચોઉ શિયાગ કવાગના લેખમાથી તારવીને (અનુ૦ ન. પારેખ)

## આપનું લવાજમ પહોચ્યુ નથી

ઘણા ખરા ગ્રાહકોએ 'પ્યારાબાપુ'નુ ૧૯૫૪નુ લવાજમ વેળાસર મનીઓર્ડરથી મોકલી આપ્યુ છે આપનુ લવાજમ હજી સુધી મળ્યુ નથી એટલે નમ્ર વિનતી છે કે ૧૯૫૪નો આ પહેલો અક મળતા તરત મનીઓર્ડરથી મોકલી આપો આપનો કઈ પત્ર નથી એટલે માનીએ છીએ કે આપ ગ્રાહક તરીકે ચાલુ રહેવા તો ઇચ્છો છો પણ બીજા કામમા લવાજમ મોકલવાનુ રહી ગયુ લાગે છે આમ સમજી આપને ગ્રાહક તરીકે ચાલુ રાખી નવા વર્ષનો પહેલો અક મોકલ્યો છે વી પી થી મોકલવા ઘણો વિલબ થાય છે એટલે જ આપને મનીઓર્ડરથી મોકલવા લખ્યુ છે અમ છતા અપનુ લવાજમ માર્ચની આખર સુધીમા નહી મળે તો આપને બીજો અક વી પી થી મોકલાશે જે સ્વીકારી લેવા વિનતી છે આશા છે આપનો પૂરો સહકાર અમારા આ કાર્યમા મળશે

આફ્રિકાના ગ્રાહક બધુઓ પણ લવાજમ મોકલવામા બહુ ઢીલ કરે છે તેઓને પણ વિનતી છે કે આ અક મળે તરત જ ૧૨ શિ૦ પોસ્ટલ ઓર્ડરથી નીચેના સરનામે રવાના કરે

"PYARABAPU" RUPAYATAN, JUNAGADH, (Saurashtra Ind )

# સંપનો મહામંત્ર

ક. ના. પટેલ





સેકડો વર્ષ પુરાણી આપણી સંયુક્ત કુટુંબની પ્રથા દિવસે દિવસે તૂટતી જાય છે પુત્રને પિતા સાથે તથા ભાઈને ભાઈ સાથે નથી ફાવતું દરેક પોતપોતાના ઘરમાં એકલા અને સ્વતંત્ર રહેવા ઇચ્છે છે અને તેનો દોષ એકબીજાના સ્વભાવ ઉપર ઢોળે છે

બધા માણસોના સ્વભાવ એક સરખા નથી હોતા એ વાત સાચી છે પરંતુ એક સરખા સ્વભાવ ન હોય તો સાથે ન જ રહી શકાય એ દલીલ બરાબર નથી માણસ ઇચ્છે અને તે માટે પ્રયત્ન કરે તો પોતાના સગાસ્નેહીઓની સાથે રહેવામાં જરા પણ વાંધો ન આવે આ અંગે જાપાનમાં એક સુંદર લોકકથા પ્રચલિત છે તે દરેકે હૃદયમાં ઉતારવા જેવી છે

સત્તરમી સદીની વાત છે એ વખતના ત્યાંના મુખ્ય પ્રધાન ઓ ચો સાનનું વિશાળ કુટુંબ પોતાના સંપ અને મેળને માટે દેશભરમાં પ્રખ્યાત હતું ઓ ચો સાનના કુટુંબમાં નાનામોટા મળીને એક હજાર કરતા પણ વધારે માણસો હતા આ બધાય સાથે રહેતા અને જમતા પણ સાથે જ આ કુટુંબ સંપ તથા મેળ માટે લોકો એટલે સુધી કહેતા કે, ઓ-ચો-સાનના ઘરના કૂતરા બિલાડા પણ પરસ્પર રાગ અને સંપથી રહે છે

ઓ-ચો-સાનના કુટુંબના સંપ તથા મેળની આવી ખ્યાતિ તે વખતના ત્યાંના રાજા યામાતો સુધી પહોંચી આવા સંપીલા તથા પરસ્પર પ્રેમવાળા કુટુંબને નજરે જોવા તથા તેના સંપ અને પ્રેમનું મૂળ કારણ જાણવા રાજા યામાતો એક વખત વૃદ્ધ પ્રધાન ઓ-ચો સાનના ઘેર પહોંચ્યા રાજાને પોતાના ઘેર પધારેલા જોઈને ઓ-ચો-સાને તેમનું ભાવભીનું સ્વાગત કર્યું અને તેમને એક સુંદર આસન ઉપર બેસાડ્યા

એકબીજાના કુશળ સમાચાર જાણ્યા પછી રાજા યામાતોએ વૃદ્ધ ઓ-ચો-સાનને કહ્યું, ' તમારા વિશાળ કુટુંબના પ્રેમ તથા સંપ વિષે અનેક વાતો મારા સાંભળવામાં આવી છે એક હજાર કરતા પણ વધારે માણસોવાળા આપના કુટુંબમાં પરસ્પર આવો સુંદર પ્રેમ તથા સંપ શી રીતે સચવાઈ રહે છે તે જાણવાની મારી ઇચ્છા છે

વૃદ્ધાવસ્થાના કારણે ઓ-ચો-સાન વધારે વખત વાત કરી શકતા ન હતા એટલે તેમણે પોતાના પ્રપૌત્ર પાસે કાગળ તથા કલમ મંગાવી અને પોતાના ધ્રૂજતા હાથે લગભગ સો શબ્દો લખીને રાજા યામાતોની સામે એ કાગળ ધર્યો

કાગળ વાંચીને યામાતોના આશ્ચર્યનો પાર ન રહ્યો કાગળમાં માત્ર એક જ શબ્દ 'સહનશીલતા' સો વાર લખ્યો હતો

રાજાને આશ્ચર્યચકિત થયેલા જોઈને વૃદ્ધ ડો-ચો-સાને ધ્રૂજતા સ્વરે કહ્યું, "મહારાજ! મારા આ વિશાળ કુટુંબના સંપ તથા પ્રેમનું રહસ્ય બસ આ એક જ શબ્દમા રહેલું છે, 'સહનશીલતા'ના આ મહામંત્રે જ અમને એકતાની મજબૂત સાંકળમા બાંધી રાખ્યા છે. આ મહામંત્રના જેટલા જાપ જપીએ તેટલા ઓછા છે



એક છોકરો બીસ-બાવીસ વર્ષનો હતો. તે જિજ્ઞાસુ હોવાથી એક મહાત્મા પાસે દરરોજ સમાગમ માટે જતો હતો એક દિવસ અમુક વિષય પૂરો થતા વાર થાય તેમ હતી, તેથી મહાત્માએ તે પૂરો થાય ત્યારે જવા કહ્યુ છોકરો બોલ્યો 'હુ ઘેર ન જાઉ ત્યા સુધી કોઇ ખાશે નહિ' આ સાભળી મહાત્મા મનમાં હસ્યા તે છોકરો પ્રસગોપાત્ત એવું જ કહેતો, કે 'મારા ઉપર મારી સ્રી, મામા વગેરેનો ઘણો પ્રેમ છે અને તે એવો છે કે મારા વિના તેમને ચાલે જ નહિ. એક વખત મહાત્માએ કહ્યું · 'ભાઈ! દુનિયામા કોઇ કોઈનુ નથી' છોકરો બોલ્યો · 'બીજે ઠેકાણે ગમે તેમ હશે, પણ મારે ત્યા એવુ નથી' મહાત્મા કહે 'પરીક્ષા કરવી છે?' છોકરો કહે · 'હાજી' મહાત્મા યોગી હતા, તેથી તે છોકરાને તેમણે એવી ક્રિયા શીખવી કે જે કરવાથી મરવા જેવી સ્થિતિ થઈ જાય, એમ જોનાર સૌ કોઈને પણ લાગે. ઘેર જઇ તે ક્રિયા છોકરાએ અજમાવી, તેથી ઘરના સૌ માણસો ગભરાયા. જ્યારે તેઓએ છોકરાને પૂછ્યુ, કે 'તને શુ થાય છે? ત્યારે લથડતે અવાજે તે બોલ્યો, કે 'હુ મરી જાઉ છુ' પુત્રનુ આવું હૃદયભેદી વચન સાભળી ગદ્‌ગદ કંઠે મા બોલી, કે 'દીકરો જીવે અને હું મરુ તો સારુ. અને તે જ પ્રમાણે બાપ તથા સ્રી વગેરેએ કહ્યુ અને સઘળુ કુટુંબ રડવા લાગ્યું છોકરાએ કહ્યુ 'રડવાથી શુ થશે? મહાત્માને બોલાવો એ કદાચ ઇલાજ કરશે. તે પ્રમાણે મહાત્મા આવ્યા અને બોલ્યા : 'બચે તેમ નથી' ત્યારે તેમણે કાલા વાલા કર્યા. પછી મહાત્માએ એક વાડકીમા પાણી મંગાવ્યુ; તે છોકરાના માથ પર ફેરવી ઉતારીને કહ્યુ 'હવે બલા આ પાણીમાં આવી છે આ પાણી જે પીશે તેના શરીરમાં તે બલા જશે અને તે મરશે અને છોકરો જીવશે.' ત્યારે મા બોલી : 'મને તો બેચાર દીકરાઓ છે હુ મરું તો તેમની શી વલે થાય?' એમ સૌ સગાએ બહાના કાઢયા પછી તે બધાએ મહાત્માને વિનતી કરી 'મહારાજ! આપનુ શરીર પરોપકાર માટે છે માટે આપ જો પીશો તો આપની પાછળ સમાધિ બાંધીશુ, ભડારો કરીશુ અને સારી રકમ ખર્ચીશું' આમ કહી ઘણું કરગર્યા.

મહાત્માએ છોકરાને કહ્યુ: 'તારે માટે સગાઓનો કેટલો પ્રેમ છે તે જોયો?' છોકરો સંસ્કારી હતો તેથી એને બોધ મળ્યો અને જ્ઞાન સપાદન કરવા તેણે યત્ન કર્યો.

# સંત પીપાજી

અનવર આગેવાન



પીપા, પાપ ન કિજીએ
પૂન્ય કિયો સો બાર;
જો કિસીકો ના લિયો.
(તો) દિયો લાખ હજાર ○

પીપાજી ગઢ ગાગરોનના રાજા હતા, દુર્ગા ઉપાસક હતા પણ દુર્ગા એના દિલમા શ્રદ્ધાનો દીવડો ન પેટાવી શકી, એ અસંતોષ ને નિષ્ફળતાના અનુભવે પીપાજી પ્રભુ ભક્તિને પંથે વળ્યા સ્વામી રામાનંદ શિષ્ય બન્યા. રાજપાટ છોડી સાધુવેશે પોતાની નાનેરી પત્ની સીતા સાથે ફરતા – ફરતા સૌરાષ્ટ્રમા આવ્યા દ્વારિકાપુરીના દર્શન કર્યાં એ પછી એમનો કાયમનો વસવાટ સૌરાષ્ટ્રની ભૂમિ બની એનું ધામ સૌરાષ્ટ્રના સાગરતીરે પીપવાવ નામે આજ પણ ઓળખાય છે

પીપાજીની વાણી ઘણી થોડી છે છુટક – છૂટક પદો મળી આવે છે એમનુ એક પદ છે કે,

કાયા દેવા કાયા દેવલ,
કાયા જંગમ જાતી;
કાયા ધૂપ – દીપ નૈવેદા,
કાયા પૂજો પાતી ○
કાયા બહુ ખંડ ખોજતે

નવ નિદ્ધિ પાઈ;
ના કછુ આઇઓ –
ના કછુ જાઈઓ
રામ કી દુહાઈ ○
જો બ્રહ્માંડે સોઈ પિંડે,
જો ખોજૈ સો પાવ;
'પીપા' પનૈ પરમ તત્ત્વહી,
સતગુરુ હોય લખાવૈ ○

ભક્તિની બધી સાધન સામગ્રી ને સિદ્ધિ કાયા ભીતર પડી છે, કેવળ એના ખોજનની જ જરૂર છે

'જીવ – હિંસા' પ્રત્યે નફરતભરી નજર નાખતા સંતે મર્માળી શૈલીમાં કહ્યું છે કે,

જીવ માર હિંસા કરૈ,
ખાતા કરૈ વખાણ;
પીપા, પરતક દેખ લે,
થાલી મે સમસાણ ○

ભક્તમાળની કથા અનુસાર શ્રીકૃષ્ણના શાક્ષાત દર્શન કરવાની ઈચ્છાથી પીપાજી સમુદ્રમા કૂદી પડયા અને સાત દિવસ સુધી ભગવત – ચરણોમા રહીને બહાર નીકળ્યા સાથે એક છાપ લેતા આવ્યા, અને એ પૂજારીને આપતાં કહેલુ કે, આ છાપ જે લગાવશે તેને ભગવાન મળશે મૂળ છાપ આજે ક્યાં છે, તે વિશે કંઈ જાણવા મળતું નથી

પીપાજીનુ એક સીધુ – સીધુ ઉપદેશ ભર્યું ભજન લઈએ

મેલી દે મનથી મારૂં તારૂં રે,
માનવી પ્રભુ વિના
નથી કોઈ તારૂં.
સ્મશાન સુધી તારા –
સગા સબંધી વાલા;

આવી ને બાળે
તન 'મારું' રે – માનવી૦
આવ્યા એકલા ને
જાવા એકલા વાલા;
ભાડૂતી ઘરને કહે છે
મારું રે – માનવી૦
લખ ચોરાશીમાં ફરવું–
ન હોય જો વાલા;
સાચુ ને જુઠું કરો–
ન્યારું રે – માનવી૦
ભગત પીપાજીના પ્રભુને
ભજતાં વાલા,
પામશો અતે–
ફળ સારું રે – માનવી૦

# દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ

પ્રકાશાનંદ



એક સંત પુરૂષે એક પુસ્તક રચ્યું હતું તે એક ગામમાં બે મિત્રોના વાચવામાં આવ્યુ. વાચતા વાચતા ઘણે સમયે બન્નેને વૈરાગ્ય પ્રાપ્ત થયો. બને મિત્રોએ વિચાર કર્યો કે જે મહાત્માએ આવો, સંસાર ઉપરથી વૈરાગ્ય ઉપજે તેવો મહાન ગ્રંથ રચેલો છે તે પૂર્ણ જ્ઞાની હોવો જોઈએ, અને તેઓશ્રીના દર્શન આપણે અવશ્ય કરવા જોઇએ એવો વિચાર કરી બને દૂર દેશમાંથી તે ત્યાગીના આશ્રમમાં આવ્યા. જોતા માલૂમ પડયુ કે તેઓ તો પૂર્ણ સંસારી હતા; સર્વ પ્રકારના વિષયોમા ફસાયેલા હતા; વિરાગી નહિ પણ રાગી હતા આ જોઇ તેઓ બહુ ખેદ પામ્યા અને તે મહાત્માને કહ્યુ: 'મહારાજ, અમે તો આપને મહાજ્ઞાની અને ત્યાગી માની આપના દર્શન અર્થે અહીં આવેલા છીએ; પણ અમને તો આપ બહિર્મુખ જણાઓ છો ' તે મહાત્માએ ઉત્તર આપ્યો· 'જેમ કોઈ લુહાર ખૂબ પાણી પાઇને તીક્ષ્ણ તલવાર બનાવે, પણ તેનામા રણસંગ્રામમા જઇને વાપરવાનુ તેનુ સામર્થ્ય નથી; ફક્ત શૂરવીર ક્ષત્રિય તે વાપરી શકે છે; તેમ મેં તો ફક્ત ગ્રંથ બનાવ્યો છે. તમે એ પુસ્તક વાચી જ્ઞાન સંપાદન કર્યું, એ ઘણું સારું થયું. મેં તો લુહાર હથિયાર બનાવે છે તેમ માત્ર પુસ્તક રચ્યું છે, તમે ક્ષત્રિયના જેવા શૂરવીર છો તેથી તેનો ઉપયોગ કરી લીધો.' આ દૃષ્ટાંત ઉપરથી સમજાશે કે, શાસ્ત્ર રચવું એ એક વાત છે અને અનુભવમા લાવવું એ બીજી વાત છે

શ્રુતિમાં કહ્યુ છે કે:

ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા દુર્ગંપથસ્તત્કવયો વદન્તિ ।

અર્થ: અસ્રાની તીક્ષ્ણ ધારની માફક બ્રહ્મવિદ્યારુપી માર્ગ વિષમ તેમ જ અતિશય અઘરો છે એમ કવિ લોકો કહે છે




આ માસમા 'રૂપાયતન'ની મુલાકાતે વિવિધ પ્રકારના મહેમાનો આવી ગયા કેટલાક તો ખબર આપ્યા વગર જ એકદમ મોટરમા આવી પહોચે અને આવતાની સાથે જ જવાની ઉતાવળમા હોય શ્રી છગનભાઈ જોષી આવી જ રીતે ઉતાવળમા શ્રીમતી મથાઈ, અને શ્રીમતી સેને વગેરે મહેમાનોને લઈ આવ્યા 'બે મિનિટમા બધુ બતાવી દો' એમાથી કોઈક બોલ્યુ અમે મુઝવણમા પડી ગયા જગતમા અનેક મુશ્કેલીઓમા ઊભી કરેલી આ સંસ્થા બે મિનિટમા કેમ બતાવાય? જાદુના ખેલ જેવુ લાગ્યુ! પણ મોગ માણસોની મોટી વાતો, ન કઈ બરોબર જોયુ ન તો કઈ સમજવાનો પ્રયત્ન કર્યો અને ભાગ્યા! આવી દોડાદોડ શા માટે? આવા મહેમાનો પણ જરા વખત કાઢી નિરાતે આવે તો કેવુ સારુ! વળી આ મહેમાનો તો સરકાર તરફથી સંસ્થાઓ જોવા અને અભ્યાસ કરવા નીકળ્યા હોય છે એમની પાસે તો પૂરી ધીરજ, શાન્તિ અને ઉત્સાહની આશા સૌ રાખે

આ વાત મનમા તાજી હતી ત્યા થોડા દિવસમા ભારત સરકારની સામાજિક સુધારણા સમિતિના પ્રમુખ શ્રી કલબવાલા, મત્રીશ્રી ઊમાબહેન ભંડારી વગેરે આવ્યા ગિરનારની ગોદમા ચાલતી આ સંસ્થા જોવા અને સમજવા બન્ને બહેનો આવેલા દેખાવમા તેઓ શાત અને સૌમ્ય લાગ્યા નક્કી કરેલા સમયથી તેઓ ઠીક ઠીક મોડા આવ્યા પણ નિરાતે બધુ જોયુ તેથી અમને સતોષ થયો

રૂપાયતન વિષે થોડુ ઘણુ તો અગાઉથી જ સોરઠ વિભાગના શાળાધિકારી શ્રી ઉર્મિલાબહેન દવે પાસેથી આ મહેમાનોએ જાણી લીધેલુ એટલે આવતાની સાથે જ તેઓ અમારી સાથે ભળી ગયા

હાથકાગળના વિભાગમા માવામાથી બનતી વિવિધ પ્રકારની કલાત્મક વસ્તુઓ જોઈ શ્રીમતી કલબવાલા કહે, કલાની દૃષ્ટિ ઉમેરી તમે આપણા ગૃહઉદ્યોગોને જીવત બનાવવા મથી રહ્યા છો એ ખરેખર એક ઘણું મહત્વનુ કાર્ય તમે ઉપાડ્યુ છે આ જગ્યા પણ તમને પ્રેરણા આપે એવી છે મને તો મન થઈ જાય છે કે મારી મુસાફરીનો રિપોર્ટ અહી બેસીને જ તૈયાર કરુ' મે તેઓને નિરાતે આવી થોડા દિવસ રહેવાનું આમત્રણ આપ્યુ હાથકાગળ તેમ જ બીજી વસ્તુઓના નમૂના સાથે લઈ ગયા 'કાગળનો મોટો જથ્થો તૈયાર થાય ત્યારે મને લખશો સૌથી પહેલી હુ ગ્રાહક બનીશ' એમ કહી તેઓ અમારાથી છૂટા પડ્યા

કેન્દ્રના વ્યવહાર ખાતાના નાયબ પ્રધાન શ્રી રાજબહાદુરજી અને અજમેરના વડા પ્રધાન હરિભાઉજી ઉપાધ્યાય પણ આ જ માસમા આવેલા વડા પ્રધાન શ્રી ઉપાધ્યાયજીએ નાનપણથી જ અમને જોયેલા એટલે તરત ભેટી પડ્યા તેઓ આવ્યા ત્યારે ધીરેનભાઈ હાથ

આવી ને બાળે
તન પ્યારું રે – માનવી૦
આવ્યા એકલા ને
જવા એકલા વાલા;
ભાડૂતી ઘરને કહે છે
મારૂં રે – માનવી૦
લખ ચોરાશીમાં ફરવું–

ન હોય જો વાલા;
સાચુ ને જુઠું કરો–
ન્યારૂં રે – માનવી૦
ભગત પીપાજીના પ્રભુને
ભજતા વાલા,
પામશો અંતે–
ફળ સારું રે – માનવી૦

# દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ

પ્રકાશાનંદ

એક સંત પુરૂષે એક પુસ્તક રચ્યું હતું તે એક ગામમાં બે મિત્રોના વાંચવામાં આવ્યું વાચતા વાચતા ઘણે સમયે બન્નેને વૈરાગ્ય પ્રાપ્ત થયો. બને મિત્રોએ વિચાર કર્યો કે જે મહાત્માએ આવો, સંસાર ઉપરથી વૈરાગ્ય ઉપજે તેવો મહાન ગ્રંથ રચેલો છે તે પૂર્ણ જ્ઞાની હોવો જોઈએ, અને તેઓશ્રીના દર્શન આપણે અવશ્ય કરવા જોઇએ એવો વિચાર કરી બને દૂર દેશમાથી તે ત્યાગીના આશ્રમમાં આવ્યા. જોતાં માલૂમ પડયુ કે તેઓ તો પૂર્ણ સંસારી હતા; સર્વ પ્રકારના વિષયોમાં ફસાયેલા હતા; વિરાગી નહિ પણ રાગી હતા. આ જોઇ તેઓ બહુ ખેદ પામ્યા અને તે મહાત્માને કહ્યું: 'મહારાજ, અમે તો આપને મહાજ્ઞાની અને ત્યાગી માની આપના દર્શન અર્થે અહીં આવેલા છીએ; પણ અમને તો આપ બહિર્મુખ જણાઓ છો ' તે મહાત્માએ ઉત્તર આપ્યો. 'જેમ કોઈ લુહાર ખૂબ પાણી પાઈને તીક્ષ્ણ તલવાર બનાવે, પણ તેનામા રણસંગ્રામમા જઇને વાપરવાનુ તેનુ સામર્થ્ય નથી; ફક્ત શૂરવીર ક્ષત્રિય તે વાપરી શકે છે; તેમ મેં તો ફક્ત ગ્રંથ બનાવ્યો છે તમે એ પુસ્તક વાચી જ્ઞાન સંપાદન કર્યું, એ ઘણુ સારું થયું. મેં તો લુહાર હથિયાર બનાવે છે તેમ માત્ર પુસ્તક રચ્યું છે, તમે ક્ષત્રિયના જેવા શૂરવીર છો તેથી તેનો ઉપયોગ કરી લીધો.' આ દૃષ્ટાંત ઉપરથી સમજાય છે, શાસ્ત્ર રચવું એ એક વાત છે અને અનુભવમા લાવવું એ બીજી વાત છે

શ્રુતિમાં કહ્યું છે કે:

ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ ।

અર્થ: અસ્ત્રાની તીક્ષ્ણ ધારની માફક બ્રહ્મવિદ્યારૂપી માર્ગ વિષમ તેમ જ અતિશય અઘરો છે એમ કવિ લોકો કહે છે

આવા સંગીત રૂપકો અને નૃત્યનાટિકાઓ તેમ જ નાટકો ઠેકઠેકાણે રચાતા જાય અને તેનો પ્રચાર ગામડે ગામડે કરવામાં આવે તો ભૂદાન પ્રવૃત્તિને સારો વેગ મળે એમ અવશ્ય છે

ભક્ત કવિ દયારામ (સંગીત નાટ્ય રૂપક) યોજક: લાભશંકર પુરોહિત પ્ર૦ જૂનાગઢ ટ્રેનિંગ કૉલેજ જૂનાગઢ

કવિશ્રી દયારામની શતાબ્દી મહાગુજરાતમાં ઠેર ઠેર ઉજવાઈ હતી શિક્ષણના ક્ષેત્રમાં કામ કરતી સંસ્થાઓ આવા સંસ્કાર કાર્યક્રમોને પોતાની પ્રવૃત્તિમાં અગત્યનો ફાળો આપે છે જૂનાગઢમાં આવેલું અધ્યાપન મંદિર પણ આવા ઉત્સવો પર્વે પર્વે ઊજવે છે ત્યાં ભજવાયેલું આ સંગીત રૂપક એવી પ્રવૃત્તિનું સુફળ છે

કવિશ્રી દયારામના જીવનમાંથી કેટલાક પ્રસંગો લઈને તેમ જ એમનાં કાવ્યો-ગરબીઓને એમાં વણી લઈને ભાઈશ્રી લાભશંકર પુરોહિતે ભજવવાલાયક સંગીતરૂપક યોજ્યું છે સૌ શિક્ષણસંસ્થા આવાં રૂપકોનો અભ્યાસ કરે અને પોતાની સાંસ્કારિક પ્રવૃત્તિઓને વિકસાવતી રહે એ ઇચ્છનીય છે

સુ૦ કો૦

## "પ્યારાબાપુ"

●

'પ્યારાબાપુ' દર અંગ્રેજી મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની બીજી અથવા ત્રીજી તારીખે મળશે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે બ્રહ્મદેશ માટે રૂા ૭ાા અને પરદેશ માટે રૂા ૮) અથવા શિ ૧૨) છે

'પ્યારાબાપુ'નું નવું વર્ષ ફેબ્રુઆરીની આખરમાં શરૂ થઈ જાન્યુઆરીમાં પૂરું થાય છે વચ્ચેથી થતા નવા ગ્રાહકોને વર્ષની શરૂઆત (ફેબ્રુઆરી)થી જ ગ્રાહક ગણી પ્રગટ થયેલા અંકો મોકલવાની પ્રથા છે

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું ગ્રાહકોએ પોતાનું નામ-સરનામું સ્પષ્ટ લખવા સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો જોઈએ

લવાજમ મનીઑર્ડરથી મોકલવું વી પી થી મોકલતા અંકો મોડા મળે છે

'પ્યારાબાપુ'ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે ખાસ આવૃત્તિની થોડીક નકલો આ માસથી રૂપાયતનમાં બનેલા હાથકાગળમાં છપાશે ખાસ આવૃત્તિનું વાર્ષિક લવાજમ દેશમાં રૂા ૮) વિદેશમાં રૂા ૧૦) અથવા શિ ૧૬

અઢ આના મોકલવાથી નમૂનાનો અંક મોકલવામાં આવે છે

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

રજિ૦ નં૦ બી૭ ૫૨૫૫

# ગ્રાહક બંધુઓને

'પ્યારાબાપુનું નવા વર્ષનું આપનું લવાજમ મળ્યું છે/નથી. નવો ગ્રાહક નંબર............ છે.

કેટલાક ભાઈઓએ હજી સુધી નવા વર્ષનું લવાજમ મોકલ્યું નથી. તેમને વિનતી છે કે તે ૧૯૫૪નો આ પહેલો અંક મળતાં તરત મની ઓર્ડરથી મોકલી આપે આપનો કંઈ પત્ર નથી એટલે માનીએ છીએ કે આપ ગ્રાહક તરીકે ચાલુ રહેવા તો ઇચ્છો છો, પણ બીજા કામમાં લવાજમ મોકલવાનું રહી ગયું લાગે છે. આમ સમજી આપને ગ્રાહક તરીકે ચાલુ રાખી નવા વર્ષનો પહેલો અંક મોકલ્યો છે. વી. પી. થી મોકલતાં ઘણો વિલંબ થાય છે એટલે જ આપને મનીઓર્ડરથી મોકલવા લખ્યું છે. આમ છતાં આપનું લવાજમ માર્ચની આખર સુધીમા નહીં મળે તો આપને બીજો અંક વી. પી.થી મોકલાશે જે સ્વીકારી લેવા વિનંતી છે. આશા છે આપનો પૂરો સહકાર અમારા આ કાર્યમા મળશે.

આફ્રિકાના ગ્રાહક બંધુઓ પણ લવાજમ મોકલવામાં બહુ ઢીલ કરે છે. કેટલાક ભાઈઓએ તો 'ગયા વર્ષનું' લવાજમ પણ મોકલ્યું નથી તેઓને પણ વિનંતી છે કે આ અંક મળે તરત જ બે વર્ષનું લવાજમ પોસ્ટલ ઓર્ડરથી નીચેના સરનામે રવાના કરે

"PYARABAPU"
RUPAYATAN, JUNAGADH,
(Saurashtra) India.



# ધારાવાપ

વર્ષ-૭ અંક-૨



સંપાદક: નવીન જોષી

રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ

# ગ્રંથાવલોકન



એકલો જાને રે. લે૦ મનુબહેન ગાંધી; પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ; કિં૦ બે રૂપિયા પૃ૦ ૨૨૭.

મનુબહેનનું આ પુસ્તક ગાંધીજીની નોઆખાલીની ધર્મયાત્રાની ડાયરી છે બાપુજી તે વખતે ભારે મંથનમાંથી પસાર થતા હતા હિંદુમુસ્લિમ ભાઈભાઈ વચ્ચે વેરઝેરની લાગણી પ્રબળ રીતે ફેલાયેલી હતી તે વખતે બાપુજી એને ઠારવા પગપાળા પ્રવાસે નીકળી પડ્યા હતા મનુબહેનને તે દુઃખદ સમયમાં બાપુજીની સેવામાં રહેવાનું પરમ સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું અને આપણું પણ મહદ્ સદ્ભાગ્ય છે કે તે સમયે બાપુજી કેવી યાતનામાંથી પસાર થતા હતા તેનું હૃદયસ્પર્શી આલેખન પ્રસ્તુત પુસ્તકમાં શ્રી મનુબહેને કર્યું છે તેનું આપણે અનુશીલન કરી શકીએ છીએ આવું અત્યંત અગત્યનું પુસ્તક આપવા બદલ આપણે સૌ મનુબહેનના આભારી છીએ પ્રસ્તાવનામાં શ્રી મોરારજીભાઈ દેસાઈ પણ યોગ્ય જ કહે છે કે 'અહિંસાની કાર્યપદ્ધતિને સફળ કરવાને પ્રયોગો કરવાની ઇચ્છા રાખવાવાળા સૌ કોઈ આ (પુસ્તકમાં આવેલી) વિગતો આટલી કાળજીથી અને આટલી ચીવટથી સંઘરનાર મનુબહેન ગાંધીના હમેશના ઋણી રહેશે' બાપુ-પ્રેમી સૌ ભાઈબહેનોએ આ પુસ્તક અવશ્ય વાંચવું જ જોઈએ

—મુ૦

આત્મસિદ્ધિશાસ્ત્ર લે૦ શ્રીમદ્ રાજચંદ્ર સંપા૦ મુકુન્દભાઈ કનાથી પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ કિં૦ રૂ ૧-૮-૦ પૃ૦ ૧૨૮

શ્રીમદ્ રાજચંદ્ર એક મહાન તત્ત્વાર્થી થઈ ગયા ગાંધીજીના જીવન ઉપર પણ એમના ઉચ્ચ જીવનની અસર થઈ હતી તેમનું આ 'આત્મસિદ્ધિશાસ્ત્ર' તેમની સાધનાનું ઉત્તમ ફળ છે શ્રેયસ્કર જીવન જીવવા મથતા સૌ મુમુક્ષુઓને તે અતીવ ઉપયોગી થઈ પડે એવું છે આ પુસ્તકની ઉપયોગીતામાં અત્યંત વૃદ્ધિ કરે એવી પં૦ સુખલાલજીની પ્રસ્તાવના ખરેખર મનનીય છે તેઓ યોગ્ય જ કહે છે કે 'આ આત્મસિદ્ધિ' એ એક જ ગ્રંથ એવો છે કે તેમાં શ્રીમદ્ રાજચંદ્રની વિચારણા અને સાધનાનું ઊંડું મર્મ રહસ્ય આવી જાય છે જે ઉંમર અને જેટલા ટૂંક વખતમાં શ્રીમદ્ રાજચંદ્ર 'આત્મસિદ્ધિ'માં પોતે પચાવેલ જ્ઞાન ગૂંથ્યું છે તેનો વિચાર કરું છું ત્યારે મારું મસ્તક ભક્તિભાવે નમી પડે છે એટલું જ નહિ, પણ મને લાગે છે



જ્યારે આત્મા પોતાને ઓળખે છે ત્યારે ભક્તિ મટી જ્ઞાન પ્રકટ થાય છે. — ગાંધીજી

# બાપુના પત્રો

૦

" સિયરામપ્રેમપીયૂષપૂરણ, હોત જન્મ ન ભરત કો
મુનિમનઅગમ યમ નિયમ શમ દમ વિષમ વ્રત આચરત કો।
દુખદાહ દારિદ દંભ દૂષણ સુયશ મિસુ અપહરત કો।
કલિકાલ તુલસીસે શઠન્હિ હઠિ રામ સન્મુખ કરત કો॥

"આ છંદ અયોધ્યા કાંડમા છેલ્લો છે તે વિચારી જજો મારા કાનમા તેના ભણકારા વાગ્યા જ કરે છે કઠણ કાળમા ભક્તિને પ્રધાનપદ મળ્યુ છે તે ભક્તિ કરવાને સારુ પણ યમ નિયમાદિ તો જોઈએ જ તેમા આપણી કેળવણી જડ છે તે વિનાની બધી હોશિયારી તે ફોકટ છે, એમ હુ તો ક્ષણે ક્ષણે જોઉ છુ બીજો આશીર્વાદ તમને શો આપુ ?"

"સર્પના દશ ઉપર તમે કેટલાક સવાલો પૂછ્યા છે, ને બીજાના અનુભવ આપ્યા છે આ વિષે હુ જે કઇ લખુ તે અનુમાનિક સમજવુ. અનુભાવિક કઇ નથી તમને જે દાખલાઓ હાથ લાગ્યા છે તે ઉપર બહુ ધ્યાન દેવાનુ નથી. માણસો ધૂણે છે, તેમા કઈ હોવાનો સભવ છે પણ ઘણી વેળા ઢોગ બહુ હોય છે સર્પ અને વીછુના ઉતારનુ પણ એમ જ માનુ છુ કઈક તેમા હોય એમ બને પણ આ શોધમા પડવા જેવુ નથી આપણે જે પ્રવૃત્તિ રાખવાની છે તે માત્ર આત્મિક છે બધુ, આરોગ્યતા પણ, તેને આધીન છે એટલુ ચોક્કસ છે કે, જે આત્માની શોધમા છે તેને બધુ તેની મેળે મળી રહે છે

"ઈશ્વર છે ને નથી તેના મૂળ અર્થે નથી મોક્ષ પામેલો આત્મા ઈશ્વર છે એટલે તેને સપૂર્ણ જ્ઞાન છે ભક્તિનો ખરો અર્થ તો આત્માની શોધ એ છે જ્યારે આત્મા પોતાને ઓળખે છે ત્યારે ભક્તિ મટી જ્ઞાન પ્રકટ થાય છે

"નરસિહ આદિએ એવા આત્માની ભક્તિ કરી

"કૃષ્ણ, રામ વગેરે અવતાર હતા પણ તેવા ઘણા પુણ્યે આપણે પણ થઈ શકીએ મોક્ષ પામવાની તૈયારી ઉપરના આત્મા અવતાર રૂપે છે તેઓને વિષે તે જ જન્મમા સપૂર્ણતા માની લેવાનુ કારણ નથી

"કૃષ્ણ રામ બુદ્ધ, જિસસ વગેરેમા કોણ મોટુ તે કહેવુ મુશ્કેલ છે બધાના કાર્ય જુદા, જુદે વખતે, ને જુદા સમયને લઈને હતા. ચારિત્રનો જ વિચાર કરતા વખતે બુદ્ધ ચડી જાય પણ કેમ કહેવાય ? તેઓના વર્ણન ભક્તોએ ઠીક લાગ્યા તેમ કર્યા છે કૃષ્ણને વિષે પૂર્ણ કળા વૈષ્ણવોએ માની છે ને માનવી જ જોઈએ તે વિના અનન્ય ભક્તિ ન ઉપજે જિસસને વિષે ખ્રિસ્તી એવુ માને છે હિન્દુસ્તાનમા કૃષ્ણ દેવ, તેથી તેમનો મહિમા વિશેષ છે

# મન લાગો મેરો યાર....

કબીર સાહેબ

[ભગવાનની પાછળ અનન્ય નિષ્ઠાએ ગાંડા બનેલા ભક્તને મન ભગવાનનું ભજન, ભગવાનનું નામસ્મરણ એ જ સર્વસ્વ છે. ભક્ત તો એ મસ્તીમાં હંમેશાં મગ્ન રહે છે. તેને તો બધું સાચું સુખ રામના ભજનમાં જ મળી રહે છે. દુન્યવી સુખ એને મન કશી વિસાતમાં નથી. કબીરસાહેબનું આ ભજન આ વસ્તુ વર્ણવે છે ]



ભજન

મન લાગો મેરો યાર ફકીરીમેં ।
જો સુખ પાવો નામ ભજનમેં
સો સુખ નાહિ અમીરીમેં ॥ ૧ ॥

ભલા બુરા સબકા સુનિ લિજૈ
કર ગુજરાન ગરીબીમેં ॥ ૨ ॥

પ્રેમ નગરમેં રહનિ હમારી
ભલિ બનિ આઈ સબૂરીમેં ॥ ૩ ॥

હાથમેં કૂંડી, બગલમેં સોટા
ચારોં દિસિ જાગીરીમેં ॥ ૪ ॥

આખિર યહ તન ખાક મિલેગા
કહા ફિરત મગરૂરીમેં ? ॥ ૫ ॥

કહત કબીર સુનો ભાઈ સાધો
સાહિબ મિલૈ સબૂરીમેં ॥ ૬ ॥



# ઉપાસના કોની?

'કૃષ્ણાનંદ'



એક ભક્તરાજ ભગવાન રામચદ્રજીના સગુણોપાસક હતા સુમારે દસ-પદર વર્ષ સુધી યોગ્ય પૂજાર્ચનાવિધિ અનુસાર તેમણે ઈષ્ટદેવની ઉપાસના કરી, છતા સ્વપ્નમા પણ કોઈ વાર રામચદ્રજીના દર્શન થયા નહિ આથી તેમણે વિચાર્યું કે, 'શ્રીરામચદ્રજીનો જન્મ ત્રેતાયુગમા થયો હતો અને અત્યારે તો કલિયુગ ચાલે છે એટલે રામચદ્રજીને થયે લાખો વર્ષો વીતી ગયા છે' તેથી તેમનુ હવત ઓછુ થયુ હશે એટલે ઈષ્ટદેવ બદલ વાની જરૂર છે આ રીતે વિચારીને નજીકના એટલે સુમારે પાચ હજાર વર્ષો પૂર્વે શ્રીકૃષ્ણ ભગવાનની ઉપાસના કરવાનો ણે નિશ્ચય કર્યો શ્રીરામચદ્રજીની મૂર્તિ એક ખૂણામા ખસેડી દઈને તેમણે તેને ઠેકાણે તરત શ્રી કૃષ્ણની મૂર્તિ પધરાવી એટલુ સારુ થયુ કે રામની મૂર્તિને સમુદ્રમા ન પધરાવી! ત્યાર પછી તેમણે શ્રીકૃષ્ણની ઉપાસના ઘણા જ પ્રેમથી શરૂ કરી દરમ્યાન તેમના એક સ્નેહીએ પોતાના આ ભક્ત-મિત્ર માટે પ્રવાસમાથી સર્વોત્તમ સુગધીદાર ધૂપ મો મોકલી ભક્તરાજને આથી ઘણો આનદ થયો અને કોઈ સ ર મહોત્સવને પ્રસગે એ ધૂપને ઉપયોગ કરવાનો તેમણે નિશ્ચય કર્યો થોડા સમયમા શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનો મહોત્સવ આવ્યો ઘણી ધામધૂમથી તેમણે ભગવાનના ઉત્સવની શરૂઆત કરી મધ્યરાત્રિએ જન્મસમયે ષોડશોપચાર પૂજનવિધિમા ધૂપ સમર્પણનો પ્રસગ આવ્યો ધૂપિયુ ભગવાન આગળ મૂક્યુ અને પેલો શ્રેષ્ઠ ધૂપ ધરાવવા માટે તૈયારી કરી એટલામા તેને વિચાર આવ્યો કે આ ધૂપ તો ઉત્કૃષ્ટ છે, ભગવાન રામચદ્રજીની મે ઘણા વર્ષો સુધી સેવા કરી, પણ તેઓ કદી સ્વપ્નમા પણ પ્રસન્ન થયા નથી તેથી આ પાસે ખૂણામા મૂકેલા રામચદ્રજીને આ શ્રેષ્ઠ ધૂપની સુગધ મફતમા મળી જશે, તે સારુ ન કહેવાય આ વિચારની સાથે જ રામની મૂર્તિના બે નસકોરા રૂ વડે બધ કરી દીધા અને ખાતરી કરી લીધી કે હવે રામચદ્રને આ સુદર ધૂપની સુવાસ બિલકુલ મળી શકશે નહિ પછી તેમણે ધૂપ-દીપવિધિનો આરભ કર્યો હવે ચમત્કાર એવો બન્યો કે ભગવાન શ્રી કૃષ્ણની મૂર્તિની જગાએ શ્રીરામચદ્રજી પ્રત્યક્ષ પ્રગટ થયા તેમને જોતા જ ભક્ત રાજ ગભરાઈ ગયા તેમના ગાત્રો શિથિલ થઈ ગયા આખે શરીરે પરસેવો છૂટ્યો અને હૃદયગ કપવ લાગ્યા તેમની આ ની ગભરાટ ભરેલી સ્થિતિ જોતા સત્યગુણસપન્ન દેવતાઓમા શ્રેષ્ઠ, શાન્ત અને દયાળુ એવા

ભગવાન રામચંદ્રજીએ તેમને ઘણું આશ્વાસન આપ્યું અને પોતાને બોલાવવાનું કારણ પૂછ્યું, તથા 'વર' માગવા જણાવ્યું, ત્યારે જ ભક્ત રાજને ધીરજ આવી તેમણે નમ્રતાપૂર્વક પૂછ્યું 'ભગવાન્ મેં પંદર–વીસ વર્ષ આપની એકનિષ્ઠાથી ભક્તિ કરી છતાં આપે કદી સ્વપ્નમાં યે દર્શન ન આપ્યાં અને આજે જ્યારે આપનો મોટો અપરાધ કર્યો છે ત્યારે આપ પ્રત્યક્ષ પ્રગટ થયા તેનું કારણ શું? એ જાણવાની પ્રથમ મારી ઇચ્છા છે' એ સાંભળીને દયાળુ શ્રીરામચંદ્રજીએ સ્મિત કરીને ઉત્તર આપ્યો કે, 'આમાં મારો શો અપરાધ? વિચારી જો કે તેં આજ દિન સુધી પૂજન કર્યું ખરું પરંતુ કેવળ પથ્થરની એક જડ મૂર્તિની જ ભાવના તારા અંતઃકરણમાં હતી અર્થાત્ હું ચેતન છું એવો તેં કદી સ્વપ્ને પણ ખ્યાલ કર્યો નહોતો આજે તારી અન્ય ભાવનાઓ ગમે તેવી હતી, પરંતુ મારામાં શ્વાસ લેવાની શક્તિ છે એટલે કે ચેતના છે, એવો તારા અંતરમાં દૃઢ નિશ્ચય થયો અને તે માટે જ મારા નાકનાં છિદ્રો બંધ કરવાનો ઉદ્દેશ માર્ગ તે સ્વીકાર્યો પરંતુ ચેતનનો નિશ્ચય થતાં જ હું તારી સામે આવીને પ્રત્યક્ષ થયો છું મારે તારા કર્મો સાથે સંબંધ નથી, પણ અંતઃકરણની શુદ્ધ ભાવનાનો જ વિચાર કરવાનો હોય છે ચેતનની ભાવના રાખ્યા સિવાય ગમે તેટલાં દ્રવ્યો અને ઉપચારોથી તેમજ ગમે તેટલા સમય સુધી પૂજન કરવામાં આવે તો પણ તે નિરર્થક જ નીવડે છે આથી જ લોકો ઘણા કાળપર્યંત પૂજન કરે છે, છતાં તેમને મારા દર્શનનો અનુભવ મળતો નથી'

## 'લઘુતાસેં પ્રભુતા મિલે. ..'

કથા અને સત્સંગમાં પણ ઘણીવાર સમાન દૃષ્ટિ નજરે નથી પડતી મોટા માણસોને થાય છે કે આવા પ્રસંગોમાં એમને આગળ જગ્યા મળવી જોઈએ અને એ ન મળે તો થતું ન અપમાન જેવું પણ લાગે છે આ વાતની સ્વામીજીને ખબર પડતાં એક વાર દૃષ્ટાંત આપી કહે

'એક વખત બંગાળમાં વિદ્વાનોની પરિષદ મળી હતી તેમાં સર્વે વિદ્વાનોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું તે પરિષદમાં સઘળા વિદ્વાનો આવી ગયા અને ગૌરાંગ (કૃષ્ણચૈતન્ય)ની રાહ જોવા લાગ્યા પ્રમુખને વ્યાખ્યાન શરૂ કરવાનું કહેતાં તેણે કહ્યું 'હજી ગૌરાંગ પ્રભુ પધાર્યાં નથી તો વ્યાખ્યાન કેમ શરૂ થાય? એટલામાં એક માણસે કહ્યું 'ગૌરાંગ પ્રભુ તો ક્યારના આવીને બહાર એક ખૂણામાં બેઠા છે' સઘળા વિદ્વાનો એકદમ ઊઠી બહાર ગૌરાંગ પ્રભુ પાસે ગયા તથા કહેવા લાગ્યા 'આપ અહીં બેસીને અમને અપરાધમાં શા માટે નાખો છો? અંદર પધારો પછી ગૌરાંગ પ્રભુ અંદર ગયા અને વ્યાખ્યાન શરૂ કરવામાં આવ્યું ગૌરાંગ પ્રભુ જેવા પણ પરિષદમાં જઈ ત્યાં બેસી જાય છે અને તેમાં અપમાન સમજતા નથી તો આપણે તો ભગવાનચર્ચામાં શા માટે મહત્ત્વ લગાડવું જોઈએ? જિજ્ઞાસુ થવા માટે ચૈતન્યરાય શોધવાનો યત્ન કરવો જો એ અને તે માટે મોટાઈ તજી લઘુતા ધારણ કરવી જોઈએ એમ સંત પુરુષ કહે છે કે

• લઘુતામેં પ્રભુતા મિલે પ્રભુતામેં પ્રભુ દૂર

# પ્રાર્થના પછી

ગાંધીજી





[સાબરમતી આશ્રમમા સવારની પ્રાર્થના પછી બાપુ ગીતાજીમાંથી રોજ કંઈક સમજાવતા નીચેનુ આ અપ્રસિદ્ધ પ્રવચન આશ્રમના એક અંતેવાસી ભાઇ તરફથી મળ્યુ છે જે સૌને મનનીય થઈ પડશે એમ સમજી નીચે આપ્યુ છે ]

જે સાચો બ્રહ્મચારી છે તેનુ શરીર કસાય ખરુ પણ એને શરીર પડવા કાળે જરા પણ મૂર્છા નથી હોતી, જરા પણ દુ ખ નથી થતુ પણ જે વિષયી છે તેને દુ ખ થાય છે તેથી જે માણસ પોતાના વિષયોનુ કમાડ બધ કરી ચાવી ઈશ્વરને સોપી દે તેનુ માથુ પણ ન દુ ખે ભણશાળીએ ૪૦ દિવસના ઉપવાસ શરૂ કર્યા તે શુ ઉપવાસ કરવાથી એને કલેશ થતો હશે? મુદ્દલ નહી આજે સાત દિવસ થયે છતા એનો ચહેરો કેટલો પ્રફુલ્લ છે એક વખત શ્રીમદ્ રાજચદ્ર અને હુ વાતો કરતા હતા એ કહેતા કે 'માણસ વિષયોને ન ભોગવે તો તેનુ માથુ સરખુય ન દુ ખે ' હુ નાટક જોવા જતો મારુ માથુ દુ ખતું ત્યારે કહેતા કે નાટક જોવાનો શોખ તમને દર્દ પેદા કરે છે પણ એક દિવસ તેમનુ માથુ દુ ખતુ હતુ મે પૂછ્યુ કે મારુ માથુ તો નાટક જોવાનો વિષય સેવવાથી દુ ખતુ હતુ, પણ તમે કયા નાટક જોવા ગયા હતા કે માથુ દુ ખે છે? ત્યારે તેમણે કહ્યુ કે તમે મારા મનની વાત કેમ જાણો? મે મનમા બીજુ નાટક જોયુ છે વિષય ભોગવ્યો છે તેની તમને કેમ ખબર પડે? હુ પણ અપૂર્ણ માણસ છુ એ તમે ખામ જોઇ શકો છો એમનામા કેટલી શક્તિઓ હતી કે જેના વડે એ માથુ દુ ખતુ અટકાવી શકત. પણ તેમણે એમ ન કર્યું કેમકે પ્રાકૃત માણસને માટે જે કાયદો છે તે સારાને માટે પણ હોવો જોઇએ એમ કાયદો એ સપૂર્ણ છે આપણે અપૂર્ણ છીએ એમ તે માનતા જે માણસો એમ વિષયો ભોગવવામા પોતાની શક્તિ ખર્ચે છે તે આખરે દેવાળીઆ બને છે શક્તિનુ દેવાળુ કાઢવુ એટલે જ આત્માનુ પતન સમજવુ એવા દેવાળીઆ માણસો કહે છે કે, 'આજે મે આટલુ ધન મેળવ્યુ અને ભવિષ્યમા હજી આટલો મનોરથ સિદ્ધ કરીશ આટલા ઘર તો ચણાવ્યા અને હવે આવતી કાલે બીજી જમીન રાખી બીજા બગલા બધાવીશ અને છોકરાને સુખી કરી આપીશ આટલી મૂડી તો આજે મારી પાસે છે જ અને વળી બીજુ આટલુ તો હું કમાઈશ, એવા વિચારો કરી આ રત્નચિતામણી દેહ મળેલો છે તેને પણ સટ્ટામા નાખી દે છે ધર્મરાજાએ જેમ જુગટુ રમતા દ્રૌપદીને પણ મૂકી તેમ

'આ શત્રુને તો મે મારી નાખ્યો અને હવે બીજાઓને પણ મારી નાખીશ હુ જ ઈશ્વરભોગી, સિદ્ધ, બળવાન અને સુખી છુ રાવણ જ્યારે સીતાજીને હરીને લકા

લઇ ગયો ત્યારે તેને મંદોદરીએ સમજાવ્યો કે તું રામને શરણે જા અને સીતાને પાછી આપી આવ પણ રાવણે તે વખતે કહ્યુ હતુ કે, 'એ રામ! એક સાધારણ માણસ મને શું કરવાનો છે? મારી પાસે કેટલો વૈભવ છે! ઘણા મોટા બળવાન શત્રુને મે મારી નાખ્યા છે ત્યા રામનુ શુ ગજુ છે એને મસળી નાખતા મને કેટલીવાર લાગ વાની છે? મારી સિદ્ધિઓનો પણ પાર નથી વિમાનમા બેસી હુ ઊડી શકુ છુ કુબેરના ધન કરતા પણ અધિક ધન મારી પાસે છે અને મારુ એક તો અસ્ત્ર માત્ર યોજન દૂર શત્રુ હોય તો પણ વીંધી નાખી શકે છે' એ આસુરી પ્રવૃત્તિવાળા માણસના લક્ષણ છે.

હું કેટલો બધો ધનવાન છુ કેવા મારા કુટુબમા જનમ્યો છુ મારા સિવાય બીજો એવો મારો કોણ છે? હુ યજ્ઞ કરીશ, દાન આપીશ અને હર્ષ પામીશ એ જ અજ્ઞાનથી મુગ્ધ થએલો માણસ આવી વાતો કરી શકે

ચિત્તમા અનેક પ્રકારના વમળો મોહ ઉછળવાથી વિભ્રાન્ત થઇ ગયેલા અને મોહની જાળથી વીંટળાયેલા, કામ અને ભોગમા રચી રહેલા આવા માણસો અત્યંત અપવિત્ર નરકમાં પડે છે

પોતાની ખૂબ બડાઈ માનનારા, શેખી કરનારા પોતાની પ્રશંસા કરનારા, ઘમંડવાળા ધનવાન અને મદથી ઘેરાયેલા, અને અનેક પ્રકારની દુષ્ટ કામનાઓ સિદ્ધ કરવાને સારુ, સ્વાર્થી ઈચ્છાથી સિદ્ધિઓ મેળવવાને સારુ માત્ર લોકોને દેખાડવા જ નામ માત્ર યજ્ઞો કરનારા, આસુરી પ્રવૃત્તિવાળા માણસો હોય છે

આસુરી પ્રવૃત્તિવાળા લોક, પ્રવૃત્તિ એટલે કાર્ય કરવુ અને નિવૃત્તિ એટલે શાન્તિ એ બન્ને શું છે તે જાણતા નથી એ બન્ને વચ્ચેનો તફાવત, ભેદ સમજતા નથી આતર બાહ્યની પવિત્રતા શુ એ નથી જાણતા આચાર અને સત્યનુ કેમ પાલન કરવું એ કઇ પણ એ જાણતા નથી

તા. ૧૩-૧૦-૨૬

# મહત્પુરુષોની ઉદારતા



એક વખત રામદાસ સ્વામી શિષ્યો સહિત શિવાજી મહારાજ પાસે જવા શેરડીના ખેતર પાસેથી પસાર થતા હતા ત્યારે તેમના શિષ્યોમાથી એક અણસમજુએ એ ખેતરના માલિકનો પૂછયા સિવાય તેમ જ સ્વામીની આજ્ઞા સિવાય શેરડી ઉખેડી ખાધી, તેટલામા માલિક આવી પહોચ્યો તેણે સ્વામીને મુખ્ય જાણી માર માર્યો સ્વામી કાઈ પણ બોલ્યા નહિ, તેમ જ શિવાજી મહારાજને પણ કઈ વાત કરી નહી પરંતુ શિવાજી મહારાજને શિષ્યો દ્વારા ખબર પડી એટલે ખેતરવાળાને પકડી મગાવ્યો, સ્વામીને તેની ખબર પડતા શિવાજી મહારાજ પાસે તેને માફી અપાવી એટલુ જ નહિ પણ તેને ખેતર બક્ષિસ અપાવ્યુ જયદેવ સ્વામીના હાથપગ જે ચોરોએ કાપીને, કુવામા નાખી દીધા હતા તે ચોરોની પણ રાજાની પાસે શિક્ષાને બદલે ઊલટી ઘણી સેવા કરાવી મહત્પુરુષો એવી જ રીતે પોતાના પર અપકાર કરનાર પર ઉપકાર કરે છે '

# નામસ્મરણ

રેવાશંકર બ.



બ્રહ્મજ્ઞાની તરીકે આપણાં શાસ્ત્રોમાં સનત્કુમારો વિખ્યાત છે. કુમારો ચાર છે અને તે બ્રહ્માના માનસપુત્રો કહેવાય છે. ખરી રીતે તો મનના જે ચાર પ્રકાર છે—મન, ચિત્ત, અંતઃકરણ અને અહંકાર; એ ચારનું ચાર સનત્કુમાર એવું નામ આપેલું છે. મન જેમ સ્થિર રહેતુ નથી તેમ આ ચારે કુમારો પણ સર્વદા ફર્યા જ કરે છે એમ ભાગવતમા જણાવ્યું છે; તે પરથી પણ એ સિદ્ધ થાય છે કે મનને જ આ સનત્કુમારોની ઉપમા આપી છે. એક દિવસ આ સનત્કુમારોને નારદજીનો ભેટો થઇ ગયો નારદજી હાફળા ફાફળા ગાડાની જેમ દોડ્યા જતા હતા તેને સનત્કુમારોએ ઊભા રાખી પૂછયું: 'અરે બ્રહ્મન્! આમ ચિંતાગ્રસ્ત કેમ છો? જે મનુષ્યનુ સર્વ ધન કોઈ હરી ગયું હોય અને તેના ચિત્તની જેવી સ્થિતિ થાય તેવી તમારી ચિત્તવૃત્તિ કેમ છે? તમારા જેવા બ્રહ્મજ્ઞાનીને આ શોભતુ નથી '

'નારદજી કહે છેઃ 'ભાઇઓ, વાત એમ છે કે મેં એક આશ્ચર્ય જોયું છે.'

સનત્કુમારોએ પૂછયું: 'અમને વાત તો કહો, તમે શું જોયું?'

નારદ કહે: 'ભાઈઓ, હુ પૃથ્વીને સર્વોત્તમા સમજી પર્યટન માટે ગયો હતો પૃથ્વી પર નાના વિધ તીર્થ હોવાથી તે તીર્થભૂમિ કહેવાય છે એટલે એ તીર્થ-યાત્રા માટે હું પુષ્કરરાય, પ્રયાગ, કાશી, ગોદાવરી, હરિક્ષેત્ર, કુરુ ક્ષેત્ર, શ્રીરગ, સેતુબંધ વગેરે સ્થળે ગયો; પરંતુ ક્યાંય મને મારા મનને સંતોષ થાય એવો ધર્મ દેખાયો નહિ. કલિ અને તેના મિત્ર અધર્મનું સામ્રાજ્ય સર્વત્ર દેખાયું. સત્ય, તપ, પવિત્રતા, દયાદાન વગેરે મને ક્યાંય દેખાયા નહી. જીવમાત્ર કેવળ પોતાનુ ઉદર ભરવા માટે નાના પ્રકારના પાખંડો કરતા લાગ્યા લોકોની બુદ્ધિ પણ મંદ થતી જાય છે અને તેમના ભાગ્ય પણ મંદ થતાં લાગે છે સતો પણ પાખંડ કરતા દેખાયા. વિરક્તો પરિગ્રહ કરતા મારા જોવામા આવ્યા. દપતીજીવન જેવું કે ગ્રહસ્થાશ્રમ જેવું પણ મને કયાંય ન દેખાયુ. લોકો કેવળ સ્વાર્થ, સ્વાર્થ અને સ્વાર્થમય જ બની ન કરવાનુ કરતા લાગ્યા સવત્ર વિક્રય, વિક્રય જ લાગ્યો. આમ ફરતો ફરતો હુ શ્રીકૃષ્ણ ભગવાને જ્યા લીલા કરી હતી ત્યા યમુના તટે આવી ચડ્યો, તો ત્યા વળી નવીન કૌતૂક જોયુ એક સુંદર સ્ત્રી વિલાપ કરતી બેઠી હતી તેની તહેનાતમા બીજી બે સુદરીઓ હતી અને એ સુવાન સૌંદર્યવતી સ્ત્રીની સન્મુખ બે વૃદ્ધો ચેતનહીન જેવી દશામા પડ્યા હતા અને તેમના મસ્તક ખોળામા લઇ પેલી સુવતી કલ્પાન્ત કરતી હતી એટલે મને આશ્ચર્ય થયુ અને હુ તેની પાસે ગયો



મને જોતા તે સ્ત્રી બે હાથ જોડી કરગરતી—કરગતી કહેવા લાગી: 'હે બ્રહ્મન, આપના દર્શન થયા તેથી મારા ધનભાગ્ય સમજું છુ, પરતુ આપ પધાર્યા છો તો કૃપા કરી મારા દુઃખના

નાશનો કંઈ માર્ગ દર્શાવતા જાઓ.’

મે પૂછ્યુ ‘હે સ્ત્રી તુ કોણ છે? આ તારી આજુબાજુ જે સ્ત્રીઓનું જૂથ છે તે કોણ છે અને આ બે વૃદ્ધો કોણ છે તથા તારે શુ દુ:ખ છે તે કહે તો હુ મારાથી બનશે તેટલુ દુ:ખ નિવારણ કરીશ.’

તે સ્ત્રી બોલી ‘મહારાજ, મારુ નામ ભક્તિ છે આ સ્ત્રીઓ તે સરિતાઓ છે તે મારી સેવા માટે આવી છે આ પડ્યા છે તે બે મારા પુત્રો જ્ઞાન અને વૈરાગ્ય છે તેઓ કાળના યોગથી જર્જરિત થઈ ગયા છે તેથી મને જરાયે સુખ મળતુ નથી મારી વાર્તા લાંબી છે છતા તમે તે સાંભળી મને સુખી કરો. હું પુત્રો સાથે ઘણા દહાડા થયા દુબળ થઈ ગઈ છુ. હું વૃંદાવનમા આવીને હમણા નવી જેવી ઉત્તમ સ્વરૂપવાળી તરુણ તથા સારી રીતે સ્વરૂપવાળી થઈ છુ, પરતુ મારા પુત્રો, જેઓ અહી સૂતા છે તેઓ પરિશ્રમને લીધે દુ:ખ પામે છે અને મારા પુત્રો વૃદ્ધ થઈ ગયા છે તેથી હુ ખિન્ન છુ હુ કયા કારણથી તરુણ થઈ ગઈ અને મારા પુત્રો કયા કારણથી વૃદ્ધ રહ્યા? તેઓ પણ મારી માફક તરુણ કેમ ન થયા? અમે ત્રણે સાથે ફરીએ છીએ છતા આ રીતે વિપરીતપણુ શા કારણથી રહ્યુ? માતા ઘરડી હોવી જોઈએ અને પુત્રો યુવાન હોવા જોઈએ પણ અહી તો જુદુ જ થયુ છે માટે જ હુ મનમા આશ્ચર્ય પામીને શોક કરુ છુ માટે હે નારદજી! આમા શુ કારણ હશે તે સમજાવો.’

તેની વાત સાંભળી મે કહ્યુ ‘હે સુંદરી તુ સાવધ થઈને સાંભળ આ કલિયુગ ભયંકર છે તેણે સદાચારનો યોગમાર્ગનો અને તપશ્ચર્યાનો નાશ કર્યો છે આ યુગમા સારા માણસો દુ:ખી થાય છે અને શઠ માણસો સુખ ભોગવે છે આવા સમયમા જે બુદ્ધિશાળી મનુષ્ય ધીરજ ધરે છે તેને વીર અથવા પંડિત જાણવો. હમણા તારી સામે તથા તારા પુત્રોની સામે કોઈ જોતુ નથી વિષયોથી આંધળા થયેલા લોકોએ ઉપેક્ષા કરવાથી જ તુ ઘણી ખળભળી ગઈ છે છતા તુ વૃંદાવન આવવાથી તરુણ થતા નવી થયેલી છો. અહી આ તારા પુત્રોના કોઈ ગ્રાહક ન હોવાથી તેમને કંઈક આત્મસુખ મળવાથી નિદ્રા આવી હોય એમ માની શકાય છે મનુષ્યે દરેક વસ્તુમાથી ભ્રમરની માફક સાર ગ્રહણ કરતા શીખવુ જોઈએ જે ફળ તપથી યોગથી અથવા સમાધિથી મળતુ નથી તે ફળ, કળિયુગમા ભગવાનના ગુણાનુવાદથી અથવા નામકીર્તનથી કે નામસ્મરણથી મળે છે માટે કળિયુગમા અવગુણો ઘણા છે તે તજી દઈ તેના ગુણ સામુ જોવુ જોઈએ પરતુ આજે તો સર્વત્ર પાખંડ વધી ગયા છે કુકર્મ વધી જવાથી સર્વમાથી સારપણુ નીકળી ગયુ છે બ્રાહ્મણો દાણાના લોભથી ઘેરઘેર અને પ્રત્યેક મનુષ્યની પાસે ભાગવતની કથા કરે છે તેથી કથાનો સાર પણ જતો રહ્યો છે અત્યત ભયંકર અને નિંદ્ય કામ કરનારા નાસ્તિકો અને ભયંકર સ્વભાવવાળા લોકો તીર્થોમા રહે છે તેથી તીર્થનો સાર જતો રહ્યો છે કામ, ક્રોધ, મહાલોભ અને તૃષ્ણાથી વ્યાકુળ મનના લોકો પણ તપ સેવ કરવા લાગ્યા છે, તેથી તપનો સાર પણ ગયો છે મનનો વિજય નહિ કરવાથી, લોભથી, દંભથી, પાખંડનો આશ્રય કરવાથી તથા શાસ્ત્રનો અભ્યાસ નહી કરવાથી ધ્યાન તથા યોગનુ ફળ પણ ગયુ છે સંપ્રદાયપૂર્વક વૈષ્ણવપણુ કોઈ પણ ઠેકાણે રહ્યુ નથી આ રીતે સ્થળેસ્થળે વસ્તુઓમાથી સાર જતો રહ્યો

છે. માટે હે બાલે! હે ભક્તિ! તું ખેદ ન કર અને શ્રીભગવાનના નામનું સ્મરણ કર એટલે તારા દુઃખનો નાશ થશે. ભગવાનના નામ સ્મરણના જેવું બીજું કોઈ સાધન નથી.'

ઉપલો નારદ, ભક્તિ તથા સનત્કુમારનો વાર્તાલાપ એ તો એક રૂપક છે છતાં તેની અંદર ગ્રંથકારે ઘણી વાત સમજાવી દીધી છે. તેમાં મુખ્ય મુદ્દા બે છે:

(૧) ભક્તિ જ્ઞાનવૈરાગ્યયુક્ત હોય તો જ મનને શાંતિ અને સુખ મળે છે

(૨) આજના યુગમા પ્રભુનામસ્મરણ એ જ સંસાર તરવાનું સર્વોત્તમ સાધન છે. ધર્મપંથ કે વાડાના ડખામા કે વેદાંતના ગંભીર વિષયમા પડવાની શક્તિ ન હોય તેણે શુદ્ધ અંતઃકરણથી પ્રભુસ્મરણ કરવું. અને આ બન્ને વસ્તુ દીવા જેવી સ્પષ્ટ અને સચોટ નથી?

(૧) જ્ઞાન અને વૈરાગ્યવિનાની ભક્તિ એ પાંખવિનાના પંખી જેવી છે એમ તો આપણો ગુજરાતી વેદાંતી કવિ અખો પણ કહી ગયો છે:

ભક્તિરૂપી એક પંખણી રે,
જ્ઞાન — વૈરાગ્ય એને પાંખજી।

જ્ઞાન થાય એટલે વૈરાગ્ય આપોઆપ આવે જ. જ્ઞાનવિનાનો વૈરાગ્ય નકામો છે અથવા ક્ષણભંગૂર છે અને તેથી જ તેવા વૈરાગ્ય માટે સ્મશાનવૈરાગ્ય એવું નામ પડયું છે. એવો ક્ષણિક વૈરાગ્ય તો માણસને દિવસમાં એકાદવાર આવી જાય છે. કોઈના મરણ પાછી પણ ક્ષણિક વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. પરંતુ જ્ઞાનમાર્ગથી જે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તે જ ખરો વૈરાગ્ય છે અને એ વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે આ સંસાર અસાર ભાસે છે અને ભગવાનમાં દૃઢ ભક્તિ બંધાય છે. એ ભક્તિ અંતરનાં દ્વાર ખોલી નાખે છે. મીરાં—નરસિંહ એ ભક્તિનાં ઉત્તમ દૃષ્ટાંતો છે. એ ભક્તિ હૃદયને ચિરશાંતિ આપે છે અને સુખ પણ તેમાં જ છે. મીરાંનરસિંહનાં ભક્તિપૂર્ણ પદો વાંચવાથી સમજાય છે કે જ્ઞાન અને વૈરાગ્ય કેવાં ભક્તિમાં ઓતપ્રોત હોય છે.

(૨) કલિયુગમાં પ્રભુનામકીર્તન મુખ્ય છે. જો શ્રદ્ધાપૂર્વક રામનામ ઉચ્ચારવામાં આવે તો તે યજ્ઞ કર્યા બરોબર જ છે અને તેથી જ તુલસીદાસજી કહી ગયા છે:

રામ રામ તો સબ કહે
દિલ સહ કહે ન કોય;
એકવાર દિલ સહ કહે
કોટી યજ્ઞફળ હોય.

વળી આ દૃષ્ટાંત માટે આપણે દૂર શા માટે જવું? પૂજ્ય પ્રાતઃસ્મરણીય મહાત્માજી કયા ઓછું કહી ગયા છે? રામનામમહિમા કોણે આજના યુગમાં મહાત્માજીથી વધારે ગાયો છે? સર્વ રોગના શમન માટે રામનામનો મંત્ર મહાત્માજીએ કયાં નથી આપ્યો?

જો મનુષ્યથી બીજું કંઈ ન બને તો કેવળ અંતઃકરણપૂર્વક પ્રભુસ્મરણ કરે, તો પણ આ જીવનમા સાચી શાંતિ અને સુખ માટે તે પૂરતું જ છે. એ બે વાત ઉપરોક્ત રૂપક પરથી પૂરવાર થાય છે અને તે સત્ય છે એમ આપણને એ પર વિચાર કરતા સહેજે સમજાય તેમ છે. આજનાં સતપ્ત વિશ્વને શાંતિ અને સુખ આપવા માટે પ્રભુનામસ્મરણનો પ્રચાર કરવો જરૂરી નથી?



એક મૂંઝાયેલ પતિ લખે છે

' મારી પત્ની મારા જેટલી સમજશક્તિવાળી છે. તે મને સમજી શકતી નથી, તે અજ્ઞાન—અક્ષરમાં નહી પણ સમજશક્તિમાં—છે, એટલે મને દયા આવે છે. ઘણાયે પ્રસંગોમાં તે મારી સાથે ચિડાઈ જાય છે. ખરી વસ્તુસ્થિતિ સમજાવું, છતાં તે માને નહીં. બ્રહ્મચર્યની વાત તમારું નામ તથા દાખલો દઈ કરું તો તે નવાઈ પામે અને તિરસ્કાર કરે. ખોટા વહેમમાં, માતાદેવળમાં, મહારાજોમાં તે આસ્થાવાળી છે. તે બહુ ધાતકી છે એમ કહું. એટલે બરાબર બાર કલાક સુધી મોઢું ચડાવેલું રાખે, અને વર્તણૂકમાં તોછડાઈ તો સ્પષ્ટ જ દેખાઈ આવે. અનેક પ્રસંગોમાં આમ અથવા ઓછેવત્તે અંશે આવું જ બન્યા કરે છે. આ લખી રહ્યો છું ત્યારે પણ શ્રીમતી આ જ સ્થિતિમાં છે.

વચ્ચે જ માઠમી ગઈ એ તે તો મંદિરમાં ગયાં. મેં ત્યાં જતાં પહેલાં કહ્યું કે ત્યાં જવું નિરર્થક છે. છતાં સંઘાત હતો. એટલે તે તો ઊપડ્યાં. આવ્યા બાદ ખબર પૂછી. એટલે સ્ત્રીસ્વભાવ મુજબ રિસાયાં અને મુખારવિંદ મલિન થઈ ગયું. આવું અનેકધા બન્યા કરે છે. મને આ સ્થિતિ જોઈ ખૂબ કંટાળો આવે છે. છતાં એમ લાગે છે કે અજ્ઞાન છે એટલે બેદરકાર રહેવું. આમ જો જિંદગી સુધી ચાલ્યા કરે તો સંસારમાં શાન્તિ જેવી વસ્તુ હાથ લાગે ખરી કે? 'બહુ રીતે તપ મનના સાર આ મસારમાં ન જોયા' એ કવિની ઉક્તિ અક્ષરશઃ ખરી લાગે છે. આ સમયે તેનો સદંતર ત્યાગ કરી દેવાનો વિચાર આવે છે. આ વિચાર સાથે તેમ થાય તો મારી અને તેમની પછીની જિંદગી ઉપર નજર જાય છે. પણ માલૂમ શું પડે છે? કેવળ અંધકાર, અસંતોષ, નિરાશા અને દુઃખ, દુઃખ ને દુઃખ! હજુ સુધી મેં તેનો ત્યાગ નથી કર્યો એ મને મારી નિર્બળતા જ દીસે છે.

આ સંકટમાંથી મારે છૂટવાનો કયો રસ્તો? તમે કદાચ એમ સલાહ આપશો કે પાંચું પાનું નિભાવી લે. પણ આમે જીવનમાં ખારાશ જ રહે છે. સગાંએ પરાણે પરણાવી દીધો, અને મેં તે કબૂલ રાખ્યું તેનું ફળ આ મારે ભોગવવાનું? મારી બાળલગ્નતાનો આવો ડંખ ઉતારી જવો અને બીજાને સદાને માટે દુઃખમાં હડસેલી મૂકવા તેનું ક્રૂર જનોને હજુ ભાન કેમ થતું નહીં હોય? આ ઘાતક નિયમે એ ભોળાં બાળાઓનું—યુવકોનું—જીવન કેટલું ધૂળધાણી કર્યું છે તેનો ખ્યાલ ન—

ખ્યાલ તમે કેયા નથી કે પી શકતા? સમાજ નહી ચેને તો ભાવિ પ્રજાનુ શુ થશે? આ સબધી તમે શી સનાહ આપો છો? આ સવાલ મારા એકનાનો જ નથી પણ આવા અનેક યુવકો મે જોયા છે, અને દુ ખના ગર્તમા તે સડી રહ્યા છે આ વાસ્તે તમે બુલદ અવાજે કેમ વહારે ન ધાઓ? આ દુ ખમાથી જરૂર આશ્વાસન આપશો એમ મારી તમને હાથ જોડી વિનતી છે મારા પ્રશ્નોથી તમારુ હૃદય દુ ખ પામે તો તમે આ બાળકને ક્ષમા નહી આપો?

આશ્વાસન આપવાને હુ ઇચ્છુ ખરો, પણ આવી મૂઝવણોમાથી મનુષ્યો પોતે આશ્વાસન મેળવી ન લે તો બીજા ભાગ્યે જ આપી શકે પણ કેટલુક આશ્વાસન બુદ્ધિઓના સઘર્ષણથી માણસ મેળવી શકે છે તેથી આ નવયુવક પતિની મૂઝવણનુ પૃથક્કરણ કરીએ

તેમની મૂઝવણની પાછળ ચાલતી આવેલી રૂઢિનો પ્રભાવ જોવામા આવે છે પતિના મનમા સ્વામીની સત્તા અજમાવવાની ઇચ્છા રહેલી જણાય છે એમ ન હોય અને પતિ પત્નીને મિત્ર તરીકે માનતા હોય, તો નિરાશાનુ કઇ જ કારણ ન રહે મિત્રને આપણે ધીરજથી સમજાવીએ છીએ અને ને નથી માનતો ત્યારે નિરાશ નથી થતા, બળાત્કાર નથી કરતા જો પતિને પત્ની પાસેથી આશા રાખવાનો અધિકાર છે તો પત્નીને પણ હશે ને? દેવદર્શન જનારી અનેક પત્નીઓને સુધરેલા પતિની આજ કાલની ધૂન પસદ નહી આવતી હોય ત્યારે એ બિચારી શુ કરતી હશે? તેની તો પતિને સમજાવવા સરખી હિંમત પણ નહી ચાલતી હોય

એટલે આ પતિને અને એવાઓને મારી પહેલી સલાહ તો એ છે કે તમણે સ્વામિત્વનો અધિકાર જ્ઞાનપૂર્વક છોડી દેવો, પત્નીની સેવા અને કેળવણીને ખાતર કેળવણી દરમ્યાન વિકાર પણ દાબી દેવા, અને પછી ધીરજપૂર્વક ખોટા વહેમો, મહારાજો ઉપરની આસ્થા, નામના દેવળોમા ભટકવુ વગેરે નિરર્થક છે હાનિકારક પણ હોઇ શકે, એ સમજાવવુ પતિમા શુદ્ધ પ્રેમ હશે તો પત્ની અવશ્ય સમજશે એ વિષે મને મુદ્દલ શકા નથી ઉતાવળે આબા નથી પાકતા આબા જેવુ વક્ષ જો વર્ષોની માવજત માગે છે, તો જ્ઞાનહીન રાખવામા આવેલ છે એવુ સ્ત્રીરૂપી વૃક્ષ કેટલી અને કેવી કોમળ માવજતની ગરજ રાખતુ હશે? મારો અનુભવ છે કે આમ રોજ સિચન કરવામા જ સતોષ અને સફળતા છે એક વાર કહ્યુ અને ઘૂટડો ન ઊતર્યો એટલે પ્રયત્ન છોડવો નહિ રોજ એ જ પ્રકા નુ સિચન કરવાથી છેવટે હૃદય પીગળશે એમ વિશ્વાસ રાખવો ઘટે છે

એટલે, નથી હુ સલાહ આપી શકતો પડ્યુ પાનુ નિભાવી લેવાની, નથી આપી શકતો ત્યાગ કરવાની મ ભાપોએ આવો મ બધ

આંધવામાં ભૂલ કરેલી છે તેને ઉપર પ્રમાણે સુધારી લેવામાં પુરુષાર્થ રહેલ છે પત્નીને તરછોડીને ફેંકી દેવી અને તેમ કરી સુખ માનવું એ સહેલું છે પણ એ ખરું સુખ નથી, એ પુરુષાર્થ નથી, તેથી એ ધર્મ નથી પોતાના દેશની કંગાળ સ્થિતિનું જેને ભાન થયું છે તે દેશને છોડતા નથી પણ તેને કંગાળપણામાંથી છોડવવાનો મરણ લગી પ્રયત્ન કરે છે અનેક કષ્ટો વેઠે છે અને તમાં સુખ માને છે જો આપણે સમજી જઈએ તો પત્ની પ્રત્યેનું આપણું વર્તન પણ એ જ રીતે રાખીએ કેમ કે જે અગવડ આ મૂંઝાયેલ પતિને છે તેવી જ અગવડમાં બીજા પતિઓ છે એમ તે પોતે જ કબૂલ કરે છે એવા બધા પતિઓ પોતાની પત્નીઓનો ત્યાગ કરે તો દેશની એ બધી સ્ત્રીઓના આજ શા હાલ થાય? પતિઓ ન સંભાળે તો કોણ સંભાળે? પતિપત્ની વચ્ચે જે અસંગતતા આજે જોવામાં આવે છે તે પણ દેશની આજની પરિસ્થિતિનું એક લક્ષણ છે એમ જાણી વિચારીને મૂંઝાયેલા પતિઓએ પોતાનો માર્ગ કાપવો ઘટે છે આવી મૂંઝવણોને ઉકેલતા તેઓ સ્વરાજ્યની મૂંઝવણોને સાચી રીતે ઉકેલવાનું સહેજે શીખી લેશે એ વળી તેમને અને દેશને વધારાનો લાભ મળશે.

# પ્રેમીઓની મૂંઝવણ



પ્રશ્ન એક યુવક યુવતી ભિન્ન વર્ણોના છે સાથે ઊછરેલા છે સમાનશીલવ્યસન છે, એકબીજા વચ્ચે શુધ્ધ પ્રેમ થયેલો માનો છો વિવાહ કેમ ન કરીએ? પણ વર્ણાન્તરનું બંધન નડે તેનું શું? વડીલોને કેમ સંતોષવા? અને ભાવી જ પ્રજાનું શું? અને આ મસલનો નિકાલ બહુ લંબાય તો અધીરાઈથી અનાચાર થાય એવો ભય—એટલે ઉતાવળે નિકાલ જોઈએ છે'

ઉત્તર' જ્યાં શુધ્ધ પ્રેમ હોય ત્યાં અધીરાઈને સ્થાન હોતું નથી શુધ્ધ પ્રેમ દેહના નહીં પણ આત્માનો જ સંભવે દેહનો પ્રેમ તે વિષય છે તેના કરતાં વર્ણબંધન વિશેષ છે આત્મપ્રેમને કશું બંધન નડે નહીં પણ એ પ્રેમમાં તપશ્ચર્યા હોય અને ધીરજ તો એટલી હોય કે મરણ સુધી વિયોગ રહે તોયે શું? તમારું પ્રથમ કાર્ય તમારી મુરબ્બી વડીલોની પાસે મૂકવાનું છે અને તે જે કહે તે સાંભળવાનું અને વિચારવાનું છે દરમ્યાન યમનિયમાદિના પાલનથી તમારું અંતઃકરણ શુધ્ધ થાય અને તેમાંથી જે અવાજ નીકળે તેને માન આપવું એ ધર્મ

— ગાંધીજી

# ગાંધીજીનો ઘરડો દોસ્ત

નમુ પટેલ



લૉસ એન્જલીની ઘરડી ડોશીઓની એક ક્લબમાં હિંદ વિષે વાતો કરવા ગયો હતો. વાર્તાલાપ પૂરો થયો એટલે બધા વિખરાવા માંડ્યા. એક ઘરડી ડોશી મારી સાથે હિંદ વિષે વાતે ચડી. થોડીવાર પછી મને કહે કે "મારો ૮૪ વર્ષનો ડોસો બહાર મોટરમાં ઝોકાં ખાતો હશે. તું એને મળવાનું પસંદ કરશે?"

"શા માટે નહી?" મેં કહ્યું.

૮૨ વર્ષની ઉંમરે પણ સ્ફૂર્તિથી ચાલતી એ ડોશી મને થોડે દૂર ઊભેલી એક મોટર પાસે દોરી ગઈ. લાલચોળ ને તગડા શરીરવાળો એક વૃદ્ધ સ્ટીઅરીંગ વ્હીલ પર માથું ટેકવીને ઊંઘતો હતો.

'અરે આ! ઊઠે છે કે? હિંદના એક જુવાનિયાને તને મળવા લઈ આવી છું.' ડોશીએ ડોસાના માથા પર ટપલી મારી.

આંખ ઉઘાડીને ડોસાએ તરત મને સ્મિતપૂર્વક આવકાર્યો.

"છોકરા! ગાંધીના દેશમાંથી આવે છે કે?"

'હા, જી."

'તમારો હિંદુ સમાજ તો નાલાયક કે બીજું કાંઈ?'

આવા અણધાર્યા આક્રમણથી મૂંઝાઈ જઈને મેં કહ્યું 'શા માટે?'

"જે માણસ હિંદુ ધર્મનો સાચો અનુયાયી હતો એને મારી નાખતાં તમને લોકોને શરમ ન આવી? મેં જ્યારે ગાંધી હિંદુને હાથે મરાયાની વાત સાંભળી ત્યારે મને ખૂબ દુઃખ થયેલું. તને નહિ ખબર હોય છોકરા, પણ ગાંધી ને હું બોઅર યુદ્ધ વખતે સાથે હતા. ૧૮૯૮-૯૯ દરમિયાન. એ વખતે તો કદાચ તારા બાપનો પણ જન્મ નહિ થયો હોય. શું ગાંધીની નવવૃત્તિ! બધા ગોરા અમલદારો એનું કામ જોઈને મહેક થઈ ગયેલા. હું ઘવાયેલો તે ગાંધીની કાળજીને લીધે જ બચ્યો. તે દિવસોના પથારીમાં વેદના સહન કરતાં કરતાં મને એના જ વિચારો સતાવ્યા કરતા. એમ થતું કે ફ્લોરેન્સ નાઈટીંગેલ એક સ્ત્રી પરિચારિકા તરીકે અમર બની ગઈ એમ ગાંધી પુરુષ પરિચારક તરીકે અમર બનશે. પરંતુ ગાંધી તો ઘણો મહાન બની ગયો. આ ડોશીને હું ઘણીવાર કહું છું કે ગાંધી ન હોત તો તું વિધવા બની હોત.'

અને એ વાક્ય બોલતાં બોલતાં એ ડોસાની આંખમાંથી આંસુનું એક ટીપું પડીને સ્ટીઅરીંગ વ્હીલ પર થંભી રહ્યું.

# અભિમાન કેમ ગળે?

પ્રકાશાનંદજી



હનુમાનજી હમેશા ભગવાન રામચંદ્રજીની સેવામા તત્પર રહેતા તેથી કેટલાક સમાજનોને શંકા પડેલી કે હનુમાનજી કેટલાક વર્ષોથી ભગવાનની સેવામા છે, પરંતુ હજુ સુધી દાસ અને દાસ જ છે. એ વાત રામચંદ્રજીના જાણવામા આવી તેથી ભર સભામા એક દિવસ હનુમાનજીને ભગવાને તેમના સ્વરૂપ સબધી પ્રશ્ન કર્યો, કે તમારુ સ્વરૂપ શું? તેમણે વિચાર્યું, 'જો હું રામચંદ્રજીનો દાસ છુ એમ કહીશ તો ભગવાનની સેવા કરવા છતા હુ દાસનો દાસ રહ્યો એમ મારે માટે લોક વિચાર બાંધશે જો હુ બ્રહ્મ છુ એમ કહીશ તો લોક શંકા કરશે કે જો તમે બ્રહ્મ છો તો રામચંદ્રજીની સેવા શું કામ કરો છો?' આમ વિચાર કરી તેમણે આ જવાબ દીધો:

દેહભાવેન દાસોઽસ્મિ જીવભાવે ત્વદંશકઃ ।
આત્મભાવે ત્વમેવાઽહમિતિ મે નિશ્ચિતા મતિ ॥

અર્થ: દેહભાવથી હું તમારો દાસ છુ. જીવભાવથી તમારો અંશ છું અને આત્મભાવે તો તમે તે જ હુ છું એમ મારો દૃઢ નિશ્ચય છે.

કહેવાનુ તાત્પર્ય એ કે દેહેન્દ્રિયાદિકની અપેક્ષાથી આપણે આખા વિશ્વના દાસ છીએ, એવો દાસત્વભાવ ધારણ કરવાથી ગર્વ, અભિમાન, રાગદ્વેષાદિક દોષો નિવૃત્ત થતા ઈશ્વરભાવને પ્રાપ્ત થવાય છે કદાચિત કોઈ પુરુષ આપણા સામો ક્રોધ કરી આવે તો તેને પરમાત્માનુ નૃસિંહ સ્વરૂપ જાણવું; કોઈ ધુતારો આવે તો તેને વામન સ્વરૂપ જાણવા, કોઈ પ્રપંચી પ્રપચ કરવા આવે તો તેને કૃષ્ણ પરમાત્મા જાણવા, અને કોઈ ધર્માત્મા આવે તો તેને ભગવાન રામચંદ્રજી સમજવા અર્થાત્ સર્વને પરમાત્માસ્વરૂપ જોવા, કારણ કે જેમ ઈશ્વરે જુદા જુદા અવતાર લીધા છે તેમ જગતમા એક જ પરમાત્માએ અનેક રૂપો ધારણ કર્યાં છે ભગવતી શ્રુતિ પણ કહે છે કે:—

તત્સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્ ॥

અર્થ: પરમાત્માએ તેને (કાર્યને) સર્જી તેની જ અંદર પોતે જીવરૂપથી પ્રવેશ કર્યો.

આ દૃષ્ટિ ધારણ કરવાથી પશુ, પક્ષી આદિ સર્વ પ્રાણીમા મનુષ્ય પરમાત્માના દર્શન કરે છે તે વિષે શ્રીમદ્ભાગવતમા પણ શ્લોક છે.

ઈશ્વરો જીવકલયા પ્રવિષ્ટો ભગવાનિતિ ।
પ્રણમેદ્ દણ્ડવદ્ ભૂમાવાશ્વચાણ્ડાલગોખરમ્ ॥

અર્થ: 'સર્વમા જગદીશ્વરે પોતાની જીવ-

કલા રૂપથી પ્રવેશ કર્યો છે એવુ સમજીને શ્વાન, ચાડાળ, બળદ અને ગધેડાને પણ નમસ્કાર કરના જોઇએ.

કોઇ પણ પ્રાણીને તુચ્છ સમજવુ અને પોતાને મોટો ગણવો, હુ પોતે કોઇ ને નમસ્કાર આદિ ન કરું તથા બધા મનુષ્ય મને નમસ્કાર કર એવુ' અભિમાન ન કરતા સર્વ'મા ઇશ્વરભાવ રાખીને નમસ્કાર કરવા, અર્થાત્ રસ્તામા જતા આવતા પશુ પક્ષ્યાદિને નમસ્કાર કરતા જવુ એમ કહેવાનુ તાત્પર્ય નથી, પરતુ ઇશ્વરભાવ કરવો એમ કરવાથી અભિમાનાદિ નાશ પામે છે, શત્રુ મિત્ર, વગેરેમા વિષમ દૃષ્ટિ દૂર થાય છે અને સર્વાત્મભાવ આવે છે એવો સર્વાત્મભાવ જ્ઞાનદેવમા હતો

જ્ઞાનદેવજી પોતાના બધુ સાથે બ્રાહ્મણો પાસે ગયા અને પોતે સન્યાસીના બાળકો હોવાથી કોઈ પણ રીતે પ્રાયશ્ચિત્તથી પાવન કરી યજ્ઞોપવીત ધારણ કરાવવાની વિનતિ કરી બ્રાહ્મણોએ સભા ભરી નિર્ણય કર્યો કે સન્યાસીના બાળક માટે કોઈ પણ પ્રાયશ્ચિત્ત નથી, અને તે પ્રમાણે જ્ઞાનદેવ તથા તેમના બધુઓને જણાવ્યુ તે પછી સભા વિસર્જન કરવાનો સમય આવ્યા, એટલામા કોઈ માણસે જ્ઞાનદેવ તથા નિવૃત્તિનાથ (તેમના ભાઈ)ને પૂછ્યુ 'તમે તમાના નામનો અર્થ સમજો છો ? સમજતા હો તો કહો ' નિવૃત્તિનાથે કહ્યું 'મારુ નામ નિવૃત્તિ છે, એટલે પ્રવૃત્તિમાર્ગમા ન પડતા સદા સ્વસુખામૃત અનુભવુ છુ ' જ્ઞાનદેવે કહ્યુ 'મારા નામ પ્રમાણે સકળ વેદ મને આવડે છે ' નાના છોકરાને મોઢે આ મોટી વાત સાભળીને સભાસદોથી હસ્યા સિવાય રહેવાયુ નહિ તેટલામા એક જણ રસ્તામા જતા પાડાને જોઈ બોલ્યો 'નામમા શુ છે? આ પાડાનુ નામ પણ જ્ઞાનદેવ છે.' આ સાભળી જ્ઞાનદેવ બોલ્યા: 'ખરેખર, આ પાડામા અને મારામા આત્મભાવે લેશ પણ ભેદ નથી, તે પાડો પણ મારો જ આત્મા છે સર્વ દેહોમા એક જ પરમાત્મા ભરેલો છે અનેક ઘડાઓના પાણીમા એક જ સૂર્ય પ્રતિબિબિત થાય છે ઉપાધિભેદથી તે ભિન્નભિન્ન દેખાય, પણ વિવેકીને તો સૂર્યના એકત્વ પ્રતિ જ લક્ષ છે, તેથી જેની દૃષ્ટિ કારણ પર ચોટેલી હોય છે તે કાર્યના દર્શનથી જરા પણ આશ્ચર્ય પામતો નથી સુવર્ણના વિવિધ અલકારો જેમ સુવર્ણરૂપ જ છે, પ્રતિબિબનુ અધિષ્ઠાન જેમ બિબ જ છે, પટ જેમ તતુરૂપ જ છે, તેમ નામરૂપાત્મક જગત પણ એક પરમાત્મસ્વરૂપ જ છે '

ચૈતન્યની સાથે તન્મય થયેલા જ્ઞાનદેવની દૃષ્ટિમા પોતામા અને પાડામા કઈ પણ ભેદ નહોતો જ્ઞાનદેવના અતરમાના આ અભેદ ભાવની પ્રતીતિ બ્રાહ્મણોને તરત જ થઇ પાડાના રખેવાળે પાડાની પીઠ પર ત્રણ ફટકા માર્યા કે તરત જ જ્ઞાનદેવની પીઠ પર તેના સોળ ઊઠ્યા અને તેમાથી રક્ત વહેવા લાગ્યુ આ જોતા સર્વસભાસદોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ '

---

૧ દુર્બળ માણસ પ્રથમ બીજાનુ અનુકરણ કરે છે અનુકરણમા જ્યારે તે ફાવતો નથી ત્યારે તે તેની ઇર્ષા કરે છે ઇર્ષા કરવાથી કશુ નથી વળતુ ત્યારે તે તેની નિદા કરે છે નિદામા પણ નથી વળતુ ત્યારે તે તેની હાસી કરે છે હાસીમા પણ જ્યારે તે હારી જાય છે ત્યારે તે ક્રોધ કરે છે અને જ્યા ને ત્યા તેની આડો આવે છે ત્યા પણ જ્યારે તે નિષ્ફળ જાય છે ત્યારે તે થાકીને હેઠો બેસે છે અને મુઝાય છે તેનુ જોર નરમ પડે છે પોતાની હાર થી તે ગભરાય છે અને આખરે શરણે આવે છે



# વીરોચિત મૃત્યુ

લલ્લુભાઈ મકનજી

ઈ સ ૧૯૩૩મા ગાધીજી યરવડા જેલમા હતા જેલમાથી અસ્પૃશ્યતા-નિવારણનુ કાર્ય કરવા માટે કેટલીક સગવડો આપવાની સરકારે તેમને ના પાડી હતી ગાધીજી માટે આ પરિસ્થિતિ અસહ્ય હતી તેથી તેઓ ઉપવાસ પર ઊતર્યા હતા પણ આ વેળા પાચ જ દિવસમા ગાધીજીની તબિયત ધારવા કરતા વધુ બગડી તેથી સરકારે તેમને સાસૂન હૉસ્પિતાલમા ખસેડ્યા સરકાર નમતુ તોળવા ઇચ્છતી ન હતી તેથી તેણે પણ કડક વલણ અખત્યાર કર્યું તે એટલે સુધી કે કસ્તૂરબાને પણ છૂટથી મળવા દેવાની ના પાડી હતી હૉસ્પિતાલમા આવ્યા પછી ગાધીજીની તબિયત વધુ ગભીર બની ગઈ અને તેમની વધુ અટકાયત જીવલેણ નીવડે એવો ભય સરકારને પણ લાગ્યો કેદી તરીકે ગાધીજી જેલમા મૃત્યુ પામે તો તેના જોખમો ખેડવાની સરકારની હિંમત ન હતી તેથી તેમને બિનશરતે છોડી મૂકવામા આવ્યા હૉસ્પિતાલમાથી ગાધીજીને લેડી ઠાકરસીની 'પર્ણકુટી'મા ખસેડવામા આવ્યા હતા અહી તેઓ આરામ લઈ રહ્યા હતા અને તેમની તબિયત પણ સુધરી રહી હતી

એક દિવસ 'પર્ણકુટી'ના સુદર બગીચામા સધ્યાટાણે ગાધીજી ફરી રહ્યા હતા કેટલાક સાથીઓ પણ તેમની સાથે ફરવામા જોડાયા હતા પોતાના અણધાર્યા છુટકારા પછી શુ કરવુ તેનુ મથન ગાધીજીના હૃદયમા ચાલી રહ્યુ હતુ વાતચીતમા તેમણે એક સાથીને જણાવ્યુ કે 'આ વેળા મને છોડી મૂકવામા આવશે એમ હુ માનતો ન હતો મને જેલમા જ કેદી તરીકે મરવા દેવામા આવશે એમ હું માનતો હતો તેથી મે મૃત્યુની સપૂર્ણપણે તૈયારી રાખી હતી છૂટવાના આગલે જ દિવસે મે મારી અગત ઉપયોગની બધી વસ્તુઓ હૉસ્પિતાલની નર્સો અને બીજાઓને આપી દીધી હતી" આ બધી વસ્તુઓ સોપી દીધા પછી રામનામનુ રટણ કરતા કરતા ચાદર ઓઢીને ગાધીજી સૂઈ ગયા હતા મૃત્યુનો જરાયે

ગભરાટ નહી શોક નહી, પણ શાંતિથી અને ધીરજથી પ્રેમપૂર્વક ભેટવાની એ અપૂર્વ તૈયારી હતી!

ઉપવાસથી જેલમા જ પોતાનુ મૃત્યુ થાત તો લોકો શું ધારત એવો પ્રશ્ન વાતચીત દરમ્યાન ગાધીજીએ કર્યો

સાથી – બાપુ! એ યશસ્વી અને ભવ્ય મૃત્યુ ગણાત

" ના ના, એ અથ વગરની વાત છે ઉપવાસથી મરવુ એને ભવ્ય મૃત્યુ કોણ કહે? એમા શો યશ છે? પણ મારુ તો વીરોચિત મૃત્યુ થવાનુ છે, એવુ મારી જન્મોત્રીમા લખાયુ છે તે તુ જાણે છે?' કહી ગાધીજી ખડખડાટ હસ્યા

સાથી – બાપુ, ઉપવાસથી મૃત્યુ એ વીરોચિત મૃત્યુ છે ધીમે ધીમે મરણને શરણ થવુ એ સહેલી વાત છે? એમા કેટલા આત્મબળની જરૂર રહે છે!

ગાધીજી – ના, ના, મને એવુ લાગતુ નથી મારુ મોત કા તે ફાસીના માચડે થાય કે પછી ગોળીથી થાય અને એવુ મરણ સાચા અર્થમા વીરોચિત મૃત્યુ છે, ઉપવાસથી ખાટલામા પડયા પડયા મરવુ તે નહી

પોતાના મૃત્યુની કેવી અજબ ક્રાંતિકારી કલ્પના! ગાધીજીની જીવનદૃષ્ટિ ક્રાન્તદર્શી હતી પોતાની વાણી દ્વારા જીવનના શાશ્વત મૂલ્યોની સમજ તેમણે હિંદને અને જગતને આપી છે પણ ઈતિહાસનુ પુનરાવર્તન થયુ પોતાના યુગના એક શ્રેષ્ઠ માનવીનો જીવનસદેશ ન સમજી શકનાર એક પાગલ માનવીની ગોળીથી તેમના જીવનનો અત આવ્યો દુનિયા પોતાના યુગના પયગબરોને પિછાની શકી નથી એ કેટલુ કરુણ છે! કુદરતના મહાન ઉલ્કાપાતોથી માનવહૃદયને જે આચકો લાગે છે તેના કરતા વધુ પ્રચડ આચકો કરોડો માનવીન હૈયાએ ભારે દુખ સાથે તેમના મૃત્યુથી અનુભવ્યો અજાત શત્રુ અહિંસાના ફિરસ્તાનુ ગોળીથી મૃત્યુ! એ કલ્પનાતીત ઘટના બની પણ ગાધીજીની દૃષ્ટિએ એ વીરોચિત મૃત્યુ હતુ

## કેવો પુરુષાર્થ!



સમુદ્રને તીરે વસતી કોઇ ટિટોડીના ઇડા સમુદ્ર પોતાના તરગથી હરણ કરી ગયો તેથી તે ટિટોડીએ નિશ્ચય કર્યો કે હુ સમુદ્રને સૂકવી નાખુ એવા નિશ્ચયથી પોતાની ચાચ વડે એક એક બિંદુ લઇ બહાર નાખવા માડયુ આ જોઈ ટિટોડીના સગાસબધી વગેરે ઘણા પક્ષીઓ તે જ પ્રમાણે સમુદ્ર સૂકવવાના કામમા વળગી ગયા ટિટોડીએ તો એવો નિશ્ચય કર્યો કે મરતા સુધી પણ હુ સમુદ્રને સૂકવી નાખીશ એમ ટિટોડીએ ત્યા આવેલા નારદમુનિ આગળ પ્રતિજ્ઞા કરી નારદજી પક્ષીના રાજા ગરુડ પાસે ગયા, હકીકત કહી અને બોલ્યા 'આ સમુદ્ર તમારા જાતભાઇઓનો દ્રોહ કર્યો છે, તેથી તમારુ પણ અપમાન થયુ છે' એમ કહી નારદજીએ ગરુડજીને મોકલ્યા અને તેમણે પોતાની પાખથી પવન ઉડાડી સમુદ્ર સૂકવવા માડ્યો સમુદ્ર ગભરાયો અને ટિટોડીના ઇડા પાછા આપ્યા

આવો નિશ્ચયપૂર્વક પ્રયત્ન હોય તો જ સફળતા મળે

# સૌન્દર્યની ભાવના

જિનરાજદાસ



પ્રભુ પ્રેમસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે, તેમ જ સૌંદર્યસ્વરૂપ પણ છે આથી પ્રભુએ રચેલી સૃષ્ટિમા એવુ કશુયે નથી, કે જે સૌંદર્ય રહિત હોઇ શકે ગુલાબના પુષ્પમાથી પરિમલ પ્રસરે છે, સૂર્યમાથી અધકારનો નાશ કરનાર પ્રકાશ રેલાય છે, પૂર્ણિમાની ચાદનીમાથી અમીરસ વર્ષી રહે છે, એમ એથી હજારગણુ વધારે સૌંદર્ય પ્રભુએ સર્જેલી સકળ વસ્તુઓમાથી વહે છે આ કથનમા જરા પણ અતિશયોક્તિ નથી પ્રભુએ સર્જેલી અસખ્ય વસ્તુઓમા મનુષ્યને જ પ્રધાન્ય આપવામા આવ્યુ છે, તે સવ રીતે ન્યાયયુક્ત છે કારણ કે સૃષ્ટિની તમામ વસ્તુઓમા મનુષ્ય જ પ્રભુનો મોટામા મોટો ચમત્કાર છે આ અવની ઉપર એવો એક પણ મનુષ્ય નથી કે જેનામા સૌંદર્ય ભાવનાનો અલ્પ અકુર–મદ સ્ફુલિગ– પણ અસ્તિત્વ ન ધરાવતો હોય ગ્રીસ દેશ જેવી મહાન સસ્કૃતિમા ઉછરેલ સ્ત્રી પુરૂષો જીવનના અસખ્ય ક્ષેત્રેમા સૌંદર્યનો પ્રકાશ નિરખી શકે છે એમ જ ગલીમા જગલી મનુષ્ય પણ જીવનના એકાદ ક્ષેત્રનુ સૌંદર્ય નિહાળી શકે છે કારણ કે, 'સૌન્દર્ય એ કુદરતના ગૂઢ નિયમોનુ પ્રકટીકરણ છે' જગલી મનુષ્ય પણ પોતાના પાળેલા પ્રાણીઓમા કે પોતાના ઓજારોની આકૃતિમા સૌન્દર્યના દર્શન કરી શકે છે લક્ષકોટિ તારલાથી છવાયલા આકાશમા કે રમ્ય સરોવરમા સુન્દરતા જોઈ શકે છે, પોતાની આજુબાજુ આવેલા પર્વતો અને ખીણોમા એને સુન્દરતા દેખાય છે, તેમ જ કોઈ રગબેરગી પુષ્પમા પણ એ સુન્દરતા નિહાળે છે. ગમે તેમ હોય પણ 'કુદરતના બનાવો બુદ્ધિગ્રાહ્ય છે, અને કોઈ સનાતન ભાષાના (ભાકરણના) પદો જેવા લાગે છે,' એ ઈમર્સનના કથન પ્રમાણે ઉપરોક્ત વસ્તુઓ એનામા સૌંદર્યની ભાવના પ્રકટાવે છે પ્રત્યેક મનુષ્યમા રહેલ સૌંદર્યની આ ગૂઢ ભાવનાને જાગ્રત અને સચેત કરવી, તથા સત્ય, સ્નેહ, સ્વાર્પણ કે દયા જેવા સદ્ગુણોથી સૌન્દર્ય અભિન્ન છે, એમ સુશિક્ષિત અને સુજ્ઞ મનુષ્યના અતરમા સ્થાપિત કરવુ, એ જ સર્વ સસ્કૃતિઓનુ ભવ્ય અને ભગીરથ કર્તવ્ય છે

સૌંદર્યની મહાન શક્તિ મનુષ્યની વાસનાઓનુ ઇચ્છા રૂપે પરિવર્તન કરે છે, એના વર્તનને નિર્મળ અને પવિત્ર કરે છે, અને એના સકળ સબધોને સત્યશીલ બનાવે છે, તેથી જ સૌન્દર્યમા નૈતિક મહત્તા સમાયલી છે મનુષ્યને જીવન જીવવા માટે હવા કે નિદ્રાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ સાચુ જીવન જીવવા માટે સૌન્દર્યની પણ જરૂર છે કારણ કે મનુષ્યે માત્ર આજીવિકાના સાધનો માટે જ કાર્ય કરવુ–'રોટી' માટે જ જીવવું – એ તો કાર્ય અને જીવન ઉભયવિષેનો કેવળ ખોટો ખ્યાલ છે મનુષ્ય જો ઉપયોગી અને સુદર વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે તથા એમા આનદનો અનુભવ કરવા માટે કાર્ય કરે, તો એનુ જીવન સર્વાંગ–સુદર થાય અને જીવનનો પ્રત્યેક પ્રસગ એને અમરતાની સુવાસ આપી શકે વળી સૌંદર્ય ચૈતન્યને પ્રબળ બનાવે છે, જીવનનો પાયો દૃઢ કરે છે, તથા ગ્રમિત અને નિર્બળ મનને ઉલ્લાસથી ભર્યા કરી એને નવ–જીવન અર્પે છે સૌંદર્યની સહાય વડે કલા

આત્માને અવનવીન પ્રેરણા આપે છે, અને એને જીવનસંગ્રામ માટે નવીન ઉત્સાહથી સજ્જ કરે છે કારણ કે 'હકીકતોનો આત્મા પ્રકટ કરે,' એ જ **સાચી** કલા છે, અને વાછેલી વસ્તુઓના સત્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે, એ જ સૌન્દર્ય છે સાચો કાર્યકર કર્તવ્ય ક્ષેત્રોમા પ્રવેશતા પહેલા પોતાના અતરને સૌન્દર્યની સુવાસથી છલોછલ ભરે નહિ, તો તે પોતાની કૃતિમા સૌન્દર્ય કયાથી આણી શકે ?

'જે વસ્તુ સાદી છે, જેમા એક પણ નકામુ અગ નથી, જે પોતાનો હેતુ બરાબર સિદ્ધ કરે છે, જે સર્વ ચીજો સાથે સુમગત છે, અને જે બે સીમાન્તોનુ મધ્યબિંદુ છે, તેને આપણે સુન્દર કહી શકીએ ' એટલુ કહીને ઈમર્સને સૌંદર્યની વ્યાખ્યા આપવી પડતી મૂકી પરંતુ સૌંદર્ય એટલે શું, એ પ્રશ્ન મનુષ્યના અતરમા વહેલો મોડો ખડો થયા વિના રહેતો નથી

વસ્તુઓ વસ્તુઓની ખાતર જ સુંદર નથી સૌંદર્યનો સાચો આધાર દૈવી મન ઉપર છે; એ દૈવી મન તમામ વસ્તુઓને તપાસે છે, તેમના વિભાગોને પરસ્પર સાંકળે છે અને તેમના સ્વરૂપમા યોગ્યતા અને ઉપયોગિતા કરતા કોઈ અધિક તત્ત્વનુ દર્શન કરાવે છે આ પ્રૌઢ ઈશ્વરી મન સર્વ સ્થળે અને સર્વ કાળે વસ્તુ માત્રને નિરખે છે, અને પોતે જ સૌંદર્ય સ્વરૂપ હોવાથી, અન્ય વસ્તુઓને પોતાના સૌન્દર્યની ઓછી વત્તી પ્રતિકૃતિ રૂપે જુએ છે ગુલાબના પુષ્પને રૂપ, રગ અને સુગધના કોઈ મહાન આદર્શની, કે કોઈ 'જીવન-સહચરી'ની સ્મૃતિની, દષ્ટિથી નિહાળતા એ જેટલા પ્રમાણમા પોતાના સૌંદર્યના ધોરણને મળતું



આવે તેટલા પ્રમાણમા ઈશ્વરી મન એને સૌંદર્યમય લેખે છે; તથા આપણને તે (ગુલાબનુ પુષ્પ) જેટલા પ્રમાણમા ઈશ્વરી મનની ઝાંખી કરાવે, તેટલા જ પ્રમાણમા આપણે તેને સુંદર કહી શકીએ.

ઈજીપ્તના 'પિરામિડ'મા તે કાળ અને દેશના નાગરિકોની ધાર્મિક સકુચિતતા, તેમની ઊંડી અને ગગનચુંબી આશાઓ, તેમ જ તેમના જીવનની સરળતા વગેરેનો આબેહૂબ ચિતાર રજુ થાય છે, આ ગુણને લીધે જ 'પિરામિડ' કલાયુક્ત ગણાય છે કવિવર શેક્સપીઅરે નવયુવાન પ્રેમીજનોના વિરહનુ સત્ય સ્વરૂપ માત્ર બે પક્તિમા જ આલેખ્યુ છે: 'પૂજક શ્વાસથી, અમખ્ય આસુથી સ્નેહઘન વિલાપથી અને જ્વાલામય ડુસકાથી' વર્ણનની આવી સુંદરતા જ કવિને મહત્તા આપે છે વસ્તુઓનો આદર્શ ચિતાર રજુ કરી શકે, તે જ કલા પરંતુ "કોઈ સુદર સ્ત્રી એક વ્યાવહારિક કવિ છે; પોતાના જગલી પતિને સસ્કારી બનાવે છે; અને જેના સમાગમમા આવે છે, તેનામા કોમળતા, આશા અને વાકચાતુર્ય રેડે



છે," એવી ઉચ્ચ ભાવનાઓ સર્વની ઉપર એક સરખી અસર કરી શકતી નથી મનુષ્યોની વણખીલી કલ્પનાશક્તિ સુંદરીઓના ભાવ ઉચ્ચ આદર્શની ખૂબી અનુભવી શકતી નથી; તેમ જ સૂર્યોદય ને પુષ્પ જેવી સુમધુર વસ્તુઓમાં પણ સુંદરતા પેખી શકતી નથી આનુ કારણ એ જ કે એવી વણખીલેલી કલ્પનાશક્તિમાં ઈશ્વરી મનના ઉચ્ચ આદર્શો પ્રતિબિંબિત થઈ શકતા નથી કવિ વર્ડ્ઝવર્થ કુદરત રૂપી મહાદેવીનું જેટલું સૌન્દર્ય ઝીલી શકે છે, તેટલું અન્ય આત્માઓ નથી ઝીલી શકતા કોઈ કલાકાર પોતાની કલા દ્વારા ઈશ્વરી મનનો જેટલો સાક્ષાત્કાર કરી શકે છે, એટલો બીજાઓ માટે સંભવિત નથી, એમ કહેવું એમાં લગારે અતિશયોક્તિ નથી મનુષ્ય ઈશ્વરી મનમાં વસતા સૌન્દર્યના આદર્શોને જેટલા પ્રમાણમાં પોતાના મન અને હૃદયમાં ઝીલી શકે છે તેટલા પ્રમાણમાં જ એ સાચા સૌંદર્યને નિહાળી શકે છે સંગીત માટે કાર્લાઈલે લખેલા વચનો યાદ કરો 'અનંતના તરફ પ્રયાણ કરાવી તેની ગહનતાની કંઈક ઝાંખી કરાવનાર કોઈ જેવી તાલ, એ જ સંગીત છે' પરંતુ સંગીતની સહાય વડે સ્વર્ગમાં સંચરવું, સર્વને માટે સરખું સરળ નથી પોતાના આંતર પ્રકાશના પ્રમાણમાં જ મનુષ્યો ઉચ્ચ ભૂમિકામાં ફલંગો મારી શકે છે

પણ પ્રભુની કરુણા અવર્ણ્ય છે, ઈશ્વરી યોજનાની દયા અકથ્ય છે જેમ સૂર્યના કિરણો મુગ્ધ કલિકાની પાંખડીઓ વિકસાવે છે ચંદ્રની અમીધારા કુમુદને જીવનરસનું પાન કરાવે છે, તેમ સૌન્દર્યરૂપ પ્રભુ પોતાના પ્રેમના બળથી મનુષ્યને સુંદરતાની પ્રાપ્તિ માટે તૈયાર કરે છે, અને મનુષ્યની સર્વ કૃતિઓની પડખે રહીને પોતે એને સાક્ષાત સૌંદર્યની સમીપ આણે છે

આ પ્રમાણે ભાવીના પડદા સુધી તેમને આંતર સુરથી લલકારનારા કવિઓ, માનવ જાતિની મૂંઝવણો ઉકેલનારા નાટ્યકારો, નીતિની ભાવનાને સ્થૂળ રૂપ આપનાર શિલ્પીઓ શબ્દ દ્વારા આત્મરણકારને ગજવનારા સાહિત્યકારો તથા સ્વર્ગની સહેલ કરાવનાર સંગીતકારો આપણને સર્વદા સૌન્દર્યના દર્શન કરાવી રહ્યા છે જીવનની સ્વર્ગીય જ્યોત ગુંજનાર તો એક જ વ્યક્તિ છે પરંતુ તેના દર્શનથી અંજાઈને કલાકારો પોતે નિહાળેલ પ્રકાશના ભાગ્યા તૂટ્યા કિરણો આપણી સમક્ષ રજુ કરે છે એ જ કલાકારોની સાચી વિશેષતા છે

સૂર્ય જેમ વસ્તુ માત્ર ઉપર ઉષ્ણતા અને પોષણના બળો રેડી રહ્યો છે, તેમ સૌન્દર્યરૂપ પ્રભુ પણ મનુષ્યમાત્રના સ્વભાવ ઉપર સૌન્દર્યના કિરણોની વૃષ્ટિ કરી રહ્યા છે મનુષ્ય જ્યારે સૌન્દર્યના નિયમોને વન્દે છે, ત્યારે સૌન્દર્યનો સ્વામી પોતાનો નવીન સન્દેશ સા . મનુષ્યના અંતરમાં પ્રવેશ [અનુ પૃ ૫૮ મે]




આ સંસ્થાને ડુંગરોની વચમા વસાવવાની અમે હિમ્મત તો કરી છે પણ આવા શાંત વાતાવરણનો અને સૃષ્ટિ સૌદર્યનો રસ બધા વિદ્યાર્થીઓ હજી લૂટી નથી શકતા એ ઘણીવાર ખૂચ્યા કરે છે અમે રહીએ છીએ એની સામે જ વિદ્યાર્થીઓનુ રહેઠાણ છે આખો દિવસ તો સૌ પોતપોતાના કામે લાગી ગયા હોય સાજે પ્રાર્થના પછી બધા સાથે હોય એટલે થોડો વખત સહેજે વાર્તાલાપમા ચાલ્યો જાય આ વાતો ઘણીવાર બહુ ઉપયોગી થઈ પડે છે

ચારે બાજુ લીલાછમ ડુગરાની લાબી હાર થાકેલા મનને નવી પ્રેરણા, શાંતિ આપે છે પક્ષીઓનું મધુર સંગીત તો ચાલુ જ હોય સવારના પહોરમા મોર આવીને કળા કરે છે ત્યારે અમારુ ચિત્રકામ, એ પૂરેલા રગો ઝાખા લાગે છે ચાદનીની શોભા તો આ જગ્યામા જોતા થાકતા જ નથી અજબ તાજગી એ આખા વાતાવરણ ઉપર પાથરી ચાલી જાય છે વળી રૂપાયતન તો કલાનુ ધામ એટલે રોજ નવી નવી કલાની કૃતિઓ તૈયાર થતી હોય તેમા આ વાતાવરણ ઉત્સાહ અને કંઈક નવુ કરી છૂટવાની તમન્ના જગાવે છે આવુ છે અમારુ રૂપાયતન છતા વિદ્યાર્થીઓને અમસ્તા ફરવા માટે ડુગરોમા રખડવાનુ મન નથી થતુ પણ શહેર તરફ મન દોડે છે ત્યાનુ વાતાવરણ વધુ મુગ્ધ કરે છે અને એ તરફનો રસ ઓસરતો નથી એ જોઈ આજે પ્રાર્થના પછી એક નાનુ દૃષ્ટાંત યાદ આવ્યુ તે તેઓને સભળાવ્યુ

"વિષ્ટા અને છાણ ઉપર જીવનાર, ગીગો નામે એક પતંગ છે પરંતુ અન્ય રીતે તે ભ્રમર જેવો છે. એવા એક ગીગાને એક ભ્રમર સાથે મૈત્રી થઈ ભ્રમરે વિચાર કર્યો, કે આ ગીગો આ મલીન પદાર્થમા રહે છે અને જીવે છે, તે કરતા તે સરોવરમા કમળમાથી મધ ખાતો થાય તથા તેની સુગધ ભોગવતો થાય તો સારુ, એમ વિચારી તેણે તે વાત એક દિવસે ગીગાને કહી ને પોતાની સાથે આવવા કહ્યુ ગીગાએ વાયદા ઉપર વાયદા કરી બે ત્રણ માસ કાઢયા તે પછી ભ્રમરે એક દિવસ ઘણો આગ્રહ કર્યો, ત્યારે તેણે બીજે દિવસે આવવા કબૂલ્યુ ગીગો તર્ક કરવા લાગ્યો કે કમળ હોય કે ન હોય, તેમા મધ હોય કે ન હોય અને મધ હોય તો પણ તેના આહારથી મને આનદ મળે કે ન મળે, એમ અનેક કુતર્ક કરી પોતાના નાક, પાખ વગેરેમા પોતાને ખાવા માટે વિષ્ટાનો ખોરાક ભાતા તરીકે લીધો અને પછી ભ્રમર સાથે ગયો ભ્રમરો કમળ ઉપર જઈ બેઠો અને બોલ્યો 'કેવી સારી સુગધ છે!' ગીગો કહે 'મને કઈ સુગધ આવતી નથી.' ભ્રમરને વહેમ પડ્યો, કે આ ગીગો તેની સાથે વિષ્ટા લાવ્યો હશે માટે સુગધ આવતી નહિ હોય

તે ઉપરથી ગીમાને તપાસ્યો, તો તેના નાક વગેરેમા સર્વ અગમા જ્યા સતાડાય ત્યા વિષ્ટા ભરેલી હતી તેથી તેને કહ્યુ 'મૂર્ખ! અહી પણ વિષ્ટા લઈ આવ્યો છે?' એમ કહી તેને સ્નાન કરાવ્યુ પછી ગીગાને ફરી કમળ ઉપર બેસાડ્યો, એટલે તે સુગધમા ગુલતાન થઈ તૃપ્તિ થાય ત્યા સુધી મધ પી મસ્ત બન્યો અને બોલ્યો 'આવો આનદ મે જન્મારામા કોઈ દિવસ ભોગવ્યો ન હતો. હવે કોઈ વાર વિષ્ટાની ઇચ્છા નહી કરુ"

કુદરતના સૃષ્ટિસૌદર્યમા ઈશ્વરની અકળ લીલાનો અનુભવ થાય અને એ લૂટી શકીએ તો જ સાચો આનદ નવુ સર્જન કરવાની તાલા વેલી જાગે આવા મનને ક્યાય પચાન કરવાનુ મન ન થાય એને તો એ વાતાવરણમ પોતે રચેલી કૃતિમા જ નત નવો આનદ મળે કુદરત એને સાચી પ્રેરણા આપ્યા કરે

વિદ્યાર્થીઓને આપણે ફક્ત ચિત્રકાર જ નથી બનાવવા પણ બીજા જ્ઞાન સાથે સૌદર્યની સાચી પરખ થવા માટે એ જ્ઞાન જરૂરી છે એટલુ આપણે વિચારીએ તો આ માર્ગ સરળ અને આ દૃષ્ટિએ શિક્ષણનો વિચાર કરીએ તો કલાનુ શિક્ષણ અતિ જરૂરી બને છે શરૂથી જ સૌન્દર્યની ભાવના કેળવાય તો વિદ્યાર્થીઓના ઘડતરમા આજે જે સુરકેટીઓ ઊભી થાય છે તે થવા ન પામે

આ માસમા સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી ઢેબરભાઈ રૂપાયતનની મુલાકાતે આવી ગયા સસ્થાને જમીનનો કબજો મળ્યો પછી તેઓની આ પ્રથમ મુલાકાત હતી તદ્દન જગલમા આવેલી આ જગ્યા ઉપર ઉપયોગી કાર્ય થઈ રહ્યુ છે તે જોઈ તેઓ રાજી થયા

ગાધીસ્મારક નિધિના મત્રી શ્રી ઘોત્રેજી, ગૂજરાત હરિજન સેવકસઘના પ્રમુખ શ્રી પરીક્ષિતલાલભાઈ તથા શારદાગ્રામના સચાલક શ્રી મનસુખભાઈ જોબનપુત્રા પણ આવી ગયા શ્રી મનસુખભાઈ તો અનુભવી અને કલાના ઉપાસક એટલે તેમનો રસ તરત બારીક વસ્તુઓમા પણ દેખાયો બધુ જોઈ તેઓ કહે "કોઈ બે લાખ રૂપિયા તમને આપે તો આ જગ્યામા આદર્શ સસ્થા ઊભી થઈ જાય એ વિષે મને શકા નથી તમારો શ્રમ અને ઉત્સાહ જોઈ કોઈ જરૂર કદર કરશે"

મે કહ્યુ 'કોઈ જલદી કદર કરી નાખે એમ હુ ઇચ્છતો પણ નથી વખત એનુ કામ કર્યા કરે છે બાપુ આપણને ઘણીવાર ન કહેતા કે, ઈશ્વર કોઈને તેના ગજા ઉપરાત તાવતો જ નથી' અત્યારની પરિસ્થિતિમા માણસો આર્થિક મદદ ન કરે પણ અમે જે કરી રહ્યા છીએ એ ધીરજથી જોઈ સહાનુભૂતિના બે શબ્દો કહે તો પણ અમને ઘણી મદદ મળી ગણાશે. આજે એ પણ નથી થતુ એ ખરેખર હુ ખેદ મિના છે'

આવુ માનસ જોઈ મન ક્યારેક મૂઝાય છે પણ કઈક પાકી ઇમારત રચવી હોય તો એ સામનો કરવાની શક્તિ પણ મેળવવી જ રહી



સૌન્દર્યની ભાવના : [અનુ. પૃ. ૫૧ થી ચાલુ]

કરે છે. બાળક જેવાં નિર્દોષ છે હૃદયો, અને પુષ્પ જેવાં નિર્મળ અંતરોને સૌન્દર્યની શોધ નથી કરવી પડતી. વૃક્ષ, રોપ અને લતા, સાગર, શૈલ અને સરિતા, સર્વમાં કોઈ નિદ્રા લેતી પ્રિયતમાના સ્મિત સરખું સૌન્દર્ય રહેલું જ છે. અંતરની મલિનતા ઓસરે, દષ્ટિપથ વિશાળ બને, તથા વસ્તુ માત્રમા એક જ ચૈતન્ય પરખાય, તો સૌન્દર્યનાં ઝરણ અખૂટ છે, એમ મનુષ્યને સમજાયા વિના રહે નહિ. ખનિજ અને વસ્નપતિ, પશુ અને મનુષ્ય, સર્વ સૌન્દર્યથી ભરેલાં છે. આ અવનીમાં એવું એક પણ, સ્થાન નથી કે જે સૌન્દર્ય વિનાનું હોય. પર્વતની પ્રૌઢતામાં કે સાગરના ઘુઘવાટમાં, વંટોળિયાના તુફાનમાં કે અરણ્યના નિઃસીમ પગથારમાં, નવરંગી પુષ્પ–વટિકામાં કે જ્યોત્સ્નાનાં રૂપેરી તરંગોમાં; કોઈ સુકુમાર બાળાના સંવનનમાં કે મુગ્ધાના પુષ્પ–પ્રફુલ્લ હાસ્યમાં, જ્યાં જ્યાં પ્રભુતા છે, ત્યા ત્યાં સ્થળે સ્થળે, સૌન્દર્યનો સુવર્ણમય પ્રકાશ ઝળહળી રહ્યો છે. કારણ કે જ્યાં પ્રભુતા છે, ત્યાં જ સૌન્દર્યનો નિવાસ છે

કલાનો સંદેશ

"આવો, બંધુઓ મારી સમીપ આવો. હું પરમ સૌન્દર્ય સ્વરૂપ પરમાત્માના હૃદયમાંથી ઉત્પન્ન થઈ છું. મેં પ્રાચીન ગ્રીસને આકારોનું, યુરોપ અને જાપાનને દેખાવનું, ચીન અને અરબસ્તાનને સરલતાનું, અને ભારતને વિસ્તારનું સૌન્દર્ય પ્રકટ કરતા શીખવ્યું છે. વળી જ્યારે તમે કલાકારોરૂપી મારા સ્વપ્નશાલી, તેજસ્વી અને ઉત્સાહી પ્રધાનોને તમારા મન અને હૃદયમા સન્માનતાં શીખશો, ત્યારે એ ભવિષ્યના જગતમાં હું તમને આત્માનું સૌન્દર્ય વ્યક્ત કરતાં શીખવીશ."

વ્યવસ્થા અને શાંતિની તમારી શોધ, મારા વિના નિષ્ફળ જશે. તમે સૌ પ્રથમ કલાના સામ્રાજ્યની અને જીવનકલા રૂપ ધર્મની શોધ કરો – એ જ સાચું પ્રભુનું સામ્રાજ્ય છે. પછી તમને કશાની જરૂર નહિ પડે. કારણ કે સૃષ્ટિનું સઘળું સર્વોત્તમ કલામાં જ રહેલું છે." – ડૉ કઝિન્સ

[પૃષ્ઠ ૪૮, ઊર્મિ–નવરચના ૮૭, લોકજીવનમાંથી]

## અનુક્રમણિકા

૩૦ માર્ચ ૧૯૫૯


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ બાપુના પત્રો | ગાંધીજી | ૩૨ |
| ૨ મન લાગો મેરો યાર | કબીરસાહેબ | ૩૩ |
| ૩ ઉપાસના કોની? | 'કૃષ્ણાનંદ' | ૩૪ |
| ૪ લઘુતાસેં પ્રભુતા મિલે | | ૩૫ |
| ૫ પ્રાર્થના પછી | ગાંધીજી | ૩૬ |
| ૬ નામસ્મરણ | રેવાશંકર ભ. | ૩૮ |
| ૭ ભદેનો વચ્ચે | ગાંધીજી | ૪૧ |
| ૮ ગાંધીજીનો ધરેડો રસ્તો | રામુ પંડિત | ૪૪ |
| ૯ અભિમાન કેમ ગળે? | પ્રકાશાનંદજી | ૪૫ |
| ૧૦ વિરોચિત મૃત્યુ | લલ્લુભાઈ મકનજી | ૪૭ |
| ૧૧ કેવો પુરુષાર્થ | | ૪૮ |
| ૧૨ સૌન્દર્યની ભાવના | જિનરાજદાસ | ૪૯ |
| ૧૩ રૂપાયતન | સંપાદક | ૫૧ |
| ૧૪ ગ્રંથાવલોકન | મુ. ક. | |


પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય જુનાગઢ.

કે તેમણે આધ્યાત્મિક મુમુક્ષુને આપેલી આ ભેટ એ તો સેંકડો વિદ્વાનોએ આપેલી સાહિત્યિક ગ્રંથરાશિની ભેટ કરતાં વિશેષ મૂલ્યવતી છે

— 'અભ્યાસી'

## સાભાર સ્વીકાર



વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ (મુંબઈ)ના નવા પ્રકાશનો

નારી તું નારાયણી   મૂળ લે. હા સેનગુપ્ત   કિં રૂ ૨-૮-૦

ટાગોરની સુંદર વાતો. અનુ૦ રમણીકલાલ સોની   કિં. રૂ ૧-૮-૦

ગાન સંક્ષિપ્તકાર, રમણલાલ સોની,   કિં રૂ. ૧-૮-૦

ચોખેરવાલી સંક્ષિપ્તકાર, રમણલાલ સોની,   કિં રૂ ૧-૮-૦

શ્રી અનંતરાય પટ્ટણી (ભાવનગર) તરફથી Sketches of Gandhi By Topolski નામનું ચિત્ર મંજૂષા રૂપાયતન ગાંધી ગ્રંથાલય માટે ભેટ મળ્યું છે જે સાભાર સ્વીકારીએ છીએ

'પ્યારાબાપુ'

'પ્યારાબાપુ' દર અંગ્રેજી મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની બીજી અથવા ત્રીજી તારીખે મળશે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે બ્રહ્મદેશ માટે રૂા ૭॥ અને પરદેશ માટે રૂા ૯) અથવા શિ ૧૨) છે

'પ્યારાબાપુ'નું નવું વર્ષ ફેબ્રુઆરીની આખરમાં શરૂ થઇ જાન્યુઆરીમાં પૂરું થાય છે વચ્ચેથી થનાર નવા ગ્રાહકોને વર્ષની શરૂઆત (ફેબ્રુઆરી)થી જ ગ્રાહક ગણી પ્રગટ થયેલા અંકો મોકલવાની પ્રથા છે

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું ગ્રાહકોએ પોતાનું નામ સરનામું સ્પષ્ટ લખવા સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો જોઇએ

લવાજમ મનીઑર્ડરથી મોકલવું વી પી થી મોકલતા અંકો મોડા મળે છે

'પ્યારાબાપુ'ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે ખાસ આવૃત્તિની થોડીક નકલો આ આશ્રમ રૂપાયતનમાં બનેલા હાથકાગળમાં છપાશે ખાસ આવૃત્તિનું વાર્ષિક લવાજમ દેશમાં રૂા ૯) વિદેશમાં રૂા ૧૦) અથવા શિ ૧૬

આઠ આના મોકલવાથી નમૂનાનો અંક મોકલવામાં આવે છે

તંત્ર અને વ્યવસ્થા અંગેના બધા પત્રવ્યવહારનું સરનામું

પ્યારાબાપુ કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ સૌરાષ્ટ્ર



રજિ૦ નં૦ બી૦ ૩૨૫૪

# તમારે જવાબ આપવો પડશે.

ગિજુભાઈ



બાળકોને અંદર અંદર ચાહવા દો. તમે તેમની નિર્દોષ રમતો વચ્ચે ના આવો તેમનામા તમારા દોષો ના આરોપો તમે જાણતા નથી કે તમે બાળકોની પણ અદેખાઈ કરી શકો છો તમને ખબર નથી કે તેમનો નિર્દોષ આનંદ તમે સહી શકતા નથી તમને કલ્પના પણ નહિ હોય કે તમારા દોષો તેમનામા આરોપ્યા વિના તમને સંતોષ થતો નથી

× × ×

તમને લાગતુ હોય કે બાળકોને મારવાથી તેઓ સુધરશે તો તમે એક વાર નહિ પણ અનેક વાર તેમને મારી જુઓ. વારંવાર મારવાથી પણ જો તેઓ સુધરે નહિ તો તમારે પોતે જ સુધરવું પડશે; એટલું જ નહિ પણ તમારે તમારા કૃત્ય માટે પ્રાયશ્ચિત્ત કરવું પડશે; એટલુ જ નહિ પણ જેણે તમને બાળકો આપ્યા છે તેને તમારે જવાબ આપવો પડશે

આ બધું કરવાની હિંમત અને શક્તિ હોય તો જ તમે બાળકો ઉપર તમારો નઠાર હાથ ઉપાડજો

# સાભાર સ્વીકાર

[નવજીવન પ્રકાશન મંદિર (અમદાવાદ)ના નવા પ્રકાશનો]

સંક્ષિપ્ત જીવનકથા

## જવાહરલાલ નેહરુ

ગુજરાતી અનુવાદ પરથી સંક્ષેપક

મણિભાઈ ભ. દેસાઈ

કિં રૂા ૧-૮-૦   ટપાલરવાનગી ૦-૭-૦

જવાહરલાલજીની આત્મકથા મૂળ અંગ્રેજીમાં બહાર પડ્યા પછી થોડા વખતમાં તેનો ગુજરાતી અનુવાદ સ્વ શ્રી મહાદેવભાઈએ કર્યો હતો, આ પુસ્તક તેના પરથી સંક્ષેપ કરીને તૈયાર કર્યું છે ગુજરાતી વાચકોને આ ઉપયોગી થઈ પડશે આ જીવનકથામાં જવાહરલાલજી લખે છે

"કોઈ ઠેકાણે મેળ ન ખાતો, ક્યાયે સ્વસ્થાને છુ એમ ન અનુભવતો, પૂર્વ અને પશ્ચિમનુ હુ એક વિલક્ષણ મિશ્રણ છુ. કદાચ મારા વિચારો અને જીવન પ્રત્યેની દૃષ્ટિ, પૂર્વ કરતા જેને પશ્ચિમના કહે છે તેને વધારે મળતા છે, છતા ભારતમાતા પોતાના અનેક બાળકોની જેમ મને યે અનેક રીતે અપનાવે છે, અને મારી પ્રકૃતિમા કદાચ મારા અપ્રગટ માનસમા, સેકડો – કે જેટલી હોય તેટલી – પેઢીઓના બ્રાહ્મણપણાના સસ્કારો છે એ મારા ભૂતકાળના વારસાને કે મારા નવીન સસ્કારોનેયે હુ છોડી શકતો નથી એ બને મારા જીવનના અગો છે, અને જો કે પૂર્વ અને પશ્ચિમ બન્નેમા તેઓ મને મદદગાર થાય છે છતા જાહેર જીવનમા જ નહી પણ સમગ્ર જીવનમા તે સસ્કારો હું જાણે માનસિક એકાકીપણુ ભોગવતો હોઉ એવી લાગણી મારામા ઉત્પન્ન કરે છે પશ્ચિમમા હુ અજાણ્યો અને પરદેશી બનુ છુ હું ત્યાનો થઈ શકતો નથી પણ મારા પોતાના દેશમાયે ક્યારેક હુ દેશનિકાલ થયેલા માણસની લાગણીઓ અનુભવું છુ

"મને પોતાને આ બધા વર્ષોમા એક અતિશય કીમતી લાભ થયો છે જીવનને એક અત્યત રસમય સાહસ રૂપે હુ વધ રે ને વધારે જોતો થયો છુ મારો વિકાસ થઈ રહ્યો છે એવો ચાલુ અનુભવ મને થયા કર્યો છે, અને હજુયે થાય છે, અને તે મારી પ્રવૃત્તિઓમા અને પુસ્તકોના વાચનમા રસ પૂરે છે અને એકદરે જીવનને જીવવા યોગ્ય બનાવે છે

"આ વૃત્તાંત લખતી વખતે દરેક બનાવ વખતની મારી મનોદશા અને વિચારોનું ચિત્ર રજૂ કરવા, તે ક્ષણે મારી જે લાગણીઓ તી ત



"જે આત્માની શોધમા છે તેને બધુ તેની મેળે મળી રહે છે ' —ગાધીજી

# બાપુના પત્રો

'દેહને આત્માને ઓળખવાનું સાધન
માનીએ, ને આત્મા તેનો નિયન્તા છે...'

ચિ......

સત્ય ને અહિંસાનો માર્ગ લેવો એટલે પોતાની ખામીઓનાં દર્શન કરવાનાં હોય જ. પણ જો એ દર્શન આપણી ગતિનો વેગ ન વધારે, આપણા પુરુષાર્થને ઉત્તેજિત ન કરે, તો એ દર્શન તે દર્શન નથી પણ માર્ગ છોડવાનું બહાનું છે "મારામાં યોગ્યતા નથી," એમ કહી માર્ગ છોડનારા હમણાં મને ઘણા મળ્યા છે. માર્ગ છોડ્યા પછી તેવા માણસોને સત્ય ને અહિંસા પ્રત્યે સૂગ પેદા થાય છે; ને છેવટે તે ભોગને ધર્મ સમજતા થઇ જાય છે એવો થાક તને ન જણાઓ. દેહધારીરૂપે આપણે અપૂર્ણ છીએ, રજકણથીયે ઊતરતા છીએ. આત્મારૂપે ઈશ્વરના અંશ છીએ જે શક્તિ સમૂહમા છે, જે ગુણ તેમા છે તે જ શક્તિ ને ગુણ તેના પ્રત્યેક બિન્દુમા છે, એ વિષે શકા નથી તેમ જ. તારે વિષે શંકા ન કરતો દેહને આત્માને ઓળખવાનુ સાધન માનીએ, ને આત્મા તેનો નિયન્તા છે એમ જાણીએ, એટલે બાજી હાથ આવી સમજ.

— બાપુના આશીર્વાદ

× × ×

"......તમે ગીતાજીના શ્લોક પાઠ કરી જાઓ તેથી હુ રાજી નહી થાઉ. તમે ઇતિહાસ વાચ્યો કે નહી, ગણિત ગણો કે નહી, સંસ્કૃત ભણો કે નહી, તેની મને કંઇ પણ ચિંતા નથી. પણ તમે સયમવૃત્તિ ધારણ કરો એ જરૂરનુ છે. એ મારે જોઇએ છે હુ માણસોનો ગુલામ થવાને ઇચ્છીશ, પણ મારા મનનો ગુલામ થવા નહિ ઇચ્છું. મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી. માટે તમે સમજીને મનને નિયમમા રાખતા શીખો આવી સ્થિતિમા તમે મારી પાસે રહી શકશો. નહિ તો મારે કોઈની જરૂર નથી. હું તમને કોઇને શીખવવાનુ અભિમાન પણ રાખતો નથી મારી પાસે એક શિષ્ય છે કે જેને શીખવવું એ ભારેમાં ભારે કામ છે અને શિક્ષણ આપવાથી જ હું તમારુ કે હિન્દનું કે માનવજાતનું ભલું કરી શકીશ અને તે હું પોતે જ છુ. જેને હું મારું મન કહું છું. આમ બધા પોતાને પોતાના શિષ્યો બનાવશો તેઓ જ અહીં રહેવાને લાયક છે આ જિંદગી જેનાથી ન જીરવાય તે અહી ન રહે એ બહેતર છે તે અહીથી છૂટો થાય તો તેવો ઠીક કર્યું કહેવાય. પણ સમજ્યા સિવાય (હેતપૂર્વક નહિ કરના સચાની માફક) કરવું એ પાપ છે. એવું હું નથી ઇચ્છતો."

# રામ નામ

કબીર સાહેબ

રામ નામ નિજ ઔષધિ, કોટિક કરે વિકાર;
બિસ બારી વિરક્ત રહે, કાયા કંચન સાર.

રામનામ એ એક જ ઔષધ એટલું બધું સમર્થ છે, કે જે કરોડો (સંસારનાં દોષ-બંધન આદિ) વિકારોને કાપી નાખે છે. જેમણે રામના નામરૂપી ઔષધનું સેવન કર્યું છે, તેમની કાયા કંચન જેવી નિર્મળ છે; અને તેમાં કોઇ જાતનો રોગ રહેતો નથી. હવે તેમને રામનામરૂપી ઔષધિ આગળ સામાન્ય ઔષધિથી ભરેલી કોડી (વીસ) કોડી વાડીઓ ઉપર કશો જ પ્રેમ નથી તે બધાથી તેઓ વિરક્ત રહી કેવળ રામનામનું જ સેવન કરે છે

રામ લિયા જિન સબ લિયા, સબ શાસ્ત્રનકો ભેદ;
બિના રામ નરકે ગયે, પઢિ ગુનિ ચારોં વેદ.

જેણે રામનામનો પરમાર્થ જાણી લીધો છે, તેને બધા શાસ્ત્રોનો ભેદ મળી ગયો છે; પરંતુ જેમણે રામના નામનો મર્મ જાણ્યો નથી, એવા પુરુષો ચાર વેદ અને છ શાસ્ત્ર ભણ્યા હશે તો પણ નરકે જ ગયા છે રામનું નામ એ જ ખરું ભણવાનું છે

જા ઘટ પ્રીત ન પ્રેમરસ, પુનિ રસના નહિ રામ;
તે નર પશુ સંસાર મે, ઉપજિ મરે બેકામ.

જેમના અંતઃકરણમા (પ્રાણીઓ ઉપર) પ્રેમ નથી અને જીભ ઉપર રામનામ નથી તે મનુષ્યો પશુ જેવા હોઇ, સંસારમાં વ્યર્થ જન્મે છે. અને મરે છે તેમના જીવનની કશી સાર્થકતા નથી. પ્રાણી માત્ર ઉપર દયા રાખવી અને રામનુ ભજન કરવું એ જ જીવનની સાર્થકતા છે.

જૈસે માયા મન રમૈ, તૈસા રામ રમાય;
તારામણ્ડલ બેધિકે તબ અમરાપુર જાય.

કબીરસાહેબ કહે છે, કે હે મનુષ્યો! જો તમારે આકાશમાં રહેલ. તારાઓના મંડળનો ભેદ કરી, તેની ઉપર આવેલા અમરાપુર (મોક્ષ)માં જવું હોય, તો જેવી આસક્તિથી માયામાં મન રમ્યા કરે છે, તેવી અથવા તેનાથી પણ વિશેષ આસક્તિથી મનને રામમા રમ્યા કરવા દો



# પાપ એટલે ઈશ્વરનો ઈનકાર,

## ઈશ્વરમાં અશ્રદ્ધા.



માણુસમાં રહેલી પાપ અને પુણ્યની બેવડી શક્તિનું વર્ણન ડ્રમન્ડે પોતાની શૈલિમા સુંદર રીતે આપ્યુ છે:

"માણુસમ:ા એક કુદરતી વૃત્તિ એવી પણ રહેલી છે જે એને પાડે, જડ બનાવી દે અને ધીમે ધીમે એને પશુની કોટિએ ઉતારી દે; એની બુદ્ધિને આંધળી કરી નાખે, એના હૃદયને શુષ્ક બનાવી દે અને એની સંકલ્પ શક્તિને કુંઠિત કરી નાખે. આને મારક તત્ત્વ અથવા પાપ કહીએ. એના ઉપાય તરીકે ઈશ્વરે માણુસમા બીજી વૃત્તિ પણ મૂકી છે જે આત્માને આમતેમ ઘસડાઈ જતો અટકાવે છે, તંને ઠેકાણે લાવે છે અને સવળે માર્ગે ચઢાવે છે આને તારક તત્ત્વ અથવા મુક્તિ કહી શકાય. આમાંનુ પહેલુ તત્ત્વ જો માણુસમા જોરથી કામ કરી રહ્યુ હોય અને એના આખા જીવનને નીચે – વિનાશને માર્ગે ખેંચી જતું હોય તો એમાંથી છૂટવાનો એક જ માર્ગ છે અને તે એ કે પેલી ઊંચે લઈ જનારી વૃત્તિનો નિશ્ચયપૂર્વક આશ્રય લેવો અને તેને બળે ઉપર ચઢવાનો પ્રયત્ન કરવો. આ શક્તિ એ જ દુનિયામાં એક એવી શક્તિ છે જેની કાઇ પણ અસર પેલી નીચે પાડનારી શક્તિ ઉપર થઈ શકે. એટલે આ શા ક્તની ઉપેક્ષા કરે તો માણુસ શી રીતે બચી શકે?"

આ દૈવી અને આસુરી મંથનનું વર્ણન નહીં તો બીજું શું?

"તેના ઊંચામાં ઊંચા અર્થમાં આત્મા એટલે ઈશ્વરમય થવાની વિશાળ શક્તિ.

"કેટલાક પ્રાણીઓ દરમાં રહેનારાં હોય છે. તેઓ પોતાનું જીવન ભોંયમાં જ ગાળે છે. કુદરતે પોતાની રીતે એનો બદલો તેમને બરાબર આપ્યો છે. એણે તેમની આંખો બંધ કરી દીધી છે. કેટલીક માછલીઓ અંધારા ખાડામા જ્યાં આંખની જરૂર ન પડે ત્યાં પોતાનાં રહેઠાણુ બનાવે છે. તેમને પણ તેમ કરવાનો ભયંકર બદલો કુદરતે આપ્યો જ છે તે જ પ્રમાણે આત્મા પ્રકાશને બદલે અંધકારમા રહેવાનું પસંદ કરે તો સાદા કુદરતી કાનૂનથી જ આત્માની આંખ બંધ થઈ જાય અને તે તેની શક્તિ ગુમાવી બેસે. પેલી પ્રસિદ્ધ અવળવાણીનો અર્થ એ જ છે: 'જેની પાસે કશું નથી, તેની પાસેથી જે હશે તે પણ લઈ લેવામાં આવશે.' તેથી 'એની પાસેથી એ સિક્કો લઈ લો'"

પાપનુ મૂળ એ પોતાના સ્વરૂપનું અભાન છે. ઈશ્વર હૃદયમા વિરાજે છે એ સત્યનુ અજ્ઞાન છે એ પણ એણે સરસ રીતે મૂક્યું છે

"જેનુ ચિત્ત વિષયી છે, ઈશ્વરથી વિમુખ થયેલું છે. ઈશ્વર પ્રત્યે વળી નથી શકતું તેનુ કેવળ નૈતિક નહીં પણ આધ્યાત્મિક મરણ જ થયેલું છે, ઈશ્વરથી અળગા થવુ, તેની ઈચ્છાને આધીન ન થવું, ઈશ્વરનું ધ્યાન ન ધરવું એ જ પાપ છે, એ જ નરક છે, આત્માના ઈશ્વર સાથે અમેળ તેને જ ધર્મશાસ્ત્રો પાપનુ મુખ્ય કારણ ગણે છે પાપ એટલે ઈશ્વરનો ઈનકાર, ઈશ્વરમાં અશ્રધ્ધા"

# કલા અને મુક્તિ



જિનરાજદાસ



સંપૂર્ણ જીવન, ઉકેલ અને રહસ્ય બન્ને એકી સાથે જ છે જીવન એ કેટલું ગહન રહસ્ય છે, એ દરેક વિચારક મનુષ્ય જાણે છે પણ એ રહસ્યની સાથે જ એનો ઉકેલ છે, એનું જ્ઞાન મનુષ્યને નથી આપણે જ્યારે ભૂતકાળના બનાવો અને વર્તમાનના પ્રસંગો ઉકેલને માપી શકીએ, ત્યારે જ આપણે એ ઉકેલ શોધી શકીએ છીએ બીજા શબ્દોમા કહીએ તો જીવનનો અનુભવ એ જીવનનું રહસ્ય ઉઘાડનાર ચાવી છે. અલબત્ત, આપણા ભૂતકાળના અનુભવો જે પ્રથમ બારણા ઉઘાડે છે, તે પાછળથી આપણો રસ્તો રોકે છે, પછી એ નવા બારણાની ચાવી આપણે શોધવાની બાકી રહે છે પણ આ વાત 'જીવનના દૈનિક, દરેક રહસ્યમય બનાવમા આપણે કાંઈક ઉકેલ શોધી શકીએ છીએ,' એ હકીકતથી વિરુદ્ધ જતી નથી

મનુષ્યોનું સંયુક્ત જીવન કે જેને આપણે "સંસ્કૃતિ" કહીએ છીએ, એ સર્વ મનુષ્યોના ભેગા કરેલા અનુભવના ઉકેલનો સરવાળો છે. એક દૃષ્ટિબિન્દુથી જોઈએ તો સંસ્કૃતિ એ જીવનના રહસ્યની અનેક સમજૂતીઓની શોધ છે.

એ ઘણી સમજૂતીઓમા બહુ જ ઉપયોગી મનાતી સમજૂતી તે ધર્મ છે ધાર્મિક શિક્ષકોથી પોષાયેલી મનુષ્યની પરાબુદ્ધિ જગતમા રહેલી એક યોજના જાણી શકે છે એ સૃષ્ટિના ક્રમને અનેક નામો આપવામા આવ્યા છે, અને એ એક બીજાથી તદ્દન જુદા પડે છે. છતા બધા ધર્મો એક મત માને છે કે આ વિશ્વ એ એક અવ્યવસ્થા કે અધાધૂધી નથી, પણ નિયમ અને પ્રેમથી ઘડાયેલ વ્યવસ્થિત રચના છે

તે જ પ્રમાણે, જો કે જુદી જ જાતના માર્ગથી તત્ત્વજ્ઞાન પણ એક જુદી જાતની સમજૂતી આપે છે જ્યારે તત્ત્વજ્ઞાન અંતિમ તત્ત્વ કે પરબ્રહ્મની વાત કહે છે, ત્યારે આપણને બીજા પ્રકારની ઉકેલ-પરંપરા મળે છે વિશાળ દૃષ્ટિએ જોતા, ભૂતકાળની અને વર્તમાનની બધીયે સંસ્કૃતિઓ જીવનનું રહસ્ય સમજાવનાર કોઈ અદ્ભુત વાક્યને પૂર્ણ કરનારા શબ્દો જ ક્રમશઃ ઉમેરે છે

આપણે, હિંદુસ્તાનના લોકો તો જીવનના આન્તર અર્થને લગતી વિચારસરણીથી ટેવાયેલા છીએ આપણે જાણીએ છીએ કે ધર્મ અને તત્ત્વજ્ઞાન એ એક બીજાના વિરોધી ઉકેલો નથી, પણ એક બીજાના પૂરક ઉકેલો છે પણ કલા એ પણ જીવનનો એક ઉકેલ છે, એ આપણે સમજ્યા નથી ગ્રીક લોકોના આ મોટામા મોટી સિદ્ધિ છે એ લોકોની

સસ્કૃતિની ચાવી જ એ હતી કે ધર્મ, તત્વજ્ઞાન અને વિજ્ઞાન સિવાય કલા પાસે પણ જીવનની સમસ્યા ઉકેલવાની શક્તિ છે ગ્રીક લોકો આદર્શમૂર્તિઓવાળા કોઈ દૈવી મનમા માનતા આ આદર્શમૂર્તિઓ એ પરમ પુરુષની જુદી જુદી બાજુઓ છે દરેક આદર્શ મૂર્તિ (આર્કીટાઈપ) એ જીવનના રહસ્યની એક બાજુ રજુ કરે છે એ આદર્શમૂર્તિ આ વાસ્તવિક જગતના પદાર્થો અને પ્રસગોમા પ્રતિબિમ્બિત થાય છે જ્યારે મનુષ્ય એ અમૂર્ત સૌન્દર્યને ઝીલવા પોતાની કલ્પના શક્તિને ખીલવે છે, ત્યારે જ અહીં આ એ આદર્શમૂર્તિનુ પ્રતિબિમ્બ દેખી શકે છે

તેથી ગ્રીક લોકોને મન સૌન્દર્યની એક કૃતિ તે માત્ર 'શાશ્વત આનદ આપનાર વસ્તુ જ' નથી, પણ જે અતિમ સત્ય આપણે શોધીએ છીએ, તેને વ્યક્ત કરનાર પણ છે ઉચ્ચ પ્રકારની કલાત્મક દૃષ્ટિની ખીલવણી સિવાય કોઈ પણ પ્રકારની મુક્તિની પ્રાપ્તિ મનુષ્યને થઈ શકે, એ ગ્રીકોની સમજણ શક્તિની બહાર હતુ કારણ કે જે સનાતન રીતે સાચુ છે તે અવશ્ય રીતે સુંદર પણ છે જે મનુષ્ય સત્યને પ્રાપ્ત કરવા માગે છે, એણે સૌન્દર્યના રહસ્યનો ઉકેલ પણ કરવો જોઇએ

એક ગ્રીક કહેવત છે કે 'મુક્તિની નજીક જતા મનુષ્ય પાસે ઉચ્ચ સૌન્દર્યદૃષ્ટિ હોવી જોઇએ" આ કથન ઇતિહાસથી પણ પુરવાર થયેલુ છ જગતના લગભગ બધા મહાન જગદ્‌ ગુરુઓ સૌન્દર્યની એક કે અનેક બાજુઓ પ્રતિ તીવ્ર સસ્કાર ગ્રાહકતા દાખવે છે તેઓ બધા સુન્દર કલ્પનાથી વિભૂષિત છે, અને એમના પ્રવચનોમા દેખાતી પ્રકૃતિ તરફની નિકટતાથી આપણે નવાઇ પામીએ છીએ જગત ગૌતમબુદ્ધને એક મહાન તત્વચિતક તરીકે ઓળખે છે પણ જગતને ખબર નથી કે એ એક કવિ પણ હતા લોકોને એમનુ શિક્ષણ સહેલાઈથી યાદ રહી જાય, એ માટે વારવાર એઓ પોતાના સૂત્રો કવિતામા કહેતા ચત્ત માણ વક નામના બાળકને માટે પ્રભુની પૂજા કરીને પાછા ફરતી વખત ગાવા માટે એમણે રચેલી કડીઓ દરેક બુદ્ધિસ્ટ બાળક જાણે છે તેવી જ રીતે જ્યારે આપણે જીસસ ક્રાઇસ્ટના શિક્ષણો જોઈએ છીએ, ત્યારે એ કુદરતની કેટલા નજીક હતા, અને કુદરતના સૌન્દર્ય માટે એમનામા કેટલી સૂક્ષ્મ દૃષ્ટિ હતી, એનો આપણને ખ્યાલ આવે છે આ વિચારને બહુ વિસ્તૃત કરવાની જરૂર નથી પણ તપાસને અતે માલમ પડશે કે જેમ મનુષ્યનુ ચારિત્ર્ય પવિત્ર અને ઉન્નત બને છે, તેમ તે દૈવી અવિર્ભાવના ગુપ્ત સૌન્દર્યને બહુ જ સારી રીતે ઝીલી શકે છે લોકો તો હમેશા એમ જ કલ્પના કરે છે કે સન્યાસી પોતાની ઇન્દ્રિયોને સસારના વિષયો તરફ જતી અટકાવે છે, માટે એ પોતાનો સૌન્દર્યદર્શી સ્વભાવ પણ મારી નાખતો હશે

હુ ભારપૂર્વક કહેવા માગુ છુ તે એ છે કે કલા એ મુક્તિને માટે આત્માની જરૂરી તાલીમ છે ધર્મ કહે છે, એ બધાયે સદ્‌ગુણો જરૂરી છે તત્વજ્ઞાન શીખવાડે છે, એ 'હકીકત પ્રત્યેની વફાદારી' પણ જરૂરી છે પણ કલા સિવાય કોઈ મારી જાણમા નથી કે જેણે પૂર્ણ ચારિત્ર્ય બનાવવાના લક્ષણ તરીકે કલાત્મક સસ્કારગ્રાહકતા ઉપર ભાર મૂક્યો હોય

અનેક દૃષ્ટિએ જોતા જીવન એક કરુણ કથની જ લાગે છે, પણ કોઈ તળાવના મધ્ય જ ગદા કાદવમાથી જેમ કમળ પોતાનુ માથુ ઊચુ કરે છે, તેમ સૌન્દર્ય જીવનના દરેક બનાવોમાથી પોતાનુ રહસ્ય બહાર કાઢે છે પણ એ રહસ્યનો માર્ગ મનાવતર જગતમા [અનુ૦ ૮૦ ૩૮૭]



# સાચું સુખ કેમ મળે?

રવિશંકર મહારાજ





સામાન્ય રીતે બધાને સુખ જોઈએ છે એ સુખ ભોગવવાનું સાધન શરીર છે શરીર ઇન્દ્રિયોનું બનેલું છે અને એ ઇન્દ્રિયોના સુખને સુખ માની તેની શોધ માટે મોટા મોટા શાસ્ત્રો રચાય છે પરંતુ સાધનો મળે છે તેમ તેમ સુખ ભાગતું જાય છે પચાસ વરસ પહેલા માણસ જે વસ્તુઓ વાપરતો હતો તેથી વધારે સુખી હતો પછી વસ્તુઓ વધી ત્યારે સુખ ઓછું દેખાયું છેલ્લે છેલ્લે તો ખૂબ સામગ્રી વધી ગઈ છે છતા દિવસે દિવસે દુખ વધતુ જાય છે મે ચીનના કેટલાય માણસો કપડાં વગરના જોયા છતા હસતે મુખે રીક્ષા ખેંચતા હોય, ઘાસ લાવતા હોય હાથમા રોટલો હોય તે ખાતા હોય અને આનંદ કરતા હતા અમે અહીંથી ગયા ત્યારે ગરમ કપડા પહેરીને ગયેલા છતા સાદાઈ કહેવાય જ્યારે ત્યા પહેરવા વસ્ત્ર નહોતુ છતા આનંદી લાગતા હતા ત્યારે સુખ કોને કહેવું? જૈન શાસ્ત્રોમા મર્યાદા શબ્દ આવે છે દરેક વાતમા મર્યાદા જોઈએ જીવવું શા માટે તેની પણ મર્યાદા જોઈએ અમુક દશામા રહીને મર્યાદા નક્કી કરી હોય તો જરૂર સુખ મળે છે મર્યાદા નથી હોતી તો કરોડો રૂપિયા અને અનેક સાધનો હોય તો પણ સુખ મળતુ નથી એ સુખ કયું? તેની ખબર નથી છતા આપણે બધા એની પાછળ પડ્યા છીએ મારો નાનો ભાઈ આવેલો તે કહેતો હતો કે ગામ નાનુ છે છતા ચાલીસ હજાર રૂપિયાના ખાવાના પાન ખરચે છે પહેલા સાત માઈલ ચાલીને જતા હવે મોટર સિવાય જવાતું નથી આમ જરૂરિયાતો ખૂબ વધારી દીધી છે ત્યારે ઉત્પન્ન તો જમીન ઉપર થાય તે જ છે વસતિ વધી અને જરૂરિયાતો વધારીને મળતુ સુખ જોઈએ એ ક્યાંથી લાવવું? એટલે કોઈનુ લૂટી લેવાનુ (બુદ્ધિથી) કોઈનુ પડાવી લેવાનુ વાતાવરણ ચાલે છે

આજે જગતમા સુખની અને રોગની જે મોઢું રાખીને વૈજ્ઞાનિક રીતે શોધ ચાલ્યા કરે છે તે મોઢું ફેરવ્યા વિના દોડ્યા કરીશું તો ક્યા જઈને અટકીશું તે કહી શકાતું નથી કેટલાક સત્તા માટે પડાપડી કરે છે, કહે છે કે સત્તા લઈને અમે લોકોને સુખી કરી દઈશું ખાવાનું પીવાનું નાચવાનું બધું અમે આપીશું અને એવું સુખ આપીશું કે બધાને સરખા કરીશું કેટલાક કહે છે યંત્રો વધારીને સુખના સાધનો વધારી શકીશું આમ કોઈ જ્ઞાનના પાયા વગર આડેધડ બધા દોડે છે કોઈ રંગે સુખ મળે, તેલ નાખે સુખ મળે સિનેમા જોયે સુખ મળે એમ જુદા જુદા સાધનો શોધ્યે જ જાય છે વિનોબાજી કહે છે કામ ખૂબ વધ્યા છે કામથી કામના થાય છે આ જોઈએ ને તે

જોઈએ! અને ઈચ્છા પાર ન પડે તો ક્રોધ આવે છે એટલે કામ અને ક્રોધ વચ્ચે દુનિયા ઝોલાં ખાય છે. મૂડી એકઠી કરતા કોઈ રોકે તો તરત લડાઈ થાય છે.

આ વસ્તુથી આપણે પાછા હઠીએ નહી તો દુઃખ જવાનું નથી ને સુખ મળવાનું નથી. અત્યારે તો ચારે બાજુ ધૂળના ગોટા ઊડે છે, થોડું વાળીએ છીએ ત્યા થરના થર પાછા પડે છે એટલે હવે તો ત્રીજું લોચન ઊઘડે તો જ કંઈક રસ્તો જડે! આપણા શાસ્ત્રોએ તો એ લોચન બતાવ્યું છે. પણ તેનું આચરણ કરીએ તો સુખ રૂપી ફળ મળે શાંતિને ઓળખીએ તો સાચી શાંતિ મળે ભગવાન પાસે જઈએ તો પણ સુખના ભાવમાં દુઃખ જ માગીએ છીએ. ચીનમા એક માતાનુ મંદિર જોઇને મે પૂછયું કે આ શું છે, તો કહે માતા છે. એ લક્ષ્મી વધારે તેવી માતા છે, પણ અમે તો ભૂમિ માતાને જ પગે લાગીએ છીએ એ અન્ન વધારે આપે છે જેથી અમને કંઈક સુખ મળે છે. આપણે સુખને માટે પ્રયત્ન તો કરીએ છીએ પણ મોઢું ના ફરે ત્યાં સુધી તે મળતું નથી અને મળશે જ નહીં. સુખ તો અંદર મોઢુ કરવાથી મર્યાદાને માર્ગે વળવાથી જ મળી શકશે.

# સેવાભાવનું કારણ

મુકુલભાઈ



શ્રી મહાદેવ ગોવિંદ રાનડેનુ નામ તો સૌ કોઈ જાણે છે તે મોટા ન્યાયમૂર્તિ હતા તોયે પોતાના કોઈ સગા-સબધી બીમાર હોય અથવા ઘરનો કોઇ નોકર તાવમા સપડાયો હોય કે તે તરત જ તેની ખબર કાઢવા દોડી જતા, દાક્તરને બોલાવી યોગ્ય દવાપાણી કરતા અને આશ્વાસન આપી ઘેર આવતા.

એમના આવા દયાળુ સ્વભાવનો વિચાર કરતા એમનાં ધર્મપત્ની રમાબાઇને થતુ, 'આખો દિવસ મોટા મોટાં કામોમા એ ગુથાયેલા હોય, તો પછી આવી નાની નાની વાતો એમને કેમ યાદ રહેતી હશે? આવી દોડધામ કરવાનો એમને વખત કયાંથી મળતો હશે?'

એક દિવસ એ બાબતમાં વાત નીકળતા શ્રી મહાદેવ ગોવિંદ રાનડે બોલ્યા: "કોઈ પણ કામનુ સ્મરણ રહેવાનો આધાર તે કામ માટે આપણને કેટલી ચિંતા છે તેના ઉપર તેમ જ આપણા પર તેની કેટલી જવાબદારી છે તેના ઉપર રહેલો છે. જો કાળજી ન હોય તો જ સ્મરણ ન રહે. જે વાત અંતઃકરણ સુધી પહોચી હોય, તેને ઘણું કરીને કોઈ પણ ભૂલી જતું નથી આપણુ મન ઘણા દુઃખથી, ચિંતાથી કે તીવ્ર વેદનાથી પીડાતું હોય, ત્યારે જ યાદ ન આવે. પણ એવો વખત કવચિત જ આવે છે અને આવે તોપણ તે વાતને કોઈ હિસાબમાં ગણતું નથી"

'હું એકલવાયો પથ ભેડવો પસંદ કરીશ, પણ દૃષ્ટિ નહીં ચૂકું''




# ભારતનું પ્રતીક

મુનિશ્રી સંતબાલજી

❁

કોઈ પણ રાષ્ટ્રનું પ્રતીક એવું હોવું જોઈએ કે જે એના ભવ્ય ભૂતકાળનું સૂચક અને ઉજ્જ્વળ ભાવિનું માર્ગદર્શક હોય આ રીતે જોતા ભારતનું પ્રતીક સર્વોત્તમ છે એમ લાગ્યા વિના નહિ રહે એનું નામ અશોકચક્ર છે અશોકના રાજ્યતંત્રનો વિશિષ્ટ ગુણ સર્વધર્મ સમન્વયનો અને સર્વ પ્રજાની પ્રિયતાનો છે આ પ્રતીકની પસંદગી થઈ ત્યારે સર્વજનહિતેચ્છુ રેંટિયો જ હોવો જોઈએ એ નાદ વહેતો થયેલો, પરંતુ અનેક રીતે વિચારતા અશોકચક્રમા રેંટિયાનો પણ મેળ બેસી જાય છે, એમ 'હરિજનબંધુ'મા સમજાવવામા આવ્યું હતું અને એ પ્રતીકને બાપુના પણ આશીર્વાદ સાંપડ્યા હતા આપણા દેશની સંસ્કૃતિની દૃષ્ટિએ જોઈએ તો પણ એમા બે મુખ્ય ગુણો દેખાશે (૧) ત્યાગપૂજા, (૨) સર્વધર્મસમન્વય આ બે મહાન ગુણોને કારણે જ ભારતવર્ષને વિશ્વપ્રતિષ્ઠા અને વિશ્વવંદ્ય વિભૂતિઓ સાંપડી છે

મહાવીર જુઓ કે બુદ્ધ જુઓ! કૃષ્ણ ભણી નિહાળો કે રામ ભણી નજર કરો! એ બધામા ત્યાગ અને સર્વજનપ્રિયતાના બન્ને ગુણો ભારોભાર દેખાશે એ ચારે ક્ષત્રિયવીરો હતા, એટલું જ નહિ પણ રાજ્યતંત્રના કોઈ વારસદારો તો કોઈ સંચાલકો હતા, પરંતુ સૌને આદિ મધ્ય અને અંત 'ત્યાગીને ભોગવી જાણો' એ સૂત્રમા જ પરિણમ્યા હતા, એ જ સંસ્કૃતિના સાગરમાથી ગાંધીજી જેવું મહારત્ન સાંપડ્યું એમણે બલિદાન અને કોમીએકતાના મંત્રો પાઈપાઈને રાષ્ટ્રને સ્વરાજ અપાવ્યું દુનિયાની મહાસત્તાઓના મોમા આંગળા નખાવ્યા જગત ચકિત બન્યું અને માનવજાતને આશા ઊભરાઈ સૌના મનને ઘડીભર લાગવા માંડ્યું, કે વિશ્વશાંતિ હવે હાથવેંતમા છે જાણે વિશ્વયુદ્ધોનો હવે છેડો આવી ગયો, પરંતુ કોણ જાણે કેમ, પણ આઝાદી આવ્યાને વર્ષ પછી વર્ષ પસાર થય છે તોય આવું હજુ દેખાતું નથી આનું મોટામા મોટું કારણ એ છે, કે આપણા હૃદયમા સર્વધર્મસમન્વય અને ત્યાગપૂજાને બદલે જાણે અત્યંત સાંકડી મનોદશા, સત્તાપૂજા તથા ધનપ્રતિષ્ઠાએ અડ્ડા જમવ્યા છે! મુંબઈ મહારાષ્ટ્રમા જશે કે ગુજરાતમા? અને ડાંગમા કોનો હક્ક? એની સાઠમારી ચાલે છે ગ્રામપંચાયતના સભ્યથી માંડીને રાજ્યપ્રધાન લગી મોટે ભાગે સત્તાની ખેંચતાણ ચાલે છે ગમે તે પ્રકારે પૈસો ક્યાથી મળે તેની જ ઝંખના ચોમેર દેખાય છે આમાથી અશાંતિ અને ઉત્પાત સિવાય બીજું શું ફળ નીપજે?

શ્રી જવાહરલાલજી થોડા વખત પર એ મતલબનું બોલ્યા હતા 'મારી પાસે દેશનું

ચિત્ર સ્પષ્ટ છે, પણ તે હું જોઇ શકીશ કે કેમ તે ન કહી શકું.' પુરુષાર્થી પુરુષ આથી બીજું શું કહી શકે? એ તો એકલપંથી મરજીવો મહામાનવી છે.' કૉંગ્રેસ. અધિવેશન વખતે અને તે પહેલાં એમણે કૉંગ્રેસીબંધુઓને સાફસાફ કહ્યું હતું: 'હું એકલવાયો પંથ ખેડવો પસંદ કરીશ, પણ દૃષ્ટિ નહિ ચૂકું.' વિરોધી વિચારો અને વિરોધી બળોમાંથી ઊંડામા ઊંડું પડેલું સત્ય ખોળવા માટે એ કેટલા આતુર છે અને નાનકડા દેખાતા સત્યની ખાતર કેવી મહાન લાગવગનો ભોગ આપવા તેયાર રહે છે, તે તાજેતરમાં દેશવિદેશમાં બનેલા અને બન્યે જતા પ્રસંગોથી સ્પષ્ટ જોઇ શકાય છે. આમ છતાં પ્રજા શ્રી જવાહરની પ્રતિભાને પૂજી શકે છે, પણ એમની સર્વધર્મસમન્વય અને ત્યાગ પૂજાની વાતને ઝીલી શકતી નથી. આમા હું પ્રજાનો જ માત્ર વાંક જોતો નથી.

પ્રજાનું મન તો પંડિતજી સુધી પહોચે છે, પણ એના આખ, કાન અને હાથ-પગ તો નજીકની ધરતી લગી જ પહોચે છે અને એ ધરતીમાં તો જેને એ શ્રી જવાહરલાલનું સીધેસીધું અંગ માને છે, તેમાના (ભલે અમુકમાં પણ) પોતા કરતાં ય ઓછા સદ્ગુણો અને વધુ દુર્ગુણો જુએ છેઃ એટલે તે પણ સાંકડી વૃત્તિ, સત્તા અને ધનમાં ગૂચવાઇ જાય છે. ખરી રીતે આવું હોય ત્યા એણે સદ્ગુણો વધારવાની પોતાની ફરજ બેવડાવવી જોઈએ; પરંતુ સામાન્ય સમાજ પાસેથી આટલી બધી આશા પણ રાખવી વૃથા છે આનો અર્થ એ થયો, કે પ્રજાની પાસે રહેનારાં અંગોએ પ્રજા કરતાં સર્વધર્મસમન્વય અને ત્યાગની બાબતમાં ઊચે જવું જોઈએ અને નહિ તો પ્રજાનાં માન્ય ગણાતાં સ્થાનોની ગાદીથી વેગળા રહેવું જોઇએ. શ્રી જવાહરલાલ રોજરોજ વિમાનમાં સહેલગાહ કરશે કે થોડે તેવાં બાહ્ય રીતે વૈભવી ગણાતાં સાધનો માણશે, તો ય પ્રજા એમને સહી લેશે અને મહાત્યાગી માનશે; કારણ કે પ્રજા હૃદયના વિશ્વાસની મૂડી એમની જમાપાસામાં પુંકળ પડી છે. નાના મોટા સૌ જો એવી વ્યક્તિનું બાહ્ય અનુકરણ કરવા જશે તો પ્રજા નહિ સાંખી શકે.

આપણે ત્યાં એ શિરસ્તો પહેલેથી જ પ્રચલિત હતો, કે કાં તો પ્રતિષ્ઠા અને પૂજા લો અને કાં તો સત્તા અને ભૌતિક આબાદની લો. બંને એકીસાથે નહિ મળે. આજે તો બધું ય મળશે, એમ માનીને સૌએ આંધળી દોટ મૂકી છે, કહેવત છે, કે 'શાકાઓની સંખ્યા વધે તો ખોળ પણ મોંઘો થાય' તેમ આજે વસ્તુઓની તંગી તો વધી જ છે. સાથે સાથે સમાજમાં સૌને તોળીતોળી સાચું કહેનાર અને ચીથરે વીંટેલા રત્નને ઉકરડામાંથી પણ ખોળી કાઢીને મૂલ્ય મૂલવનાર માણસોની પણ તંગી વધી પડી છે. આવી દુઃખદ સ્થિતિ ચાલુ જ રહેશે તો આપણા દેશનું પ્રતીક સર્વોત્તમ હોવા છતાં અને સર્વોચ્ચ રાષ્ટ્રનાયકો મળવા છતાં આપણે કલ્પેલા પંથે આગેકદમ નહિ કરી શકીએ. ઘોર નિશામા આશાની દીવડી છે ખરી, પણ તે પાછળ રહી ગઈ છે. મતલબ, કે વિરોધી વિચારો સાથે સુમેળ રાખનાર અને સત્તા તેમ જ ધનનાં સ્થાનોથી નિર્લેપ રહેનારનો સાવ છેદ ઊડ્યો નથી. તેઓ કયાં હશે અને કેટલી સંખ્યામાં હશે, તેની ચિંતા ન કરીએ. બીજે કયાં ય તેવી વ્યક્તિ ન હોય, તો ય આપણા માંથી જ શોધીએ. ટૂંકમાં આપણું સુખ આપણે ફરીથી તે તરફ વાળીએ અને 'તેન ત્યકતેન ભુઞ્જીથાઃ તથા સહ નૌ ભુનક્તુ' એ બે પરમ મંત્રોને સાધીને આપણા રાષ્ટ્રપ્રતીકને સાર્થક કરીએ



"હું શિક્ષક છું. મારી ઉંમર ૬૭ વર્ષની છે. મેં આખી જિંદગી (૪૬ વરસ) શિક્ષણખાતામાં ગાળી છે. સમાજના એક ગરીબ પણ પ્રતિષ્ઠિત કાયસ્થ કુટુંબમાં જન્મેલો. અમારા કુટુંબે એક કાળે જાહોજલાલી ભોગવી પણ હવે ગરીબાઈમાં આવી પડ્યું છે. મને સાત દીકરી ને બે દીકરા એટલાં સંતાન આપવાની ઈશ્વરે કૃપા (?) કરી છે. સૌથી મોટો છોકરો વીસ વરસનો થઈને ગયા ઑક્ટોબરમાં મરી ગયો ને દુખી અમને માબાપને શોકમાં ગરક કરતો ગયો! એ હોશિયાર ને નીવડે એવો છોકરો હતો. મારી જિંદગીની બધી આશા એના પર હતી. મારી સાત દીકરીઓમાંથી પાંચને પરણાવેલી છે. મારી છઠ્ઠી ને સાતમી છોકરી ૨૦ ને સોળ વરસની હજુ અવિવાહિત છે. મારો નાનો દીકરો અગિયાર વર્ષનો છે. મારો પગાર રૂ. ૬ છે. એમાંથી મારું ખરચ પણ પૂરું થઈ રહેતું નથી. મારી પાસે બચત કશી નથી. ઊલટું માથે દેવું છે. મારી છઠ્ઠી દીકરીનું વેવિશાળ કર્યું છે. એનું ખર્ચ ઘરેણાંના ને રૂ. ૩૦૦ પહેરામણીના મળીને, રૂ. ૯૦૦થી ઓછું નહીં થાય. મને લાઇફ ઍશ્યુરન્સ ઑફ કૅનેડામાં મારો રૂ. ૨૦૦૦નો વીમો છે. ૧૯૧૮માં વીમો ઉતરાવેલો. કંપનીએ મને ફક્ત રૂ. ૪૦૦ ધીરવાની હા પાડી છે. એ તો ખરચના અડધા ભાગની રકમ થઈ. બીજા અડધા ભાગ માટે હું લાચારીમાં છું. એટલા પૈસા આપીને આપ આ ગરીબ બાપને મદદ ન કરો?'

આવા કાગળો મારા ઉપર ઘણા આવે છે. મોટા ભાગના કાગળો દ્રાવિડમાંથી હોય છે. પણ આપણે જાણીએ છીએ કે અંગ્રેજી કેળવણીથી છોકરીઓના માબાપનો ભાર કાંઈ હળવો થયો નથી. કેટલીક જગાએ એમની સ્થિતિ પહેલાં કરતાં બૂરી થઈ છે, કેમ કે અંગ્રેજી ભણેલા બાપની અંગ્રેજી શિક્ષણ પામેલી છોકરીને વરવાયોગ્ય એવા જુવાનોના બજારભાવમાં સારી પેઠે વધારો થયો છે.

આ અભાગી પિતા જેવા માણસને જરૂર જોગી રકમ ધીરવી કે દાન આપવી એ સાચામાં સાચી મદદ નથી. તેને તો ધારણ આપીને સમજાવવો જોઈએ કે તે દીકરી માટે પૈસા આપીને વર વેચાતો ન લે, પણ પૈસા સારુ નહીં પણ પ્રેમને સારુ પરણવા તૈયાર થાય એવા વરની પસંદગી દીકરીને પોતાને જ કરી લેવા દે. આનો અર્થ એ છે કે તે સ્વેચ્છાએ

પસંદગીનું ક્ષેત્ર વિશાળ બનાવે છે. જાત અને પ્રાંતની બેવડી દીવાલો તૂટવી જ જોઈએ. ભારતવર્ષ જો એક અને અવિભાજ્ય હોય તો તેમાં એકબીજાની જોડે ભોજન અને વિવાહના સંબંધ ન બાંધનારા નાના નાના અસંખ્ય વાડા પાડનાર કૃત્રિમ ભેદો ન જ હોવા જોઈએ. આ ઘાતકી રૂઢિમાં ધર્મ તો જરાયે નથી. એકલદોકલ માણસથી શરૂઆત ન થઈ શકે ને સમાજનું માનસ આ ફેરફારને માટે તૈયાર થાય ત્યાં લગી વ્યક્તિઓએ રાહ જોવી જોઈએ એવી દલીલ નહીં ચાલે. સાહસી વ્યક્તિઓએ અમાનુષી રિવાજો ને પ્રથાઓ તોડ્યા સિવાય જગતમાં કોઈ પણ સુધારો થવા પામ્યો નથી. લગ્ન એ સામાજિક ધર્મસંબંધ છે. તેને બદલે લગ્નને જે બજારુ લેવડદેવડની ચીજ ગણવામાં આવે છે તે પ્રમાણે ગણવાની આ બાપદીકરી ના પાડે તો બાપને માથે શી આફત આવી પડવાની હતી? તેથી આ પત્રલેખકને મારી એ સલાહ છે કે તે હિંમત કરીને પૈસા ઉછીના કે ભીખ માગવાનો વિચાર છોડી દે, અને દીકરીની સાથે સલાહ-મસલત કરીને કોઈ પણ જાતનો કે પ્રાંતનો સુયોગ્ય વર શોધી કાઢે, ને એ રીતે વિમાની પોલિસી પર જે ચારસો રૂપિયા મળી શકે એવા છે તે બચાવી લે.

આ ઉપરના પત્રનો જવાબ વાંચી એક બહેન લખે છે :

આપનો ‘ટળી શકે એવું દુઃખ’ એ લેખ મને અધૂરો લાગે છે. માબાપે દીકરીઓને પરણાવવાનો આગ્રહ શા સારુ રાખવો જોઈએ ને એને સારુ આટલું દુઃખ શા સારુ વહોરવું જોઈએ? માબાપ જો છોકરાને કેળવણી આપે છે તેમ છોકરીઓને આપીને સ્વતંત્ર કમાણી કરી શકે એવી બનાવે તો દીકરીઓ માટે વર પસંદ કરવાની ચિંતા એમને ન કરવી પડે. મારો પોતાનો અનુભવ એ છે કે જ્યારે છોકરીઓને ઠીક ઠીક માનસિક વિકાસ સાધવાની તક મળી હોય અને તેઓ માનભેર આજીવિકા મેળવવા સમર્થ બની હોય ત્યારે એમને પરણવાની ઇચ્છા થયે યોગ્ય વર મેળવતાં કશી મુશ્કેલી આવતી નથી. આનો અર્થ એ નથી કે છોકરીઓને કૉલેજની કેળવણી આપવી જોઈએ એમ હું કહું છું. હજારો છોકરીઓને માટે એ શક્ય નથી એ હું જાણું છું. મારું કહેવું એટલું જ છે કે છોકરીઓને એવું ઉપયોગી જ્ઞાન મળવું જોઈએ ને કંઈક ધંધો શીખવવો જોઈએ જેથી તેમનામાં દુનિયા સામે ઊભા રહેવાનો આત્મવિશ્વાસ આવે અને પોતાને માબાપ કે ભાવિ પતિ પર આધાર રાખવો પડશે એવી લાચારી ન રહે. હું એવી કેટલીક બહેનોને ઓળખું છું જેમને એમના પતિઓએ એક વાર તજી દીધી પણ જે આજે એમના પતિઓની સાથે સુખમાં રહે છે, કેમ કે ત્યક્તાની દશામાં એ બહેનો મહેનત કરી સ્વાશ્રયી અને સ્વાધીન બની હતી. પરણવાયોગ્ય ઉંમરવાળી છોકરીઓ જેમને હોય એવાં માબાપની મુશ્કેલીઓનો વિચાર કરતી વખતે આપ આ વસ્તુ પર ભાર મૂકો તો બહુ સારું.

આ બહેને વ્યક્ત કરેલી ભાવનાઓને મારો હાર્દિક ટેકો છે. પણ લેખમાં જે બાપની વાત કરેલી તેના દુઃખનું કારણ એ નહોતું કે એની છોકરી અશિક્ષિત કે આવડત વિનાની હતી, પણ તેને ને કદાચ છોકરીને પણ વરની પસંદગી એમની નાનકડી નાતમાંથી જ કરવી હતી. એ દાખલામાં છોકરીનું



# ગાંધી કથા કહેતાં પરબીડિયાં

લલ્લુભાઈ મકનજી





ટપાલપેટીમા નખાતા કાગળો પર જે વ્યક્તિનુ ચોક્કસ સરનામુ લખેલુ હોય, તે વ્યક્તિને તેનો પત્ર ટપાલખાતુ સહીસલામત પહોચાડે છે પણ સરનામામા નાની સરખી ભૂલને કારણે કાગળો ઘણી વાર અટવાઈ પડે છે અને જેમને ઉદ્દેશીને તે લખેલા હોય તેમને મળતા નથી ડેડ લેટર ઑફિસ આવા કાગળોનો યોગ્ય નિકાલ કરે છે, છતા અનેક કાગળોનો કોઈ પણ પ્રકારની માહિતીના અભાવે નાશ કરવો પડે છે

દેશપરદેશની જ્ઞાત અજ્ઞાત હજારો વ્યક્તિઓના પત્રો ગાધીજી પર આવતા હતા એ અનામી પત્રલેખકોમાથી કેટલાક તો જાણતા પણ નહિ કે ગાધીજી કોણ છે અને કયા રહે છે તેથી ગાધીજીને સબોધીને લખાયેલા પત્રોના સરનામાથી ટપાલખાતાને ઘણી વાર મૂઝવણ અનુભવવી પડી છે

એક વાર દિલ્હીની પોસ્ટ ઑફિસમા નીચેના સરનામે પરબીડિયુ આવ્યુ ·

"ધી કિંગ ઑફ ઇડિયા,
દિલ્હી,
ઇંડિયા"

આ કાગળ કોને પહોચાડવો તેની વિમાસણમા ટપાલખાતુ પડી ગયુ ઑફિસમા એક અમલદારે સૂચવ્યુ કે એ પત્ર વાઈસરૉયનો હશે પણ તે હિંદનો રાજા નથી માટે એ પત્ર તેને ન અપાય હિંદનો કાયદેસરનો રાજા ઇગ્લડમા રહે છે, તો આ પત્ર દિલ્હી શા માટે મોકલ્યો? આખરે પત્ર ફોડીને ટપાલખાતાએ જોયુ તો જણાયુ કે એ પત્ર ગાધીજીને ઉદ્દેશીને લખેલો હતો! "હિંદના રાજા" તે વેળા ઇગ્લડમ નહિ પણ બ્રિટિશોની જેલમા બેઠા હતા તેથી યરવડાની જેલમા ગાધીજીને તે પહોચાડવામા આવ્યો આ અજ્ઞાત પત્ર લેખકનુ કેટલુ સચુ પૃથક્કરણ કે હિંદની જનતાનો સાચો સમ્રાટ તો ગાધીજી જ હોઈ શકે, અન્ય નહી! બીજા રાજાઓ તો આવશે, જશે અને કાળપટમા ભુલાઈ જશે પણ આ રાજા તો ભારતના જ નહી પણ વિશ્વના કરોડો લોકોના હૃદયસિંહાસનમા બિરાજે છે કારણ કે તેનનુ રાજ્ય પ્રેમ અને અહિંસા પર રચાયેલુ છે તેને મનુષ્યોએ રચેલી ભૌગોલિક મર્યાદાનુ બધન નથી

બીજી વાર હિંદના ટપાલખાતાને પત્ર મળ્યો

"ધી ગ્રેટ અહિંસા નેતા
ઑફ
ઇંડિયા"

કયા શહેરમા આ કાગળ મોકલવો? ટપાલખાના સમક્ષ મોટી સમસ્યા ઊભી થઈ પણ એક કુશળ અધિકારીએ બુદ્ધિ દોડાવી, કે અહિંસાનો મહાન ફિરસ્તો તો ગાધી છે અને તે વર્ધામા રહે છે માટે જ એ પત્ર ગાધીજીનો જ હતો અને તેમને તે પહોચાડવામા આવ્યો

અહિંસાના અમોઘ શસ્ત્રથી બ્રિટિશ સલ્તનતને હચમચાવી મૂકનાર ગાંધીનું પૂરું નામ ન જાણનાર એક પરદેશી કલાકારને ગાંધીજીને પત્ર લખવો હતો. ગાંધી હિંદમાં રહે છે પણ ક્યાં રહે છે તેની માહિતી તેને ન હતી. શું કરવું? કલાકાર મૂંઝાયો. છેવટે કલાકારની પ્રતિભા ઝળકી. પરબીડિયા પર ગાંધીજીનો આબેહૂબ સ્કેચ તેણે દોરી કાઢ્યો.

"ટુ, (ગાંધીજીનો સ્કેચ-'પીસ મેન")
ઇંડિયા '

દિનપ્રતિદિન વર્ષો સુધી ગાંધીજીનું નામ અને ફોટા વર્તમાનપત્રોમાં પ્રગટ થતા રહ્યા છે. તેથી ગાંધીજીનું પ્રત્યક્ષ દર્શન ન કર્યું હોય એવો નાનામાં નાનો ટપાલખાતાનો નોકર પણ આ "પીસ મેન"ને ઓળખતો હતો. એટલે પત્ર ગાંધીજીને પહોંચ્યો. સરનામું કરવાની આ તદ્દન મૌલિક રીત જોઈને કલાકારની પ્રતિભા પર ગાંધીજી પણ ખુશ થયા.

ગાંધીજીએ હિંદની સ્વતંત્રતા માટે કોંગ્રેસ દ્વારા મોટી લડતો ઉપાડી હતી, પણ ગાંધીજીનું કોંગ્રેસમાં શું સ્થાન છે તે કેટલાક પરદેશીઓને સમજાતું ન હતું. ગાંધીજી ચાર આનાના કોંગ્રેસના સભ્ય હોય કે ન હોય, કારોબારીના સભ્ય હોય કે ન હોય છતાં તેમની સલાહ વિના કોંગ્રેસ એક પણ કદમ ભરતી નહીં એવું તેમનું કોંગ્રેસ સંસ્થામાં અનન્ય સ્થાન હતું એ જ ભાન પરદેશીઓએ તેમને લખેલા પત્રોના સરનામાં પરથી તરી આવે છે —

(૧) "હેડ ઑફ કોંગ્રેસ
વર્ધા
ઇંડિયા"

(૨) "મહાત્મા ગાંધીજી
સુપ્રીમ પ્રેસિડેન્ટ ઑફ ઇંડિયન નેશનલ કોંગ્રેસ,
વર્ધા,
ઇંડિયા"

(૩) "મોહનદાસ કે. ગાંધી,
લીડર ઇન ઇંડિયન નેશનલ કોંગ્રેસ,
દિલ્હી
ઇંડિયા '

ભારત સરકાર ગાંધીજીની ઇચ્છા વિરુદ્ધ કંઈ જ ન કરી શકે એવી છાપ પરદેશમાં કેટલાક સ્થળોમાં હતી. હિંદી સરકારના વડા પ્રધાન ભલે જવાહરલાલજી હોય, પણ તે સરકારના સરમુખત્યાર ગાંધીજી જ છે એવી પણ સમજ કેટલાક પરદેશીઓમાં હતી. એ સમજનું પ્રતિબિંબ પાડતું ગાંધીજીને લખાયેલું પરબીડિયું પણ રસપ્રદ છે.

' મહાત્મા ગાંધીજી,
ડિરેક્ટર ઑફ ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા
વર્ધા,
ઇંડિયા

ભારતનું તંત્ર દિલ્હીથી નહીં પણ વાસ્તવમાં વર્ધાથી ચાલતું હતું એવી પરદેશીની સમજ કેટલી સાચી હતી! દિલ્હી ભલે રાજધાની હોય પણ ભારતનું હૃદય તો વર્ધામાં જ હતું એની કોણ ના પાડી શકે એમ છે?

ગાંધીજી એક મહાન પ્રવાસી હતા. તેમના જેટલો પ્રવાસ હિંદના કોઈ પુરુષ કે નેતાએ કર્યો નથી. આગગાડીના ત્રીજા વર્ગનો ડબ્બો એ જ તેમનું ઘર અને કાર્યાલય અનેક વાર બની જતો. તેથી પત્રલેખકો માટે મૂંઝવણ અનુભવતા કે તેમણે ક્યા ઠેકાણે પત્ર લખવો? ૩૫ કરોડના હૃદયમાં વસતા ગાંધીજીનું વળી સરનામું શું? તેમને શોધી કાઢવા એ ટપાલ ખાતાની ફરજ! તેમને લખેલો કાગળ ગેરવલ્લે પડે જ નહીં એવી અપૂર્વ

શ્રદ્ધાથી તરબોળ બનીને કોઇએ લખ્યુ.
"મહાત્મા ગાધી
જહાં હો વહા"
બેશક! પત્ર ગાધીજીને મળી ગયો હતો!
મહાન રાજદ્વારી પુરુષ હોવા છતા કરોડો ગ્રામવાસીઓ ગાધીજીની સત પ્રકૃતિથી આકર્ષાયા હતા તે હિંદના જ નહી બલકે દુનિયાના સત અને ઈશ્વરના ભક્ત તરીકે પૂજાતા હતા તેમના પ્રત્યેની એ ભક્તિભાવનો પડઘો કોઈ નિર્દોષ ગામડિયાએ કરેલા સરનામામા પડ્યો છે

"દુનિયા કે ભગત
શ્રી મહાત્મા ગાધીજી
વર્ધા"

પરદેશના ઘણામા પડેલી અનેક વ્યક્તિને તો એ સમજાતુ જ નહી કે ગાધી આટલી પ્રબળ રાજદ્વારી વ્યક્તિ કેમ છે આટલી મોટી રાજદ્વારી લાગવગ ધરાવનાર ગાધી કોઈ ગવર્નર કે ગવર્નર જનરલ હેવા જોઇએ એવી કલ્પનાથી કરેલુ સરનામુ જુઓ

"ટુ હીઝ એકસેલન્સી
મહાત્મા ગાધી, એસ્કવાયર
કલકત્તા
ઇડિયા"

લાખો સાદા ભોળા ખેડુતો અને વણકરો ગાધીજીને પોતાના જ માનતા અને ગાધીજી પોતે પણ પોતાને ખેડૂત અને વણકર તરીકે ઓળખાવતા તેમનો પોશાક, રહેણીકરણી બધુ જ ગરીબ ખેડૂતને મળતુ હતુ તેઓ સેવા ગ્રામમા ગરીબોના જેવી એક નાની ઝૂપડીમા રહેતા હતા અને જેની પાસે પૂરા વસ્ત્રો નથી એવી અનાથ જનતાના પ્રતિનિધિ તરીકે માત્ર ઘૂટણ સુધીનો કચ્છ જ પહેરતા તેથી કોઇએ લખ્યુ

"મહાત્મા ગાધી,
ફાર્મર ઍન્ડ વીવર,
મુબઈ"

ગાધીજી બૅરિસ્ટર થયા હતા તેમના આ કાયદાના અભ્યાસને કેટલાક વધુ પડતુ મહત્ત્વ આપતા અને માનતા કે તેઓ બૅરિસ્ટર થયા ન હોત તો આવા પ્રખર રાજદ્વારી પુરુષ ન થઈ શક્યા હોત એવા ભાઈઓ તેમને નીચે પ્રમાણે લખતા

"મહાત્મા ગાધી, બર-ઍટ-લૉ,
ભગી કોલોની,
દિલ્હી"

અજ્ઞાત લાખો લોકો તેમને કેવા વિધ વિધ સ્વરૂપે નિહાળતા હતા તેનુ મનોરમ પ્રતિબિંબ આ સરનામામા પડે છે. ગાધીજીના રહસ્યમય અને વિરાટ વ્યક્તિત્વના વિવિધ પાસાઓની કથા આ પરબીડિયા આપણને કહી રહ્યા છે!

## 'પ્યારાબાપુ'ની હાથકાગળ આવૃત્તિ

'પ્યારાબાપુ'ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે ખાસ આવૃત્તિની થોડીક નકલો નવા વર્ષના પ્રથમ અકથી 'રૂપાયતન'મા બનેલા હાથકાગળમા છપાય છે ખાસ આવૃત્તિનુ વાર્ષિક લવાજમ દેશમા રૂા ૭) વિદેશમા રૂા ૧૦) અથવા શિ ૧૬

હાથકાગળની ખાસ આવૃત્તિના બે વધુ રૂપિયા જે ભાઈઓ ભરી શકે તેઓ હાથકાગળ ઉદ્યોગને ઉત્તેજન આપી રૂા ૨) તરત કાર્યાલયને સરનામે મોકલી આપશે એવી આશા રાખીએ છીએ

 [અનુ૦ પૃષ્ઠ ૬૪થી ચાલુ]

બહુ થોડા છે સર્જનાત્મક કલાકાર એ દિશામાં પોતાથી બનતું કરે છે દરેક કવિ, નાટ્યકાર ગાયક, સંગીતસર્જક, ચિત્રકાર, શિલ્પી, સ્થપતિ કે નૃત્યકાર બધા યે એ રહસ્ય સમજાવવાનો પ્રયાસ કરે છે પણ જ્યારે તેઓ પોતાના સર્જનની ઉત્તમમાં ઉત્તમ સ્થિતિએ હોય છે, ત્યારે તેઓ પોતે જ જાણે અંજાઈ ગયેલા લાગે છે, અને એ વખતે એમની વાણી આપણને અર્થ વિનાની લાગે છે એ કલાત્મક ઉક્તિની બારાખડી શીખવા માટે આપણને કોઈ રસિકની જરૂર પડે છે, અને ત્યારે પછી ધીમે ધીમે આપણે એ 'નવી દુનિયા' જોવા માંડીએ છીએ

કલા જે નવી દુનિયા બતાવે છે, એ બે પ્રકારની છે એ દ્વૈતભાવ જ આપણા જીવનની દરેક વસ્તુઓમાં હમેશા રહેલો માલમ પડે છે આપણું હિંદુ તત્ત્વજ્ઞાન એને સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ કહે છે ચક ગ્રીકો એને વ્યક્ત અને અવ્યક્ત કહે છે ખ્રિસ્તી ધર્મના રહસ્યવાદીઓ એને પ્રભુનું સર્વાતીતપણું અને સર્વવ્યાપકપણું કહે છે કલા એને જીવન અને આકાર કહે છે

હિંદુસ્તાનની સંસ્કૃતિમાં કલાના આ બે સ્વરૂપો—જીવન અને આકાર—ઉપર બહુ ભાર દેવામાં આવ્યો છે હિન્દુસ્તાનમાં આજે બે ધોરણોનું મિશ્રણ છે એક પુરાતન અને એક અદ્યતન હિન્દુ અને ઇસ્લામી કલામાં કલાના આ બે સ્વરૂપો—જીવન અને આકારનો વિરોધ સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ આકારનો કલાકાર કુદરતને વફાદાર હોવો જોઈએ અને તેથી ઇસ્લામી કલાકાર કુદરતને વળગી રહે છે જ્યારે હિન્દુ કલાકાર કુદરતને બહુ સ્થાન આપતો ન ગને નથી પણ હિન્દુ કલાકાર બાહ્ય ઇન્દ્રિયથી દેખાતી કાંઈ પણ વસ્તુ ચિતરવાનો પ્રયત્ન કરતો જ નથી પણ એની આંતર ઇંદ્રિય એ "લીલા," અથવા વ્યક્ત જગતમાં પ્રતિબિંબિત થતા સૌન્દર્યની રહસ્યપૂર્ણ સંવાદિતા ઉપર મનન કરે છે હિન્દુ કલાકાર પ્રભુના સર્વાતીતપણાનો કલાકાર છે, નિર્ગુણ બ્રહ્મને વ્યક્ત કરનાર છે, એનો ઇસ્લામી બંધુ પ્રભુના સર્વવ્યાપકપણામાં આનંદ લે છે, અને સગુણ બ્રહ્મ એ એના સૌન્દર્યનું ધ્યેય છે

બધા યુગમાં કલાકારો આ જીવન અને આકારનું રહસ્ય વ્યક્ત કરવાનું કામ કરે છે જ્યારે આપણામાંનો દરેક જણ ગમે તેટલા નાના પાયા ઉપર, પોતાની જાતને કલાકારમાં ફેરવી દેશે, ત્યારે મુક્તિની નજીક એક પગથીયું આવશે ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન આપણને થોડા પગલા આગળ લઈ જાય છે, પણ આખો માર્ગ નથી દાખવતા ધર્મ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન કે કલાએ દાખવેલો, જીવનના રહસ્યનો એક જ ઉકેલ માર્ગના થોડા ભાગ સિવાય આપણને આગળ લઈ જઈ શકતો નથી એ તમામ ઉકેલોએ વારાફરતી આપણા હાથ પકડવા જોઈએ, અને આપણને દોરવા જોઈએ

આપણામાંનો દરેક જણ એ કલાકાર છે—હોવો જ જોઈએ કારણ કે દિવ્યતાનો અંશ થવું, એટલે જ કલાકાર થવું એ મહાન કલાકાર માત્ર આપણી બહાર જ નથી રહેતો પણ આપણી અંદર પણ રહે છે જે એ કરે છે તે આપણે પણ કરી શકીએ એ વાત ખરી છે કે એની પાસે એના ચૂંટેલા કેટલાક પયગંબરોની ટોળી છે તેઓ દરેક દેશના સર્જનાત્મક કલાકારો છે પણ આપણા દરેકમાં પણ એમનો સ્વભાવ રહેલો જ છે, એટલે આપણા જીવનમાં કોઈ જગાએ તે એ

કલાકાર છુપાયેલો હશે જ. એ કલાકાર ગમે તે સ્વરૂપમા દેખાય છે કયા તો શબ્દો દ્વારા પ્રકટી નીકળે કયા તો સેવાની નમ્ર રીતિઓ દ્વારા વ્યક્ત થાય, કયા તો સુદર સહનશક્તિ કે સપૂર્ણ વીરત્વ દ્વારા પણ દર્શન દે કવિઓ, ચિત્રકારો અને શિલ્પીઓ ઉપરાત બીજા ઘણી જાતના કલાકારો છે સાચો કલાકાર તો એ જ કહેવાય છે કે જે જીવનને એના સાચા સ્વરૂપમા વધાવી લે છે, અને એમાથી ગુપ્ત ભવ્યતા બહાર કાઢે છે જયૉડાનો બ્રુનો કે જેને જીવતા ચિતા ઉપર સળગાવી દેવામા આવ્યો હતો તેણે કહ્યુ હતુ અને એના મરણથી સાબીત કરી આપ્યુ હતુ કે "એક યુગમા કેમ મરવુ તે જે જાણે છે, તે ભવિષ્યના અનેક યુગમા કેમ જીવવુ એ, સમજે છે" એની અદર રહેલા કલાકારે પસદ કર્યુ કે ગુલામીથી ભરેલા સ્વાતત્ર્ય કરતા ચિતા વધારે સારી છે

ઉપનિષદ્, ધમ્મપદ, ગિરિ પ્રવચન અને પયગબરના કથનો, આપણને કેમ જીવવુ અને કેમ મરવુ, એ જ શીખવે છે પણ એ જ પાઠ આપણને સુદર કલાકૃતિઓ —પાર્થેનોન, તાજમહાલ, બોરોબુદર, મીલાનનુ દેવળ, અને મદુરાના મદિરો પણ પઢાવે છે શેક્સપીઅર અને કાલિદાસ, એસ્કાયલસ અને વેગ્નર પણ એ જ બોધપાઠ આપે છે, અને એ જ પાઠ દરેક ચિત્રકાર શિલ્પી સગીતકાર અને બધા મહાન નૃત્યકારો પણ શીખવે છે આપણા પૂર્વજોએ જ્યારે સવાર જોયુ, ત્યારે એને ઉષાનુ નામ આપી શા માટે એનુ પૂજન કર્યુ ? ગ્રીક લોકોએ એને "ઈયૉસ" કહી ગુલાબી "અગુલિવાળી ઉષા" અને એના સૌન્દર્યના સ્તોત્રો ગાયા એ શા માટે ? કારણ કે સૂર્યોદય અને સૂર્યાસ્ત, એ પણ ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના જેટલોજ સાચો ઉકેલ આપે છે દરેક ફૂલ એ દૈવી રહસ્યના શબ્દો ઘૂટે છે તે જ પ્રમાણે આપણા હૃદયની દરેક વેદના દ્વારા એ મહાન કલાકાર વ્યક્ત થાવ માગે છે જ્યારે આપણે, દુખમાથી સૌન્દર્યની કૃતિઓ ઘડતો ગુપ્ત કલાકાર શોધતા શીખી જઈશુ, ત્યારે જ આપણને કલાના ખરા સ્વરૂપનો ખ્યાલ આવશે, કલા શુ, એ ત્યારે જ સમજી શકીશુ

જ્યા સુધી સુદર રીતે જીવતા નહિ શીખીએ, ત્યા સુધી સત્ય દૃષ્ટિથી, એટલે ન્યાયપૂર્વક અને ડહાપણ ભરેલી રીતે જીવતા આપણને નહિ આવડે જો આપણે આપણા નયનો ઉઘાડીએ, અને જોઇએ તો એ શીખવુ બહુ સહેલુ છે દરેક નાનુ પુષ્પ શુ શીખવુ તે કહે છે અને દરેક તાડનુ ઝાડ જ્યારે પવનમા ઝૂલે છે, ત્યારે કેવી રીતે જીવવુ, એ શીખવે છે જો આપણે આખો ઉઘાડી રાખીને જોઇએ તો ! પણ આપણા નયનો આડા આવેલા પડળો કોણ હટાવશે ? કારણ કે જે આપણા નયનો ઉઘાડે છે, એ જ ખરેખર આપણો મુક્તિદાતા, અને સાચો ઉદ્ધારક છે

---

* કલા એ પણ જીવનનો એક ઉકેલ છે, એ આપણે સમજવા નથી ગ્રીક લોકોની આ મોટામા મોટી સિદ્ધિ છે એ લોકોની સસ્કૃતિની ચાવી જ એ હતી કે ધર્મ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન સિવાય કલા પાસે પણ જીવનની સમસ્યા ઉકેલવાની શક્તિ છે

* મુક્તિની નજીક જતા મનુષ્ય પાસે ઉચ્ચ સૌંદર્યદૃષ્ટિ હવી જોઇએ



# જ્ઞાન પ્રાપ્તિના માર્ગનો કાંટો

કનુભાઈ ના. પટેલ

હજારો વર્ષ પહેલા ની વાત છે ત્યારે લોકો સત્તા માટે આટલી પડાપડી નહોતા કરતા તે સમયે રાજાઓનુ જીવન પણ સત્તા વૈભવમય નહી પરતુ સેવામય હતુ

એ સમયે વિંધ્યાચળની ઉત્તરે વિષ્ણુ ગુપ્ત નામના એક ધર્મિષ્ઠ તથા સેવાપરાયણ રાજા રાજ્ય કરતા હતા આ વિષ્ણુગુપ્તને ભરત તથા બલરાજ નામે બે પુત્રો હતા પિતાના બધા ગુણોનો વારસો આ બને પુત્રો ને પણ મળ્યો હતો બંને રાજકુમારોનુ જીવન પણ ધર્મિષ્ઠ તથા સેવામય હતું

એક દિવસ મહારાજ વિષ્ણુગુપ્તે પોતાના પાટવી કુવર ભરતને બોલાવીને કહ્યુ 'પુત્ર ભરત! હવે મારી અવસ્થા થઈ છે તેથી હુ આ રાજપાટની જંજાળમાથી છૂટો થઈ શુદ્ધ જ્ઞાનની પ્રાપ્તિ માટે સન્યસ્ત લેવા ઈચ્છુ છુ માટે રાજ્યની આ જવાબદારીમાથી તુ મને મુક્ત કર '

પિતાની આ વાત સાભળીને ભરતે કહ્યુ 'પિતાજી! રાજપાટના મોહમા પડીને મારે માટે શુદ્ધજ્ઞાનના દ્વાર સદાયને માટે બધ કરવાની મારી જરા પણ ઈચ્છા નથી હું પણ વનમા જઈને શુદ્ધજ્ઞાનની પ્રાપ્તિ માટે તપશ્ચર્યા કરવા માગુ છુ ”

પોતાના પુત્રની આવી ઉદાત્ત ભાવના લઈને વિષ્ણુગુપ્તનુ મન પ્રફુલ્લિત થઇ ગયુ પરતુ પોતાનો પુત્ર આ રીતે સ્વધર્મનુ પાલન કરવાને બદલે વનના જઈને માત્ર પોતાની જાતનુ જ કલ્યાણ કરે તે તેમને ઠીક ન લાગ્યુ તેમણે પોતાના પુત્રને સમજાવતા કહ્યુ 'વત્સ! શુદ્ધજ્ઞાન માત્ર નિષ્ક્રિય ચિંતન તથા તપશ્ચર્યાથી નહી પરતુ નિસ્પૃહ ભાવે સ્વધર્મનુ પાલન કરતા કરતા જ પ્રાપ્ત કરી શકાય પાટવીકુવર તરીકે રાજ્યની લગામ હાથમા લઇ રાજ્યમા સુખ તથા શાતિની સ્થાપના કરવી અને લોકોને સુખી તથા સમૃદ્ધ બનાવવા એ તારો ધર્મ છે એ સહજ ધર્મનો ત્યાગ કરવો એ તારે માટે શ્રેયસ્કર નથી માટે તુ બીજા વિચારોનો ત્યાગ કરીને નિસ્પૃહભાવે રાજ્ય સભાળ અને સમગ્ર દેશમા સુવ્યવસ્થિત રાજ્યની સ્થાપના કર '

ભરતે પિતાની આજ્ઞા કબૂલ કરી બીજે જ દિવસે મહારાજ વિષ્ણુગુપ્તે રાજ્યનો બધો વહીવટ ભરતને સોપ્યો અને પોતે સન્યસ્ત ધારણ કરી વનમા ચાલ્યા ગયા આ બાજુ આખા દેશમા સુશાસનની સ્થાપના કરવાના ઉદ્દેશથી ભરતે અશ્વમેધ યજ્ઞ કરવાનો સકલ્પ

કર્યો, અને પોતાની વિશાળ સેના લઈને તેઓ વિજયયાત્રાએ નીકળી પડ્યા.

થોડાં વરસોમાં તો સારોએ દેશ તેમની સુવ્યવસ્થા નીચે આવી ગયો લોકોએ ભરતને દેશના ચક્રવર્તી રાજા તરીકે સ્વીકારી લીધા. આમ ભરત જ્યારે પોતાની વિજયયાત્રાએથી પાછા ફર્યા પછી પોતાની રાજધાનીમાં પ્રવેશ કરવા જતા હતા ત્યારે એક વિચિત્ર વાત બની. અનેક ઉપાયો કરવા છતાં ભરતનો વિજયી અશ્વ કોઈ રીતે નગરમાં દાખલ થતો ન હતો આનુ કારણ જાણવા માટે ભરતે પોતાના રાજ્યપુરોહિતને બોલાવ્યા. તેમણે કહ્યુ' 'રાજન્! આપના નાનાભાઈ બલરાજને અત્યાર સુધી કોઈ જીતી શક્યુ નથી એટલે જ્યાં સુધી તમે પણ તેમને જીતો નહીં ત્યા સુધી તમારુ ચક્રવર્તિત્વ અધુરું ગણાય. આ કારણના લીધે જ આપનો વિજયી અશ્વ નગરમા પ્રવેશ કરતો નથી "

"તો શુ ચક્રવર્તિત્વ પ્રાપ્ત કરવા માટે મારે મારા ભાઈ સાથે લડવુ પડશે? મને એવા ચક્રવર્તિત્વની જરા પણ આકાક્ષા નથી " ભરતે જવાબ આપ્યો.

રાજપુરોહિતે કહ્યુ: "રાજન્! રાજ્યધર્મીને માટે કોણ ભાઈ, અને કોણ ભાઈ નહીં? આમાં તમારી વ્યક્તિગત ઇચ્છાનો પ્રશ્ન નથી. આ તો સમગ્ર દેશના હિતનો સવાલ છે. સમગ્ર દેશમા સુવ્યવસ્થા તથા સુશાસનની સ્થાપના થાય એટલા માટે પણ તમારે ચક્રવર્તીપદ ધારણ કરવાની જરૂર છે. અને તેથી બલરાજ સાથે યુદ્ધ કરવાનો તમારો ધર્મ થઇ પડે છે '

આખરે પોતાના ભાઈ સાથે યુદ્ધમા ઉતરવા માટે ભરત તૈયાર થયા. મલ્લયુદ્ધમાં જે જીતે તે ચક્રવર્તી ગણાય, એવું ઠરાવીને બંને ભાઈઓએ મલ્લયુદ્ધ શરૂ કર્યુ. બલરાજ ખરેખર બલરાજ હતો. તેણે ક્ષણ ભરમા ભરતને બે હાથે ઝાલીને ઊંચા કર્યા. જોનારના જીવ તાળવે ચોટ્યા હતા પરંતુ બધાના આશ્ચર્ય વચ્ચે બલરાજે તરત જ ભરતને ધીમેથી પૃથ્વી પર ઊભા કર્યા અને તેમના પગમા માથુ નમાવીને કહેવા લાગ્યો, "મોટાભાઇ! આ ચક્રવર્તીપદને માટે તો આપ જ યોગ્ય છો તથા મોટાભાઇ તરીકે એ અધિકાર પણ આપનો જ છે. વળી રાજ્યની જજાળમા હું પડવા પણ માગતો નથી. મારી ઇચ્છા તો વનમાં જ તપશ્ચર્યા કરીને શુદ્ધજ્ઞાન પ્રાપ્ત કરવાની છે."

ભરતે તેને ઘણુ સમજાવ્યો કે અપરાજિત તરીકે ચક્રવર્તી પદ ધારણ કરવાનો અધિકાર તારો જ છે અને તું ચક્રવર્તી બને એના જેવી આનંદની વાત મારા માટે બીજી કઇ હોય? પરંતુ બલરાજ એકનો બે ન થયો તે જ ક્ષણે તેણે સન્યસ્ત ગ્રહણ કર્યુ, અને વનમા જઇને શુદ્ધજ્ઞાનની પ્રાપ્તિ માટે ઘોર તપશ્ચર્યા કરવા માડી

વર્ષો સુધી એક પગ ઉપર ઊભા રહીને તપ કર્યું. વર્ષો સુધી આંખ ઉઘાડી બાહ્ય જગત ઉપર નજર સરખી પણ ન નાંખી. વર્ષો સુધી મૌન ધારણ કર્યું. અને એ રીતે અનેક પ્રકારના કષ્ટો સહન કરીને દેહને કૃશ કરી નાંખ્યો.

બલરાજની આવી ઘોર તપશ્ચર્યાની કીર્તિ દેશના ખૂણે ખૂણામા ફેલાઈ ગઈ. હજારો માણસો બલરાજના દર્શનાર્થે આવવા લાગ્યા. પરંતુ રહી રહીને બધાના મનમાં એક જ પ્રશ્ન ઘોળાયા કરતો હતો કે, આટલા વર્ષોની આવી ઘોર તપશ્ચર્યા પછી પણ બલરાજ જેવા ધર્મનિષ્ઠ પુરુષને શુદ્ધજ્ઞાનની પ્રાપ્તિ

કેમ થતી નથી

આ બાજુ ભરતે કેટલાય વર્ષો સુધી રાજ્ય ચલાવ્યુ તથા રાજ્યના વૈભવ વિલાસ ભોગવ્યા પરંતુ રાજ્યનો વૈભવ વિલાસ તેમના મનને જરા પણ અસર કરી શક્યો ન હતો. તેમનુ મન હમેશા સન્યાસ ગ્રહણ કરવા તરફ લાગેલુ રહેતુ હતુ આખરે તેમણે પોતાના રાજ્યગુરુની અનુજ્ઞા મેળવીને રાજ્યની લગામ પોતાના પુત્રના હાથમા સોપી પોતે સન્યસ્ત ગ્રહણ કર્યું, અને વનમા જઈ ઈશ્વર ભજન કરવા લાગ્યા આ રીતે ઇશ્વર ભજન કરત કરતા થોડા સમયમા જ તેમને શુદ્ધ જ્ઞાનની પ્રાપ્તિ થઈ

આ વાતની જ્યારે લોકોને જાણ થઇ ત્યારે તેમના આશ્ચર્યની કોઈ સીમા ન રહી કોઇની સમજમા એ નહોતુ આવતુ કે, કુમાર બલરાજ આટલા વર્ષોથી આવી ઘોર તપશ્ચર્યા કરે છે છતા તેમને શુદ્ધજ્ઞાનની પ્રાપ્તિ નથી થતી, જ્યારે મહારાજ ભરત કે જેમણે પોતાની જિંદગીનો મોટો ભાગ રાજ્યના વૈભવ વિલાસમા ગાળ્યો છે તેમને રાજ્યનો ત્યાગ કરતાની સાથે જ શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય છે

પોતાની આ શંકા પ્રજાજનોએ રાજ્ય પુરોહિત સમક્ષ રજૂ કરી રાજ્યપુરોહિત એક જ્ઞાની તથા પંડિત બ્રાહ્મણ હતા તેમણે જવાબ આપ્યો "પોતે અપરાજિત છે, પોતાને કોઇ જીતી નથી શકયુ એ વાત બલરાજ હજી ભૂલી શક્યા નથી અભિમાન રૂપી આ નાનકડો કાંટો તેમને જ્ઞાન પ્રાપ્ત થવા દેતો નથી, જે ક્ષણે તેમના મનમાથી આ અભિમાન રૂપી કાંટો નીકળી જશે તે જ ક્ષણે તેમને શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થશે "

આ વાત ઉડતી ઉડતી જ્યારે બલરાજ પાસે પહોચી ત્યારે તેમના મનમા જાણે કે એક પ્રકારનો ચમકારો થયો. પોતાની તપશ્ચર્યામા જે ખામી હતી તેનો તેમને ખ્યાલ આવ્યો તે જ ક્ષણે તેમણે પોતાના મનમાથી અભિમાન રૂપી એ કાંટાને દૂર કર્યો અને તેથી એ જ વખતે તેમને પણ શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થયુ

---

એક શહેરમા કુંભના મેળાનો પ્રસંગ હતો એ ટાણે ઘણા સાધુઓ ને લોકોનો સંરોજમાવ થયો હતો કોઈ બ્રહ્મનિષ્ઠ મહાત્મા પણ ત્યા આવી ચડેલા હતા વ્યાખ્યાન કરવા માટે એક સુશોભિત સુવર્ણ સિંહાસન ગોઠવવામા આવ્યુ હતુ નિયત સમય પહેલા લોકો ઊભરાવા લાગ્યા, તેમા પેલા મહાત્મા પણ આવ્યા ભાષણનો સમય થયો ત્યારે ત્યાં મળેલા સાધુઓ અને લોકોએ પેલા બ્રહ્મનિષ્ઠ મહાત્માને વિજ્ઞપ્તિ કરી કે આપ આ સિંહાસન ઉપર બિરાજી વ્યાખ્યાનારંભ કરો ઉત્તરમા મહાત્માજીએ એક પ્રશ્ન કર્યો મને બ્રહ્મનિષ્ઠ ગણી ઊંચા આસન પર બિરાજી વ્યાખ્યાન આપવા સૌ વિનતી રહ્યા છે એમા મારુ શ્રેય છે? જવાબ કોઈ વાળી શક્યુ નહિ એટલે મહાત્માએ જ્યા બેઠા હતા ત્યાથી જ વ્યાખ્યાન શરુ કર્યું શાસ્ત્રવચન છે કે –

ગુણૈર્ગૌરવમાયાતિ નોચ્ચૈરાસનમાસ્થિત: ।
પ્રાસાદશિખરસ્થોઽપિ કાક: કિં ગરુડાયતે? ॥

અર્થ મનુષ્ય સદ્ગુણો વડે ગૌરવ પામે છે, કંઈ ઊંચા આસન ઉપર બેસવાથી મોટાઈ મળતી નથી મહેલના શિખર ઉપર બેઠો હોય તો પણ શુ કાગડો ગરુડ તુલ્ય થઇ શકે?



# વિદેશોમાં શું જોયું?

શ્રી સુશીલા પૈ

અમેરિકા તથા યુરોપના પ્રવાસેથી પાછા ફર્યા બાદ, મિત્રો પૂછે છે કે તમે વિદેશોમાં શું જોયું? પશ્ચિમના દેશો અંગે અનેક પ્રકારના ખ્યાલો આપણે રાખીએ છીએ, તેમાં પણ અમેરિકાના વૈભવ-વિલાસ અંગે તો ખાસ. ત્યાંની મોટરોએ તો સાધારણ ભણેલા-ગણેલા માણસના મનમાં પણ જાણે કે ઘર કરી લીધું છે, અને મોટરને જ તે સમૃદ્ધિ તથા શાંતિનુ પ્રતીક માને છે. પણ હકીકતમાં વાત જુદી છે. અમેરિકાના માણસો પોતે એવું નથી માનતા.

એ દેશ સમૃદ્ધિવાન છે. તેની સમૃદ્ધિના મૂળમાં કોઈ દૈવી ચમત્કાર નહી પરંતુ પરિશ્રમ રહેલો છે. તેમાં વિશેષતા માત્ર એટલી જ છે કે ફક્ત ચારસો વર્ષમાં જ-ઉમ્મરની દૃષ્ટિએ નાના પરંતુ વિરાટકાય એવા આ રાષ્ટ્રે-કુદરતની કૃપા તથા પોતાની મહેનત અને બુદ્ધિના જોરે આધિભૌતિક પ્રગતિમાં દુનિયા ભરમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું છે. અમેરિકાની બીજી પણ પ્રશસાપાત્ર વાત એ છે કે યુરોપના જુદા જુદા દેશોના જુદી જુદી ભાષા, પંથ, સંસ્કૃતિ તથા આચાર વિચાર વાળા લોકો ત્યાં પહોંચ્યા અને પોતપોતાની વિભિન્નતાઓ ત્યજીને તેઓ કેટલા જલદી એક ભાષા તથા એક રાષ્ટ્રીયતામાં ગુંથાઈ ગયા? તેમની આ એકતા, એક રાષ્ટ્રીયતા, એક ધર્મ (પંથ ભલે જુદા જુદા હોય) સમાન આહાર, સમાન વેશ તથા એક ભાષા વગેરેને કારણે તેમનાં અનેક વિઘ્નો દૂર થયાં, અને એ બધા તેમની સંસ્કૃતિમાં સહાયક બન્યાં; એ નિર્વિવાદ વાત છે. તેમના શ્રમને લીધે તેમની ભૌતિક ઉન્નતિ થઇ પરંતુ તેથી તેઓ સંતુષ્ટ ન થયા તેમ જ આળસમાં પણ ન પડ્યા. તેમની મોટર વધારે ને વધારે ઉત્પાદન તથા વધારે ને વધારે શ્રમ કરવાનું સાધન છે, તે નથી આરામ સૂચક કે નથી સંપત્તિ સૂચક. આ વાત લાગે છે અજબ જેવી, પરંતુ ત્યાંનું જીવન જોતાં આજ નિષ્કર્ષ નીકળે છે.

આપણે ત્યાં ગામડાંઓ તૂટવા લાગ્યાં અને ઉદ્યોગ-ધંધા માટે શહેરોમાં ભીડ થવા લાગી. એક વખત શહેરમાં આવેલો માણસ ત્યાંની સગવડ, સરળતા તથા મનોરંજનનાં સાધનોથી એવો તો આકર્ષાય છે કે પછી તે પોતાના ગામ સામું જોવાનુ પણ પસંદ કરતો નથી. આથી ગામડાં તથા શહેરો બંનેને નુકસાન થયુ છે. પરંતુ વિદેશોમા તો સામાન્ય રીતે શહેરોની બધી સગવડો ગામડાંઓમાં પણ હોય છે. વળી વધારામાં ગામડાંનું શાંત વાતાવરણ, અને કુદરતી સ્વચ્છ હવા તો ત્યાં હોય જ છે. આથી શહેરોની ભીડમાં વધારો

કરવાની વૃત્તિ ત્યાં ઓછી થવા લાગી છે લોકો શહેરથી દૂર રહેવાનું પસંદ કરે છે એટલે પછી પ્રશ્ન ઊભો થાય છે અવર જવરનો કામ કરવું હોય શહેરમાં અને રહેવું હોય ગામડાઓમાં તો મોટર એ અનિવાર્ય સાધન બની જાય છે

મોટર અથવા બીજો કોઈ ઝડપી વાહનનો ઉપયોગ અનિવાર્ય થઈ જવાથી, ત્યાંની સરકાર તથા અન્ય સાધનસંપન્ન માણસો આમ જનતાને માટે તેને સહજસાધ્ય કરવાના ઉપાયો યોજે છે મોટર અથવા બીજી કોઈ વસ્તુની કિંમત એકી સાથે આપી શકવાની જેમની શક્તિ ન હોય તેમને હપ્તેથી ચૂકવવાની સગવડ આપવામાં આવે છે પેટ્રોલ પણ સસ્તુ છે. આથી અમેરિકામાં સાધારણ માણસ પાસે પણ મોટર ટ્રક કે લોરી હોય છે હું ઘણા ગરીબ ઘરોમાં ગઈ હતી ત્યાં પણ તૂટેલી ફૂટેલી મોટર કે ટ્રક બહાર પડેલી મેં જોઈ આનાથી એ જ સિદ્ધ થાય છે કે મોટર એ અમેરિકાના લોકોનું પ્રતીક નથી પરંતુ તે તેમના જીવનની એક આવશ્યક વસ્તુ છે તેઓ દરેક કામમાં વખત બચાવે છે અને બચેલો વખત બીજા કામમાં વાપરે છે– આ રીતે વધારે કમાય છે અને વધારે વાપરે છે સમય તથા ગતિ બંનેની ત્યાં કિંમત છે અને નિયમન છે મોટર તેમાં નિમિત્ત માત્ર છે આપણે ત્યાં કોઈ ખેડૂત પાસે એકાદ ગાડું કે બળદની એકાદ જોડ હોય તો તેને આપણે ધનવાન નથી માનતા તેવી રીતે અમેરિકામાં મોટર હોવા માત્રથી કોઈ ધનવાન નથી ગણાતો

આપણે ત્યાં મોટર રાખનાર ધનવાન મનાય છે, અને જે મોટર રાખે છે તેની પાસે મોટર ચલાવનાર માણસ પણ હોય છે પરંતુ ત્યાં પુરુષો તો શું સ્ત્રીઓ પણ જાતે જ મોટર ચલાવે છે, કારણ કે મોટર માટે માણસ રાખવાનું ત્યાં કોઈને પોસાતુ નથી ઘરના નોકરોની બાબતમાં પણ ત્યાં આવી જ પરિસ્થિતિ છે અહીં સાધારણ રીતે સો રૂપિયા કમાનાર કુટુંબમાં પણ કોઈને કોઈ નોકર હોય જ છે પણ ત્યાં શ્રીમંત કુટુંબમાં પણ નોકર નથી હોતો. ઘર કામ અથવા બીજી મહેનત મજૂરી પતિ–પત્ની બંને સાથે મળીને કરે છે પ્રતિષ્ઠા બેઠાડુ જીવનમાં કે આળસમાં નહીં પરંતુ શારીરિક શ્રમમાં છે એ સિદ્ધાન્ત ત્યાં સર્વમાન્ય છે

વૈજ્ઞાનિક શોધખોળોના કારણે આખી દુનિયા એટલી નાની થઈ ગઈ છે કે પૂર્વની અસર પશ્ચિમ ઉપર અને પશ્ચિમની અસર પૂર્વ ઉપર પડે છે પરાધિનતા તથા ભૂખ અને રોગથી પિડીત એવા કેટલાક દેશો હજી પૂર્વમાં છે પરંતુ પશ્ચિમમાં સ્વતન્ત્રતા તથા સંપત્તિ બંને હોવા છતાં ત્યાં શાંતિ નથી જેઓ સ્વતંત્ર નથી તેઓને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની ફિકર પડી છે અને જેમની પાસે બંને છે– સ્વતંત્રતા તથા સંપત્તિ–તેમને તેની રક્ષા કરવાની ચિંતા લાગી છે આજે જો કે શસ્ત્રાસ્ત્ર યુદ્ધ બંધ છે, છતાં વિચારોનું યુદ્ધ તો ચાલુ છે અમેરિકાની પ્રજા આજ બેચેન છે અશાંતિમાં છે

પરંતુ પશ્ચિમમાં પ્રજાની જાગૃતિ અને તેમની સામાજિક, નાગરિક તથા રાષ્ટ્રીય ભાવના આકર્ષિત કરે તેવી છે વ્યક્તિની રક્ષા તથા શિક્ષણની જવાબદારી રાજ્ય ઉઠાવે છે અને સમાજના હિતોનો ખ્યાલ કરીને સમાજોપયોગી પ્રવૃત્તિઓમાં વ્યક્તિ મદદ રૂપ બને છે માણસ ભલેને ગમે તેટલો અપંગ હોય આંધળા લૂલા બહેરા દરેકની જિંદગી ઉપ

યોગી તથા પ્રવૃત્તિમય થાય, દરેક સ્વાશ્રયી બની શકે, એ રીતની તાલીમ તથા ઉદ્યોગ તેમને આપવામાં આવે છે. આથી આખા દેશમા ઉદ્યમનું વાતાવરણ જામે છે અને સમાજ અથવા કુટુંબ ઉપર કોઇ બોજારૂપ બનતું નથી.

કહેવાય છે કે રાષ્ટ્રનું ગૌરવ સામાન્ય જનતાના ધોરણ ઉપરથી મપાય છે, તેના નેતાઓના ધોરણ ઉપરથી નહીં. આ દૃષ્ટિએ જોઇએ તો પશ્ચિમના રાષ્ટ્રોએ ઘણી પ્રગતિ સાધી છે. પોતપોતાના રાષ્ટ્રોની ઉન્નતિમા ત્યાંની સ્ત્રીઓએ પણ મદદ કરી છે, રાજ્યના દરેક વિભાગમા પુરુષોની સાથે સ્ત્રીઓ પણ કામ કરે છે. એ ગોરી ઊંચી તથા તંદુરસ્ત સ્ત્રીઓની કાર્યકુશળતા તથા વ્યવહાર કુશળતા જોઇને મન પ્રસન્ન થઈ જાય છે ગૃહજીવન તેમને પસંદ નથી અથવા તે માટેની યોગ્યતા તેમનામા નથી, એવુ માનવુ તે પણ ભ્રમ છે. તેમને ઘર વહાલુ છે, અને પોતાના બાળકો તો ખૂબ જ વહાલા છે. પરંતુ એ બંનેમા તે પોતાની જાતને ખોઈ નથી નાખતી. એ બનેની સાથે તે પોતાના વ્યક્તિત્વનો પણ વિકાસ કરતી રહે છે. બાળકો સાથેનો તેનો વ્યવહાર સ્નેહમય પરંતુ વધારે પડતા લાડથી રહિત હોય છે બાળકોને શિખડાવવાની તથા તેમનામા નિર્ભયતા, ઉદારતા, સચ્ચાઈ વગેરે ગુણોનો વિકાસ કરવાની તેમની પદ્ધતિ ખરેખર પ્રશંસનીય છે

વિદેશોની બધી વાતો અનુકરણીય હોય છે અથવા આપણી બધી વાતો ખરાબ હોય છે, એવું નથી પરંતુ આટલે દૂર જઇને બીજાના ગુણોનુ અવલોકન કરી, તેમનામાથી જે લેવા જેવું હોય તે લેવું, એ મારી દૃષ્ટિ હતી. આથી તેમના દોષો જોવાની મને આવશ્યકતા નથી લાગી.

[ પૃ૪ ૬૨ મહાદેવભાઇની ડાયરી, ૬૩ કલાસૃષ્ટિ, ૬૫ વિશ્વવાત્સલ્ય, ૭૨ : લોકજીવનમાથી. ]

## અનુક્રમણિકા... ... ... ... ... ... ... ... ... ... ૩૦ એપ્રિલ ૧૯૫૪


| પૃષ્ઠ | | પૃષ્ઠ | |
|---|---|---|---|
| ૧ બાપુના પત્રો ... ગાંધીજી | ૬૦ | ૭ ભારતનું પ્રતીક ..... સંતબાલજી | ૬૭ |
| ૨ રામનામ ...... કબીરસાહેબ | ૬૧ | ૮ ટળી શકે એવું દુઃખ ...... ગાંધીજી | ૬૯ |
| ૩ પાપ એટલે ઇશ્વરનો ઇન્કાર ... ... .. | ૬૨ | ૯ દાદાની વાતો ......... દાદા ધર્માધિકારી | ૭૧ |
| ૪ કલા અને મુક્તિ ... જિનરાજદાસ | ૬૩ | ૧૦ ગાંધીકથા કહેતાં ...મનુભાઈ મહેતાજી | ૭૨ |
| ૫ સાચું સુખ કેમ મળે ? ..રવિશંકર મહારાજ | ૬૫ | ૧૧ જ્ઞાન પ્રાપ્તિના ... મનુભાઈ પટેલ | ૭૭ |
| ૬ સેવાભાવનું કારણ. .... મુકુલભાઈ | ૬૬ | ૧૨ વિદેશોમાં શું જોયુ ? ... સુશીલાબહેન પૈ | ૮૦ |


પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ.



શક્ય તેટલી વ્યક્ત કરવા પ્રયત્ન કર્યો છે પાછળના વિચારોનો આગલા દિવસોના નિરૂપણ પર રંગ ચડી ગયો હશે જ; પણ મારો ઉદ્દેશ, મુખ્યત્વે મારા પોતાના લાભાર્થે જ મારા મનોવિકાસનો ક્રમ અવલોકવાનો હતો મેં જે કાંઈ લખ્યું છે તે કદાચ હું જેવો હતો તેનું વર્ણન હોવાને બદલે હું જેવો ક્યારેક થવા ઇચ્છતો હતો કે થયેલો પોતાને કલ્પતો હતો તેનું વધારે હોય

"આમાંનું ઘણુંખરું લખાણ બહુ જ વિષાદમય પરિસ્થિતિમાં, જ્યારે મારી લાગણીઓ તીવ્ર તાણ અનુભવતી હતી તે દરમ્યાન લખાયું છે એની છાયા કદાચ મારા લખાણમાં પણ આવી હશે પણ આ લખાણે જ મને વર્તમાન અને તેની બધી જંજાળોમાંથી બહાર નીકળવામાં મદદ કરી હું લખતો ત્યારે બહારના વાચકવર્ગનો ભાગ્યે જ વિચાર કરતો હું પોતાને માટે જ લખતો હતો મારા પોતાના લાભાર્થે સવાલ ઘડતો અને જવાબો આપતો અને ક્યારેક એમાંથી વિનોદ પણ મેળવતો જેટલો બને તેટલો સ્પષ્ટ વિચાર કરવાની મારી ઇચ્છા હતી અને મેં માન્યું હતું કે આ ભૂતકાળનું અવલોકન મને તેમ કરવામાં મદદ કરશે"

## 'પ્યારાબાપુ'

પ્યારાબાપુ દર અંગ્રેજી મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની બીજી અથવા ત્રીજી તારીખે મળશે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે બ્રહ્મદેશ માટે રૂા ૭ાા અને પરદેશ માટે રૂા ૯) અથવા શિ ૧૨) છે

'પ્યારાબાપુ'નું નવું વર્ષ ફેબ્રુઆરીની આખરમાં શરૂ થઈ જાન્યુઆરીમાં પૂરું થાય છે વચ્ચેથી થતા નવા ગ્રાહકોને વર્ષની શરૂઆત (ફેબ્રુઆરી)થી જ ગ્રાહક ગણી પ્રગટ થયેલા અંકો મોકલવાની પ્રથા છે

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું ગ્રાહકોએ પોતાનું નામ-સરનામું સ્પષ્ટ લખવા સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો જોઈએ

લવાજમ મનીઓર્ડરથી મોકલવું વી પી થી મોકલતા અંકો મોડા મળે છે

'પ્યારાબાપુ'ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે ખાસ આવૃત્તિની થોડીક નકલો રૂપાયતનમાં બનેલા હાથકાગળમાં છપાય છે ખાસ આવૃત્તિનું વાર્ષિક લવાજમ દેશમાં રૂા ૯) વિદેશમાં રૂા ૧૦) અથવા શિ ૧૬

એક આના મોકલવાથી નમૂનાનો અંક મોકલવામાં આવે છે

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ સૌરાષ્ટ્ર

રજી૦ નં૦ બી૦ ૫૨૫૫

# ...મને ઠપકો ના આપશો

ગિજુભાઈ

●



હું તો માત્ર એંજિનમાં જેવો કોલસા નાખનારો હોય તેવો કોલસા નાખનારો છું. તમે વિદ્યાર્થીઓ કોલસાઓ છો; તમારામાં અગ્નિ ભારેલો છે. હું તો ચિનગારી મૂકું છું. સળગવાનું કામ તમારું છે. તમે તમારામાં રહેલ અગ્નિને ઓળખશો નહી, ચિનગારીને ઝીલશો નહિ તો તમે અણસળગ્યા રહેશો, પછી મને ઠપકો ના આપશો.

હું તો વરસાદ જેમ મારાં વચનોથી વરસીશ પણ ઝીલનારાં તમે છો. તમે તમારું પાત્ર અવળું રાખીને જો ઊભા રહેશો તો તેમાં એક પણ છાંટો નહિ પડે. વરસી વરસીને હું ચાલ્યો જાઉં પછી તમે એમ ના કહેશો કે અમે તો કોરાં રહ્યાં!

# ગ્રંથાવલોકન

●

**ચોખેરવાલી:**– (સંક્ષિપ્ત) : મુળલેખકઃ ટાગોર; સંક્ષિપ્તકાર : રમણલાલ સોની; પ્ર૦ વોરા એન્ડ કંપની, મુંબઈ– ૨; કિં૦ દોઢ રૂપિયો; પૃ૦ ૧૩૨

ગુરુદેવની દરેક કૃતિમાં અનેરું તત્ત્વ સમાયેલું હોય છે. ગુરુદેવ એકેએક સાહિત્યપ્રકારોને સ્પર્શ કર્યો છે. નવલકથાનું સર્જન પણ તેમને હાથે ઉચ્ચ કોટિનું થયું છે. ચોખેરવાલી તેમની એક 'યુગપ્રવર્તક નવલકથા' છે આખી નવલકથામાં રહેલું માદર્વતાભર્યું પ્રેમળ સ્પંદન આપણી હૃદયતંત્રીને પણ સ્પંદીત કરી મૂકે છે આવી નવલકથા મૂળ રૂપે વાંચવામા કોઈને લગારે કંટાળો આવે એમ નથી. પણ આજ કાલ સંક્ષિપ્ત કૃતિઓનો પ્રવાહ આપણે ત્યાં શરૂ થયો છે એટલે આવી ચિત્તાકર્ષક કૃતિનું પણ સક્ષિપ્ત રૂપ પ્રસિદ્ધ થયુ છે. આમ તો શ્રી રમણુલાલ સોની આપણા એક સિદ્ધહસ્ત અનુવાદક તરીકે જાણીતા છે જ. એમણે આખી નવલકથાને સક્ષિપ્તમા જરાયે રસક્ષતિ કર્યા વિના વણી લીધી છે. સૌ નવા વાચકવર્ગને આ વાંચવી ગમશે અને ગુરુદેવની મૂળ કૃતિ વાંચવાની પ્રેરણ મળશે એ નિશ્ચિત છે.

**ગોરા:** (સક્ષિપ્ત) મુળ લેખક . ટાગોર, સક્ષિપ્તકાર રમણલાલ સોની; પ્ર૦ વોરા એન્ડ કંપની, મુંબઇ–૨; કિ૦ રૂ. ૧–૮–૦ , પૃ૦ ૧૪૦.

ગુરુદેવની બીજી એક શ્રેષ્ઠ નવલકથાનુ સંક્ષિપ્ત રૂપ શ્રી રમણલાલ સોની પ્રગટ કરે છે ગુરુદેવની આ નવલકથા અન્ય દેશોમા પણ જાણીતી થઈ છે. આખી વાર્તા સુંદર છે ગોરા, સુચરિતા, પરેશચંદ્ર ભટ્ટાચાર્ય, વિનય અને નાનકડો બોલકો સતીશ એ પાત્રો આપણા દિલમા વસી જાય છે. ગોરા તો અજબ પાત્ર .છે. આખી મૂળ નવલક। જ હૃદયગમ છે આવી નવલકથાને સક્ષિપ્ત રૂપે પ્રસિદ્ધ કરવી એ સંક્ષિપ્તકારની શક્તિની કસોટી જ છે શ્રી રમણલાલ સોની એમાથી સારી રીતે પસાર થયા છે —મુ૦ ક૦

**બોધક ટીકડીઓ:** લે૦ મુકુલભાઈ કલાર્થી, પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, કિં૦ સવા રૂપિયો, પૃ૦ ૯૬.

શ્રી મુકુલભાઈની 'બોધક ટીકડીઓ' સૌને ગમી જાય એવી છે સદ્ગત શ્રી કિશોરલાલભાઇ ઘ૦ મશરૂવાળા એ બધી ટીકડીઓ જોઈ ગયા હતા અને તેમણે એ પોતાનુ પ્રમાણપત્ર પણ એ વિષે આપ્યુ છે શ્રી કિશોરલાલભાઈ 'પ્રમાણપત્ર'માં લખે છે:—

"શ્રી મુકુલભાઈની આ બોધક ટીકડીઓ 'લોકજીવન'માં વાચકોએ પહેલા રસપૂર્વક વાંચી હશે. હોમિયોપેથીની દવાઓની જેમ તે ઝીણી ગળી છે અને અસરકારક પણ હોમિયોપેથીની દવાથી કોઇક વાર સહન ન

# આરાધના



ઈશ્વર સહુની પ્રાર્થના
સાંભળે છે એ વિશ્વાસ આપણે
કદી ન ખોઈએ.

બાપુના
આશીર્વાદ



# બાપુના પત્રો





"હું અત્યારે દરેક વિષય ઉપર એટલા બધા વિચારમા ઊતરી ગયો છુ કે ઘણી વેળા તેમાથી કાંઇક ભાગ તમને બધાને આપવાનું મને ભારે મન થઇ જાય છે પણ મનની મંદતાને લીધે અને શરીરની દુર્બળતાને લીધે કંઈ લખી શકતો નથી કે લખાવી શકતો નથી આજે લખાવ્યા વિના રહી શકતો નથી. અત્યારે હુ જે જે ફેરફારો કરી રહ્યો છુ તેમા મારી દુર્બળતા જરાયે નથી એમ મારો આત્મા સાક્ષી પૂરે છે એ ફેરફારો હુ તટસ્થ રહીને સબળતાથી કરુ છુ અને તેનુ મુખ્ય કારણ તમને બધાને અને મિત્રવર્ગને સતોષવાનુ છે બાનો ચહેરો હુ જોઇ શકતો નથી ઘણી વખત તેનો ચહેરો ગરીબડી ગાયના જેવો લાગે છે, અને કેટલીક વેળા ગાયને જેવી આપણને તે કાંઇ કહેતી હોય તેની જોઇએ છીએ તેમ હુ બાને જોઉ છુ તેની આ દીનતામા સ્વાર્થ રહ્યો છે એ પણ હું જોઉ છુ એમ છતા તેનો વિનય મને પરાજિત કરે છે તેથી જ્યા જ્યા છૂટુ મેલી શકાય ત્યા ત્યા છૂટુ મેલવાની ઇચ્છા થઈ જાય છે ચાર દહાડા પહેલા જ બા દૂધને મારુ આક્રંદ કર્યા કરતી હતી અને અકસ્માત્ બોલી ગઈ, 'ગાયનું તો ભલે ન લો, પણ બકરીનું દૂધ કાં ન લેવાય?' હું ચમક્યો જ્યારે મે વ્રત લીધુ ત્યારે બકરી તો મારા ખ્યાલમા જ ન હતી બકરીના દૂધના ઉપયોગ વિષે તે વખતે કેવળ અજાણ હતો, અને બકરીની પીડા માઈ મારી નજર આગળ તરતી ન હતી મારુ વ્રત તો કેવળ ગાયના દૂધને સારુ હતુ. ભેંસનો પણ મે વિચાર નહી કરેલો. પણ ભેંસનુ દૂધ લેવુ તે મારા મુખ્ય હેતુને આઘાત પહોંચાડે તેમ હતું. બકરીના દૂધને વિષે એવુ કંઈ નથી આથી હવે હું મિત્રોનો વિલાપ ઘણે અંશે રોકી શકીશ એમ મને લાગ્યુ તેથી બકરીનુ દૂધ લેવાનો નિશ્ચય કર્યો જોકે એક પ્રકારે બકરીના દૂધને વિષે જ્ઞાન મેળવ્યા પછી મારા વ્રતની બહુ કિંમત નથી રહેતી છતાં તેની કિંમત તદ્દન જતી પણ નથી. ગમે તેમ હો પણ આ છુટકારાથી હુ રાજી થયો છુ કેમ કે મિત્રોની પીડા દિવસે દિવસે વધતી જતી હતી, દાક્તર મહેતાના તાર ઉપરાઉપરી આવતા હતા બકરીના દૂધમા અને ગાયના દૂધમા જો બકરીને બરોબર ઉછેરવામા આવે તો કાંઈ તફાવત નથી. ઇગ્લંડની બકરી તો ગાયના કરતાં વધારે જોરાવર દૂધ આપે છે તેમ પુસ્તકોમા પણ છે આપણી બકરીઓનું દૂધ હળવુ ગણાય છે પણ તે નુકસાનકારક હોવાને બદલે લાભકારક ગણાય જે હો તે હો મે તો મારાથી લઈ શકાય તેટલા પગલા લીધા છે દાક્તરને ચામડીની અંદર સોમલની, ક્રયોનાની અને ગજવેલની પિચકારી પણ મારવા દઉં છુ એમ છતા જો તબિયત ઠેકાણે ન આવે તો પાય વસ્તુનું વ્રત છોડવાથી આવે તેમ આ તણુથી કહેવાય જ નહી, એટલે હવે કોઈને કંઈ કહેવાપણુ રહેતુ નથી આ બધા ફેરફારોની અસર શી થાય છે એ આપણે ધીરજથી જોવાની રહી આમ છૂટ તો મૂકી છતા એક ક્ષણ પણ અંતરમા પૂછ્યા વિના રહેતો નથી આટલો પરિશ્રમ શાને સારુ? જીવીને શું કરવું? શો સુધારો કરવાની પાછળ મથવું? જર્મનીના જેમ ની સ્થિતિનો વ્યાપાર!

# રામ-નામ-રસ પીજૈ

મીરાંબાઈ





[રામનામનો મહિમા અજબ છે. આ ભવસાગરમાંથી પાર ઊતરવાનો એ એક સરળ અને અમોઘ માર્ગ છે. આપણા એકેએક ભક્તજનોએ રામનામનો મહિમા ગાયો છે. જ્યારે કશો જ સહારો રહેતો નથી ત્યારે રામનામનું શરણું માણસને તારે છે. રામનામ તરફ આપણા જીવનને વાળવા માટે, આપણા ચંચળ મનને દોરવા માટે સંત સમાગમ અત્યંત જરૂરી છે. સંતના સાન્નિધ્યમાં રહેવાથી આપણી બધી કુત્સિત વૃત્તિઓ વિસર્જિત થઈ જાય છે અને આપણું મન પવિત્ર બની જાય છે. પ્રસ્તુત પદમાં મીરાંબાઈ પણ આપણને રામનામનો રસ પીવાનું કહે છે.]

ભજન

રામ-નામ-રસ પીજૈ,<br>
મનુઆ રામ-નામ-રસ પીજૈ।<br>
તજ કુસંગ સત-સંગ બૈઠ નિત<br>
હરિ ચરચા સુનિ લીજૈ॥

કામ ક્રોધ મદ લોભ મોહકૂં,<br>
બહા ચિત્તસોં દીજૈ।<br>
મીરાંકે પ્રભુ ગિરધર નાગર,<br>
તાહિકે રંગમેં ભીજૈ॥

---

વિચાર કરું છું ત્યારે જેમ આપણે કીડીઓની સાથે રમત કરીએ છીએ તેમ આપણી સાથે કોઈ મહા વ્યક્તિ કેમ જાણે રમત કરતી ન હોય એમ લાગે છે. એક ગોળાની ઉપર ફરતી કીડીઓ જેટલી નાની છે એના કરતાં પ્રમાણમાં આ ગોળા ઉપર આપણે ઘણું વધારે નાના છીએ અને કીડીઓની જેમ અજ્ઞાનમાં ધસ્યા કરીએ છીએ. કચરાતા રહીએ છીએ. આવા વિચારો આવતાં છતાં આપણા કર્તવ્ય વિષે મને એક ક્ષણભર પણ શંકા આવતી નથી. આપણે પ્રવૃત્તિરહિત રહી શકતા નથી એટલે આપણું કર્તવ્ય પારમાર્થિક વૃત્તિ માટે જ હોઈ શકે. એવી પ્રવૃત્તિ કરનાર માણસ પરમ શાંતિ અનુભવી શકે છે. એવી પ્રવૃત્તિ આપણે આશ્રમમાં પણ કરતી રહી. — બાપુના આશીર્વા-

# પ્રભુ દર્શન

શિવાલકની ઘાટિયોમા એક ઘનઘોર જંગલ હતુ જગલની ચોમેર માઈલો સુધી કોઈ ગામ કે શહેર વસેલુ ન હતુ બ્રાહ્મણ આત્મદેવે સાસારિક લોભનો ત્યાગ કરી ભગવાન વિષ્ણુનો સાક્ષાત્કાર કરવા માટે એક જગલમા જઈને સેકડો વડવાઈઓથી ઘેરાયેલા એક વડ નીચે તપ આરભ્યુ કદ-મૂળ એનો ખોરાક અને ઘાસ એની પથારી હતી વનમા ચારે બાજુએ હિસક પશુ મા હતા પરતુ તપસ્વી આત્મદેવને કોઈ ઈજા પહોચાડતા ન હતા આત્મદેવ સઘળા જીવોમા આત્મભાવની સ્થાપના કરી ચૂકયો હતો એની નિર્મળ દૃષ્ટિમા હિસાની છાયા માત્ર પણ બાકી નહોતી રહી આ રીતે પાચ વર્ષ સુધી તેણે કોઇ પણ સસારી વ્યક્તિ સાથે સબધ રાખ્યો ન હતો પરતુ આ રીતના ત્રિવિધ તપને અને પણ તેને પ્રભુનો સાક્ષાત્કાર થયો ન હતો જપ-તપ ધ્યાન-ધારણા વગેરેની આવી નિષ્ફળતાથી આત્મદેવનુ મન ખિન્ન થઈ ગયુ એની ધીરજ ખૂટી ગઈ એક દિવસ તે પાચ વર્ષના પોતાના સાથી વડની નીચે ચિન્તામગ્ન બેઠો હતો એવામા વીણાના દિવ્ય ઝણકારથી એ નિર્જન વન ગૂજી ઊઠયુ આવા નિર્જન વનમા આવો મધુર અવાજ સાભળીને તે ચોકી ઊઠયો આખ ઉઠાવીને જોયુ તો સામે નારદજી ઊભા હતા

પ્રણામનો પ્રત્યુત્તર આપ્યા પછી નારદજીએ પૂછયુ "બ્રાહ્મણ ! તુ ચિતાતુર દેખાય છે તેનુ શુ કારણ છે ?"

આત્મદેવે જવાબ આપ્યો, "મહારાજ ! મે પાચ વર્ષ સુધી નિરતર તપ કર્યું ધ્યાનમા મન પરોવ્યુ પરતુ પ્રભુદર્શન ન થયા જે ઉદ્દેશથી સાસારિક મોહનો ત્યાગ કર્યો હતો તે હજુ સુધી અધૂરો જ છે આ જિદગીમા કયારેય પણ મને પ્રભુદર્શન થશે કે નહિ એમ મને થયા કરે છે આ ચિતાના કારણે જ હુ મનમા ને મનમા અકળાઇ રહ્યો છુ હવે તો ધ્યાનમા પણ મન પૂરુ ચોટતુ નથી."

નારદજીએ કહ્યુ 'બ્રાહ્મણ ! તારા પ્રત્યે મને સહાનુભૂતિ છે પરતુ આ બાબતમા હું લાચાર છુ જે ભગવાનના દર્શનાર્થે તે તપ આદર્યું છે તે પોતાના મનના સ્વામી છે હુ પોતે પણ એમનો અનુચર માત્ર છુ. છતા તારુ કામ કહે શકય હશે તો જરૂર કરીશ'

બ્રાહ્મણે કહ્યુ, 'આપ તો સર્વશક્તિમાન છો આપ ત્રિકાળદર્શી છો અને ત્રણે લોકમા ફરો છો એટલે મારો પણ એક સદેશો ભગવાનને પહોચાડજો' નારદજી, "હુ તને વચન આપુ છુ કે તારો સદેશો ભગવાન પાસે જરૂર પહોચાડીશ'

બ્રાહ્મણે કહ્યું, "નારદજી, આપ તો પ્રભુને દરરોજ મળો છો તો તેમને મારા આ તપની વાત કહેજો અને પૂછજો કે તેઓ દર્શન કયારે દેશે ? એમનો જવાબ લઇને મને અહી જ આ વડના ઝાડ નીચે મળજો કાગના ડોળે હુ આપની રાહ જોઇશ'

બ્રાહ્મણની વિનતી લઇને નારદજી ભગવાન વિષ્ણુની પાસે પહોચ્યા ભગવાને કહ્યું 'નારદજી, એ બ્રાહ્મણને કહેજો કે જે ઝાડ નીચે એ બેઠો છે, તની જેટલી વડવાઇઓ જમીનમા ઉતરેલી છે એટલા વર્ષોનુ કર્મફળ ભોગવ્યા પછી તે મારાં દર્શન કરી શકશે'

ભગવાનનો આવો જવાબ સાભળી નારદજીએ કહ્યુ 'ભગવાન ! એ વડવાઈઓ ટી

સખ્યા તો હજારોની છે '

પરતુ નારદજીના આ પ્રશ્નનો જવાબ આપ્યા વગર જ ભગવાન અતર્ધ્યાન થઈ ગયા

બીજે દિવસે નારદજી ભગવાનનો સદેશો લઇને આત્મદેવ પાસે ગયા અને કહ્યુ "બ્રાહ્મણ ! ભગવાનનો સદેશ તારા માટે નિરાશાજનક છે '

બ્રાહ્મણે કહ્યુ " છતા તમે કહો, ભગવાનના વચનો સાભળવા માટે હુ ઘણો આતુર છુ

નારદજીએ ભગવાનના એના એ જ વચનો ફરી કહી સભળાવ્યા આત્મદેવ આ સદેશ સાભળીને હર્ષથી નાચી ઊઠયો એના રોમ રોમ પુલકિત થઈ ગયા

નારદજીને બ્રાહ્મણના આવા વર્તનથી ઘણુ આશ્ચર્ય થયુ તેમણે કહ્યુ બ્રાહ્મણ ! મારા ધારવા પ્રમાણે ભગવાનનો સદેશ કદાચ તુ બરાબર સમજી શક્યો નથી એમણે તે કહ્યુ છે કે આ ઝાડની જેટલી વડવાઇઓ છે એટના જન્મો પછી એટલે કે અગણિત વરસ બાદ તને ભગવાનના દર્શન થશે આ સદેશમા તો એવી કોઇ આનદદાયી વાત નથી કે જેથી તુ આમ નાચી ઊઠે "

બ્રાહ્મણે ઉત્તર આપ્યો નારદજી, ભગવાનનો સદેશો સમજવામા મે જરા પણ ભૂલ નથી કરી અને આનદ તો એ વાતના થાય છે કે ભલે અસખ્ય જન્મે પછી દર્શન થાય પરતુ થશે તો ખરા જ પ્રભુદર્શનની આ આશામા એટલા જન્મે હુ ખુશીથી વીતાવી દઈશ પછી દરેક જન્મ વખતે મારી એ આશા કાયમ રહેશે કે પ્રભુદર્શનનો સમય હવે નજીક આવતો જાય છે "

પ્રભુ સાક્ષાત્કારની આશાથી આત્મદેવના મનમા એટલો ઉલ્લાસ ભરાઇ આવ્યો કે ભગવાનનુ નામ લઇને તે ગાડાની માફક નાચવા લાગ્યો

એટલામા થોડી જ વાર પછી એક ચમત્કાર થયો ભગવાન વિષ્ણુ તત્કાળ ત્યા પ્રગટ થયા, અને બ્રાહ્મણને દર્શન દીધા ભગવાનનો સાક્ષાત્કાર કરી બ્રાહ્મણ તેમના ચરણોમા ઢળી પડ્યો

નારદજી ત્યા જ ઊભા હતા તેમણે ભગવાનને કહ્યુ ભગવન્ ! આપે જ મને કહ્યુ હતુ કે આ બ્રાહ્મણને મારા દર્શન અસખ્ય જન્મો પછી થશે. આતો આપનુ વચન આપે પોતે જ ખોટુ પાડયુ "

ભગવાને કહ્યુ નારદજી, મે જે કહ્યુ હતુ તે પણ સત્ય હતુ અને આ પણ સત્ય છે. કે અસખ્ય જન્મોની અવધિ તોડીને આ બ્રાહ્મણને મે તત્કાળ દર્શન દીધા તે તેના પુરુષાર્થનુ ફળ છે, દર્શનની આશાએ તેના મનમા એટલો ઉત્કટ પ્રેમ જાગૃત કર્યો કે હુ દેશ કાળની મર્યાદા તોડીને તેની પાસે દોડી આવ્યો જ્યા સુધી એના મનમા મારો પ્રેમ એ શકાનો વિષય હતો ત્યા સુધી હુ તેનાથી સેકડો વર્ષ દૂર હતો તેના પ્રેમની વિહ્વળતાએ એ અતર એક ક્ષણ માત્રમા દૂર કર્યું શકાનુ આવરણ ખસી ગયુ એટલે એને તત્કાળ મારો સાક્ષાત્કાર થયો





# બધા યે ભેગા થઈને જીવવાનું છે



-વિશંકર મહારાજ



એક ગૃહસ્થ કુટુંબને ઘેર પહેલવહેલો હું ગયેલો ઓળખાણ નીકળી એની પત્ની ને છોકરા સંસ્કારી હતા ઉત્તમ રીતે ઘરની વ્યવસ્થા ચલાતી હતી આ ભાઈ પણ ભારે બુદ્ધિશાળી હતા વાત કરતાકરતા તે ભાઈ ઊઠી ગયા ને એમના પત્ની બેસી રહ્યા એમા છોકરી આવી ઘાસની ટોપલી લઈને બાઈ મને કહે 'મહારાજ, મારી આ છોકરી સાસરામા દેવી તરીકે પૂજાય છે' —ને પછી માંડીને વાત કરી

એ છોકરી નાની હતી ત્યારે વિવાહ થયેલા છોકરાના માબાપ મરી ગયેલા ને એ કાકાને ત્યા ઊછરીને મોટો થયો છોકરો સામાન્ય હતો મેટ્રિકમા એક વર્ષ, બે વર્ષ, ત્રણ વર્ષ ને ચાર વર્ષ કાઢયા ત્યારે છોકરી તો દર વર્ષે પાસ થતી જ ગઈ ચિત્રકામ, સંસ્કૃત, સંગીત, ઘરકામ—બધાયમા હોશિયાર છોકરીની બાને ચિંતા થઈ એટલે પ્રિવિયસ કે ઇંટરમાથી છોકરીને ઉઠાડી મૂકી માતાની ઇચ્છા એમ કે વિવાહ તોડીએ ભલે નાત જાતનો રિવાજ તોડવો પડે પેલા ભાઈ પણ મક્કમ વિચારના હતા એમણે તો વિલાયત જઈને આઈ સી એસ થઈ આવેલો એક છોકરો મન સાથે નક્કી પણ કરી દીધો છોકરી મોટી થઈ હતી આઈ સી એસ થયેલા ભાઈ આ છોકરીને જોવા માટે આવ્યા. ભાઈને આ છોકરી પાસ પડી પણ છોકરીએ વિલાયત જઈ આવેલા એ ભાઈને નાપાસ કર્યો વિવાહ તોડવા તૈયાર થયેલા માતાપિતાને એ છોકરીએ કહ્યુ

'તમે મારુ વાગ્દાન અગાઉ દઈ દીધુ છે એકવાર તમે વચન આપી ચૂક્યા છો હવે તમે આ તોડીને પાપમા ન પડશો જે થશે તે હુ નભાવી લઈશ મારે માટે આટલુ કરો બસ હુ એ જ માગુ છુ'

માબાપ શો જવાબ આપે?

પછી તો લગ્ન થયા. છોકરીના પગલા એવા કે તે પછીથી છોકરો દરેક વર્ષે પાસ થતો ગયો ચાર વર્ષે બી એ. થઈ ગયો. સો રૂપિયાની નોકરી મળી બાઈ તો ખૂબ પવિત્ર જીવન ગાળે બહાર કોઈનુ મકાન બંધાતુ હતુ ત્યા બૈરાંઓ બેસીને ગપાટા હાંકતા હતા, પણ આ તો એક મિનિટ પણ નવરી ન રહે આપણે ત્યા એક કમાય છે અને બીજા બધા ખાય છે એ કેટલા દહાડા નભે? કેવી રીતે પહોંચી વળીએ? આ બહેન તો ગપાટા મારતી એ બહેનો વચ્ચે જઈને બેસે, તેમને સીવતા શીખવે, ઓછા ખર્ચે વિવિધતા વાળી વાનીઓ બનાવવાની કળા દેખાડે, અને આમ એ પ્રીતિમાન થઈ પતિ તો શરમાળ હતો, પણ બાઈને લીધે આ લોકોની ઓળખાણ ઘણી વધી જે મિલમા પતિ કામ કરતો હતો તેનો મેનેજર પારસી હતો એની છોકરીને ડ્રૉઇંગની પરીક્ષા આપવાની હતી નવા મેનેજરે પોતાની છોકરી માટે આ બહેનને ઘેર બોલાવી મહેનત કરવાથી છોકરી ડ્રૉઇંગની પરીક્ષામા પાસ થઈ પારસીએ પૂછ્યુ

'શું' ઈનામ આપીએ તમને?'

'મારે કશું ય નહી જોઈએ' છોકરીએ કહ્યુ

'પણ બહેન, મારી છોકરી પાસ થઈ એટલે મારે તમને રાજી તો કરવા જ જોઈએ' અને પછી ખૂબ રકઝક થઈ, ત્યારે છોકરીએ જવાબ દીધો :

'કાકા, મારા પિતાએ જ્ઞાન વેચવા માટે નથી ભણાવી જ્ઞાન વૃદ્ધિ કરવા માટે ભણાવી હતી મારી ફરજ છે કે મારે જ્ઞાન મફત આપવુ જોઈએ'

પારસી તો આ જવાબથી ખુશખુશ થઈ ગયો છોકરાનો પગાર વધાર્યો છોકરો અંગ્રેજી નામાનુ કામ ઘેર લાવે તેને પણ આ બાઈ મદદ કરતી

સ્ત્રી કયા ને કેવો સ્વતંત્રતાનો હક માગે છે? એનો અધિકાર તો ઘરમા જ છે આજે આપણે મધ્યમ વર્ગના ઘરોમા શુ જોઈએ છીએ? ઘણીવાર પતિ જ્ઞાની હોય તો યે બોઘા જેવો ઊભો રહી કહે છે 'પૈસા વાપરવા માટે આપજોને લગાર!' ત્યારે એને ધમકાવે છે

'જરાક તો ઘરમા બેસો! આ વખતે વધારે પૈસા વાપર્યા છે, હવે નહિ મળે જાઓ!'

અને પતિ બિચારો હાથ જોડી બેસી જાય છે!

આ છે આપણા મધ્યમ વર્ગની સ્થિતિ! પતિપત્નીનો પવિત્ર ધર્મ આપણામાંથી ભુસાતો જાય છે ગાંધીજીએ એ ધર્મ સાચવ્યો હતો કસ્તૂરબા રોટલી વણે તો બાપુ તે શેકવા બેસી જતા ઘરમા સ્ત્રીને અનેક કામ કરવાના હોય છોકરું રડી ગયું હોય છે તો સ્ત્રી પોતાની છોકરીને કહે છે પતિને નહિ– અને પુરુષ પોતાની જગ્યાએથી ચસકતો નથી. પણ પુરુષે ય બાળઉછેરમા માથુ મારવુ જ જોઈએ ગાંધીજીએ તો એટલે સુધી કહ્યુ છે કે સુવાવડનુ કાર્ય પણ પુરુષે કરવુ જોઈએ બાળઉછેરનુ પવિત્ર કાર્ય મેળવી લેવું, એમા શ્રમનો ઉપયોગ કરવો જોઈએ એક કમાય ને બીજા ખાય એ તો હિંસા છે, હડહડતી હિંસા છે હવે સાચા જ્ઞાન તરફ આપણે જવુ જોઈએ.

આજે ગામડાની નિશાળના માસ્તરનો પગાર દસ રૂપિયા છે દર વર્ષે એની હરરાજી બોલાય છે આમ કેળવણી પણ વેચાય છે સરકાર ગામડામા પ્રવૃત્તિઓ તો કરે છે, પણ તેનો હિસાબ કોણ રાખે! એને ક્યાંથી બોલાવવો? એટલે નિશાળનો માસ્તર ઉપયોગમા આવે છે પશ્ચિમની દેખાદેખીએ માણસ વધુ ને વધુ ભણતો થાય છે તેમ તેમ તેનુ ખર્ચ વધતુ જાય છે જેને સેવા કરવાની છે તેને તો રોટલો ને મરચુ પણ બસ છે એને બદલે આજે સેવકને પાન, બીડી અને કપડાનો ભપકો વગેરે જોઈએ છે એથી સેવકો મોંઘા પડે છે રામકૃષ્ણ પરમહંસ કહે છે કે સેવક કરકસરીઓ મજબૂત અને કુશાગ્રબુદ્ધિનો જોઈએ કોઈ પણ દેશની ચડતીપડતીનુ માપ કાઢવુ હોય તો હુ તો તેના સેવકોના પ્રમાણ પરથી કાઢુ.

હુ તો ગામડાનો માણસ છુ, ગામડાના લોકો સાથે વસુ છુ, પૂછવા આવે તો તેમને સલાહ-સૂચન આપુ છુ આજે તો શહેરો ગામડાથી જુદા પડી ગયા છે, અને જ્યારે-ત્યારે રચનાત્મક કામ માટે કહેવામા આવે છે પણ મુંબઈને માટે રચનાત્મક કામ શુ કહેવુ? સવારમા ઊઠી સગડી પેટાવી ચા પીવાનુ કહુ? સહુ એમ માનતા કે પર

રાજ્યનો ખોળે જશે તો સુખી થવાશે રાજાઓ અગાઉના સમયમાં હતા ત્યારે સારા રાજાની ઇચ્છા લોકો કરતા અને સારાની વ્યાખ્યામા 'રામ'નુ નામ લેતા. આમ રામરાજ્યની કલ્પના આવી, પણ સ્વરાજ્યની કલ્પના આપણા માટે નવી હતી. સ્વરાજ્ય શબ્દ તો વેદાંતમા પણ લખેલો છે પણ જુદા અર્થમા આજે લોકો થોડુંઘણુ સમજે છે, પણ આપણે ટેવાયા નથી એટલે દુ ખી થયા છીએ બુદ્ધિજીવી વર્ગ વધારે અકળાયો છે; અર્ધદગ્ધ વર્ગને પણ મૂઝવણ ખૂબ થાય છે પણ પરિસ્થિતિને કેમ અનુકૂળ થવુ તે કોઈ વિચારતું નથી. તિલક મહારાજ કહેતા, 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે' લેવાનુ કામ તો ગાંધીજીએ કર્યું પણ એ આનાયાસે પ્રાપ્ત થયુ ૧૯૨૦મા નાગપુર કૅાંગ્રેસમા ઠરાવોના શબ્દોને પ્રજાએ જોરશોરથી વધાવ્યા; ક્રિયામા મૂકયા નહિ

બાપુએ કહ્યુઃ 'સ્વાવલ બી બનો, તમારુ કાપડ જાતે ઉત્પન્ન કરો બ્રિટિશ સામ્રાજ્ય કપાસના જીડવા ઉપર ટકી રહ્યું છે તે સમજો' પણ ભણેલો વર્ગ એની પ્રતિષ્ઠા સમજ્યો નહી શિક્ષણ બદલવાની વાતો થઇ, રાષ્ટ્રિ શાળાઓ પણ સ્થપાઈ પણ એ શાળા એટલે એમ નક્કી થયુ કે સરકારી ગ્રાન્ટ ન લેવી બહુબહુ તો બાપુનો ફોટો ટાંગવો પણ રાષ્ટ્રને ઉપયોગી કેમ થવાય તે ચણતર કયા ય મળ્યુ નહિ આ ઊભરા અલ્પજીવી નીવડ્યા અસ્પૃશ્યતા કાઢવા જતા જતા તે ગળે વળગી પડી હિંદુ-મુસ્લિમ ઐક્ય કેવુ સધાયુ તે આપણે અનુભવ્યુ, અને તે એવુ કે સરકારની દષ્ટિએ આપણે હજાર બે હજાર વર્ષ પાછા હઠી ગયા

ગામડાની દષ્ટિ શહેર તરફ રહી છે. ગામડિયો શહેરનુ અનુકરણ કરે છે' ગામડે જઈ ચા બનાવી પીએ છે, બાવળે બેસી બ્રશ ઘસે છે, જૂતા ન મળે તો એકવા મોજાં પહેરી ફરે છે અને 'સારો' મનાવે છે આમાં શહેરને ખોવાનુ નથી, પણ એ ગામડાનું સત્યાનાશ ગયું.

શહેરના યુવાને સર્જન નથી કર્યું એમ નહિ, પણ એ બધું ખંડનાત્મક રીતે હતુ

જેમ ઘર બાંધવા–માંડવા એકલા સિક્કા-રૂપિયા ન ચાલે, હજાર વસ્તુઓ જોઇએ, એમ રચનાત્મક કામમા અનેક વસ્તુ આવે ૯૦ ટકા રચનાત્મકમા ૧૦ ટકા ખંડનાત્મક ચાલે, પણ આપણને શિક્ષણ મળ્યુ ખંડનાત્મક; એટલે આપણે ટીકાઓ કરીએ છીએ મૂડી વગર ટકી શકાય નહિ એમ ૯૦ ટકા બળની મૂડી આપણી પાસે રહી નથી અત્યારે તો કંઈ હશે તો કહે સરકાર કરી આપશે આપણે શિસ્ત સમજ્યા નહિ એનુ પરિણામ આજે ભોગવીએ છીએ

જાપાનનું યુદ્ધ શરૂ થયુ અને હિંદ ઉપર ત્રાટકી પડે તેવી શક્યતાઓ થઈ ત્યારે બાપુને ચિંતા પેઠી વિનોબાજીને બોલાવી કહે, 'રએને મિલો તૂટી પડે તો લોકો માટે કાપડનુ શું થશે?"

સરદારે ત્યારે કહ્યુ 'એ તો નાગા ફરશે ને કા આપોઆપ શોધી લેશે તમે શુ કામ ચિંતા કરો છો?' પણ બન્નેનો ભય ખોટો નીવડ્યો. લૂગડા વગર લોકો ન રહ્યા શહેરને વધારે મળ્યુ, ગામડાને બાર વાર હતુ કોને ખબર એ 'લોકોને ઓછુ પહેરવુ ચાલતુ હશે'—ગમે તેમ પણ એ લોકો અર્ધનગ્ન જીવ્યા મિલોવાળાએ લાભ લીધો અને સરકારે ફાયદો ઉઠાવ્યો, તો ય આપણે કાપડ ન જ બનાવ્યુ બાપુનો સંકલ્પ તો પૂરો [અનુ૦ પૃ૦ ૧૦૯મે]

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે.

[ એક વિદ્યાર્થીનો પત્ર ]

(૧)



[ ભાઈ અરવિંદ પંડ્યા એક આપકર્મી વિદ્યાર્થી છે. નાનપણથી રાષ્ટ્રપ્રેમથી પ્રેરાઈને એણે આઝાદી જંગમાં ઝંપલાવ્યું અને શાળાનો અભ્યાસ ખોયો. સ્વાતંત્ર્યની લડત પૂરી થયા પછી એ બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં જોડાયો. ભાગફોડ એ એનો પ્રિય વિષય. એમાંથી એ યંત્રો તરફ આકર્ષાયો. વલ્લભ વિદ્યાલયમાં કાંતણ પિંજણ અને વણાટના જ્ઞાન સાથે એ વિજળી અને લાઉડ સ્પીકરની ભાગફોડ સુધી પહોંચી ગયો. ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં ઉદ્યોગના શિક્ષક બનીને એણે અંગ્રેજી પણ સાથે સાથે શીખવા માંડ્યું. એમાંથી મનમાં કોડ જાગ્યા કે દેશ પરદેશ જઈને યંત્ર વિજ્ઞાન શીખી આવું. પાસે પૈસા નહિ, લાગવગ નહિ પણ એણે ઇંગ્લેન્ડ જવા માટે ઝુકાવ્યું.

આજે એ ત્યાં રોટલોય કમાય છે અને વિદ્યાય પ્રાપ્ત કરે છે. ત્યાંથી એણે વિદ્યાલયના આચાર્ય અને મહારાજના નામે લખેલા પત્રો અહીં પ્રસિદ્ધ કરીએ છીએ. એ કોઈ પણ વિદ્યાર્થીને આપકર્મી બનવાની હોંશ જગાવશે અને જીવનમાં પ્રેરણા આપશે એવી શ્રદ્ધા છે. —બબલભાઈ મહેતા ]

પૂ. શિવાભાઈ,

પ્રણામ. છેવટે વડીલોનો ધક્કો લાગ્યો ને નાવ મારું ચાલ્યું.

અમદાવાદ સ્ટેશને મિત્રો વળાવવા આવ્યા હતા. જનતા ઉપડવાનો સમય હતો. કેટલાકને આંખમાં પાણી આવવાનો સમય હતો, પણ વર્ષાએ લાજ રાખી. છેલ્લી વિદાય વર્ષાએ જ. અમદાવાદ જ નહિ પણ મુંબઈથી સ્ટીમર છૂટી ત્યારેય તે વહેલી વહેલી દોડી આવી અને એક ઝાપટું નાખી છેલ્લી વિદાય આપી. આમ કુદરતે પણ મારા જવાનો શોક જાહેર કર્યો.

સ્ટીમરનું છેલ્લું દોરડું કપાયું અને દિલમાં ધડક લાગી કે, હવે ભારતમાતા સાથેનો સંબંધ કાયમનો તો નથી કપાયો ને? ના, ના. એમ તે કંઈ હોય? જેનું લૂણ આજ સુધી ખાધું—જેનું ખૂન નસેનસમાં વહે છે—જેનું ધાવણ અધર પરથી હજી સુકાયું નથી એવી માતૃભૂમિને કેમ ભૂલાય?

નવા મુલકમાં જવાનો હર્ષ અને મા—ભોમનો વિયોગ એ બંને લાગણીઓનું હર્ષ-શોક મિશ્રિત મોજું ઊછળી આવ્યું. પણ હૃદય-પાષાણ સાથે અથડાઈ પાછું ફર્યું.

જહાજ ચાલ્યું. બંબઈ બંદર દૂર ને દૂર સરકવા લાગ્યું. બધું જ નાનું નાનું થતું ચાલ્યું અને કિનારો દેખાવોય બંધ પડ્યો. ભૂરાં પાણી ગયાં અને લીલાં આવ્યાં. જોતજોતામાં નીલવર્ણાં માંથી કૃષ્ણવર્ણાં થઈ ગયાં. હવે ખરેખરો સાગર—અરબી સમુદ્ર શરૂ થતો હતો.

જવાના ઉમંગમાં સવારે નાસ્તો કર્યો નહિ પણ પેટ કંઈ છોડે? બપોરે એક વાગે જમવાનું તેડું થયું. (આપણે ત્યાં વિદ્યાલયમાં ઘંટ વાગે છે તેમ અહીં પણ જમવાનો ઘંટ વાગે છે.) જમ્યા. જમતાં કલાકેક વીત્યો હશે. પણ પછી ઊભા જ ન થવાયું! માથામાં

ચક્કર આવવા લાગ્યાં, પગ ઢીલા થવા લાગ્યાં, પેટમાં હુલ્લડ થવા માંડ્યું અને આંખો ઘેરાવા લાગી. ડેક પર ખુરશી નંખાવી બધા જ મિત્રો બેઠા. બેઠા નહિ, બેસી જવાયું! ખાસ્સી ત્રણ કલાકની ઊંઘ કાઢી. ઊંઘ શાની? ઘેનસ્તો. ઘેનમાં જ ત્રણ કલાક પસાર થઈ ગયા. ફરી જમવાનો સમય થયો. પણ ખાવું શી રીતે? ઊઠીને કેબીનમા ગયો. પણ... પણ ખલાસ. ઓહ! આ શું? ઊલટીઓ શરૂ થઈ ગઈ. બધા જ મિત્રોની આવી દશા થઈ હતી.

તરત જ ...દુ અને લીંબુનું કામકાજ શરૂ થઈ ગયું. બસ ત્યારથી જ અન્નને અને દાંતને વેર બંધાયું. પથારીવશ થઈ ગયો. સ્પ્રીંગવાળા સોફા અને તેની ઉપર ત્રણ મણની તળાઈઓ. પણ કયાય જનમના પાપ નડ્યાં કે નીંદરડી વેરણ થઈ!!!

આનું જ નામ Sea-sickness.

ધરતીને દગો દીધો– સાગર સાથે દોસ્તી કરી, પણ પવને ચાડી ખાધી અને મરુતની મદદ લઇ સાગર ચઢી આવ્યો. આ એક હિલ્લોળો ગયો અને બીજો આવ્યો મેય પ્રાયશ્ચિત્ત રૂપે ઉપાવાસ શરૂ કરી દીધા. તોફાને ચઢેલા દેવને રીઝવવા લીંબુ વધેરવા માંડ્યાં અને આદુનો ભોગ ચઢાવવા માંડ્યો.

આજે બે દિવસે કરાચી આવ્યા પછી જરા શાતા થઇ છે. મુંબઈથી નાહીધોઇને નીકળ્યા પછી અહીં નાહ્યો, ધોયો, દાઢી કરી કપડાં બદલ્યાં વગેરે વગેરે જે કંઈ કરવું પડે તે પરવારી, નાસ્તો કરી પાકિસ્તાનમા ફરવા ચાલ્યા પાકિસ્તાની પાટનગર કરાચીમા પગ મૂકતા જ પાછું એમ લાગ્યું કે હિન્દની ભુમિ પર તો નથી ઊતર્યો?

કરાંચીમાં શું જોયું એમ તમે પૂછશો ખરું ને? લ્યો સાંભળો એની કથા—

સ્ટીમર બંદર પર આવી કે, કાગડાઓએ 'કા કા,' કરી વધાવ્યા, જાણે કે તેમના જૂના મિત્રોને વધાવતા નહીં હોય? બજારમા ઊજળે કપડે બહુ જ ઓછા માણસો જોયા. અમે બધા જુદા પડી આવતા હતા ગંદકીનો પાર નહિ–ગરીબાઈ તો અપાર–ખચ્ચરની અને ઊંટની ગાડીઓ; મોટરબસ અને ટ્રામ વ્યવહાર છે ખરો, પણ અમદાવાદ મુંબઈ જેવો ધમધોકાર નહીં. આનાથી વડોદરા બહેતર.

એક અગત્યની વાત– આ છે ડૉલર વિભાગ અને આપણો સ્ટર્લિંગ વિસ્તાર. એ રીતે જોતાં આપણા ૧૪૪ રૂ. બરાબર પાકિસ્તાનના ૧૦૦ રૂ. થાય. એ પ્રમાણે બંને સરકારનો વ્યવહાર ચાલે છે. પણ અહીંના લોકો આપણને દસ રૂપિયાના પાકિસ્તાની રૂ. બાર આપે છે. એ જ બનાવી આપે છે કે પાકિ૦ રૂપિયાની કિંમત વ્યવહારમા–ખાનગીમા– કેટલી ઘટી ગઇ છે.

કેટલીય દુકાનોના પાટિયાં હજી ગુજરાતીમા જ છે. કેટલાય જણ ગુજરાતી બોલનાર નજરે પડે છે. અહીનો ધીકતો ધંધો કારખાનાઓવાળાનો ચાલે છે. કટલરીની દુકાને અમદાવાદ કરતાય મોંઘો માલ મળે છે. જો કે અમેરિકન માલ થોડો સસ્તો ખરો

ટ્રામમાં બેસી 'ગાંધી ગાર્ડન ગયા. ઠીક છે. પાકિસ્તાનના પાટનગર જેવું કરાચી દેખાતું નથી

× × ×

અહીં સ્ટીમર પર છે તો મઝા પત્ર ખાવાની મઝા એથીય ઓર છે આ રહ્યું અમારું સમય પત્રક:—

સવારે ૭–૦ચા–કૉફી ટોસ્ટ. [અનુ. પૃ. ૧૦૨

# આદર્શ વિધવા

ગાંધીજી



"…. જે પળે હિંદુ સ્ત્રી વિધવા થાય તે જ પળે તેનાં વ્યસન ને તેનો શણગાર, સર્પની કાંચળીની જેમ સરી પડે છે."

"…. વૈધવ્ય સર્વ પ્રકારે, સર્વ સ્થળે, સર્વ કાળે, અનિવાર્ય સિદ્ધાંત નથી. જે સાચવે તે સ્ત્રીને સારુ તે ધર્મ છે."

" …લગ્ન વાસ્તવિક રીતે દેહના નથી પણ આત્માના છે એમ વૈધવ્યને ધર્મસ્થાન આપી હિંદુ ધર્મે સિદ્ધ કર્યું છે"



(૧)

## ગ૦ સ્વ૦ રમાબાઈ

રમાબાઈ રાનડેનું નામ જેટલું દક્ષિણમાં પ્રસિદ્ધ છે એટલું ગુજરાતમાં નથી સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ રાનડેના નામને આ બાઈએ શોભાવ્યું છે તેમના મૃત્યુથી હિંદુ સંસારને મોટી ખોટ ગઈ છે

રમાબાઈએ જેવું પોતાના વૈધવ્યને શોભાવ્યું છે તેવું થોડી જ બહેનોએ શોભાવ્યું હશે પૂનાના સેવાસદનની જોડી આખા હિંદુસ્તાનમાં શોધતાં નહીં મળે એ સેવાસદનમાં એક હજાર બાળાઓ અને સ્ત્રીઓને અનેક પ્રકારનું શિક્ષણ મળે છે એ સેવાસદન આજે જે સ્થાન ભોગવી રહ્યું છે તે સ્થાન રમાબાઈની અનન્ય ભક્તિ વિના કદી ન ભોગવી શકત રમાબાઈએ એક જ કાર્યને પોતાની જિંદગી અર્પણ કરી.

વૈધવ્યનો અર્થ જ અનન્ય ભક્તિ છે પાતિવ્રત્ય એટલે શુદ્ધ વફાદારી સામાન્ય વફાદારીનો સંબંધ દેહની સાથે હોય છે તેથી દેહના અંતની સાથે તેનો અંત આવે છે વૈધવ્યમાં રહેલી વફાદારી આત્મા પ્રત્યે છે લગ્ન વાસ્તવિક રીતે દેહના નથી પણ આત્માના છે એમ વૈધવ્યને ધર્મસ્થાન આપી હિંદુ ધર્મે સિદ્ધ કર્યું છે રમાબાઈ રાનડેના આત્માને વર્યાં હતાં તેથી તે આત્મસંબંધ તેમણે અખંડિત રાખ્યો અને

તેથી જ તેમના પતિને જે કાર્ય વહાલા હતા તેમાંનું પોતાથી થઇ શકે એવુ કામ રમાબાઈએ ઊંચકી લીધું, ને તેને સર્વાર્પણ કરી વૈધવ્યનો સંપૂર્ણ અર્થ સમાજને સમજાવ્યો આમ કરીને રમાબાઈએ સ્ત્રીજાતિની ભારે સેવા કરી છે. સાસૂન હૉસ્પિટલમા હુ હતો ત્યારે મને કર્નલ મૅડાકે કહેલું કે સારી હિંદી નર્સ કેવળ એ જ ઇસ્પિતાલમા તાલીમ પામે છે આ બધી નર્સો સેવાસદન મારફત તૈયાર થાય છે ને તેની માગણી આખા હિંદુસ્તાનમાથી આવે છે. વિધવાઓ જો કાર્યક્ષેત્રમા ઊતરે તો તેમને સારુ કાર્ય કરવાના અનેક સ્થાન છે. કેવળ રેંટિયાનુ કામ જ સેંકડો ધનિક વિધવાઓનો બધો વખત રોકી શકે છે અને રેંટિયો ગરીબનો બેલી છે એમ કઇ વિધવાએ નથી અનુભવ્યુ? આ તો મેં એક સર્વવ્યાપક ને પરમ કલ્યાણકારી પ્રવૃત્તિ સૂચવી એવા અનેક ઉપાયો છે કે જેમા ગરીબ વિધવાઓને અને અન્ય બહેનોને તૈયાર કરવામા ધનિક વિધવાઓ પોતાનો વખત રોકી શકે છે.

(૨)

ગં૦ સ્વ૦ વાસંતીદેવી

વાસંતીદેવીની સાથેનો મારો પરિચય સન ૧૯૧૯ની સાલથી છે. ગાઢ પરિચય ૧૯૨૧માં થયો તેમની સરળતા, તેમની ચાતુરી, ને તેમના અતિથિસત્કાર વિષે તો બહુ સાભળ્યુ હતું. તેનો અનુભવ પણ ઠીક થયો હતો જેમ દાર્જિલિંગમા દેશબંધુની સાથેનો મારો સંબંધ વધ્યો તેમ વાસતીદેવી સાથેનો પણ વધ્યો. તેમના વૈધવ્યમા તો પરિચય બહુ જ વધી ગયો છે દાર્જિલિંગથી શબ લઇને કલકત્તે આવ્યા છે, ત્યારથી હું એમની સોડે જ રહ્યો છું એમ કહી શકાય. વૈધવ્ય પછીની પહેલી મુલાકાત તેમના જમાઈને ઘેર થઇ. ઘણી બહેનોથી વીંટળાઈને તેઓ બેઠા હતા. પૂર્વાશ્રમમાં તો હું તેમની કોટડીમાં પેસું એટલે તેઓ જ સામાં આવે ને બોલાવે. વૈધવ્યમા મને કોણ બોલાવે? પૂતળાની જેમ સ્તબ્ધ થઇ બેઠેલી બધી બહેનોમાથી મારે તેમને ઓળખી કાઢવાનાં હતાં. એક મિનિટ સુધી તો હું ખોળી જ રહ્યો. સેંથામાં સિંદૂર, કપાળે ચાંલ્લો, મોઢામા પાન, હાથે બંગડીઓ અને સાડીએ કોર, હસમુખો ચહેરો — આમાંની એકે નિશાની હુ ન જોઉં ને વાસંતીદેવીને કેમ ઓળખું? જ્યાં તેઓ હોવાં જ જોઈએ એવું માન્યુ હતું ત્યાં જઇને હું તો બેઠો ને નિહાળીને મુખમુદ્રા જોઈ. જોવું અસહ્ય થઈ પડ્યું. ચહેરો તો ઓળખ્યો. રુદન રોકવું મુશ્કેલ થઇ પડ્યું. છાતી પથ્થર જેવી કરી આશ્વાસન આપવું તો દૂર જ રહ્યું

એમના મુખ પરનુ હંમેશનુ હાસ્ય આજે ક્યા હતું? મેં એમને સાંત્વન આપવા, રીઝવવા, બોલાવવા અનેક પ્રયત્ન કર્યા. ઘણી વારે હું સહેજ સફળ થયો.

દેવી જરા હસ્યાં

મને હિંમત આવી ને હું બોલ્યો: 'તમારાથી રડાશે નહિ. તમે રડશો તો બધા રડશે. મોના (મોટી દીકરી) ને માંડ છાની રાખી છે, બેબી (નાની દીકરી) ની હાલત તો તમે જાણો છો. સુજાતા (પુત્રવધૂ) પોકે પોકે રોતી હતી તે માગ્યે શાંત થઇ છે. તમે દયા રાખજો. તમારી પાસેથી તો હવે બહુ કામ લેવું છે.

વીરાંગનાએ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો: 'હું રડવાની નથી. મને રડવું આવતુ જ નથી પછી શુ?' આનો મર્મ હુ સમજ્યો,

ને સતોષ વાળ્યો

રડવુ દુખનો ભાર હળવો કરે છે આ વિધવા બહેનને તો ભાર હળવો નહોતો કરવો, ઊંચકવો હતો. તે કેમ રડે? મારાથી હવે કેમ કહેવાય, 'ત્યારે ચાલો, આપણે ભાઈ બહેન પેટ ભરી રડીએ ને દુખ હાલવીએ!'

હિદુ વિધવા તો દુખની પ્રતિમા છે તેણે સસારના દુખનો બોજો વહોરી લીધો છે તેણે દુખને સુખ કરી મૂકયુ છે, દુખને ધર્મ કરી મૂકયો છે

વાસતીદેવીથી બધી જાતના ખોરાક ખવાતા તેમના ૧૯૨૦ સુધીના કાળમા તેમને ત્યા છપ્પન ભોગ થતા ને સેકડો માણસો જમતા તેમને તબોળ વિના એક ઘડી ન ચાલતુ પાનની ડાબડી પાસે પડી જ હોય

હવે શણગારમાત્રનો ત્યાગ, તબોળનો ત્યાગ, પકવાનોનો ત્યાગ માસમત્સ્યનો ત્યાગ કેવળ વણીનુ ધ્યાન પરમાત્માનુ ધ્યાન

ઘણી બહેનોને તમના શણગાર ઓછા કરવા વીનવુ છુ ઘણીને વ્યસનો છોડવા કહુ છુ કોઇ જ ત્યાગે પણ વિધવા? જે પળે હિદુ સ્ત્રી વિધવા થાય તે જ પળે તેના વ્યસન ને તેનો શણગાર, સર્પની કાચળીની જેમ, સરી પડે છે તેને ન જોઇએ કોઈનુ ઉત્તેજન, ન જોઇએ કોઈની મદદ રિવાજ, શુ શુ નથી કરી શકતો?

આ દુખ સહન કરવામા ધર્મ છે કે અધર્મ? આનુ બીજા ધર્મમા નો નથી ભાળ્યુ હિદુધર્મશાસ્ત્રીઓએ ભૂલ તો નહી કરી હોય? વાસતીદેવીને જોઇને, હુ ભૂલ નથી જોતો પણ ધર્મની શુદ્ધ ભાવના ભાળુ છુ વૈધવ્ય એ હિદુ ધર્મનો શણગાર છે ધર્મનુ ભૂષણ વૈરાગ્ય છે વૈભવ નહી —તવે દુનિયા બીજુ કહેવુ હોય તો કહે

પણ હિન્દુ શાસ્ત્ર કયા વૈધવ્યને વખાણે છે ને વધાવે છે? પદર વર્ષની મુગ્ધા, જે વિવાહનો અર્થ પણ નથી જાણતી, તેના વૈધવ્યને નહિ બાળવિધવાઓને સારુ વૈધવ્ય ધર્મ નથી, તે અધર્મ છે વાસતીદેવીને મદન જાતે આવીને લલચાવે તો પોતે ભસ્મ થઇ જાય વાસતી દેવીને શિવની જેમ ત્રીજી આખ છે પણ પદર વર્ષની બાળા વૈધવ્યને શુ જાણે? તેને સારુ તો એ અત્યાચાર જ છે બાળવિધવાઓની ભરતીમા હિદુ ધર્મની પડતી જોઉ છુ વાસતીદેવી જેવીના વૈધવ્યમા શુદ્ધ ધર્મનુ પોષણ જોઉ છુ વૈધવ્ય સર્વ પ્રકારે સર્વ સ્થળે સર્વ કાળે અનિવાર્ય સિદ્ધાત નથી જે સાચવે તે સ્ત્રીને સારુ તે ધર્મ છે

રિવાજના કૂવામા તરવુ સારુ છે તેમા ડૂબવુ એ તે આત્મહત્યા છે

જેમ સ્ત્રીને તેમ પુરુષને હોવું જોઇએ રામે તે કરી બતાવ્યુ સતી સીતાનો ત્યાગ પણ તેમનાથી ન સખાયો પોતે જ કરેલા તપ ગયા પોતે જ બળ્યા જ્યારથી સીતા ગયા ત્યારથી રામચદ્રનુ તેજ ઘટ્યુ સીતાના દેહનો ત્યાગ તેમણે કર્યો, પણ સીતાને પોતાના હૃદયની સ્વામિની બનાવી તેમને ત્યારથી ન ખપ્યા શણગાર કે ન ખપ્યો બીજો વૈભવ કર્તવ્ય સમજીને તટસ્થપણે રાજકારભાર ચલાવીને તે શાત રહ્યા

જે આજે વાસતીદેવી સાખી રહેલ છે, જેમાથી તે પોતાનો વિકાસ ખેચી શકી છે તે વસ્તુ પુરુષવર્ગ ન કરે ત્યા લગી હિદુ ધર્મ અધૂરો એકને ગોળ ને બીજાને ખોર એવો ભેદ ન્યાય ઈશ્વરી દરબારમા હોય નહી ને છે જ નહિ પણ અત્યારે તો હિદુ ઓમા પુરુષે એ ઈશ્વરી કાયદાને ઉવટાવી

સ્ત્રીને સારુ વૈધવ્ય કાયમ રાખી પોતાને સારુ સ્મશાનભૂમિમા જ બીજો વિવાહ યોજવાનો અધિકાર રાખ્યો છે!!!

વાસંતીદેવીએ હજુ સુધી કોઈના દેખતા આસુનુ ટીપું સરખુ નથી પાડયુ. છતા, તેમના ચહેરામા તેજ તો આવતુ જ નથી કેમ જાણે લામા મદવાડમાથી ઊઠયા ન હોય, એવો તેમનો ચહેરો લાગે છે આ સ્થિતિ જોઈ મે થોડા સમય બહાર નીકળી હવા ખાવા વિનવણી કરી મારી સાથે મોટરમા તો બેઠા, પણ બોલે શેના? ઘણી વાતો મે કાઢી તે સાભળી પણ પોતે તેમા ભાગ્યે જ ભાગ લીધો હવા ખાધી તો ખરી, પણ પસ્તાયા આખી રાત નિદ્રા ન આવી 'જે વસ્તુ મારા પતિને અતિશય પ્રિય હતી તે મે અભાગણીએ આજે કરી? આ તે શોક?' આવા વિચારોમા રાત્રી ગાળી ભોમલ (તેમનો દીકરો) મને આ ખબર આપી ગયો મારો આ મૌનવાર છે મે કાગળ ઉપર લખી નાખ્યુ છે: 'આ ગાડપણ માતાજીમાથી આપણે કાઢયે છૂટકો આપણા પ્રિયતમને પ્રિય એવી ઘણી વસ્તુઓ આપણે તેના વિયોગ પછી કર્યે જ છૂટકો છે. માતાજી વિલાસને અર્થે મોટરમા નહોતા બેઠા, પણ કેવળ આરોગ્યને ખાતર તેમને સ્વચ્છ હવાની બહુ જરૂર હતી આપણે તેમને બળ આપી તેમનુ શરીર સાચવવું પડશે. પિતાજીના કાર્યને દીપાવવા ને વધારવા સારુ આપણને તેમના શરીરનો ખપ છે આટલું માતાજીને કહેજો'

'માતાજીએ આ વાત જ તમને કરવાની મને ના પાડી હતી મારાથી ન રહેવાયુ એટલે હુ કહેવાને આવ્યો છુ હાલ તુરત તો તેમને મોટરમા ન જવાનુ કહો એ જ ઠીક લાગે છે,' ભોમલ બોલ્યો

બિચારો ભોમલ! કોઈનો વાળ્યો ન વળે એ દીકરો આજ બકરી જેવો થઈને બેઠો છે તેનુ કલ્યાણ થાઓ

પણ આ સાધ્વી વિધવાનુ શુ? વૈધવ્ય વહાલુ લાગે છે, છતા અસહ્ય લાગે છે સુધન્વા ઊકળતા તેલમા પડ્યો નાચે, ને મારા જેવા દૂર રહી જોનારા સુધન્વાનુ દુખ કલ્પીને કાપે સતી સ્ત્રીઓ, તમારું દુખ તમે સહ શકો તે દુખ નથી, પણ સુખ છે તમારા સ્મરણ કરી ઘણા તર્યા છે ને તરશે

અમુક દેશના એક રાજા હતા તેમનુ અવસાન થયા પછી તેમની પાછળ કોઈ વારસ નહિ હોવાથી રૈયતે એવી યુક્તિ કરી કે એક હાથણીની સૂઢમા પુષ્પનો હાર આપ્યો અને જાહેર કર્યું કે આ હાથણી જેના ગળામા હાર પહેરાવશે તે ગાદીનો વારસ થશે ત્યાર પછી તે હાથણીએ પાસે ઊભેલા બધા સારામારા માણસોને છોડી દઈ દૂર ઊભેલા એક ભિખારીને હાર પહેરાવ્યો પછી સવાએ ભિખારીને કહ્યુ, "તુ તારા કપડા બદલી નાખ અને રાજાનો પોશાક મુગટ આદિ પહેરી ગાદી ઉપર બેસ' પણ ભિખારીએ કહ્યુ 'મારે તો આ ભિખારીપણુ રાખવુ છે અને ગાદી પર પણ બેસવુ છે રૈયતે' એ તો નહિ બને એમ કહીને એને કાઢી મૂકયો

તાત્પર્ય એ કે જ્યા સુધી અંતઃકરણમા લાભસારૂપી ભિખારીપણુ છે ત્યા સુધી અધિકાર પ્રાપ્ત થતો નથી માટે વૈરાગ્ય ધારણ કરીને અભ્યાસ કરવો અભ્યાસ એટલે સદા બ્રહ્માકાર વૃત્તિ રાખી બ્રહ્માકારવૃત્તિ જ્યારે કેવળ શુદ્ધ સાત્ત્વિક હોય છે, ત્યારે અજ્ઞાનને દૂર કરીને એ બ્રહ્માકાર વૃત્તિ પણ શાંત થઈ જાય છે એને જ બ્રહ્માનુભવ કહે છે તે જ આનંદની સ્થિતિ છે આ અભ્યાસ માટે ભગવાન પતંજલિ કહે છે

યત્રસ્થિતૌ યત્નોઽભ્યાસઃ ।

# અદલ ઇન્સાફ

મુકુલભાઈ



બગદાદના એક ખલીફાના સમયની આ વાત છે. ખલીફા માટે નગર બહાર વિશાળ રાજમહેલ બંધાવવાનો હતો. જમીનની માપણી થઈ રહી હતી. રાજમહેલની હદમા એક ગરીબ વૃદ્ધ બાઈનુ નાનકડું ખેતર આવતું હતુ ખલીફાના અમલદારો તો ખલીફાને જ રાજી કરવા મથતા હતા, એટલે આ ગરીબ ડોશીનો તેઓ ક્યાથી ખ્યાલ કરે? તેઓએ ખલીફાને ડોશી વિરુદ્ધ કહ્યુ ખલીફા પણ મદોન્મત્ત બન્યો હતો. એટલે તેણે પેલી ડોશીનું ખેતર પડાવી લીધું।

ડોશી બાપડી ખેતર જતા નિરાધાર બની ગઈ. તે બગદાદના કાજી પાસે ફરિયાદ કરવા ગઇ

બગદાદનો કાજી અદલ ઇન્સાફી હતો. ખલીફાનુ આવુ ગેરકાયદેસર પગલું જોઇને તેણે તરત જ ખલીફાને કચેરીમા હાજર થવા કહ્યું.

ખલીફા કચેરીમા હાજર થયો કાજી કહે "આ ડોશીમાએ આપની વિરુદ્ધ ફરિયાદ નોધાવી છે માટે મારે ન્યાય આપવો રહ્યો આ ડોશીમાના ખેતરમાથી એક કોથળો ભરીને માટી લેવાની મને રજા આપો."

ખલીફા તો કાજીની આવી વિચિત્ર માગણી સાભળીને નવાઈ પામ્યો. તે બોલ્યો "કાજીસાહેબ એમા તે વળી શું પૂછવાનુ હોય? તમે ખુશીથી એટલી માટી લો."

કાજી કહે: "ખલીફાસાહેબ, આપે મારી સાથે આવવું પડશે."

પછી કાજી, ખલીફા વગેરે પેલી ડોશીના ખેતરે ગયા કાજીએ એક મોટા કોથળામા ખેતરની માટી ભરી પછી કાજી કહે· "ખલીફાસાહેબ, આ મારે ખભે જરા ચડાવી આપો.'

ખલીફા કાજીનુ આવુ વર્તન જોઇને નવાઈ પામતો જ હતો. તેણે કૌતુકથી પેલો કોથળો ચડાવવા માડ્યો પણ એ ચડાવતા ચડાવતાં ખલીફા બોલી ઊઠ્યો: "અરે, કોથળો તો ખૂબ ભારે છે!"

એ સાભળીને કાજી કહે: "ખલીફાસાહેબ, માત્ર એક કોથળા જેટલી માટીનુ જ આટલું વજન છે તો પછી કયામતને દિવસે ખુદા આગળ આ અન્યાયથી પચાવી પાડેલી જમીનને ઉપાડીને આપ શી રીતે ઊભા રહી શકશો?"

કાજીના આવા મર્માળા વચન સાભળીને ખલીફાને પોતાની ભૂલ સમજાઈ તેણે તરત જ પેલી ડોશીમાને એનું ખેતર સુપરત કરી દીધુ અને થોડુ ધન આપી રાજી કરી

જ્યારે અંતરની ઉમેદ... [ અનુ. પૃ. ૯૬ થી ચાલુ.]

સવારે ૧૦ – ૦ નાસ્તો ચા, કૉફી.
પાઉં – માખણ – ફળાદિ.
બપોરે ભોજન – દાળ, ભાત, શાક,
શાકભાજીનો સૂપ, માખણ, પાઉં,
ફળ, છેલ્લે કૉફી.
૪ – ૦ લંચ-ચા, કૉફી, ટોસ્ટ
૬ – ૦ વાળુ – બપોરના જેવું જ.

ચા કૉફી સિવાય મારે બધું જ ખપે તેવું છે. Non – Vegitarian Food માં શું મળે છે તેની ખબર નથી.

હવે પછી Sea-sickness ન લાગે તો તબિયત સારી થઇ જશે એમ લાગે છે. સખત રખડપટ્ટી પછી સખત આરામ મળશે. તડકા પછી છાયડો મળે તેમ.

( ૨ )

પૂ. શિવાભાઈ,

નમસ્તે. જેની ઝ ખના કરતો હતો તેની પ્રાપ્તિ થઈ ખરી. મારી લંડન જવાની વાતને બધા હસતા હતા. પણ એ બધાનુ હસવું ખોટું ઠર્યું, મારુ ધાર્યું ખરું થયું.

મારા આખા પ્રવાસની નોંધ હું પાછળથી મોકલી આપીશ. છતા જાણવા ખાતર જણાવી દઉં કે મારો સૂત-યજ્ઞ આજ સુધી અખંડ રહ્યો છે અને રહેશે. જો કે અહીં બધા હસે છે. પણ તેમાં મારું શું બગડી જાય છે? હસ નારા ભલે હસે ખોરાકનો પ્રશ્ન હેરાન કરશે એમ બધા ત્યાંથી કહેતા હતા પણ એય દૂર થઈ ગયો. અહીં દૂધ સાત આને શેર મળે છે બટાટા બે આને અને બ્રેડ આઠ આને. એ રીતે સાંજ પડયે દોઢ રૂપિયાથી વધુ ખર્ચ નથી આવતું. ભણવાનું પણ ટૂંકમાં ગોઠવાઇ જશે એનુ ખર્ચ માસિક ૫૦) રૂપિયાથી ઓછું નહિ આવે. હજી નોકરી મળી નથી. નોકરી મળ્યા પછી કંઇ જ સવાલ નહિ રહે. કારણ કે અહીંની સરકારે અઠવાડિયાની ઓછામાં ઓછી રોજી રૂા. ૭૦ જેટલી બાંધેલી છે. ગમે ત્યાં નોકરી કરવા જતાં એટલું તો મળે જ.

અભ્યાસક્રમમાં અંગ્રેજી સિવાય કંઇ જ અઘરું નથી... કૃપાથી બધું જ પતી જશે. ગંગાબાની ગૌશાળ જેવું જ દૂધ અહીં મળે છે.

ઠંડીનું પ્રમાણ ઠીક ઠીક છે. ટેમ્પરેચર ૬૦ થી ૭૦ ડીગ્રી જેટલું રહે છે. સૂર્યનાં દર્શન દિવસમાં બે એક વાર થાય છે. ગરમ કપડા ચોવીસે કલાક પહેરવાં પડે છે. નાહવાનુ મન થાય છે. પણ તેનું ખર્ચ રોજ રૂપિયો થવા જાય છે એટલે જુમ્મે જુમ્મે રાખવું પડે છે. જો કે ઠંડીને લીધે પરસેવો થતો જ નથી. કપડાં જ મેલાં નથી થતાં. દસપંદર દિવસ સુધી ધોવાની જરૂર પડતી નથી.

ટ્રેનનુ થર્ડ-કલાસનું ભાડું આપણે ત્યાંના સેકન્ડ કલાસ જેટલું હોય છે. પણ સગવડ આપણા ફર્સ્ટ કલાસ કરતાંય વધારે ટયુબ રેલવે એ અહીંની નવાઈ છે. લંડનનો મોટા ભાગનો વ્યવહાર એ રેલવેથી ચાલે છે. શરૂઆતમાં પહેલે દિવસે મને સમજણ ન પડી પણ હવે એય ફાવી ગયું છે

અહીંના લોકોની ચાલ એટલે બસ થઈ રહ્યું જાણે પાછળ કૂતરું પડયું હોય તેમ દોડતા ચાલે એમના પઠ્ઠા જેવાં શરીર આગળ આપણે વામણા લાગીએ

રસ્તા પર કે કયાંય શોરબકોર ન મળે ભાગ્યે જ કોઇ વાત કરે પૂછીએ કે તરત બધું જ સમજાવે અને ન પૂછીએ તો કોઈ ભાવ ન પૂછે — અરવિંદના પ્રણામ

# મન ચંગા તો કથરોટમાં ગંગા

મહાવીરપ્રસાદજી પોદ્દાર



ભક્ત રૈદાસ પોતાના ઘરની બહાર સડક ઉપર બેસીને હંમેશા જોડા સાંધતા હતા. એક દિવસ એ જ રસ્તે થઈને એક પંડિતજી ગંગાસ્નાન કરવા જવા માટે નીકળ્યા ચાલતા ચાલતા રસ્તામાં તેમના જોડા તૂટી ગયા હતા તેથી મોચીને જોઈ તેઓ જોડા સંધાવવા માટે ઊભા રહ્યા એ વખતે રૈદાસ કોઈ બીજાના સાંધતા હતા એટલે પંડિતજી બોલ્યા, "ભાઈ, મારા જોડા જરા જલદી સાંધી આપ, મારે ગંગાજી જવું છે"

રૈદાસે કહ્યુ, "પહેલા લીધેલું હાથ ઉપરનું આ કામ પૂરૂ કરીને હમણાં જ આપનું કામ કરી આપું છું જરા બેસો, હમણાં જ થઈ જશે"

પહેલું કામ પૂરું કરીને રૈદાસ ધ્યાન પૂર્વક પંડિતજીના જોડાની મરમ્મત કરવા મંડ્યા પંડિતજીએ કહ્યુ, "અરે! આવું મોટું પર્વ છે, અમે વીસ વીસ દૂર ગાઉથી ચાલીને સ્નાન કરવા આવીએ છીએ તારે તો અહીંથી ગંગાજી એકાદ ગાઉ જ છે છતાં પણ શું તું સ્નાન કરવા નહિ જાય?"

કામ પૂરું કરીને રૈદાસ બોલ્યા, "મહારાજ! જો હું ગંગાસ્નાન કરતો ફરું તો છોકરાઓને રોટલા ભેગા કરવા મુશ્કેલ થઈ જાય" પછી થોડી વાર અટકીને ફરી બોલ્યાઃ "મહારાજ! મન ચંગા તો કથરોટમાં ગંગા.

પંડિતજી બોલ્યા, "તું મૂર્ખ છે આજના આ પર્વના મહાત્મ્યની તને ખબર નથી એટલે જ આમ કહે છે. પણ તું ન જાય એ જ ઠીક છે ચમારના ગંગાજીમાં નહાવાથી, તથા તે પાણીના છાંટા બીજાને ઉડવા–ઉડાડવાથી ગંદકી ફેલાત"

રૈદાસે આ વાત ઉપર ધ્યાન ન આપ્યું અને પંડિતજીનું કામ પૂરું કરીને તેમની સામે મૂકી દીધું

પંડિતજી ગજવામાંથી એક પૈસો કાઢીને રૈદાસને આપવા લાગ્યા એટલે રૈદાસે કહ્યુ, "હું તમારી પાસેથી મજૂરી લેવા નથી ઇચ્છતો મારું એક કામ કરી આપજો"

પંડિતજીએ પૂછ્યુ, "શું?"

રૈદાસે કહ્યુ, "મારા વતી આ બે સોપારીઓ ગંગાજીમાં પધરાવી દેજો પરંતુ એક શરત છે કે ગંગાજી હાથો હાથ સ્વીકારે તો જ તે પધરાવવાની છે"

તેના અભિમાન ઉપર પંડિતજી મનમાં હસ્યા પરંતુ રસ્તો પૂરો કરવાની ઉતાવળ હતી, એટલે વધારે ચર્ચામાં ન ઊતરતાં સોપારીઓ ઝોળીમાં મૂકી દીધી. ઘાટ પર પહોંચીને નહાયા ધોયા અને પૂજા પાઠ કર્યો

પાછા ફરતા હતા એટલામાં રૈદાસની સોપારીઓ યાદ આવી. વિચાર કર્યો કે ચાલને ગંગામાં પધરાવતો જાઉં પરંતુ રૈદાસના "ગંગાજી પોતે હાથ લંબાવીને લે તો જ પધરાવવાની છે" એ શબ્દો યાદ આવ્યા આ વાત રૈદાસજીએ કંઈક એવી રીતે કહી હતી કે એને પંડિતજી ભૂલી

શકતા ન હતા

એમને વિશ્વાસ તો ન હતો કે આવુ થઇ શકે પરતુ કહેવામાય કયા કશુ જવાનુ હતુ ? એટલે ગગાજીને સભળાવતા બોલ્યા, "રેદાસની આ બે સોપારીઓ છે તેમણે કહ્યું છે કે ગગાજી હાથોહાથ સ્વીકારે તો જ આપજો '

એ જ ક્ષણે પાણીમાથી એક હાથ બહાર નીકળ્યો અને સોપરીઓ લઇ ને તરત પાછો જતો રહ્યો ત્યાર પછી સોનાનુ સુદર કિમતી કકણ લઈને બીજો હાથ બહાર નીકળ્યો સાથે જ કોઈ કહેતુ હોય એમ સભળાયુ "આ પ્રસાદ રૈદાસજીને આપજો અને કહેજો કે ગગાજીએ તમારી ભેટ સ્વીકારી છે "

આ વાતોએ બ્રાહ્મણને આશ્ચર્યમા ગરકાવ કરી દીધો રૈદાસ પ્રત્યે તેના મનમા ઈર્ષ્યા ઉત્પન્ન થઈ પાછા ફરતી વખતે રસ્તામા રૈદાસનુ ઘર આવ્યુ પરતુ ત્યા એ રોકાય જ શાનો ! પેલુ કિમતી કકણ જોઇને તેને લોભ થયો ઘેર પહોચીને તુરત પેલુ કકણ બ્રાહ્મણીને બતાવ્યુ તેને જોઇને તે ખુશ થઇ ગઇ પડિતજીએ તેને બધી વાત માડીને કહી પરતુ કકણના આનદમા બ્રાહ્મણીએ એના ઉપર વધારે ધ્યાન ન આપ્યુ આ કકણ વેચવાથી પોતાની ગરીબી સદાને માટે દૂર થશે એના વિચારમા જ એ મગ્ન હતી હીરા માણેક જડેલુ સોનાનુ કકણ એની કિમતની તો વાત જ શી કરવી બ્રાહ્મણીએ પડિતને કહ્યું 'જઈને આ કકણ રાજાને ભેટ આપો પરતુ ઈનામ મળશે અને આ ભિખારીવેડા માથી તો જીવનભર છૂટકારો થઈ જશે '

કકણ લઇને પડિત દરબારમા પહોચ્યો પેલા કકણની ભેટથી રાજા ખૂબ પ્રસન્ન થયો એક લાખ રૂપિયા ઇનામ આપીને પડિતને વિદાય કર્યો કકણ રાણી પાસે પહોચ્યુ જોઇને રાણી તો મુગ્ધ જ થઇ ગઈ તેણે તેને હાથમા પહેરી જોયુ બધાએ તેના ખૂબ વખાણ કર્યા પરતુ કોઇએ કહ્યુ કે "મહારાણીનો બીજો હાથ સૂનો લાગે છે ' રાજાને સમાચાર મળ્યા કે આની જોડનુ બીજુ કકણ પણ જોઇએ તુરત જ પડિતજીને બોલાવવામા આવ્યા રાજાએ તેમને કહ્યુ, "આની જોડનુ બીજુ કકણ લાવો નહી તર ઘરબાર લૂટાવીને દેશનિકાલ કરવામા આવશે "

સાભળીને પડિતજી ગભરાઈ ગયા અને કકણ કેવી રીતે મળ્યુ હતુ તેની બધી વાત રાજાને કહી સભળાવી આથી રાજાએ કહ્યુ "તો જઇને રૈદાસને કહો કે આની જોડનુ કકણ ગગાજી પાસેથી લાવી આપે '

એક લાખ રૂપિયા લઇને પડિત ભક્ત રૈદાસની પાસે પહોચ્યો રૂપિયા સામે મૂકીને બધી આપવીતી કહી સભળાવી અને રોતા રોતા બોલ્યા, "ગમે તેમ કરીને પણ મને બચાવો ગગાજી પાસે જઇને આની જોડ લાવી આપો આ લો એક લાખ રૂપિયા અને જોડ લાવી આપો એટલે બીજા એક લાખ '

ભગતે કહ્યુ, "મહારાજ ! મારે રૂપિયા ન જોઇએ આ તો તમે જ લઈ જાઓ ગગા માતા મારી મજૂરીમાથી ખાવા જોગ મને આપી રહે છે વળી ગગાજી પાસે જવા જેટલો મારી પાસે વખત પણ નથી આમ ફરતો ફરુ તો મારા છોકરાનુ ખાવાનુ તથ લુગડાલત્તાનુ કેમ કરીને નભે ? છતા રાજાના ક્રોધ તમારે સહન ન કરવો પડે એમ તો હું જરૂર ઇચ્છુ છુ '

પડિત કરગરીને બોલ્યો, "તો પછી તમને જેમ ઠીક લાગે તેમ કરો

# સમ્રાટ અકબર અને તાનસેન

કનુભાઈ ના. પટેલ



એક વખત પોતાના મહાન સગીતજ્ઞ તાનસેનનુ ભાવપૂર્ણ મધુર સગીત સાભળીને મોગલ સમ્રાટ અકબરે તાનસેનને પ્રશ્ન કર્યો "તાનસેન! આવુ મધુર અને ભાવપૂર્ણ સગીત તુ કોની પાસેથી શીખ્યો? તારા સગીતમા જ્યારે આટલી મધુરતા ભરી છે તો તારા ગુરુના સગીતની મધુરતા ખરેખર અલૌકિક જ હશે ને!'

તાનસેને જવાબ આપ્યો 'જહાપનાહ! આમ તો મે સમગ્ર ભારતના બધા મુખ્ય સગીતજ્ઞો પાસેથી સગીતની તાલીમ લીધી છે પરતુ ભાવપૂર્ણ મધુર સગીત કેવુ હોય તેનુ જ્ઞાન તો મારા પૂજ્ય ગુરુ શ્રી હરિદાસજી પાસેથી જ મને મળ્યુ છે '

આ સાભળીને અકબરને સ્વામી હરિદાસજીનુ સગીત સાભળવાની ઉત્કટ ઈચ્છા થઈ તે માટે હરિદાસજીના આશ્રમમા જવા માટે પણ તે તૈયાર થયા આથી, સમ્રાટ અકબરની ઈચ્છા પૂરી થશે અને પોતાના પૂજ્ય ગુરુના દર્શન પણ થશે એમ વિચારીને તાનસેન અકબરની સાથે સ્વામી હરિદાસજીના આશ્રમમા પહોચ્યા.

પોતાના પૂજ્ય ગુરુને સાષ્ટાગ દડવત પ્રણામ કરીને તાનસેન સમ્રાટ અકબરની સાથે હરિદાસજીની નજીક બેસી ગયા અને પછી એક ભાવ યુક્ત મધુર ભજન ગાવાની શરૂઆત કરી હરિદાસજી પણ આખો મીચીને ભજનના ભાવમા તલ્લીન થઈને સાથે સાથે જ ગાવા લાગ્યા

જે ભાવ, જે મધુરતા હરિદાસજીના ભજનમાથી ટપકતી હતી તેનો અનુભવ સમ્રાટ અકબર માટે આ પ્રથમ જ હતો હરિદાસજીનુ સગીત સાભળીને સમ્રાટ અકબરને ઘણો આનદ થયો ભજન પૂરુ થયા પછી હરિદાસજીને પ્રણામ કરીને બને પોતાના મુકામે જવા રવાના થયા

પોતાની રાજધાનીમા પાછા આવ્યા પછી સમ્રાટ અકબરે એક વખત તાનસેનને હરિદાસજીએ ગાયેલ ભજન ફરી ગાવા માટે કહ્યુ તાનસેને પોતાની બધી શક્તિ રેડીને તે ભજન ગાયુ પરતુ જે ભાવ જે મધુરતા તથા જે તન્મયતા સ્વામી હરિદાસજીના ભજનમા હતી તે તાનસેનના ભજનમા ન આવી શકી

આથી સમ્રાટ અકબરે તાનસેનને પૂછ્યુ "તાનસેન! જે ભાવ જે મધુરતા તથા જે તન્મયતા હરિદાસજીના ગાવમા હતી તે તારા ગાવામા કેમ ન આવી શકી? તે સગીતનુ શિક્ષણ તો તેમની પાસેથી લીધુ છે!'

સમ્રાટના પ્રશ્નનો ઉત્તર આપતા તાનસેને કહ્યુ 'જહાપનાહ! મે તેમની પાસેથી

સગીતનુ જ્ઞાન મેળવ્યુ છે તે સત્ય છે અને તેમણે પોતાની બધી કળા મને શીખવી છે તે પણ એટલુ જ સત્ય છે પરતુ તેમની મનોવૃત્તિમા અને મારી મનોવૃત્તિમા આસમાન જમીનનુ અતર છે તેમણે જે ગાયેલુ તે ત્રિલોકનાથ, પરમકૃપાળુ જગતનિયતા પરમેશ્વરની ભક્તિમા તલ્લીન થઈને તેના ગુણોનુ ગાન કરવા માટે ગાયેલુ જ્યારે મે તો મારી સામે બેઠેલ દિલ્હીશ્વરને ખુશ કરવા માટે ગાયુ હતુ "

"હુવે આપ જ કહો કે પરમાત્મા પ્રત્યેના પ્રેમથી આકુળવ્યાકુળ થઈ રહેલ હૃદયમાથી જે ભાવ, જે માધુર્ય તથા જે તન્મયતા ઉત્પન્ન થાય, તે મારા જેવા દુન્યવી માયામા લપટાયેલ સ્વાર્થી માણસના સગીતમાથી શી રીતે ઉત્પન્ન થાય?"

# ઘરગથ્થુ ઉપચારો

[ લોકજીવન' ]

શરીરનો કોઈ ભાગ દાઝી ગયો હોય તો તે જગ્યાએ ખડની સફેદી લગાવવાથી થોડા સમયમા રૂઝ આવી જાય છે અને તેનો ડાઘ પણ રહેતો નથી

૨. છાતીમા દુખાવો થયો હોય તો ઘી અને મીઠુ મિલાવીને એટલે કે તેનુ મિશ્રણ કરીને લેપ કરવાથી દુખાવો દૂર થાય છે

૩ પાસળીમા દુખાવો થયો હોય તો હળદર અને ડુગળી મિશ્ર કરી તેની પોટલી બનાવી શેક કરવાથી દુખાવો દૂર થાય છે

૪ કાનમા દુખાવો ઊપડ્યો હોય તો ડુગળીના રસના બે ત્રણ ટીપા કાનમા પાડવાથી પીડા ઓછી થઈ જાય છે

૫ લોહીવિકારમા ગાયના દૂધમાથી તૈયાર કરેલ દહીમા તુલસીના બી સવારસાજ ખાવાથી સારો ફાયદો થશે

૬ કોઈ તેજધાર વસ્તુ જેવી કે અણીદાર ચપ્પુ, ચપ્પુ, કુહાડીથી શરીરનો કોઈ ભાગ જખમી થયો હોય તો થોડુ મધ લઈ ઘા પર ચોપડવાથી સારો ફાયદો થાય છે.

૭ શરીરનો કોઈ ભાગ કચરાઈ ગયો હોય તો તે જગ્યાએ મધપૂડાથી માલિશ કરવાથી તે ભાગ સારો બની જાય છે

૮. નસકોરી ફૂટી હોય અને લોહી વહેતુ જ રહે તો સુકાયેલી માટીને પાણીથી ભીજવી તેનો થર માથા પર જમાવવાથી નસકોરીમાથી લોહી વહેતુ બધ થાય છે

૯. ગળામા કોઈ કારણસર પીડા થતી હોય તો ઠડા પાણીમા મીઠુ અને કાર્બોનેટ ઑફ સોડા'ના કોગળા કરવાથી પીડા દૂર થાય છે

૧૦. માથુ ખૂબ દુખતુ હોય તો જવના આટામા પાણી મેળવી ફક્ક બનાવી માથા પર મૂકવાથી દર્દ દૂર થાય છે

# પશ્ચાત્તાપનું પુણ્ય

ક. ના. પટેલ



એક યુવક ઘણાં વરસોથી પાઈ–પૈસો ભેગો કરીને મક્કાશરીફની હજ કરવા જવા માટે તૈયારી કરતો હતો. પરંતુ કેટલાક આકસ્મિક સંજોગો એવા આવી પડ્યા કે તેણે એકઠું કરેલ બધું ધન તેમાં વપરાઇ ગયું. અને તે હજ કરવા જઈ ન શક્યો. આથી તેને ખૂબ જ દુઃખ થયું અને પોતે હજ કરવા ન જઈ શક્યો તે બદલ તે ખૂબ જ રડવા અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

તે યુવકને આમ રડતો તથા પશ્ચાત્તાપ કરતો જોઈને સંત સુફિયાએ તેને આશ્વાસન આપતાં કહ્યું, "મેં ચાર વખત હજ કરી છે. તેનું પુણ્ય હું તને આપું છું. તેના બદલામાં, હજ કરવા ન જઈ શકવાને કારણે તને જે પશ્ચાત્તાપ થાય છે તે તું મને આપ."

સંત સુફિયાનની આ વાત પેલા યુવકે સહર્ષ સ્વીકારી લીધી. તે રાત્રે સંત સુફિયાને સ્વપ્નમાં ખુદાના બે ફિરસ્તાઓને વાતો કરતા સાંભળ્યા.

એક ફિરસ્તો પોતાના સાથીને કહેતો હતો, "સંત સુફિયાનને આજે ઘણો મોટો લાભ થયો, એ વાત તું જાણે છે કે નહીં?"

બીજા ફિરસ્તાએ જવાબ આપ્યો, "ના ભાઈ! મારી જાણ પ્રમાણે તો કોઈ વાત એવી બની નથી કે જેથી સંત સુફિયાનને તું કહે છે એવો કોઈ મોટો લાભ થાય. તેથી ઊલટું આજે તો પોતાની ચાર હજનું પુણ્ય તેમણે પેલા યુવકને આપી દીધું, એટલે એમને તો એટલું નુકસાન જ થયું કહેવાય."

પહેલા ફિરસ્તાએ કહ્યું. "ભાઈ! ત્યારે તારી ત્યાં જ સમજફેર થાય છે. પોતાની ચાર હજનું પુણ્ય આપીને તેમણે પેલા યુવકનો સાચા દિલનો પશ્ચાત્તાપ લીધો છે તે તો તું જાણે છે ને? સાચા દિલના એ પશ્ચાત્તાપનું એટલું બધું પુણ્ય તેમને આજે મળ્યું છે કે તે પુણ્યને હજારો માણસોની વચ્ચે વહેંચી અપાય તો તે બધાઓને પણ હજ કરવા જવાની જરૂર ન રહે."

આ વાતચીતથી સંત સુફિયાન જાગી ગયા તેઓ ઊઠીને ફિરસ્તાઓને પ્રણામ કરવા જતા હતા ત્યાં તો બંને ફિરસ્તાઓ અંતર્ધાન થઈ ગયા.

બધાય ભેગા મળી (અનુ. પૃ. ૯૪થી ચાલુ)

થયો પણ કયામતે જેમ ભૂત પણ ઊઠે તેમ બધા ભૂત જાગ્યા અસ્પૃશ્યતા, હિંદુ-મુસ્લિમ ઝગડા, વહીવટી ક્ષેત્રની લગામ હાથ પકડવાની વૃત્તિ વગેરે આપણે ઓછા ભોગે વધુ પ્રાપ્ત કર્યું સ્વરાજનું પૂરા પૂરા પુરુષાર્થનું નથી મારી ભાષામાં કહું તો ઉચ્છેદિયું સ્વરાજ સાંપડ્યું છે અંગ્રેજો નાડા અને ગળે વળગેલો ભોલો ફેંકતા ગયા અને એ નાડા તે પણ અવળ ચડાઈથી કોઈ પણ સભાને માત્ર પાયદસ અવળચંડા છોકરા ધારે તો વિખેરી નાખે એમ આપણા ખંડનાત્મક કામે એ હાર્યાં અને નાડા વારંવાર બદૂકથી શાંતિ જાળવી શકાય નહીં કાયદો અને વ્યવસ્થા સાચવ્યા વગર રાજ્ય થય નહિ

એ જવાબદારી ઉઠાવવામાં એકેએકે વિચારવાની જરૂર છે ઘોડાના હાથમાં પછી વટ આવે તો પણ શાન્તિથી ચલાવતા શીખીએ નહિ તો શાંતિ મળશે ક્યાંથી? લોકશાસનમાં સુખ હોય, દુઃખ હોય ઘરની રસોઈ દરેકની ઇચ્છાનુસાર થતી નથી, એમ કરવા જાય તો સહુ ભૂખ્યા રહે! તેવું જ લોકશાસનનું છે હમણાં સુધી સરકાર (અંગ્રેજ) લૂંટતી હતી આપણે એની પાસેથી વિદ્યા શીખ્યા એટલે આપણે ય અજમાવ્યું લૂંટનો કોઈને પણ ખ્યાલ નથી સૌને એમ છે કે ખર્ચ છે માટે ખર્ચ નભાવવા કમાવું જોઈએ પણ આટલો બેમત શા માટે જોઈએ તે કેમ કોઈ નથી વિચારતું? રાષ્ટ્ર માટે શક્તિ, જ્ઞાન વગેરે બધું સહિયારું હોય સહુનું ભેગું શ્રમપૂર્વકનું સમજી આચરીએ તો જ સ્વરાજ ભોગવાશે, નહિ તર રાજાશાહી તો હવે નથી પણ સરમુખત્યારી આવે તો નવાઈ નહિ!

હિંદમાં આજે બે વર્ગો છે મજૂરોનો અને ભણેલાનો મિલમાં જાય તે મજૂર નહિ પણ આપણે પરિશ્રમ છોડી કોઈક ઉપર જીવવા માંડ્યું તે જેમ શેઠને મુનીમ, મુનીમને ચપરાસી, ચપરાસીને ઘાટી એમ નોકરને ય વળી નોકર અને એ બીજા વર્ગે ઊભું કરેલું છે એમ હું હિમ્મતભેર કહીશ ખરું રાજ્ય તો મજૂરીનું આપણે શ્રમ છોડ્યો અને દુઃખી થયા સ્વરાજમાં આ શોભે નહિ હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણે શ્રમ નહિ કરીએ તો હવે પછી જીવી શકીશું નહિ મેં જોયું છે કે ગ્રેજ્યુએટ દંપતી પોતાના બાળકને ભણાવવ માસ્તર રાખે છે! આ તે કેવી વાત! આપણી જરૂરીઆત વધી એટલે પાપ વધ્યું, એટલે પહોંચી વળવા પૈસા મેળવવા જ જોઈએ પૈસા કાંઈ ઉત્પન્ન તો થતા નથી! ઉત્પાદન તો તે કે કાગળી બાજરી વાવો અને ખળામાં ઢગલા કરો, ઝાડ વાવો અને ફળ ઉતારો આ તો જેમ કૂવો ખોદીને ઢગલો માટીનો કર્યો તેમ ક્યાંકથી ઢસડી લાવી ભેગું કર્યું આ લૂંટ નહિ તો બીજું શું?

આપણે સ્વરાજનું સુખ નથી માણતા કારણ કે ભૂખ વગરના ભોજન જેવી વાત છે ભણેલા વર્ગે આ સમજવું જોઈશે પરિશ્રમ કરનારો તો નિસાસા નાખતો જાય છે કહે છે અમે તૂટી મરીએ છીએ અને આ લોકો મજા કરે છે પણ એ શ્રમજીવીઓ સમજ્યા વગર શ્રમ કરે છે માટે વચલો વર્ગ એ સમજીને કરશે તો કંઈક બચાવશે અને બચત એટલે પેદાશ લોકો આજે સિક્કાને ધન કહે છે, સંપત્તિ કહે છે પણ એ ખોટું છે સંપત્તિ એટલે અર્થ જેનાથી કામના તૃપ્ત થાય તે અર્થ રૂપિયાથી કામના તૃપ્ત થતી નથી ઊલટી વધે છે પૈસાદાર તો ઊલટો વધુ ગરીબ બનતો જાય છે વધુ

ખરચતો જાય છે તેમ વધુ લાલસા જાગે છે. તૃષા લાગે તો કૂવેથી પાણી ભરી લાવી તરસ મટાડવી જોઈએ, પણ પૈસા ખર્ચી સોડા લેમન, આઇસ વૉટર પીવાથી એ તૃપ્ત થતી નથી. હાથે રાંધેલું હશે તો મીઠું લાગશે પણ રસોઇયો બનાવતો હશે અને એક ચીજની ત્રૂટી હશે તો 'નહિ ચાલે' કહી દઇએ છીએ! કારણ એ પારકાના શ્રમનું છે. એટલે બાપુએ કહ્યું 'પુરુષાર્થથી, શ્રમથી જ બધું જાતે ઉત્પન્ન કરો.'

વિદ્યાર્થીઓને કહીશ: તમારે શું થવું છે, કેવા થવું છે તે વિચારો. અને જીવનમાં ફેરફાર કરો. મોટેરાને કહીશ: તમારું ધન ક્યાંથી આવે છે એ વિચારો. અમારા સંતબાલ જમવા આગાઉ પ્રાર્થના કરે છે· 'પ્રારંભે પ્રભુ તને નમીએ છીએ, પછી કૃષિકને નમીએ અમે, જેણે અન્ન પેદા કરી શરીર પોષ્યું તે સત્ત્વપોષક બનો, એમાંથી વિશ્વ સમસ્તનું, સર્વ આત્માનું શ્રેય વધો.'

કેવી ઉજ્જવળ આ ભાવના છે! વિશ્વ-વત્સલતાની આ મનોહર ભાવના સૌનાં અસહકાર અને પ્રેમ–ઔદાર્યના વિકાસ માટેની છે.

આપણે બધા યે ભેગા થઈને જીવવાનું છે. અને એ સહિયારું જીવન પ્રેમમય અહિંસા વગર કંઈ નભે નહિ; એટલે સાચું રચનાત્મક કાર્ય એ કે સહકાર, પરિશ્રમ અને પ્રેમમય અહિંસા દ્વારા આપણે સ્વરાજ પચાવેલું સિદ્ધ કરી બતાવીએ. સહિયારા જીવન વિના એ શક્ય નથી.

---

ઘણી વાતો જાણવી–આચરવી મુશ્કેલ લાગતી હોય તો એક જ વાત બતાવું. સદા પ્રસન્ન રહેવું. મનની પ્રસન્નતા કાયમ રહે તેવું બોલવું, વર્તવું અને વિચારવું. જેનામાં ચિંતા, ભય કે ક્રોધ નથી, જે સદાચારી ને શાંત છે તે જ નિત્ય પ્રસન્ન રહી શકે છે. દરેક ક્રિયા કરતા પહેલા વિચારી જો કે તેથી મન પ્રસન્ન રહેશે! પ્રસન્ન મનવાળાની બુદ્ધિ સદા સ્થિર અને મોઢાની આકૃતિ સદા શાંત હોય છે. મનને પ્રસન્ન રાખવાનો અભ્યાસ કર. મનમાં ઊઠેલા સંકલ્પો પૂરા કરવાથી મન પ્રસન્ન થતું નથી. પ્રસન્નતા તો મનની સદા શાંત અવસ્થા છે ઇન્દ્રિયનિગ્રહ મૌનને આત્મબુદ્ધિથી લાંબે કાળે તે પ્રાપ્ત થાય છે.

---

## અનુક્રમણિકા ……………………………… ૩૦ મે ૧૯૫૪


| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ બાપુના પત્રો………… ગાંધીજી | ૮૮ | ૭ અદલ ઇન્સાફ … મુકુલભાઈ | ૧૦૧ |
| ૨ રામ–નામ–રસ પીજૈ ….. મીરાંબાઈ | ૮૯ | ૮ મન ચંગા તો .. મહાવીરપ્રસાદજી | ૧૦૩ |
| ૩ પ્રભુ દર્શન…….. …… | ૯૦ | ૯ સમ્રાટ અકબર અને. કનુભાઈ પટેલ | ૧૦૬ |
| ૪ બધાયે ભેગા થઈને… રવિશંકર મહારાજ | ૯૨ | ૧૦ ઘરગથ્થુ ઉપચારો . . .. .. | ૧૦૭ |
| ૫ જ્યારે અંતરની ઉમેદ જાગે છે .. .. | ૯૫ | ૧૧ પશ્ચાત્તાપનું પુણ્ય … ક. ના. પટેલ | ૧૦૯ |
| ૬ આદર્શ વિધવા.. … ગાંધીજી | ૯૭ | ૧૨ ગ્રંથાવલોકન .. … | મુ૦ ૬૦ |


પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જુનાગઢ.

થઈ શકે એવા તીવ્ર પ્રાથમિક પરિણામો ઊપજે છે તેથી આમાં ધાસ્તી નથી લેતા મધુર અને તત્કાળ તેમ જ દીર્ઘ પરિણામોની દૃષ્ટિએ પણ હિતકર, અને ઊપજેલા પરિણામો ભૂંસાઈ જતા લાગે તો ફરી ફરી ધાસ્તી વિના લઈ શકાય એવું આ ટીકડીઓ વિષે પ્રમાણપત્ર આપી શકાય"

આ રીતે આ પુસ્તક સારું, સંસ્કારી વાચન પૂરું પાડે એવું છે પ્રકાશકના નિવેદનમાં જણાવ્યું છે એમ અમને પણ લાગે છે કે આ "ખાટી મીઠી નાનાને જ નહીં, મોટાને પણ જોતાવેંત એકાદ તો મોંમાં નાખવા મન થઈ જાય છે ખાટીમીઠીનો આ સંગ્રહ નાનાને તેમ જ મોટાને ગમે એવો છે નવું સવું વાચતા શીખેલા પ્રૌઢોને પણ ગમશે"

આમ આવા પુસ્તકો જનસમાજને ઉપયોગી થાય એવા અવશ્ય છે પણ આવા પુસ્તકોની કિંમત સામાન્ય માણસને પોષાઈ એવી હોવી જરૂરી છે ૯૬ પાનાની કિંમત સવા રૂપિયો વધારે જ કહેવાય આવા સાહિત્યના પ્રચારને માટે તેમ જ સૌ કોઈ એનો લાભ લઈ શકે એ માટે આવા પુસ્તકોની કિંમત માફકસર હોવી જોઈએ — 'અભ્યાસી'

## 'પ્યારાબાપુ'

'પ્યારાબાપુ' દર અંગ્રેજી મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની બીજી અથવા ત્રીજી તારીખે મળશે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે બ્રહ્મદેશ માટે રૂા ૭॥ અને પરદેશ માટે રૂા ૯) અથવા શિ ૧૨) છે

'પ્યારાબાપુ'નું નવું વર્ષ ફેબ્રુઆરીની અખેરમાં શરૂ થઈ જાન્યુઆરીમાં પૂરું થાય છે વચ્ચેથી થતા નવા ગ્રાહકોને વર્ષની શરૂઆત (ફેબ્રુઆરી)થી જ ગ્રાહક ગણી પ્રગટ થયેલા અંકો મોકલવાની પ્રથા છે

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું ગ્રાહકોએ પોતાનું નામ-સરનામું સ્પષ્ટ લખવા સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો જોઈએ

લવાજમ મનીઓર્ડરથી મોકલવું વી પી થી મોકલતા અંકો મોડા મળે છે

'પ્યારાબાપુ'ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે ખાસ આવૃત્તિની થોડીક નકલે રૂપાયતનમાં બનેલા હાથકાગળમાં છપાય છે ખાસ આવૃત્તિનું વાર્ષિક લવાજમ દેશમાં રૂા ૯) વિદેશમાં રૂા ૧૦) અથવા શિ ૧૬

અડધા આના મોકલવાથી નમૂનાનો અંક મોકલવામાં આવે છે

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ સૌરાષ્ટ્ર

# વિનોબાને વંદના

હરિપ્રસાદ વ્યાસ



પગપાળો તપસ્વી ચાલ્યો જાય,
ઠેર ઠેર સ્વરાજ્ય વાવતો જાય,
અમૃત—સંદેશ સુણાવતો જાય,
શાન્તિનો યાત્રી ચાલ્યો જાય.

દુબળો પાતળો એની કાય,
અંતરમાં પ્રેમની સુધા ઊભરાય;
સર્વોદય મંગળ વેરતો જાય,
ભારતનો આત્મા ચાલ્યો જાય

દેહ-કષ્ટની પરવા ન જરાય
પરશ્રેયે સ્વશ્રેય કમાય,
ધન્ય ધન્ય એના માતપિતાય,
પગપાળો સંત ચાલ્યો જાય

# ગ્રંથાવલોકન

●

આર્તપોકાર: સં૦ હેમંતકુમાર નીલકંઠ, નંદલાલ ભો૦ શાહ; પ્રાપ્તિસ્થાન: મહાજન બુક ડીપો, ગાંધીમાર્ગ, અમદાવાદ; કિં૦ રૂ. ૨-૦-૦; પૃ૦ ૨૬-૧૧૬.

'આર્તપોકાર'ના ભક્તકવિનું આ ૨૩મું પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ભક્તકવિ પોતે જાહેરમાં આવવા માગતા નથી. પણ જે લોકો તેઓશ્રીના સંપર્કમાં આવ્યા છે તેઓનાં જીવનમાં નવું તેજ ઉમેરાયું છે. આ પુસ્તક તેઓશ્રીનાં પુસ્તકોમાં અનોખું તરી આવે છે, કારણ કે એમાં તેઓશ્રીએ સાધનાકાળમાં જે ભક્તિકાવ્યો લખેલા તેને સંગૃહીત કરવામાં આવ્યાં છે. એમાં ૯૮ ભક્તિકાવ્યો છે.

આ ભક્તકવિનાં ભક્તિકાવ્યો આપણા હૃદયને સ્પર્શી જાય છે, પ્રભુભક્તિમાં પ્લાવિત કરી દે છે. વળી આપણી સંવિદ ઉપર પણ ઊંડી અસર કરી જાય છે. એનુ મુખ્ય કારણ એ જ છે કે, એ ભક્તિકાવ્યો પાછળ રહેલી ભક્તકવિના ઈશ્વરાભિમુખ આત્માની સચ્ચાઈ. સાધનાકાળ વેળાએ તેઓશ્રી એવા ઉત્કટ ભાવોમાંથી પસાર થયા હતા. તે વખતે તેઓશ્રીને જે જે અનુભૂતિઓ થયેલી તે સહજ ભાવે કાવ્ય સ્વરૂપે મૂર્ત થઇ છે. તેઓશ્રીએ કાવ્યો રચવાનો સભાન પ્રયત્ન કદાપિ કર્યો નથી. અંતરમાથી જ આનંદમય આવેશનો એકાએક ઊભરો આવતો અને તે કાવ્યરૂપે પરિણત થતો હતો.

આજ કાલ કેટલાંય ભક્તિકાવ્યો છૂટાંછવાયાં રચાતાં જોવા મળે છે. પણ એવાં ઘણાં ખરાં કાવ્યોમાં માત્ર કલ્પનાનો વિહાર, શબ્દોની કરામત જ હોવાથી, એ પાછળ તીવ્ર અનુભૂતિ અને આત્મોન્નતિકર સાધના-સ્થિતિ ન હોવાને કારણે તથા તેમાં હૃદયના અતલ ઊંડાણના અભાવને લીધે એવાં કાવ્યો ભલે આપણને થોડી વાર મુગ્ધ કરી દે, એની લોભાવનારી સૂરાવલિ આપણને ભલે સુમધુર અને કર્ણપ્રિય લાગે; પરંતુ એની અસર આપણા દિલ પર ક્ષણિક જ ટકે છે. જ્યારે 'આર્તપોકાર'માં સંગૃહીત થયેલાં ભક્તિકાવ્યો જેવાં કાવ્યો, ભજનો પાછળ દિવ્ય ચેતનાનો સંચાર થયેલો હોવાને કારણે તથા આવા ભક્તજનો પણ આવી ઉત્કટ સાધનાની કક્ષામાંથી પસાર થતા હોય છે તેથી એમાં હૃદયની સાચી લાગણી વ્યક્ત થયેલી હોય છે જે આપણા હૃદયમાં પણ એવા જ ભાવ જગાડી જાય છે અને આપણા અંતઃકરણ ઉપર તેની ચિરકાલીન સ્થાયી અસર પ્રસ્થાપિત કરી જાય છે.

વળી આવાં પ્રેરણાત્મક, પથદર્શક ભક્તિકાવ્યોમાં શબ્દની શક્તિ રહેલી હોય છે જે અતીવ મહત્ત્વની ગણી શકાય. શબ્દની શક્તિનો અનુભવ આપણને આપણા કોઇ શ્રદ્ધેય સદ્ગુરુ પાસેથી એમની પ્રેમકૃપાથી લીધેલા મંત્રમાં થાય છે. એ મંત્રના શ્રવણથી આપણા હૃદયદ્વાર એકદમ ખૂલી જાય



"ઉદ્યોગ અને વિદ્યાનો એકરાર થતાં અદ્ભુત શક્તિ ઉત્પન્ન થાય છે" —સરદાર

# સરદારની વાણી



બે વસ્તુઓ શીખવાની છે શાળાઓમા કે કોલેજોમા અભ્યાસ કરતી બહેનોએ મોજશોખની નહી પણ મહેનત કરવાની ટેવ પાડવી જોઇએ ભાઇઓમા પણ દોષ આવ્યો છે કે મહેનત કરવી એ નોકરચાકરનુ, ગમારનું કામ છે એમ માને છે એ બહુ ખોટુ છે હાથપગ ચલાવવામા જ ખરી શોભા છે આપણે મજૂરની માફક નહી પણ જ્ઞાનપૂર્વક મહેનત કરીએ. તેની સાથે આપણામા સંસ્કાર, સારા વિચાર આવે, જગતમા જ્યા જ્યા સારી વસ્તુ હોય તે ખેચવાની શક્તિ આવે, મધમાખી ફૂલમાથી બધી મીઠાશ ખેચી લે છે તેમ નરકની માખને ફૂલ પર બેસાડવામા આવે તો પણ એ સુવાસ નથી લેવાની, ગદકી જ કરવાની છે, પણ મધમાખી જ્યાથી મળે ત્યાથી મધ જ લેવાની છે તેમ આપણે કરવુ જોઇએ

× × ×

જગતમા તમારે તરવુ હોય તો હાથપગ ઉપર ભરોસો રાખો; મહેનત સાથે મહોબત રાખો જેનુ શરીર કેળવાય છે તેનુ મગજ પણ સાથોસાથ ખીલે છે બુદ્ધિનો એકલો વિલાસ નકામો છે તેથી જગતને ફાયદો નથી બુદ્ધિ સાથે શારીરિક શ્રમ માટેનો પ્રેમ ખીલવો જોઇએ ઉદ્યોગ અને વિદ્યાનો એકતાર થતા અદ્ભુત શક્તિ ઉત્પન્ન થાય છે જન્મથી દરેકને કુદરતી શક્તિ મળેલી હોય છે તેના વિકાસથી ને તરી કે ડુબી શકે છે

પરિશ્રમથી મેળવેલી વસ્તુની કિમત બરાબર અકાય છે આપણે આપણા જીવન માટે તો જાતપૂરતુ કરી લેવુ જોઇએ પણ બીજાં દુખી અને અજ્ઞાન બાળકોને તમે અહીથી મેળવેલા સાથા । લાભ આપશો આજે ચારે તરફ કેળવણીના ક્ષેત્રમા ફેરફાર થઇ રહ્યા છે અને ઉદ્યોગને સ્થાન મળ્યુ છે તમે ઉદ્યોગથી મગરૂર થાઓ તે ઠીક છે ઉદ્યોગ આપણે માથે ઠોકી બેસાડવામા આવેલો છે, ત અજ્ઞાન વર્ધાયોજના પછી દૂર થયુ છે ત તમારુ સદ્ભાગ્ય છે ઘણા મેટ્રિક પાસ થઇ અપગ થઇને નીકળે છે શાળામા તેમના હાથપગ ભાગી ગયા હોય છે તેમની દશા માટે મને દયા આવે છે દ્વારકાની છાપ વગર ભગત કહેવાના નથી પણ તેમની કોડીની પણ કિમત નથી

ચોપડીઓ વાચનારા હમેશા મારા ચારિત્રવાન હોય છે એમ પણ નથી વિદ્યાવિલાસીઓ ચારિત્રમા પડેલા હોય છે, તેઓ ભોગવિલાસી પણ હોય છે એવો મારો અનુભવ છે ચારિત્ર્યશુદ્ધિ અઘરુ કામ છે પણ ઉદ્યમી જીવન ગાળનારને ચારિત્રભગના પ્રસગ ઓછા આવે છે



# "પરંતુ મા, હવે હું તે નથી રહ્યો."



ધર્મવીર શર્મા

રાજમહેલમાં જે ભંગી કામ કરતો હતો તેની સ્ત્રી બહુ સુંદર હતી તેની સાસુએ તેને રાણીવાસનું કામ સોંપ્યું હતું રાજકુટુંબની બધી સ્ત્રીઓ તેનાથી પ્રસન્ન હતી તેના પતિને બહારનું કામ સોંપવામાં આવ્યું હતું એક દિવસ તેને અચાનક રાજકુમારીનાં દર્શન થયાં રાજકુમારીને જોઈને તેની દશા ખરાબ થઈ ગઈ આવું સુંદર રૂપ તેણે સ્વપ્નમાં પણ જોયું ન હતું ઘેર આવીને તે પડ્યો રહ્યો તે ન કાંઈ ખાતો, ન કાંઈ પીતો કે ન કાંઈ કહેતો હતો

આથી તેની સ્ત્રીએ પૂછ્યું, "તમને થયું છે શું? તાવ તો છે નહીં! પછી કામધંધો છોડીને પડ્યા શા માટે રહ્યા છો?" પહેલાં તો તેણે કંઈ જવાબ ન આપ્યો ત્રણ ચાર દિવસ ખોરાક ન લેવાના કારણે તે અશક્ત થઈ ગયો આ બાજુ તેની પત્નીએ પણ ખૂબ આગ્રહ કર્યો ત્યારે તેણે બનેની હકી કત જણાવી તેણે કહ્યું, "મારું મન તેની સાથે વાત કરવા માટે તલસે છે એના મુખનો એક શબ્દ સાંભળવાની જ ઇચ્છા છે તેના અંગે બીજી કોઈ કલ્પના કરી શકું તેમ નથી એવો વિચાર કરવો તે પણ મારે માટે અનુચિત છે તે હું બરાબર સમજું છું પરંતુ એક વખત એની સાથે વાત કરવાની મારી અભિલાષા હું કોઈ રીતે ત્યજી શકતો નથી'

તેની સ્ત્રીએ કહ્યું, "એટલું હું કરી આપીશ ઊઠો, ખાઓ, પીઓ અને કામે વળગો" તેણે જવાબ આપ્યો, "એ બધું ત્યાર પછી જ મારાથી થઈ શકશે" સ્ત્રીએ કહ્યું, 'સારું ત્યારે હું અત્યારે જ જઈને રાજકુમારી સાથે વાત કરું છું તે મને ખૂબ ચાહે છે અને આખું ઘર મારા પ્રત્યે દયાળુ છે." આમ કહી તે ત્યાંથી ચાલી ગઈ થોડી વાર પછી આવીને તેણે કહ્યું, 'લો, હું વાત કરી આવી છું રાજકુમારીએ કહ્યું છે કે તું જઈને તારા પતિને કહે કે તે અહીંથી ચાર પાંચ ગાઉ દૂર કોઈ નદી કાંઠે કામળો ઓઢીને, પોતાનું મોં ઢાંકીને બેસી જાય ને રામનામના જાપ શરૂ કરી દે ચાર પાંચ દિવસમાં તો ધૂમ મચી જશે કે કોઈ એવા મહાત્મા પધાર્યા છે જે નથી ખાતા, નથી પીતા કે નથી કોઈની સાથે બોલતા ફક્ત રામનામના જાપ જ કર્યા કરે છે માણસોનો તો ત્યાં મેળો જામશે મારા ઘરે પણ એ વાત પહોંચશે એટલે હું મારી માતાની રજા લઈને તેના દર્શન કરવા આવીશ એ રીતે તેની ઇચ્છા પૂરી કરી તારા સૌભાગ્યનું રક્ષણ કરીશ

સ્ત્રીની વાત સાંભળીને તે તરત કામળો લઈને દોડ્યો અને એક નદી કાંઠે કામળાથી આખું શરીર ઢાંકીને બેસી ગયો અને રામ નામની ધૂન લગાવી દીધી ચારપાંચ દિવસોમાં તો ત્યાં માણસોની હાર લાગી ગઈ ગુપ્તચરો દ્વારા રાજમહેલમાં પણ સમાચાર પહોંચ્યા કે આવા મહાત્મા તો કદી આવ્યા

નથી કે જે રાત દિવસ રામનામના જાપ જ જપ્યા કરતા હોય.

રાજકુમારીએ પોતાની માતાપાસે મહાત્માનાં દર્શન કરવા જવાની રજા માગી રાણીએ મહેલમાંથી નદી કિનારા સુધી રાજકુમારીની પાલખીને જવાનો બંદોબસ્ત કરી આપ્યો. અને સાધુની ચારે તરફ કંતાનના પડદા લગાવડાવી દીધા. પછી રાજકુમારી પોતાની વિશ્વાસુ દાસીને લઈને ત્યા પહોંચી. તેણે જોયું કે કાબળો વીંટીને તે બેઠો બેઠો રામ નામ જપે છે. ત્યા જઇને તરત રાજકુમારીએ કહ્યું, "હું આવી ગઇ છુ મો ઉઘાડ અને મારી સાથે વાતો કર." પરંતુ સામેથી કાંઇ જવાબ ન મળ્યો. રામ નામનો જાપ ચાલુ રહ્યો આથી તેણે ફરી વખત કહ્યુ, "સાંભળતો નથી હું આવી છું, હું તે જ છું કે જેના માટે તુ આ જાપ જપે છે." આ વખતે જવાબ મળ્યો, – કાબળામાથી જ, મો ઉઘાડ્યા સિવાય: "માતાજી, મને ખબર છે કે આપ તે જ છો. પરંતુ તમારી કૃપાથી હવે હું તે રહ્યો નથી, તમે પધારો!" અને રામ નામના જાપ ફરી શરૂ થઇ ગયા

# આપણું સાચુ ધન



સમ્રાટ અશોકે પોતાના જન્મદિવસ રાજ્યના બધા સૂબાઓને બોલવી હુકમ કર્યો કે, 'આજે મારે વર્ષ દરમ્યાન સૌથી સારું કામ કરી બતાવનાર સૂબાને ઈનામ આપવુ છે. દરેક પોતાની હકીકત મને કહી સંભળાવો.' ઉત્તરનો સૂબો બોલ્યો 'નામદાર, મે મારા પ્રદેશની આવક ત્રણગણી વધારી દીધી છે.' દક્ષિણનો સૂબો આગળ આવીને બોલ્યો 'રાજ્યની તિજોરીમા દર સાલ મોકલાતુ સોનુ મે આ વર્ષે બમણુ મોકલાવ્યું છે પૂર્વનો સૂબો બોલ્યો: 'રાજાજી, પૂર્વની બંડખોર પ્રજાને મે કચડી નાખી છે. હવે તે કોઈ દિવસ આપણી સામે આખ પણ ઊંચી કરી શકે તેમ નથી.' પશ્ચિમનો સૂબો બોલ્યો. 'મેં પ્રજા પાસેથી લેવાનો કર વધાર્યો છે અને રાજ્યના નોકરોનો ખર્ચ કમી કરીને ઊપજમા મારો વધારો કર્યો છે અને તે વાત ખજાનચી જાણે છે.' અંતે મધ્યપ્રાતનો સૂબો બોલ્યો 'મહારાજ, ક્ષમા કરજો. હું રાજયની ઊપજમા આ વર્ષે વધારો કરી શકયો નથી; ઊલટું રાજ્યની તિજોરીમા દર વર્ષ કરતા ઓછું ધન મેં મોકલ્યું છે. કારણ કે મારા પ્રદેશની આપની પ્રજાને શિક્ષણ આપવા નવી શાળાઓ ખોલી છે, ખેડૂતો માટે વાવકૂવા બધાવી સગવડો કરી છે, સાર્વજનિક ધર્મશાળાઓ, દવાખાના વગેરે કામોમા આ વર્ષે ખર્ચ વધારે થયુ છે.' મધ્ય પ્રાતના સૂબાની પોતાની પ્રજા પ્રત્યે લાગણી જોઇને રાજાને જે ઇનામ આપવાનુ હતું તે તેને આપ્યું. અને રાજા અશોક બધા સૂબાઓને સંબોધી બોલ્યા 'મારે ત્રણગણી ઊપજ ન જોઇએ, તેમ બમણુ સોનું પણ ન જોઈએ મારી પ્રજાની સ્વતંત્રતા મારે છીનવી લેવી નથી વળી પ્રજા પર કર વધારી નોકરોનુ ખર્ચ ઓછું કરીને તથા ઊપજ વધારી મારે પાપના પોટલાં બાધવા નથી. પરમાત્માએ આપણને રાજ્યના વ્યવસ્થાપક નીમ્યા છે. એથી પ્રજાનુ ધન પ્રજાકલ્યાણ માટે વાપરી તેને સુખી કરવી જોઈએ મધ્ય-પ્રાન્તના સૂબાએ તે કાર્ય કર્યું છે, હવે તમે પણ તે પ્રમાણે વર્તન રાખજો.'



[ મોધગયા સંમેલન પછી ગીતાબહેન પરીખ વિનોબાની સાથે થોડા દિવસ ફર્યાં હતા તે દરમ્યાન તમને વિનોબા સાથે થયેલો કેટલોક તાત્ત્વિક સંવાદ અહીં આપ્યો છે — 'ભૂમિપુત્ર'માંથી ]

પ્રશ્ન અસ્તેય વ્રત એટલે શું? મને એ બરાબર સમજાતું નથી

ઉત્તર અ-સ્તેય સ્તેય એટલે ચોરી કરવી અ-સ્તેય એટલે કોઈનું કંઈ ચોરવું નહીં અસ્તેય વ્રતને અપરિગ્રહ વ્રત સાથે જોડવાથી તે બરાબર સમજાય માત્ર ચોરી કરવી એ જ પાપ નથી, સંચય કરવો એ પણ પાપ છે ચોરી કરનાર જેલમાં જાય છે, ને સંચય કરનાર મહેલમાં પણ બેઉ ખરાબ છે તેથી અપરિગ્રહનું વ્રત પણ લેવું જોઈએ બેઉ એકબીજાના પૂરક છે

પ્રશ્ન: ઇશાવાસ્ય ઉપનિષદમાં કહ્યું છે કે નિરોધ કરતાં વિકાસ વધુ ઘેરા તમસાન્ધમાં લઈ જાય છે એ કઈ રીતે? 'વિકાસ' શબ્દ ક્યા અર્થમાં લેવાનો છે?

ઉત્તર અહીં 'વિકાસ' એ આત્માનો વિકાસ નથી પણ મન ને શરીરનો છે આત્મા તો નિરોધ ને વિકાસથી પર છે માત્ર વિકાસથી કે માત્ર નિરોધથી ઈશ્વર નથી પ્રાપ્ત થતો માત્ર વિકાસ કરનાર માણસ જો નિરોધ ન કરે તો એ માયા ને વિષયવાસનામાં ફસાઈ જવાનો સંભવ છે દા ત એક માણસને ઉત્તમ સંગીત શીખવું છે એથી એ એક વેશ્યા પાસે જાય છે, (આ માત્ર ઉદાહરણ નથી, સત્ય ઘટના છે) અને સુંદર સંગીત શીખે છે, પણ એ પોતાના પર નિરોધ નથી કરતો તેથી એ ખોટે રસ્તે ચડી જઈને પતન પામે છે અહીં એની નિરોધ-શક્તિ જોરદાર હોત તો આમ ન થાત હવે બીજો વિકાસહીન નિરોધનો દાખલો લો એક માણસ પોતાના પર તરેહ તરેહના સંયમ લાદે છે 'આ ન ખાવું,' 'આમ ન કરવું' વગેરે એના વ્રત છે એના ગામમાં એક જ્ઞાની પુરુષ આવે છે કે જેણે આવા વ્રત નથી કર્યાં લોકો કહે છે કે તમે એની પાસે જાવ તો ઘણું જાણવા મળશે પણ એ જવાબ દે છે, "એ તો મીઠું ખાય છે, એની પાસે હું જઉં?" તો અહીં એ ખોટું કરે છે વિકાસમાં ખોટા મોહ મમતામાં ફસાવાનો વધુ સંભવ છે એટલે કદાચ તમસાન્ધથી ઘેરો છે એમ કહ્યું છે

પ્રશ્ન. પણ "વિકાસ" ઉન્નતિના જ અર્થમાં લઈએ તો?

ઉત્તર તો બરાબર છે

પ્રશ્ન: કાલે તમે બુદ્ધ મંદિરમાં બુદ્ધની જ જુદી જુદી મૂર્તિને પગે લાગતા હતા જો ભગવાન એક જ હોય, ને એમાં પણ બુદ્ધની જ

જુદી જુદી મૂર્તિઓ એક જ બુદ્ધને મૂર્ત કરતી હોય, તો શા માટે એક જ મૂર્તિને પગે ન લાગવું? જુદી જુદી મૂર્તિ પાસે જવાથી તો મનની એકાગ્રતા તૂટી જાય છે ને ચંચલતા આવે છે.

ઉત્તર: જો એક જ મૂર્તિ આગળ મન એકાગ્ર થતું હોય તો ઠીક છે. પણ જુદી જુદી મૂર્તિના જુદા ભાવ, જુદી મુદ્રા જોતાં તેમાંથી વિવિધ પ્રેરણા મળે છે. દા. ત. હાથ ઊંચો કરીને અભયદાન દેતાં બુદ્ધ, ભૂમિસ્પર્શની મુદ્રાવાળા બુદ્ધ ને તપોમગ્ન બુદ્ધ. એ દરેક જુદો જુદો ભાવ વ્યક્ત કરે છે.

પ્રશ્ન: તો તમે કળાની નહી પણ ભકિતની દષ્ટિએ જ જુદી જુદી મૂર્તિ પાસે જતા હતા?

ઉત્તર: અનેક સંતપુરુષોએ એ દરેક મૂર્તિ પાસેથી અલગ અલગ પ્રેરણા મેળવી હશે. મને જુદી જુદી મૂર્તિ પાસે જતાં એ લોકોએ જે મેળવ્યું હશે તેનો વિચાર આવતો હતો ને મારાથી ગ્રહણ થાય તેટલું કરીને હુ બીજી મૂર્તિ પાસે જતો હતો—મધમાખી મધુસંચય કરે તેમ.

પ્રશ્ન: આપણી પ્રાર્થનામા "ૐ તત્સત્ શ્રી નારાયણ" વાળી ધૂન છે એમા ભગવાનનાં આટલાં બધાં નામ લઈએ છીએ જો-ભગવાન નામ-રૂપથી પર હોય તો આટલાં બધાં નામના ભેદ શા માટે? સાકાર આલમ્બનની જરૂર જ હોય તો પણ એક જ આલંબન લઈને એમાં તાદાત્મ્ય સાધવા શા માટે ન મથવું?

ઉત્તર: ભગવાનનાં જુદાં જુદાં નામ લેવાથી એના જુદા જુદા ગુણનુ દર્શન થાય. દરેક ધર્મ પોતાના ઇશ્વરને અમુક ગુણદ્વારા જુએ છે. ખ્રિસ્તીઓ પ્રેમ સ્વરૂપે જ જુએ છે, તો ઉપનિષદ્ સત્ય-સ્વરૂપે, કોઇ બ્રહ્મને સત્યમ્, જ્ઞાનમ્, અનન્તમ્ રૂપે જુએ છે. એમાં એનાં જુદાં જુદાં તત્ત્વનુ દર્શન થાય છે. વળી વધારે લોકોની મંડળીમાં જુદાં જુદાં ઇશ્વરનાં નામ લેવાથી દરેકને પોતાના ધર્મભાવનો વ્યક્તિગત અનુભવ થાય છે.

પ્રશ્ન: તો ઇશ્વર ગુણાતીત નથી, પણ બધા ગુણોનો સમન્વય છે? પણ જો એક ગુણને પૂર્ણરૂપે જોઇએ તો એમાં બધા ગુણો સમાઈ નથી જતા?

ઉત્તર: હા, એક ગુણનો પૂર્ણ વિકાસ બધા ગુણોનો અનુભવ કરાવે છે

પ્રશ્ન: પણ ગુણ તો માનવીની દૃષ્ટિએ છે. ઈશ્વર એનાથી પર નથી? શંકરાચાર્યના કહેવા પ્રમાણે બધી માયા નથી?

ઉત્તર: હા, પણ આપણે આપણી દષ્ટિએ જ સત્યને જોવાનું છે દરેકનું સત્યદર્શન પોતાના અનુભવ-અનુસાર જોઈએ. બીજા કહે છે એ એમને એમ અપનાવી ન લેવું જાઇએ મેં "ગીતા પ્રવચન" ના દસમા અધ્યાયમા વર્ણવ્યું છે કે મને આ મોરના દર્શનમાં પણ ઈશ્વર દેખાવો જોઈએ. એક બાઈ મને કહે કે આમ તે કેમ હોઇ શકે? પણ એ પ્રજ્ઞાચક્ષુ છે તેથી એમને એ સમજાવવુ મુશ્કેલ છે છતા આપણે બીજી ઇંદ્રિયોદ્વારા પણ સત્ય પામી શકીએ. અવાજ સાંભળીને કે તે પણ ન શકય હોય તો આન્તરદૃષ્ટિથી પામી શકીએ દરેકનું સત્યદર્શન પોતપોતાની રીતે ઇંદ્રિય જન્મ હોય છે.

પ્રશ્ન: જો દરેક જણ પોતાનું જ જોયેલું સાચું કહે તો તો સત્ય-સત્ય વચ્ચે વિરોધ ન જાગે? તો બધુ સાપેક્ષ થઈ જાય મન્યનું એક ને નિરપેક્ષ સ્વરૂપ કયાંથી રહે? સત્યમાં આ પ્રકારની પરસ્પર વિરોધી કલ્પના કેમ ચાલે?

ઉત્તર: આપણું બધાનું દર્શન સીમિત છે. દરેક જણ એનો એક અંશ જુએ છે. બધાનો સમન્વય થાય તો સત્યનું પૂર્ણ દર્શન કરાય. જેણે એનું પૂર્ણ દર્શન કર્યું છે તે દરેક હકીકતનું સત્ય પારખી શકે. સામે પેલું

મકાન છે, તેને એક જણ એક ખૂણેથી જોઈને પીળું કહે, ને બીજું બાજે ખૂણેથી લીલું, ને ત્રીજું ત્રીજે ખૂણેથી લાલ કહે. બધાં પરસ્પર વિરોધી છે, છતાં બધાં એક સાથે સાચા હોઈ શકે. જેણે આખું ઘર ફરીને જોયું છે તે કહી શકે કે આમા એક પણ દર્શન ખોટું નથી, પણ દરેક પરિમિત છે

પ્રશ્ન: એ ખરું, પણ એમા દરેક જણનુ દર્શન ક્યાં સુધી સત્ય ગણાય? બધું સાપેક્ષ જ ગણવું ને?

ઉત્તર: તમે તો જૈન છો અને જૈન ધર્મમા આ વાત બરોબર કહેવાઈ છે.

પ્રશ્ન: હા, સ્યાદ્વાદમા તેમ જ છે. પણ મારાથી મનાતુ નથી કે બધુ સાચે સાચુ કેમ હોઈ શકે?

ઉત્તર: આપણે પોતાનું માનેલું સાચુ ગણવું,ને બીજું કોઈ બીજુ કાંઈ સાચુ કહે તો "મારું જ સાચું હશે" એમ ન માનવું, પણ "તારું પણ સાચું હશે" એમ માનવું પ્રશ્ન 'જ' નો નથી, "પણ' નો છે સત્યના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે ને દરેક પોતાની દૃષ્ટિએ તેને જુએ છે તેમા કોઈ ખોટું નથી

પ્રશ્ન: પુનર્જન્મ વિષે તમારું શુ ધારવુ છે?

ઉત્તર· પુનર્જન્મ પર ખાત્રી જ શી જરૂર છે?

પ્રશ્ન: સમજાતું નથી કે મરી જઈએ પછી આત્મા ક્યા જાય છે! તેથી પૂછું છું.

ઉત્તર: જીવન અખંડ રહે છે મૃત્યુ ને જન્મ આવે જાય છે પણ જીવન ચાલુ જ રહે છે.

પ્રશ્ન: તો શું આત્મા પુનર્જન્મ લે છે?

ઉત્તર: પુનર્જન્મ એટલે સૌના સંગથી સેવાનો જ જન્મ એવું કંઈ નહીં. ઈશ્વરી તત્ત્વમા એક થઈને પણ એનું જીવન ચાલુ રહે છે. પણ જેની વાસના બાકી રહી છે તેને તે તૃપ્ત કરવા પાછો જન્મ લેવો પડે છે

પ્રશ્ન તો મોટે ભાગે તો બધાનો પુનર્જન્મ થાય જ છે ને? જે મુક્તાત્મા હોય તે જ મોક્ષ પામે છે ને?

ઉત્તર હા, ખોટાની વાસના છૂટવી તો જોઈએ ને? તે વગર મોક્ષ ન મળે.

પ્રશ્ન· વાસનામુક્ત થવા માટે શુ સારું – એને તૃપ્ત કરવી તે કે એના પર સંયમ લાવવો તે?

ઉત્તર: તૃપ્ત કરવાથી કે સંયમ લાવવાથી વાસનામુક્ત ન થવાય એ માટે તો જ્ઞાન થવું જોઈએ જે જ્ઞાની છે તેને ખ્યાલ આવી જાય છે કે આમા કશો લાભ નથી એટલે એનુ મન એમાંથી મોકળું થઈ જાય છે આમ ન થાય તેને પુનર્જન્મ લેવો પડે છે

એક વખત ખ્વાજા પોતાના શિષ્ય સાથે વનમા ચાલ્યા જતા હતા. તેવામા નમાજ પઢવાનો સમય થયો, એટલે તેઓ વૃક્ષ નીચે નમાજ પઢવા લાગ્યા એવામા નજીક આવી સિંહે ઓચિંતી ગર્જના કરી સિંહની ત્રાડથી શિષ્યના તો હાજા ગગડી ગયા તે વૃક્ષ ઉપર ચઢી ગયો છતા ધ્રુજવા લાગ્યો. ખ્વાજાએ સિંહની સામુ નજર જોયું નહિ તે ખુદામા તલ્લીન થઈ નમાજ પઢતા હતા. થોડી વાર ઊભો રહી સિંહ ત્યાંથી ખસી ગયો શિષ્ય ઉપરથી નીચે ઉતર્યો નમાજ પૂરી થઈ એટલે બેઉ ચાલતા થયા. રસ્તે ચાલતા ખ્વાજાને મચ્છરે ચટકો ભર્યો એથી તે ભારે ચીસ પાડી ઊઠ્યા, શિષ્ય બોલ્યો: "આ આશ્ચર્યની વાત ગણાય! હાથીને ધ્રુજાવી નાખે તેવા સિંહથી ઉંહકારો પણ ન કર્યો અને નાનકડા મચ્છરના ચટકાથી બૂમ પાડી!" ખ્વાજા બોલ્યા· "ભાઈ, તે વખતે હું પરમેશ્વરના ધ્યાનમાં ડૂબેલો હતો. અત્યારે તારી સાથે–મનુષ્ય સાથે છું."

ત્યારે જ તે પ્રવૃત્તિ મહા પંથ ( મોટા બનશે. માબાપ એ શિક્ષકનું સાહિત્ય બનશે. પોતે લે અને બાળકને આપે એ જ જીવન–શિક્ષણ. શિક્ષણનો ધંધો પૈસા કમાવાનો નથી પણ કલ્યાણ કરવાનો છે, મોક્ષ મેળવવા માટે છે. લડાઈમાં જતી વખતે જેમ સૈનિકો પૂરી તૈયારી કરે છે, માથું આપવાનો સંકલ્પ કરે છે, તેવી જ રીતે કોઈ પણ ધંધો લેના પહેલાં આપણે સંકલ્પ કરવાનો છે. તે ધંધામાં તદાકાર થવાનું છે. જીવનનું ધ્યેય શું ? સમાજ-કલ્યાણ કે આત્મકલ્યાણ ? કોઈના જીવનમાં હરકત નાખ્યા વગર જીવવું તે જ જીવનનું ધ્યેય હોવું જોઈએ. જેનામાં વિચાર શક્તિ છે, વિવેક છે તે જ આવું જીવન જીવી શકે।

સર્જન અને સંરક્ષણ એ ઈશ્વરનાં બે જ કાર્ય છે ચિંતન, મનન, પ્રાર્થના, પૂજા, એ માત્ર બોલવા પૂરતાં ન થવાં જોઈએ; પણ જે કાર્ય કરીએ તેમાં અન્યને કામમાં મદદ કરવી એ જ ચિંતન છે, પૂજા છે, મનન છે. ઈશ્વરનું નામ લેવા કરતાં ઈશ્વરે સર્જેલા બગીચાને ખીલવવામાં–પાણી પાવાના કર્મમાં જ ઈશ્વરની ભક્તિ છે, નામ છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિ ન હોય તો તે પ્રવૃત્તિ નથી અને પ્રવૃત્તિ વિના નિવૃત્તિ ( શાંતિ ) નથી.

જીવનનું ધ્યેય સુખ, સંતોષ મેળવવાનું નથી પણ શ્રેય મેળવવાનું છે, કલ્યાણ સાધવાનું છે અને એ જ સાચો માર્ગ છે.

# ઈશ્વર ક્યાં છે ?



એક બાદશાહે કાજીને પ્રશ્ન પૂછ્યા: "ઈશ્વર ક્યાં બેસે છે, કઈ દિશામાં મુખ રાખે છે અને તે શું કરે છે?" કાજી ગભરાયો. "હું કાલે જવાબ આપીશ." એમ કહી તે ઘેર ગયો. ઘેર પણ ચેન નહિ પડવાથી તે દુઃખી થયો. એટલામાં તેનો શાણો નોકર આવ્યો. તેણે કાજીને તેના દુઃખનું કારણ પૂછ્યું. કાજીએ તે કહી સંભળાવ્યું, ત્યારે નોકરે કહ્યું: "તમે ચિંતા કરશો નહિ. એનો જવાબ હું જ બાદશાહને આપીશ." બીજે દિવસે નોકર કચેરીમાં ગયો અને કહ્યું કે, "આવા મામૂલી જવાબ તો અમે કાજીના નોકરો જાણીએ છીએ, તેથી હું આપના પ્રશ્નોના જવાબ આપીશ, પણ તે પહેલાં મને યોગ્ય સ્થાન મળવું જોઈએ." વક્તાથી નીચે શ્રોતાએ બેસવું, આ એક નીતિ છે. રાજાએ તેમ કર્યું. તેને ગાદી ઉપર બેસાડ્યો અને પોતે નીચે બેઠો. પછી ઈશ્વર ક્યાં રહે છે? એ ખુલાસો માગ્યો. નોકરે દૂધ મંગાવ્યું અને પૂછ્યું કે, "આમાં માખણ કઈ જગાએ છે?" ત્યારે રાજાએ કહ્યું, "સર્વત્ર છે " નોકર બોલ્યો: "તે જ પ્રમાણે ઈશ્વર સર્વત્ર છે. દહીંનું મંથન કરી જેમ માખણ કાઢે છે, તેમ મનનો હૃદયમાં મંથન કરી પ્રભુને પ્રકટ કરે છે." ઈશ્વર કઈ બાજુ મુખ રાખે છે? એ બીજો પ્રશ્ન પૂછાયો. ત્યારે તેણે દીવો મંગાવ્યો અને પૂછ્યું, "આ દીવાનું મુખ કઈ બાજુએ છે?" રાજા બોલ્યો. "બધી બાજુએ છે." નોકર બોલ્યો! "તેમ જ ઈશ્વર પણ બધી બાજુ પ્રકાશ આપી રહ્યો છે " ઈશ્વર શું કરે છે! એ ત્રીજો પ્રશ્ન હતો. નોકરે કહ્યું: "તમે વજીરની જગાએ બેસો અને વજીર તમારી જગાએ બેસે." રાજાએ તેમ કર્યું, એટલે નોકર બોલ્યો કે. "જેમ તમારી મેં બદલી કરી તેમ જ ઈશ્વર મનુષ્યોના કર્મ અનુસાર રાજાનો રંક અને રંકનો રાજા કરે છે!" બાદશાહ નોકરના જવાબોથી અતિ પ્રસન્ન થયે અને તેનું યોગ્ય માનપાનથી સ્વાગત કરી વિદાય કર્યો.

# સ્વેચ્છાચારને પંથે

ગાંધીજી



૧

એક યુવાને બાપુને નીચે પ્રમાણે લખ્યું

"દુનિયાને પલટવા માટે દરેક જણે નીતિમાન થવું જોઈએ એમ આપ પ્રરૂપો છો. નીતિનો આપ શો અર્થ કરો છો—આપ માત્ર સ્ત્રીપુરુષ વચ્ચેના પ્રણયને જ એ લાગુ પાડો છો કે એમાં મનુષ્યના આખા આચરણનો સમાવેશ થાય છે—એની મને ચોક્કસ ખબર નથી. મને શક છે કે આપની માન્યતા પહેલા પ્રકારની છે, કેમ કે આપના મૂડીદાર અને જમીનદાર મિત્રો મજૂરો અને ખેડુતોને ચૂસીને જે અઢળક નફો કરે છે ને એ રીતે જે ઘોર અન્યાય ને નુકસાન કરી રહ્યા છે તે વિષે આપ એમને કંઈ કહેતા દેખાતા નથી, પણ પ્રણય સંબંધમાં જુવાન સ્ત્રીપુરુષોના નૈતિક પતનને માટે એમને ઠપકો આપતાં ને એમની આગળ બ્રહ્મચર્યના ગુણગાન કરતાં આપ કદી થાકતા નથી. આપ હિન્દી જુવાનોનું માનસ સમજો છો એવો આપનો દાવો છે. હું કોઈનો પ્રતિનિધિ તરીકે બોલવાનો દાવો નથી કરતો, પણ એક જુવાન તરીકે આપનો દાવો ખોટો છે એમ કહેવાની હું હામ કરું છું. આજનો મધ્યમ વર્ગનો જુવાન કેવા સંજોગોમાંથી પસાર થઈ રહ્યો છે—ભારે બેકારી, જીવનને કચડનારા સામાજિક રીતરિવાજો અને સહશિક્ષણે પેદા કરેલા પ્રશ્નો એની કેવી દુર્દશા કરે છે, એની આપને ખબર હોય એમ લાગતું નથી. એ બધો જૂના અને નવા વિચારો વચ્ચેનો સંઘર્ષ છે, ને એને પરિણામે સામાન્ય રીતે જુવાનને ભાગે હાર અને દુઃખ આવી પડે છે. મારી આપને નમ્ર વિનતી છે કે આપ જુવાનો પ્રત્યે દયાભાવ રાખો, સ્નેહની નજરે જુઓ, ને આપના જૂનવાણી વિચારોની કસોટીથી એમને ન કસો. હું તો માનું છું કે સંભોગ જ્યારે સ્ત્રીપુરુષની પરસ્પર સંમતિથી ને પરસ્પર પ્રેમથી થાય ત્યારે તે નૈતિક જ છે, પછી તે પોતાની સ્ત્રી સાથે હો કે પરસ્ત્રી સાથે હો. ગર્ભાધાનનિરોધના કૃત્રિમ ઉપાયોની શોધ પછી લગ્નની પ્રથામાં સંભોગની મર્યાદાનો જે પાયો હતો તે ઊડી જ ગયો છે. હવે લગ્ન એ કેવળ બાળકોના રક્ષણ અને હિત માટેની એક સગવડ થઈ પડી છે. આપને કદાચ આ વિચારોથી આઘાત થશે. હું આપને હિંમત કરીને એટલું કહું છું કે આજના જુવાનો વિષે મત બાંધતાં આપ આપની જુવાનીના દિવસો ભૂલી ન જશો. આપ અતિશય વિષયાસક્ત હતા, ને તેને લીધે આપના મનમાં સંભોગને વિષે એક જાતની સૂગ પેદા થઈ ગઈ છે, ને તેથી જ આપને વૈરાગ્ય આવ્યો છે ને આપ જ્યાં ત્યાં પાપ જુઓ છો. મને લાગે છે કે આપની સરખામણીમાં આજના ઘણા જુવાનો આ બાબતમાં સારા છે."

આ જાતના કાગળનો આ એક નમૂનો છે હું જાણું છું કે,

# પોશાકમાં ક્રાન્તિ

લલ્લુભાઈ મકનજી

ગાધીજી ઘૂંટણ સુધીનો કચ્છ પહેરતા હતા. પણ તેમના પોશાકમા ઉત્તરોત્તર પરિવર્તન થઈ રહ્યુ હતુ વિલાયતમા વિદ્યાર્થી તરીકે કોટપાટલૂન અને નેકટાઈવાળો 'સાહેબી' પોશાક તેઓ પહેરતા હતા. બૅરિસ્ટર થયા પછી અને આફ્રિકામા પણ શરૂઆતમા તે પોશાક ચાલુ રહ્યો રસ્કિન અને ટૉલ્સ્ટૉયના વિચારોની અસર તળે આવ્યા પછી તેમનુ જીવન દિનપ્રતિદિન સાદુ થતુ ગયુ તેની અસર પોશાક પર પણ પડી સત્યાગ્રહી તરીકે આફ્રિકામા પહેલી જ વાર કોટપાટલૂનનો ત્યાગ કરી ઝભ્ભો અને પાયજામો પહેરવો શરૂ કર્યો મદ્રાસીઓ વચ્ચે રહેવા હોવાથી તેમના જેવી લૂગી પણ વીંટાળતા હતા



હિન્દમા આવ્યા પછી અસલ કાઠિયાવાડી પોશાક તેમણે પસદ કર્યો કાઠિયાવાડી લાબો ફેંટો, અગરખુ, ખમીસ, ખેસ અને પગની પાની સુધીનુ લાબુ ધોતિયુ પહેરી તેઓ દેશમા ફરવા લાગ્યા ખાદીના જન્મ પછી આ બધા કપડા ખાદીના બન્યા

એક વાર ત્રીજા વર્ગના ડબ્બામા બેસી તેઓ મુસાફરી કરી રહ્યા હતા રસ્તે ગાડીમા ગિરદી ઓછી થતા જોડે બેઠેલા એક ઉતારુ સાથે તેઓ વાતે વળગ્યા અને ખાદી સબધી ચર્ચા કરી પછી છેવટે ઉતારુને પૂછ્યુ · "તમે ખાદી કેમ પહેરતા નથી?"

મોંઘી ખાદી પહેરવી કેમ પોષાય એ વિચારે પેલો ઉતારુ બોલી ઊઠ્યો

"ખાદી? અરે તમારા જેટલા ખાદીના કપડા પહેરીએ તો તો અમારે દેવાળુ કાઢવાનો જ વખત આવે"

ઉતારુનુ વચન ગાધીજીને તીરની જેમ લાગ્યુ પોતાના પોશાકના પરિગ્રહ પર તેઓ વિચાર કરવા લાગ્યા આટલા લાબા ફેંટાની શી જરૂર છે? તેમાથી ૧૫–૨૦ ટોપી થઈ શકે એમ છે એમ શોભાનો છે તો તે છોડી દઈએ. અગરખાની જગ્યાએ કફની અને લાબી ધોતીને બદલે ટૂકી ધોતીથી ચલાવી શકાય આ મથન પછી તરત જ તેમના પોશાકમા પરિવર્તન થયુ અને કાઠિયાવાડી પોશાકને સ્થાને ટોપી, કફની અને ટૂકી ધોતી પહેરી તેઓ દેશમાં ફરવા લાગ્યા

આ પોશાક પહેરીને જ ગાંધીજી એક વાર વાઈસરૉયને મળવા ગયા તે જમાનામાં અંગ્રેજી પોશાકની ટાપટીપ અને ભભકાનું એટલું પ્રબળ મહત્ત્વ કે કોઈ આવા પોશાકમાં વાઈસરૉયને મળવા જવાની હિંમત પણ ન કરી શકે! ગાંધીજીને આ પોશાકમાં આવેલા જોઈ વાઈસરૉયને પણ આશ્ચર્ય થયું તે પણ સમસમીને બેસી રહ્યા અને છૂગ પડતી વેળા પોતાની આ પોશાક પ્રત્યેની નાપસંદગી તેમણે મજાકરૂપે વ્યક્ત કરી

હિંદનું દુઃખ વ્યક્ત કરવાની તક ઝડપી લેતા ગાંધીજી બોલ્યા 'હિંદના કરોડો ગરીબોને ઓછામાં ઓછાં આટલાં કપડાં પહેરવાના મળે એવી વ્યવસ્થા કરવાની આપ મને બાંયધરી આપે તો મારા પોશાકમાં ફેરફાર કરવાનું હું વિચારી શકું.

અંગ્રેજોની શોષણનીતિથી રંક બનેલા હિંદનો કરુણ ચિતાર એ જવાબમાં હતો તે સમજવા જેટલો વાઇસરૉય કાબેલ હતો તેથી તે નિરુત્તર રહ્યા

આ સાદો પોશાક પણ ગાંધીજી વધુ લાંબો સમય પહેરી શક્યા નહીં અસહકારનો સંદેશો ફેલાવવા માટે તેઓ દેશભરમાં ઘૂમી રહ્યા હતા ફરતા ફરતા તેઓ મદ્રાસ પ્રાન્તમાં આવ્યા ત્યાં મજૂરોની સભામાં પરદેશી વસ્ત્રોની હોળી કરવાનું તેઓ સમજાવી રહ્યા હતા 'તમારી પાસે જે પરદેશી વસ્ત્રો હોય તેની આજ ને આજ હોળી કરો' એ હાકલ સાંભળી એક ચીંથરેહાલ મજૂરે પૂછ્યું

'મહાત્માજી! તમારી વાત ખરી છે પણ અમારી પાસે એક જ વસ્ત્ર છે તે બાળી દઈએ તો પહેરીએ શું?'

ગાંધીજીને હિંદની દરિદ્રતાનું સાચું દર્શન થયું મજૂરનો પ્રશ્ન તેમના હૃદયમાં સોંસરો ઊતરી ગયો તેઓ નિરુત્તર બની ગયા હૃદયમંથન શરૂ થયું "આ ગરીબ દેશમાં આટલાં બધાં કપડાં પહેરવાનો મને શો અધિકાર?" એક મહાન સત્યની તેમને પ્રતીતિ થઈ ઉતારે જઈ રાજાજી વગેરે સાથીઓ સમક્ષ પોતાનો નિર્ણય જાહેર કરી હૃદયભાર હળવો કર્યો "

આજથી હું લંગોટીભર રહીશ બહેન દીકરીની મરજાદા રાખવા ઘૂંટણ સુધી ઉપર સાથળ ઢંકાય એ રીતે કચ્છ પહેરીશ

આમ પોશાકની ક્રાન્તિ પરાકાષ્ઠાએ પહોંચી બીજે દિવસે તેઓ બહેનોની સભામાં હાજરી આપનાર હતા રાજાજીએ તેમને કહ્યું બાપુ! આ અસભ્ય પોશાક કહેવાય એ પહેરી બહેનોની સભામાં જશો?'

ગાંધીજી (સ્મિત કરીને) 'બહેનો મને બા ગણે છે

ગાંધીજીને મન હિંદની સભ્યતાનો આંક જુદો જ હતો

ચર્ચિલ જેવાએ તો એ કચ્છ પહેરેલા ગાંધીજીને 'અર્ધનગ્ન ફકીર' કહ્યા પણ એ કચ્છ રાષ્ટ્રની ગરીબાઈનું એક પ્રતીક બની ગયો હતો તેમનું શરીર ટાઢતડકાથી એવું ટેવાઈ ગયું હતું કે ઇંગ્લંડની ઠંડીમાં પણ તેમણે હંમેશ મુજબ કચ્છ પહેર્યો હતો ત્યાં બાળકોને મન આ વિચિત્ર પોશાક હતો તેથી એક તોફાની બાળકે પૂછ્યું

'અરે ગાંધીકાકા! તમારું પાટલૂન ક્યાં છે?' ગાંધીજી ખડખડાટ હસી પડ્યા પણ છાપાના પ્રતિનિધિઓએ જ્યારે તેમના ઓછાં કપડાં વિષે ઇશારો કર્યો ત્યારે ગાંધીજીએ વિનોદ કરતાં કહ્યું 'એ તો બિલકુલ સ્વાભાવિક છે પણ તમારા પોશાકમાં જોઈએ તે કરતાં

ખુલ્લો કાઢી નાખવામાં આવે તો બેહૂદા સ્વેચ્છાચારને માટે, ને અકુદરતી સંભોગ વિષે સંમતિ નહીં તો આંખમીંચામણાંને માટે રસ્તો ખુલ્લો થઈ જાય છે.

સ્ત્રીપુરુષસંબંધના પ્રશ્નના વિચારમાં મારા પોતાના અનુભવ પ્રસ્તુત છે, એટલે મારી આત્મકથા જેમણે વાંચી ન હોય એવા વાચકો મારા વિષયભોગના પાપ વિષે આ પત્રલેખકે બાંધ્યા છે એવા અનુમાનો ન બાંધે એ માટે ચેતવણી આપી દઉં. મારો જે કંઈ અતિસંભોગ હતો તે કેવળ મારી સ્ત્રી સાથે જ હતો. વળી હું મોટા સંયુક્ત કુટુંબમાં રહેતો. ત્યાં રાતે થોડા કલાક સિવાય એકાન્ત ભાગ્યે જ મળતું. વાસનાતૃપ્તિને માટે જ સંભોગ કરવામાં રહેલી મૂર્ખતાનું મને છેક તેવીસ વરસની ઉંમરે ભાન થયેલું, અને ૧૯૦૬માં, એટલે કે હું સાડત્રીસ વરસનો હતો ત્યારે, મેં પૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધેલી. મને તપસ્વી કે સંન્યાસી કહેવો એ ખોટું છે. જે આદર્શોને અનુસરીને મેં મારું જીવન ઘડ્યું છે તે સર્વ મનુષ્યો અનુસરે તેટલા માટે મેં તેમની સામે રજૂ કર્યા છે. ધીમે ધીમે વિકાસક્રમથી મને એ આદર્શોનું દર્શન થયું છે. એ માંહેનું એકેએક પગલું બહુ જ વિચારપૂર્વક, ચિંતનપૂર્વક અને પૂરેપૂરું જાણીબૂઝીને લીધેલું છે. મારું બ્રહ્મચર્ય ને મારી અહિંસા બંને જાતઅનુભવનાથી ઉદ્ભવ્યાં ને સમાજસેવાને અર્થે આવશ્યક થઈ પડ્યાં હતાં. દક્ષિણ આફ્રિકામાં ગૃહસ્થ તરીકે, વકીલ તરીકે, સમાજસુધારક તરીકે, રાજ્યપ્રકરણમાં ભાગ લેનાર તરીકે મારે જે એકલવાયું જીવન ગાળવું પડેલું, તેમાં મારે જો એ બધાં કર્તવ્યોને બરાબર પહોંચી વળવું હોય, તો મારે વિષયભોગ પર કડકમાં કડક મર્યાદા મૂકવી અને મારા દેશભાઈઓ હો કે ગોરાઓ હો, સર્વ મનુષ્યની સાથેના વ્યવહારમાં સત્ય અને અહિંસાનું પાલન કરવું એ આવશ્યક હતું. હું સામાન્ય કોટિના માણસ કરતાં ચઢિયાતો છું એવો મારો દાવો નથી. સામાન્ય માણસમાં હોય એના કરતાં ઓછી શક્તિ મારામાં છે. તેમ જ જે કંઈ અહિંસા કે બ્રહ્મચર્યને હું પરિશ્રમપૂર્વક સંશોધન કરીને પહોંચી શક્યો છું તેને માટે પણ હું વિશેષ યશ લઈ શકું એમ નથી. મને તો છાંટાભર શંકા નથી કે, કોઈ પણ પુરુષ કે સ્ત્રી એટલો જ પ્રયાસ કરે અને એવી જ આશા અને શ્રદ્ધા કેળવે તો, જેટલી સિદ્ધિ મેં પ્રાપ્ત કરી છે તેટલી તેઓ પણ પ્રાપ્ત કરી શકે. શ્રદ્ધા વિનાનું કર્મ એ અગાધ સમુદ્રને તળિયે પહોંચવાના પ્રયત્ન જેવું છે.

---

'આપણા રોજના કામ ગમે તેટલા નાના હોય પણ તેમાંથી આપણે પૂરો સંતોષ મેળવી શકીએ તેના જેવું બીજું કશું નથી. જેઓ ગાઢ જાણે છે, તપ કરે છે, અને પ્રાર્થના કરે છે તેને ઈશ્વર હંમેશા મોટાં કામ અને મોટી જવાબદારીઓ સોંપી જ આપે છે.' — ગાંધીજી

ચાર કપડાં વધારે છે. મારામાં ચાર ઓછાં છે. એ કંઈ ઓછો તફાવત છે?"

ઇંગ્લંડના રાજા પાંચમા જ્યૉર્જે બકિંગહામ મહેલમાં મળવા આવવાનું તેમને આમંત્રણ આપ્યું હતું. રિવાજ પ્રમાણે કાળો કોટ, કાળા જોડા, લીટીવાળું પાટલૂન, ધોળું ખમીસ એવો રાજમાન્ય પોશાક પહેરીને જ ત્યાં જઈ શકાય તેથી ત્યાં જવાની ગાંધીજીએ ના પાડી. તેમને સમજાવવામાં આવ્યું કે "એમાં તમારી પસંદગીને અવકાશ નથી. રાજાનું આમંત્રણ એટલે હુકમ જ ગણાય અને તેનું ઉલ્લંઘન ન થઈ શકે."

આ દલીલની ગાંધીજી પર ઝાઝી અસર ન પડી. તેમણે જણાવ્યું કે, "રાજાને મળવાનું માન મળતું હોય તોપણ મારા પોશાકમાં હું ફેરફાર કરવા તૈયાર નથી."

પડદા પાછળ કંઈક બની ગયું અને રાજાએ પોશાકના શિષ્ટાચાર અંગે નમતું તોળ્યું. કચ્છ પહેરીને જ હિંદની જનતાના પ્રતિનિધિ તરીકે બકિંગહામ મહેલમાં તેઓ રાજાને મળવા ગયા. આ પ્રસંગનિમિત્તથી કંઈક ખિન્ન થયેલા એક પત્રકારે પ્રશ્ન કર્યો:

"ગાંધી! આ પોશાક પહેરીને શાહી મહેલમાં પ્રવેશ કરતાં તમને મૂંઝવણ કે ખચવાટ પણ ન થયો?"

પત્રકારનો પ્રશ્ન સાંભળી ગાંધીજી ખડખડાટ હસી પડ્યા. "મને શેની મૂંઝવણ! અમને બંનેને ચાલે એટલાં કપડાં તો રાજા પહેરીને બેઠા હતા."

ગાંધીજીના પોશાક પરિવર્તનનો આ ઇતિહાસ છે. તેમાં હિંદના દરિદ્રનારાયણ સાથે તન્મય અને તદાકાર થવાની નિરંતર ઊભરાઈ જતી ઉત્કટ ભાવના અને તાલાવેલીનાં જ દર્શન થાય છે. એ તાલાવેલી આગળ વાઈસરૉય કે રાજા સમક્ષ રાજમાન્ય પોશાક પહેરવાની કલ્પના પણ તે કરી શકતા ન હતા. આ પોશાક દ્વારા જ હિન્દુસ્તાનની સભ્યતા ગાંધીજીમાં મૂર્તિમંત થઈ અને આપણી સંસ્કૃતિનો નિચોડ પ્રગટ થયો. આ કચ્છ તેમને એટલા માટે સૂઝ્યો કે એ હિંદની વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ અને શોભારૂપ હતો. પણ એ પોશાકના પરિવર્તનના પ્રેરક બળો અપરિગ્રહની ભાવના અને સાદાઈની સભ્યતા હતાં.

## અડગ શ્રદ્ધા



એક વખત મહારાષ્ટ્રમાં વરસાદ નહિ થવાથી પાણીની તંગીને લીધે પશુ તથા માણસો દુઃખી થતાં હતાં. સૌ આગેવાનોએ મળીને વિચાર કર્યો કે હવે ઈશ્વરની સ્તુતિ કરવી જોઈએ. એવો ઠરાવ કરીને સર્વે કોઈ નક્કી કરેલે સ્થળે એકઠા થયા અને પ્રાર્થના કરવા લાગ્યાં. એવામાં એક બાળક જોડા પહેર્યા વિના છત્રી માથે ઓઢીને આવ્યો. મનુષ્યોએ કહ્યું 'છત્રી શા માટે લાવ્યો છે? વરસાદ તો છે નહિ!' છોકરાએ જવાબ આપ્યો 'તમે સૌ ઈશ્વર પાસે વરસાદ માગવા આવ્યા છો એટલે. પણ તે માટે જ્યારે સામાન્ય માણસ પણ કંઈ વસ્તુ માગનાર આગળ નિરાશ ન કરે તો ઈશ્વર તો કરે જ કેમ? તમો સાધન ન લાવ્યા તે ભૂલ કરી.' આથી કેટલાક લોક મશ્કરી કરવા લાગ્યા અને શું બને છે તે જોવા લાગ્યા. છોકરાની શ્રદ્ધાથી પ્રભુ પ્રસન્ન થયા અને વરસાદ વરસ્યો! નવરા બની ગયા અને બાળક આનંદ કરતો છત્રી ઓઢી ઘેર આવ્યો.

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે.

[એક વિદ્યાર્થીના પત્રો]

(૩)



[ભાઈ અરવિંદ પંડ્યા એક આપકમી વિદ્યાર્થી છે. નાનપણથી રાષ્ટ્રપ્રેમથી પ્રેરાઈને એણે આઝાદી જંગમાં ઝંપલાવ્યું અને શાળાનો અભ્યાસ ખોયો. સ્વાતંત્ર્યની લડત પૂરી થયા પછી એ બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં જોડાયો. ભાગકામ એ એનો પ્રિય વિષય. એમાંથી એ યંત્રો તરફ આકર્ષાયો. વલ્લભ વિદ્યાલયમાં કાંતણ પિંજણ અને વણાટના જ્ઞાન સાથે એ વીજળી અને લાઉડ સ્પીકરની ભાગફોડ સુધી પહોંચી ગયો. ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં ઉદ્યોગના શિક્ષક બનીને એણે અંગ્રેજી પણ સાથે સાથે શીખવા માંડ્યું. એમાંથી મનમાં કોડ જાગ્યા કે દેશ પરદેશ જઈને યંત્ર વિજ્ઞાન શીખી આવું. પાસે પૈસા નહિ, બીજી લાગવગ નહિ પણ એણે ઇંગ્લેન્ડ જવા માટે ઝુકાવ્યું.

આજે એ ત્યાં રૈટનેય ક્રમશ છે અને વિદ્યા પ્રાપ્ત કરે છે. ત્યાંથી એણે વિદ્યાલયના આચાર્ય અને મહારાજના નામે નવેન પત્રો અહીં પ્રસિદ્ધ કરીએ છીએ. એ કોઈ પણ વિદ્યાર્થીને આપકમી બનવાની હોંશ જગાવશે અને જીવનમાં પ્રેરણા આપશે એવી શ્રદ્ધા છે. —બબલભાઈ મહેતા]

પૂ. શિવાભાઈ તથા પૂ. મહારાજ,

નમસ્તે. જેની રાહ જોયા કરતો હતો તે તમારો પ્રત્યુત્તર મળ્યો તેથી આનંદ. દૂર દેશાવર સેવનારને સ્વદેશમાંથી આપ્ત જનનો પત્ર મળે એટલે આનંદની ઊર્મિ આવે એ સ્વાભાવિક છે. વળી મને ત્યાંના માસિક સમાચાર તેમ જ 'પત્રિકા' મળે તેની ગોઠવણ કરી તે બહુ જ ગમ્યું.

છેલ્લાં બે વરસથી કાંતવામાં અતિ અનિયમિત રહેનાર (જો કે મનમાં એ ડંખ્યા કરતું હતું) અહીં આવ્યો. બધો નિયમિત થઈ જાય એ નવાઈ જેવું તો છે જ. વળી અહીં આવી આટલા સમયમાં જે જોયું જાણ્યું તેથી ઊલટું મારી શ્રદ્ધામાં વધારો થયો છે. પૂ. બબલભાઈ પાસે 'પણ' મૂકેલું કે, "હું જેટલો સમય પરદેશ રહીશ તેટલો સમય અચૂક સૂત્રયજ્ઞ ચાલુ રાખીશ" તે દિવસથી આજ દિન પર્યંત એમાં ભંગ પડ્યો નહિ એ ઈશ્વરકૃપા વિના બીજું શું હોઈ શકે? જો કે ભંગની સજા પણ કઠીન છે. પાંચેક વખત સજા ભોગવી પડી હતી. આ જેલનો જેલર બહુ જ કડકાઈથી વર્તે છે. એવી કડકાઈ ન રાખે તો કેદી જેલ તોડી ભાગી ગયા વિના રહે ખરો?

બીજું હું કંજૂસાઈ કરવાનું તો શીખ્યો જ નથી. અને તેય ખાવાપીવામાં, પહેરવા ઓઢવામાં તો પૂરતી સંભાળ રાખું છું. નીકળ્યા પછી દસ રતલ વજન વધ્યું છે. શરીર સારું થવામાં ખોરાક કરતાંય આબોહવા મહત્ત્વનો ભાગ ભજવે છે. મારા ખોરાકમાં ફક્ત એક બ્રેડ અને દોઢ શેર દૂધ. કોઈ વખત ફળફળાદિનો સ્વાદ કરી લઉં છું. ખૂબ જ ઓછો ખોરાક ગણાય એમ લાગે છે પણ ભૂખનું પ્રમાણ હોય તેટલું જ પેટમાં પધરાવાય ને? આ રીતે મારું ખાધાખર્ચ ચાર પાઉંડથી વધારે નથી થતું. ભણવાની ફી

માસિક સાઠા છ પાઉન્ડ છે. એ સિવાય મોંઘું કંઈ જ નથી. મારું માસિક ખર્ચ બાર પાઉંડથી વધારે નથી. ત્યાંથી નીકળ્યો ત્યારે મારી પાસે એક જોડ ગરમ કપડા, ૧૦૦) રૂ; ૨૨ પાઉંડ અને થોડા આના પાઈ હતા એમાંથી ૧૫ પાઉંડનાં કપડાં (એક સૂટ અને એક ગરમ ઓવરકોટ) લીધાં. બાકીના પૈસા ખાવાપીવામાં અને ગાડીભાડામાં ખર્ચાઇ ગયા એટલે મારી પાસે કંઈ જ રહ્યું નહીં. : પહેલા જ મહિનામાં ખીસ્સાં ખાલી હવે શું થાય? ખાવું કયાંથી? અને ભણવાનુ શું થાય? ભગવાન ભરોસે ગાડું હાંકી રહ્યો હતો– તારજે કે મારજે, અધ વચ્ચે ન રાખજે, એવી મૂક પ્રાર્થના ચાલતી હતી. ત્યાં એકાએક રામભરોસે પંદર પાઉંડનો ચેક મળ્યો. બીજે જ દિવસ અંગ્રેજીના વર્ગો ભરવા ફી ભરી જોડાઈ ગયો બાકીની રકમમાથી મહિનો એચી કાઢીશ ત્યા સુધીમા વળી કોઇની કોથળીનું મો ઢીલુ થશે એવી આશા છે. કદાચ કમાણાનુયે ગોઠવાઈ જાય તો નવાઈ નહિ. આખો દિવસ કામ કરવાની નોકરી મળે તેમ છે. પગાર પણ સારો મળે લગભગ મહિને રૂા. ૩૦૦) કરતા ઓછું નહિ. પરંતુ ભણવાનુ ન થઈ શકે રાત્રિ વર્ગો ભરવાથી એક વરસનો અભ્યાસક્રમ ચાર વર્ષે પૂરો થાય એવી સગવડ અહીં છે ખરી પણ તેનો શો અર્થ? હું Part time workની શોધમા છુ કમાવું જ હોય તો અહીં સારી સગવડ છે. તદ્દન અભણ માણસો (આપણે ત્યાંથી આવેલા) માત્ર ચાર છ માસમાં અઠવાડિયે દસ બાર પાઉંડ કમાતા થઈ ગયેલા અહીં પણ ઘણા છે. પણ એમનુ ધ્યેય ' પૈસો મારો પરમેશ્વર."

બાજું હું ડાયરી રાખુ છુ પણ રોજની નહીં, કારણ કે રોજ મારો કાર્યક્રમ નક્કી જ હોય છે એના અનુસંધાનમાં જે લખવા જેવું લાગે તે નોંધી રાખુ છુ. પણ પ્રવાસની ડાયરી વિસ્તૃતરૂપે લખાઇ છે. અહીં આવ્યા પછીની મારી ડાયરીમાથી થોડી વાનગી મોકલુ છુ.

સામાન્ય રીતે અહીંના લોકો ઓછા બોલા હોય છે. સાથે કોઇ બોસીને નીકળીએ તો ય પૂછે નહીં કે શું છે! અંદર અંદર પણ ભાગ્યે જ વાત કરતા હોય છે નથી એમને ભૂદાનના સમાચાર પૂછવાની પડી કે નથી કંઈ તમારી વાત કરવાની પડી બહુ બહુ તો "આજનો દિવસ બહુ જ સારો (Lovely) કે આજનું હવામાન સારું નથી" એવી વાતો કરશે. ચારેક દિવસ પર એક કેનેડિયને મને પૂછેલું કે, "હું હિંદમા જવાનો છું તો અહીથી શુ ખરીદી જાઉં? ત્યાં તાપ કેવો હશે વગેરે" પણ અહીના લોકોની થોડી વિગતો માત્ર નિરીક્ષણમાથી પ્રાપ્ત થઇ છે તે જણાવુ. એક વખત એક ડોશી ફૂટપાથ પરથી પસાર થતી હતી. મારી બાજુમા જ કબૂતર અનાજનાં દાણાં ચણતાં હતાં. સાથે થોડા બિસ્કીટના ટુકડા પણ કોઇએ નાખ્યા હશે હું થોડાં ડગલા આગળ ગયો એટલામાં પેલી ડોશીએ ત્યાથી એક ટુકડો ઉપાડયો અને થોડાં કદમ આગળ જઈ મોમા મૂકી દીધો. આના ઉપરથી એટલુ અનુમાન જરૂર થાય છે કે અહીના લોકોમાંય ગરીબી છે આપણે ત્યા કાળી ચામડીના લોકો અને અહીં ધોળી ચામડીના માણસો, પણ અંદરનો સ્વભાવ તો છેવટે માનવનો ખરોને? કેટલાય પોળિયાઓને ફાટેલાં કપડાંવાળા જેયા અને કેટલાય ગંદા કપડાં પહેરે છે એક દિવસ હું વરસાદમાં જતો હતો ત્યારે એક સ્ત્રી ફાટેલી છત્રી માથે ઓઢીને જતી હતી

એવી ફ્રાટેલી છત્રીવાળા અમદાવાદમા મે કોઇ જોયા નહી અહી મોજશોખ જેવુ છે અને નથી આપણે ત્યા કોઇ અમુક જાતનુ પહેરે તો તેની ટીકા કરનારાના ટોળા ઉતરી પડે, જ્યારે અહી ટીકા જેવુ કઈ જ ન મળે સૌ સૌના કામમા જ મશગૂલ પૂછીએ તેટલાનો જવાબ દઈ પછી ચૂપ થઈ જાય

અહીના બજારમા પેન અને ઘડીઆળ સિવાય પરદેશી માલના દર્શન દુર્લભ હોય છે ક્યાય પરદેશીની જાહેરખબર તો મળે જ નહી. આ લોકો પાસેથી સ્વદેશીનુ મહત્વ સમજાય તોય ઘણુ અહી પણ ગુજરી ભરાય છે અમદાવાદની શુક્રવારી જેવી જ, પણ ખૂબ મોટી એમા દુનિયાનો બધો જ માલ મળે, નવો તેમ જ જૂને, પણ એનો વાર રવિ તે દિવસે એટલા બધા લોકો ખરીદી કરવા આવે કે અંદર પેઠા પછી નીકળવુ ભારે પડે છે એમા મળતી વસ્તુ બજારના ભાવ કરતા ઘણી જ સસ્તી હોય છે મ વ તો બજારના જેવો જ આવી ગીરદીમા કેટલાય લોકો પોતાના છોકરાને ખભે બેસાડી ફરતા જોવા મળે છે જેમ આપણા મેળાઓમા ગામડેથી આવના લોકો કરે છે તેમ સામાન્ય રીતે દુકાન પર માલ ખરીદવા જઈએ ત્યારે ત્યા નક્કી કરેલા ભાવનુ લેબલ લગાવેલુ હોય છે જેથી કઇ જ માથાકૂટ કર્યા વિના તેટલા પૈસા ચૂકવી આપવાના હોય છે જ્યારે આ ગુજરીમા ભાવની કચકચ કરવાની હોય છે અને એ રીતે સસ્તો માલ મળે છે આ બજારમા એક વિભાગ એવો હોય છે કે જ્યા દાણચોરીનો (Smuggling કરેલો) માલ બજાર કરતા અડધા ભાવે મળતો હોય છે એ ખરીદનાર પણ મળે છે એમા ખાસ કરીને ઘડીઆળ, કેમેરા જેવી ચીજો મળે છે વળી

સામાન્ય બજારમા આપણે ત્યાની જેમ જ અહી પણ Black થાય છે અહી માખણનુ રેશનીગ છે સામાન્ય રીતે માખણનો ભાવ શેરના ચાર શિલિંગ જેટલો હોય છે તે જ માખણ તે જ દુકાનેથી છ શિલિંગ ના ભાવે જેટલુ જોઈએ તેટલુ મળે છે આવો સારો ભણેલો, શિસ્તપાલન કરવાવાળો દેશ પણ આ બદીમાથી મુક્ત નથી પૈસો શુ નથી કરાવતો? આવી બદી હોવા છતાય છાપાની દુકાનેથી માલિકની ગેરહાજરીમા તેની પૂરી કિંમત મૂકી દઇ છાપા લેતા હોય છે પૈસાનો ઢગ હોવા છતા નાનુ છોકરુય તેને અડતુ નથી

અહી નાના છોકરા (૧૫ વરસની ઉપરના) પણ નોકરી કરતા નજરે પડે છે અહીનુ જીવન ધોરણ એટલુ બધુ ઊચુ છે કે નાના છોકરાને નોકરી કરવાની ફરજ પડે છે સ્ત્રીઓ, પુરુષો વગેરે બધા જ નોકરી કરતા હોય છે પગાર અઠવાડિયે ચૂકવાય શુક્રવારની સાજ એટલે પગારનો નશો. તે દિવસે દારૂના પીઠા ભરચક હોય અને સોમવારે સવારે ખીસ્સામા રાતી પઈ પણ ન હોય અહી સ્ત્રીઓ પણ દારૂ સીગારેટ પીએ છે ફક્ત નાના છોકરા માટે બધી છે પણ છોકરા એ છોકરા. એ છોડે ખરા!

અહીના લોકો ખાડ ખૂબ ખાય છે આખો દિવસ મોઢામા પીપરમીન્ટ, ચોકલેટ કે એવુ કઇ મમળાવ્યા જ કરતા હોય છે આથી તેમના દાત બહુ જ ખરાબ હોય છે એમ અહીના ડૉક્ટરોનુ કહેવુ છે યુવાન વયમા જ દાત પડી જાય છે, અને ચોકઠા ચડાવવા પડે છે સફેદ દૂધ જેવા દાત ભાગ્યે જ જોવા મળે છે

અહીના દવાખાના જોયા એમા પણ

જરાય ગડબડ ન મળે દર્દીઓ માટે વ્યવસ્થા બહુ જ સારી હોય છે. દર્દીઓ અંદર અંદર વાત કરવાને બદલે કાન પર રેડિયો લગાવી પડ્યા રહેતા હોય છે પથારી પાસે જ બીજુ એક બટન હોય છે જે દાબવાથી નર્સ તરત જ આવી પહોંચે છે. અહીં ગમે તે દર્દ થાય, તેની દવા મફત કરવામા આવે છે એનું ખર્ચ સરકાર ભોગવે છે સરકારે એટલા માટે એક તંદુરસ્તી વિભાગ ખોલ્યો છે. તે બધે જ ચાંપતી નજર રાખે કે જેથી પ્રજામાં બીમારી પ્રવેશે નહીં. કારણ કે જેટલી માંદગી કે રોગનુ પ્રમાણ વધારે તેટલું દવાઓનું અને ડૉકટરોનુ ખર્ચ સરકારને વધારે કરવું પડે. ડૉકટરોને બાંધેલો પગાર સરકાર આપે છે દર્દીઓ પાસેથી કંઈ જ લેવાનું હોતું નથી શરૂઆતમા એક શિલિંગ ફી લેવાય છે.

બેકાર માણસોને સરકાર ઘેર બેઠા ખોરાકી તેમ જ રહેવાનુ ખર્ચ પહોંચાડે છે એમા ઘરડાને ખાસ પેન્શન મળે છે બેકારોની સંખ્યા ઠીક ઠીક છે આખી દુનિયાને માલ પૂરો પાડનારને ત્યાંય બેકારી! હિંદમા મોટા મશીનો આવે તો શું થાય? અરે, આખી દુનિયા બેકાર થઈ જાય!!!

ભણવાનુ મફત અને ફરજિયાત છે, પણ તે ફક્ત પંદર વર્ષની ઉમર સુધી ત્યાર પછીનું ખર્ચ પોતાને માથે હોય છે અહીં કેટલાય અંગ્રેજ છોકરાઓ નોકરી કરતા કરતા ભણતા હોય છે એટલુ ખરું કે અહીં ભણવાની સગવડ સારી છે હજામનો ધંધો કરવો હોય તો તેનાય કલાસ ચાલે છે, પરીક્ષા લેવાય છે અને ડીપ્લોમા મળે છે. ડીપ્લોમા કે ડીગ્રી વિના એકેય ધંધો કરી શકાય નહિ

હમણા તો હું યે અંગ્રેજીના વર્ગો ભરું છુ. મારા વર્ગમા દસ વિદ્યાર્થી છે. તેમાં થોડા ફ્રેંચ, એકાદ ઈટાલિયન, જર્મન, ગ્રીક એમ જુદા જુદા પ્રદેશના વિદ્યાર્થીઓ છે. તેમા દાખલ થતા પહેલા મારો ટેસ્ટ લીધો. S S C મા નાપાસ થયેલો વિદ્યાર્થી અહી સેકન્ડ કલાસમાં પાસ થયો! વર્ગમા હું મોડો હતો એટલે ઠીક ઠીક પાછળ હતો પણ દસ દિવસમાં ઝડપે પહોંચી ગયો છું. બધા કરતા ત્રણગણું કામ કરી જાઉ છું. મારા શિક્ષક મારુ કામ પૂરું તપાસી શકતા જ નથી. ખૂબ કામ કરતો હોવાથી મારી તરફ મીઠી નજરે જુએ છે. ટૂંક સમયમા વર્ગમા મોખરે બેસી જઈશ એવી ગણતરી છે. પણ આને માટે કેટલી મહેનત કરવી પડે છે તેનો ખ્યાલ આપું: સવારે છ વાગે ઊઠી સાડા સાતે પરવારી જઈ એક વાગ્યા સુધી એક પલાંઠીએ વાચુ છુ પછી નાસ્તો કરી બે વાગે નિશાળમા. છ વગે છૂટી ફરી ખાવાની વાત. પછી કાંતણયજ્ઞ આઠ વાગ્યાથી રાત્રે બાર સુધી Home work ઘરકામ કરું છું. આટલું કરું છું ત્યારે વર્ગમા આગળ આવવા લાગ્યો છુ

લંડન, તા. ૧૨-૧૧-'૫૩. – અરવિંદના પ્રણામ

રચનાહાર કો ચીન્હિ લે. ખાને કો કયા રોય;
મન મંદિરમેં પૈઠિ કે. તાન પિછોરી સોય.

હે જીવ! તુ ખાવાપીવા માટે આટલો બધો શાનો ફાંફાં મારે છે? તારા મનમંદિરમાં પછેડી ઓઢી સૂઈ રહેના તારા સર્જકને ઓળખી લે. જેટલો શ્રમ ખાવાપીવાનું મેળવવામા કરે છે, તેટલો તારા મનમાં પરમેશ્વરની શોધમા કર.



# બ્રહ્મચારી શંખમેખલ અને રાજા વૃષદર્મા

કનુભાઈ પ્રેન

મહર્ષિ ગૌતમના આશ્રમમા દૂર દૂરના પ્રદેશોમાથી સેંકડો વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરવા માટે આવતા હતા અને પોતાની શક્તિ તથા યોગ્યતા મુજબ જ્ઞાન મેળવી ગુરુના આશીર્વાદ લઈ પોત પોતાના વતનમા પાછા ફરતા અને ધર્મપૂર્વક ગૃહસ્થાશ્રમનુ પાલન કરતા

આ રીતે મહર્ષિ ગૌતમના આશ્રમમા શખમેખલ નામનો એક બ્રહ્મચારી પણ વિદ્યાભ્યસ માટે આવ્યો હતો પોતાના બ્રહ્મચર્યનુ તથા પોતાના જ્ઞાનનુ એને એટલુ બધુ અભિમાન હતુ કે ભગવાન વેદવ્યાસથી પણ તે પોતાને વધારે જ્ઞાની માનતો હતો તેનો અભિમાન રૂપી આ દોષ મહર્ષિ ગૌતમના ધ્યાન બહાર ન હતો પોતાના શિષ્યમાથી આ અભિમાન રૂપી દોષ કેવી રીતે દૂર કરવો તે માટે તેઓ હમેશા વિચાર કર્યા કરતા હતા પરતુ તેમને કોઈ રસ્તો સુઝતો ન હતો અને એમને એમ દિવસો પસાર થયે જતા હતા

આમ શખમેખલે પોતાનો અભ્યાસ પૂરો કર્યો અને વિપ્રની પદવી લેવા માટે તે મહર્ષિ ગૌતમ સમક્ષ આવીને ઊભો રહ્યો મહર્ષિ ગૌતમ બરાબર સમજતા હતા કે શખમેખલે ભલે ગમે તેટલુ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય પરતુ જ્યા સુધી તેના મનમા અહંકાર ભર્યો છે ત્યા સુધી વિપ્રની પદવી તેને આપી શકાય નહી આથી શખમેખલને ટાળવા માટે તેમણે ૧૦૦૦ ઘોડા ગુરુદક્ષિણામા માગ્યા

એ વખતે તે પ્રદેશ ઉપર રાજા જનકના વશજ અને મહાજ્ઞાની એવા વૃષદર્મા રાજા રાજ્ય કરતા હતા બ્રહ્મચારી શખમેખલે તેમની પાસે જઈને ૧૦૦૦ ઘોડા માગ્યા પરતુ વૃષદર્માએ તો એવુ વ્રત લઈ રાખ્યુ હતુ કે સુવર્ણ સિવાય બીજી કોઈ વસ્તુનુ દાન કદી કરવુ નહી તેથી શંખમેખલને તેમણે ઘોડા આપવાની ના પાડી આથી શખમેખલના ક્રોધનો પાર ન રહ્યો. ગુસ્સામા આવી જઈને તેણે વૃષદર્માને તથા તેમના દાનને ઢોંગી તથા લોકોને છેતરનાર કહ્યા.

શખમેખલના આવા કટુ વચનો સાભળીને જરા પણ ગુસ્સે થયા સિવાય વૃષદર્માએ કહ્યુ "બ્રહ્મચારીજી, તમે ઘોડા માગવા આવ્યા છો તે તો ઠીક પણ તે લઈ કેવી રીતે જશો તેનો કાઈ તમે વિચાર કર્યો હોય તેમ લાગતુ નથી કારણ કે ઘોડા ઉપર બેસતા પહેલા તેને કાબૂમા કેમ રાખવો તે શીખી

લેવું જરૂરી છે કારણ કે અનિયંત્રિત વૃત્તિઓની માફક અનિયંત્રિત ઘોડા પણ મનુષ્યને ખાડામાં પછાડ્યા સિવાય રહેતા નથી. આથી મને લાગે છે કે હું તમને ઘોડા દાનમાં આપું તે પહેલાં એ વિદ્યા મારે આપને શીખવવી જોઈએ" આમ કહીને વૃષદર્માએ બિલકુલ શાંતિથી અને સ્વાભાવિકતાથી ત્રણચાર ફટકા શંખમેખલને લગાવી દીધા.

શંખમેખલને તો જાણે દેવતામાં ઘી હોમાયા જેવું થયુ. પોતાની માગણીના અસ્વીકારનો ક્રોધ તો હતો જ તેમા પોતાના આવા અપમાનથી વધારો થયો. શંખમેખલે પોતાના ક્રોધ ઉપરનો કાબુ ગુમાવ્યો અને રાજા વૃષદર્માને મારવા માટે સામો હાથ ઉપાડ્યો. પરંતુ વૃષદર્માના પડછંદ અને કસાયેલ શરીર આગળ શંખમેખલનું કાંઈ ચાલ્યું નહી. વૃષદર્માએ તરત જ શંખમેખલને હાથ પકડી લીધો અને પછી શાંતિથી કહ્યું

"બ્રહ્મચારીજી હવે બસ કરો આપ કેટલામા છો તે આપનું વર્તન જ કહી આપે છે. શું આ લાયકાત ઉપર તમે વિપ્ર પદ પ્રાપ્ત કરવા માટે તત્પર થયા હતા? હજી નથી તમે ક્રોધને ત્યજી શક્યા કે નથી ત્યજી શક્યા અભિમાનને શારીરિક કષ્ટ સહન કરવા જેટલી સહનશિલતા પણ આપનામાં હજી આવી નથી વળી વાત વાતમાં હિંસાનો આશ્રય લેતાં પણ આપ અચકાતા નથી હવે તમે જ કહો કે જેનામાં આટલી બધી ત્રુટીઓ હોય તે વિપ્ર બનવાને લાયક ગણાય ખરો?"

વૃષદર્માના આવા મર્મ ભેદી વચનો સાભળી શંખમેખલને પોતાની ભૂલ સમજાઈ તેના મન ઉપરનો અહંકાર રૂપી પડદો દૂર થઈ ગયો. તેના જ્ઞાન ચક્ષુ ખુલી ગયાં. તેણે વૃષદર્માને સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને પોતાના અયોગ્ય વર્તન માટે તેમની માફી માગી.

વૃષદર્માએ તેને કહ્યુ, "બ્રહ્મચારીજી, હવે તમે સાચા બ્રાહ્મણ થયા. હું મારા વ્રતનો ભંગ નહીં કરું પરંતુ એક હજાર ઘોડા ખરીદી શકાય એટલુ સુવર્ણ તમે લઈ જાઓ અને તેમાથી ઘોડા ખરીદી તમારી ગુરુદક્ષિણા પૂરી કરો."

રાજા વૃષદર્માએ આપેલ સુવર્ણ વડે એક હજાર ઘોડા ખરીદીને શંખમેખલ મહર્ષિ ગૌતમના આશ્રમે પહોંચ્યો. તેને જોઈને મહર્ષિ ગૌતમે કહ્યું, " વત્સ, આ ઘોડા મારે શું કરવા છે? તું જઈને રાજા વૃષદર્માને જ પાછા આપી આવ. હું તો ફક્ત તારામા રહેલી ખામી દૂર કરીને તને સાચો વિપ્ર બનાવવા જ ઈચ્છતો હતો. મારા શાંત ઉપદેશથી જે ન થયું તે રાજા વૃષદર્માએ પૂરું કરી આપ્યુ." આમ કહીને તેમણે શંખમેખલને વિધિપૂર્વક વિપ્રની પદવી એનાયત કરી.

હવસ કરે પિય મિલનકી, ઓ સુખ ચાહે અંગ;
પીડ સહે બિનુ પદમિની, પૂત ન લેત ઉછંગ.

પ્રભુપ્રાપ્તિ કંઈ સહેલી નથી અમુક સામાન્ય લાગતા નિયમો પણ પળવા અતિ કઠણ છે. પોતાની ગમે તેટલી લાયકાત મનાવી હોય, પરંતુ પ્રભુપ્રાપ્તિ માટે જ્ઞાન અને વૈરાગ્યનો આશ્રય લેવો જ પડે છે. જેમ પદ્મિની સ્ત્રી હોય પરંતુ તે પોતાના શરીરને નિરુપદ્રવી રાખી પ્રિયસંગમનો આસ્વાદ ચાખવા ઇચ્છા રાખતી હોય, તો તે નિષ્ફળ છે, તથા પ્રસૂતિની પીડા પામ્યા વગર પુત્રને રમાડવાનુ સુખ મળી શકતુ નથી, તેમ જ્ઞાન, તપ, વૈરાગ્ય અને ભક્તિ વગર પ્રભુપ્રાપ્તિ થતી નથી




શ્રી અખિલભારત ખાદી ગ્રામોદ્યોગ બોર્ડના ખાદી વિભાગના પ્રમુખ શ્રી. દ્વારકા નાથ લેલેજી અહીં આવી ગયા ખાસ તો તેઓ સૌરાષ્ટ્રમા ચાલતા ખાદી ઉત્પત્તિ કેન્દ્રોની મુલાકાતે આવેલા પણ રૂપાયતન વિષે તેઓએ સાંભળેલુ એટલે થોડો સમય મેળવીને પણ રૂપાયતન જોવાનો આગ્રહ રાખ્યો આ તેમની સાથેનો પ્રથમ પરિચય હતો મને કહે, ગાંધી સંગ્રહાલયના મંત્રી શ્રી ધોત્રેજીએ મને ખાસ કહેલુ કે સૌરાષ્ટ્રમા જાઓ તો રૂપાયતન જોવાનુ જરૂર રાખશો ” એમનુ આ વાક્ય સાંભળી અમારી જવાબદારી વધતી હોય એમ લાગ્યુ મે કહ્યુ એ તો તેમનો અમારા માટેનો પ્રેમ સૂચવે છે હજી રૂપાયતન તો બાલ્યાવસ્થામા છે તમે બધા મદદ કરો તો અમારૂ ધારેલુ કામ જલદી વિકસે ખરુ.

મધનુ કેન્દ્ર ખોલવાની પ્રાથમિક શરૂઆત કરી છે તે બતાવી આ વખતે ૭૦ રતલ જેટલુ મધ બાગમાથી મેળવી શક્યા છીએ આ ઉદ્યોગને વ્યવસ્થિત ગોઠવવાની અમારી અભિલાષા જોઇ તેમને રસ પડ્યો રૂપાયતનમા જામેલુ કલાનુ વાતાવરણ તેમને આકર્ષી રાક્યુ ને તેઓ લખે છે ‘મધમાખીનુ કેન્દ્ર રૂપાયતનમા જ ખોલવા માટે ખાદી બોર્ડના પ્રમુખને મે ખાસ ભલામણ કરી છે હવે સૌરાષ્ટ્રમા આવીશ ત્યારે વધુ વખત રૂપાયતનમા રહી તમારી સાથે ગાળીશ તમારુ કામ જોઈ બહુ રાજી થયો છુ પ્રદર્શનની કલ્પના વિષે લખી મોકલો તો ઘણુ કરી શકાય ”

કેન્દ્ર સરકારના ખોરાક અને પુરવઠા ખાતાના સલાહકાર શ્રી વાળુજકરજી બીજા મિત્રો સાથે આવેલા શ્રી વાળુજકરજીએ સેવાગ્રામમા ટૅનેરી વિભાગમાં બાપુની સલાહ પ્રમાણે એ ઉદ્યોગને વિકસાવેલો એમની મહેનત અને શ્રદ્ધાથી બાપુએ એમને મોટી જવાબદારીનુ કામ સોંપેલુ અને એક આદર્શ ટૅનેરીનું ચિત્ર બાપુએ એમની સામે મૂકેલુ શ્રી વાળુજકરજીનો તો સેવાગ્રામમા પરિચય થયેલો એટલે એક દિવસ રૂપાયતનમા ગાળવા મે આગ્રહ કર્યો ખેતી બાબત એમની પાસેથી ઘણી ઉપયોગી સૂચનાઓ મળી હાડકાના ભૂક્કાનુ ખાતર ઘણુ ઉપયોગી નીવડ્યુ છે અને એના વપરાશ માટેની તેઓ ખાસ ભલામણ કરે છે

કલા વિષે વાતો નીકળતા કહે, “અત્યાર સુધી આપણે આશ્રમોમા કલા પ્રત્યે બેદરકાર રહ્યા છીએ કલાને યોગ્ય સ્થાન આપવામા આવે તો વાતાવરણને જીવત બનાવી શકાય એ રૂપાયતનનુ તમારુ કાર્ય જોઇ લાગે છે ”

છે, અંદર પ્રસરેલો ગાઢ અંધકાર એકાએક દૂર થઈ જાય છે અને બધે દિવ્ય પ્રકાશ ફેલાઈ જાય છે, આપણામા જાણે નવા જ પ્રાણનો સંચાર થાય છે, આપણી એકેએક ઇન્દ્રિય વસ્તુની પાછળ રહેલા રહસ્યનો અનુભવ કરવા લાગે છે, હૃદય પણ સુવિશાળ બની જઈ ભર્યું ભર્યું લાગે છે, આપણા હાવભાવમા સાત્ત્વિક આનંદ મળે છે એ જ પ્રમાણે ઉચ્ચ સાધનામાથી પ્રભુકૃપાએ પસાર થયેલા ભક્તજનોની પ્રભુપ્રેરિત વાણીમા પણ શબ્દની જીવનપરિવર્તનશીલ, હૃદયસ્પર્શી, દિવ્યશક્તિ રહેલી હોય છે એ જ કારણે એવા ભક્તિકાવ્યોનુ પઠન, ચિંતવન કરવાથી એની પારસમણિરૂપ અસર અચૂક અનુભવાય છે

કિં બહુના! સૌ સંસ્કારી અને ભક્તિવત્સલ વાચકો આ પુસ્તકનુ અવશ્ય અનુશીલન કરે એવી અંતે ભલામણ કરીએ છીએ —મુ૦ ક૦

## ‘પ્યારાબાપુ’

‘પ્યારાબાપુ’ દર અંગ્રેજી મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની બીજી અથવા ત્રીજી તારીખે મળશે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે બ્રહ્મદેશ માટે રૂા ૭ાા અને પરદેશ માટે રૂા ૮) અથવા શિ ૧૨) છે

‘પ્યારાબાપુ’નુ નવુ વર્ષ ફેબ્રુઆરીની આખરમા શરૂ થઈ જાન્યુઆરીમા પૂરુ થાય છે વચ્ચેથી થતા નવા ગ્રાહકોને વર્ષની શરૂઆત (ફેબ્રુઆરી)થી જ ગ્રાહક ગણી પ્રગટ થયેલા અંકો મોકલવાની પ્રથા છે

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ ગ્રાહકોએ પોતાનુ નામ-સરનામું સ્પષ્ટ લખવા, સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો જોઈએ

લવાજમ મનીઓર્ડરથી મોકલવુ વી પી થી મોકલતા અંકો મોડા મળે છે ‘પ્યારાબાપુ’ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે ખાસ આવૃત્તિની થોડીક નકલો રૂપાયતનમા બનેલા હાથકાગળમા છપાય છે ખાસ આવૃત્તિનુ વાર્ષિક લવાજમ દેશમા રૂા ૮) વિદેશમા રૂા ૧૦) અથવા શિ ૧૬

આઠ આના મોકલવાથી નમૂનાનો અંક મોકલવામા આવે છે

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામુ

‘પ્યારાબાપુ’ કાર્યાલય રૂપાયતન, જૂનાગઢ, સૌરાષ્ટ્ર

રજિ૦ ન૦ બી૦ ૫,૫૫

# 'ખરો પ્રેમી જ મને જોઈ શકે છે'

તુકારામ હમેશા ઈશ્વરભજનમાં મસ્ત રહેતા જેને પરમાત્માનો પ્રત્યક્ષ કે પરોક્ષ અનુભવ થયો હોય, તે જ અંતર્મુખ રહી શકે છે એકાંત તેને કુંઠિત કરતું નથી એક દિવસે ભક્ત તુકારામને લોકોએ કહ્યું કે, "અમને પ્રભુના દર્શન કરાવો તો ઘણું સારું' તુકાજી બોલ્યા 'ભાઈ હું ઈશ્વરનું ધ્યાન ધરી કાલે કહીશ" બીજે દિવસે લોકો મળવા ગયા તુકાજી બોલ્યા 'આજ રાત્રે તમને ઈશ્વરના દર્શન થશે માટે કાળજીપૂર્વક બેસી રહેજો' ભગવાને તુકારામને કહ્યું કે, 'જ્યાં સુધી હું તને ન બોલાવું ત્યાં સુધી તારે આંખ ઉઘાડવી નહી અને ભજન જ કર્યે જવું! તુકારામની વાત ગામમાં વાયુવેગે ફેલાઈ ગઈ વિના મહેનતે પરમાત્માને જોવાની કોની ઈચ્છા ન હોય! રાત્રે અનેક રંગના લોકો ભેગા થયા. તુકાજીએ તો વિઠ્ઠલ વિઠ્ઠલની ધૂન મચાવી જેમ જેમ સમય જતો ગયો, તેમ તેમ મનુષ્યો નિરાશ થઈ વિખરાવા લાગ્યા કોઈ કહે 'આ તો ઢોંગ કરે છે' વળી કોઈ કહે એમ ઈશ્વર રસ્તામાં નથી પડ્યો' ત્યારે કોઈએ કહ્યું 'આનો નકામી ઊંઘ બગાડે છે' આમ અડધી રાત થતાં સભા ખાલી થઈ ગઈ! માત્ર બે માણસ જ બેસી રહ્યા ત્યારે એકને ઘેરથી ચોરીના અને બીજાને ઘેરે અગ્નિ લાગવાના સમાચાર આવ્યા એટલે તેઓ પણ ગયા આ જોઈ ભગવાન બોલ્યા "તુકા આંખ ઉઘાડી જો!" તુકાજી જુએ છે તો કોઈ દેખાતા નથી ભગવાને કહ્યું 'તુકા ખેદ ન કરીશ જે ખરો પ્રેમી હોય તે જ મને જોઈ શકે છે

# પારાવાર



સંપાદક: નવીન ગાંધી

ઉપાસના પ્રકાશન, રાજકોટ

# ગ્રંથાવલોકન

●

**આત્મનિરીક્ષણ:** લે૦ મથુરાદાસ ત્રિકમજી, પ્ર૦ નવજીવન કાર્યાલય, અમદાવાદ ૯, કિ૦ એક રૂપિયો, પૃ૦ ૯૨ + ૬.

શ્રી મથુરાદાસભાઈ ગુજરાતમા ગાધી સાહિત્ય તેમ જ ગાધી વિચારના સૌથી પહેલા પ્રચારકોમાના એક હતા તેમણે ૧૯૧૯મા 'મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ' નામે ગાધીજીના લખાણોનો સગ્રહ પ્રસિદ્ધ કર્યો હતો વળી તેમના 'મરુકુજ,' 'કર્મયોગ,' 'બાપુની પ્રસાદી,' 'સંક્ષિપ્ત આત્મકથા' તથા 'અસહકારનો વિચાર' એ પાચ પુસ્તકો ખરેખર મનનીય અને પ્રેરણાત્મક છે

આ પ્રસ્તુત પુસ્તક 'આત્મનિરીક્ષણ' એક રીતે એમની આત્મકથા જ છે. પૂ. ગાધીજીએ કઇલાય માણસોના જીવનને ઘડવામા કીમતી ફાળો આપ્યો છે. શ્રી મથુરાદાસભાઇના જીવન ઉપરથી ગાધીજીની એ અજબ દિવ્ય શક્તિનો પરિચય થાય છે શ્રી મથુરાદાસભાઈ પોતે જ કહે છે: 'આ સમય મારી ખીલતી જુવાનીનો હતો કુતૂહલ, નવીનતા, આશા, અભિલાષા, ક્ષોભ આદિ મનમા વસતા હતા અને તે મારા વિચાર, વલણ અને ભાવનાને રગરૂપ આપતા હતા બુદ્ધિશાળી અને નીતિપ્રિય છતા જીવનને કઈ દિશામા વિકસવા દેવું એનો સ્પષ્ટ નિર્ણય હું કરી શકયો નહી. અંતરમા આધ્યાત્મિક વિચાર જોર કરતા હતા પણ તેનુ પોષણ યોગ્ય અને અનિવાર્ય સેવાધર્મ સ્વીકારી લેવાનુ મન, વિચારમા દોષ આવી જવાથી, ન થયુ આથી વિહ્વળતા આવી અને પ્રફુલ્લિતતા ઢંકાઈ ગઈ પરિણામ વિનાના મથનો વેઠ્યા અને થાકયો બાપુના વધતા જતા સમાગમે આ અત્યત અપ્રિય દશામાથી મને ઉગાર્યો ' આમ બાપુજી કેટલાયના ઉદ્ધારક, તારક પણ બન્યા છે

ખરેખર આખુ પુસ્તક એક આત્મસગ્રામનુ આલેખન જ છે સદ્‌વૃત્તિઓને સ્થાપવા માટે કઠોર આત્મપરીક્ષકને કેવા તીવ્ર પાવકમાથી પસાર થવું પડે છે એનુ આપણને આ પુસ્તકમા દર્શન થાય છે નાસીપાસ થઇ ગયેલા યુવાનને, જીવનમા આદર્શ સ્થાપવા મથતા યુવાનને, હૃદયદ્રાવક આત્મમથનમાથી પસાર થતા યુવાનને માગદર્શન કરાવે એવું આ પુસ્તક છે આ નાનકડી આત્મકથા વાચીને આપણને થઈ આવે છે કે, શ્રી મથુરાદાસભાઈ ખરેખર એક આત્મમથનનિમગ્ન સાધક જ હતા.

આ પુસ્તક પ્રસિદ્ધ કરીને નવજીવન કાર્યાલયે ગુજરાતની એની



"…એ અનુભવ કષ્ટ વિનાની કૃતિ ઘણીએ કલાના નામમાં ખપે છે,
પણ તે બધી ક્ષણિક, નિર્જીવ છે." – મહાદેવ દેસાઈ



# કલા એટલે શું?



કળા એટલે પ્રાણવંત ચેતનવંત કૃતિ. એવી કૃતિને માટે તપશ્ચર્યા જોઈએ, ત્યાગ જોઈએ, પ્રાણાર્પણ જોઈએ, બાળકના જન્મ પહેલાં માતા જે અદ્ભુત કષ્ટ અનુભવે છે તેટલું કષ્ટ જોઈએ. એ તપશ્ચર્યા, એ ત્યાગ, એ પ્રાણાર્પણ, એ અદ્ભુત કષ્ટ વિનાની કૃતિ ભલેને કલાના નામમાં ખપે, પણ તે ઉપર ટીપકાર, નિર્જીવ છે. કલાકારે ત્યાગરૂપી માતા બનવું જોઈશે, તોજ તે પ્રાણવંત ચેતનવંત બાળકરૂપી કૃતિ ઉત્પન્ન કરી શકશે.

આશ્રમ, [illegible] ૨૨, ૧૯૪૩ } [illegible signature]

# પુણ્યસ્મરણ

બાપુના અનન્ય સહયોગી અને સહનિવાસી મહાદેવભાઈની પુણ્યતિથિ આ મહિનાના ત્રીજા સપ્તાહમાં આવે છે આત્મસમર્પણ અને તલ્લીનતાથી મહાદેવભાઈએ પોતાને ગાંધીજીના હવાલે કરી દીધા હતા

મહાદેવભાઈ બાપુના અંગત મંત્રી જ ન હતા, પણ તેમના આત્મજ અને પરિચારક પણ હતા મહાદેવભાઈનું આત્મસમર્પણ સંપૂર્ણ હતું નિરપેક્ષ અને અપરિમિત હતું પોતાની સેવ્ય વ્યક્તિની સાથે સમરસ થઈ જવાની તેમની શક્તિ અજબ હતી. ગાંધીજીના ગુણોના વિકાસમાં અને કાર્યની પ્રગતિમાં તેમણે પોતાની સઘળી શક્તિ ખપાવી દીધી હતી છતાં પ્રસંગ આવ્યે તેમના અંતરમાં રહેલો કલાવિદ્-આત્મા નવજુવાન કલાકારોને પણ માર્ગદર્શન આપી શકતો અહીં ઉતારેલો એમનો સંદેશો આશ્રમના અંતેવાસી એક કલાકાર બંધુ ઉપરનો છે કલા ઉપરના એમના વિચારો કેટલા સ્પષ્ટ અને સ્વાભાવિક છે! મહાદેવભાઈનું જીવન સાધનાશીલ હતું તોયે શુષ્ક ન હતું. જીવનમાં શું કે વ્યવહારમાં શું, ક્યાંયે લેશમાત્ર વિસંવાદિતા દેખાતી કે તરત જ તેઓ અકળાઈ ઊઠતા મહાદેવભાઈમાં રહેલી કલાદૃષ્ટિ બધે સંવાદિતા ઝંખતી હતી એક ઉચ્ચ કોટિના સાહિત્યકારને શોભે એવી પ્રાણવંત દૃષ્ટિ હોવા છતાં તેઓ બાપુના નાનામોટા દરેક કાર્યમાં ઓતપ્રોત થઈ શકતા તેમને સાહિત્યનિર્માણ અને પરિશીલનમાં જેટલો આનંદ આવતો હતો, તેટલો જ આનંદ પાયખાના અને મંડામની સફાઈ કરવામાં આવતો હતો બાપુના આ અદ્વિતીય અંગત મંત્રી તેમના લેખો અને ભાષણોના આ અસામાન્ય સંપાદક, અદ્ભુત પ્રતિભાશાળી નિવેદક અને સહયોગી જાણે કે ગાંધીજીને અનુરૂપ જ હતા!

મહાદેવભાઈના જીવનમાંથી કલાકારને પણ ઘણું મળે તેમ છે આ પ્રાણવંત સંદેશો આપણને નવું સર્જન કરવા પ્રેરક નીવડો!

× × ×

કળા એટલે પ્રાણવંત ચેતનવંત કૃતિ એવી કૃતિને માટે તપશ્ચર્યા જોઈએ, ત્યાગ જોઈએ, પ્રાણાર્પણ જોઈએ, બાળકના જન્મ પહેલાં માતા જે અતુલ કષ્ટ અનુભવે છે તેવું કષ્ટ જોઈએ એ તપશ્ચર્યા, એ ત્યાગ, એ પ્રાણાર્પણ, એ અતુલ કષ્ટ વિનાની કૃતિ ઘણીએ કલાના નામમાં ખપે છે, પણ તે બધી ક્ષણિક નિર્જીવ છે કલાકારે ત્યાગમૂર્તિ માતા બનવું જોઈએ..તો જ તે પ્રાણવંત ચેતનવંત બાળક જેવી કલા ઉત્પન્ન કરી શકશે

આશ્રમ, કાર્તિક શુદ, ૧૯૮૩ —મહાદેવ હરિભાઈ દેસાઈ



# ખાદી શા માટે?

ઈન્દુલાલ હી. શાહ



સ્વદેશની ચળવળનો જન્મ ૧૯૦૬માં થયો અને ૧૯૪૮ સુધી એ ચાલુ રહી. એ સમય દરમિયાન એને કેટલાક તબક્કાઓમાથી પસાર થવુ પડ્યુ. આ ચળવળનો એ વખતનો હેતુ મુખ્યત્વે સ્વરાજ્યપ્રાપ્તિનો હતો અને "વિદેશી માલનો બહિષ્કાર કરી સ્વદેશી વસ્તુઓ વાપરવી" એ આ ચળવળનુ સૂત્ર હતુ. પરંતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ હવે સ્વદેશીના આખાય પ્રશ્નને તેમાથી લાગણીનું તત્ત્વ બાદ કરીને માત્ર આર્થિક રીતે જ વિચારવાનો રહે છે સ્વાતંત્ર્ય મળ્યા બાદ લગભગ પચ વર્ષ સુધી તો સામાન્ય રીતે કોઈએ એના પ્રત્યે લક્ષ આપ્યું નહી. પરંતુ હવે આપણા આગેવાનો સ્વદેશીનો સક્રિય વિચાર કરતા થયા છે, આયોજનપંચે નવી રાષ્ટ્રીય અર્થરચનામાં ખાદી અને ગ્રામોદ્યોગની અનિવાર્યતાને સ્વીકારી છે, અખિલ ભારત ખાદી અને ગ્રામોદ્યોગ બોર્ડની સ્થાપના થઇ છે, રાજ્યો અને કેન્દ્રની સરકારો ગૃહોદ્યોગને ઉત્તેજન આપવા માટે ૨૫ ટકા વધારે ભાવ આપીને પણ માલ ખરીદે છે વિવિધ સામાજિક સંસ્થાઓ પણ વિવિધ પ્રકારે સ્વદેશીના પુનરુત્થાન માટે પ્રયાસો કરી રહેલ છે. આ બધું જોતાં આપણા હૃદયમા એક નવી આશાનુ કિરણ પ્રગટે છે આ સ્વદેશી શા માટે? એ શું છે? એની વિગતો સૌ કોઈએ સંપૂર્ણતઃ જાણવાની જરૂર છે.

<u>સ્વદેશીનો અર્થ</u> 'સ્વદેશી' શું છે? આપણી જ મૂડી અને મજૂરીથી આપણા જ દેશમા જે કંઈ બને તે સ્વદેશી કહેવાય. આમા જીવનની જરૂરીઆતની વસ્તુઓ મોજશોખની વસ્તુઓ વગેરેમા સો ટકા સ્વદેશી અને એથી ઓછા ટકા સ્વદેશી એવા બે વર્ગ પાડી શકાય જે માલ યંત્રોની મદદ વિના બનાવી શકાય તે સોએ સો ટકા સ્વદેશી અને જેની બનાવટમા યંત્રોની સહાય લેવી પડે તે ઓછા ટકા સ્વદેશી જીવનની જરૂરિયાતોની વસ્તુઓમા અનાજ, કાપડ અને રહેઠાણ એ ત્રણનો સમાવેશ થાય છે. આપણે અહીં જીવનની જરૂરિયાતોની સોએ સો ટકા સ્વદેશી વસ્તુઓનો વિચાર કરવાનો છે કારણ કે એ જ બાબત આપણી સામુદાયિક બેકારીના મુખ્ય પ્રશ્નનો ઉકેલ કરી શકે તેમ છે

નીચે આપેલ કોઠો આપણા દેશની વસ્તી અને તેમાના કેટકેટલા લોકો પોતાના પોષણ માટે (૧) ખેતી અને (૨) ઉદ્યોગ તથા વેપાર વગેરે પર આધાર રાખે છે તે બતાવવામા આવ્યુ છે.

ભારતની કુલ વસ્તી ૩૫૬૮ લાખની છે એનું નીચે મુજબ વિભાગીકરણ કરી શકાય

| મોટાં શહેરોમાં [એક લાખ ઉપરનાં] | નાનાં શહેરોમાં | ગામડાંમાં |
|---|---|---|
| ૨૪૧ લાખ | ૩૦૬ લાખ | ૨૯૬૦ લાખ |

ખેતી પર અવલંબિત

પુરુષો: ૧૨૬૩ લાખ

સ્ત્રીઓ ૧૨૨૯ લાખ

વેપાર ઉદ્યોગ અને પરચુરણ ધંધાઓ

પર અવલંબિત

| | |
|---|---|
| પુરુષો | ૫૭૦ લાખ |
| સ્ત્રીઓ | ૫૦૬ લાખ |

**પાંચ કરોડ બેકાર.** આ કોઠા પરથી જોઈ શકાશે કે આપણા દેશની કુલ વસ્તીમાંથી ૮૦ ટકા ઉપરાંત લોકો ગામડામાં વસે છે અને ૧૦.૫ ટકા જેટલા લોકો એક લાખ કરતાં ઓછી વસ્તીવાળા શહેરોમા અને ૭.૫ ટકા લોકો એક લાખ કરતાં વધારે વસ્તીવાળા શહેરોમા વસે છે ગામડામાંની ૮૦ ટકા વસ્તીમાંથી આશરે ૭૦ ટકા તો પોતાનું ભરણપોષણ ખેતીમાંથી મેળવે છે આ ધંધો વર્ષમા માત્ર પાંચ મહિના ચાલે છે બાકીના સાત મહિનાઓ માટે એ ૭૦ ટકા વસ્તીને એવુ કામ મેળવી આપવું જોઈએ જે વડે તેઓ આખા વર્ષ દરમિયાન પોતાની રોજી પૂરેપૂરી મેળવી શકે આ ૭૦ ટકા લોકોમાંથી આશરે ૨૦ ટકા એટલે કે પાંચ કરોડ લોકો કોઈ પણ જાતના ધંધા વિનાના છે. બાકીના ૨૦ કરોડ લોકો વર્ષની ૧૨ માસમાંથી માત્ર ૫ માસ ખેતીનો ધંધો કરી શકે છે. આ વિશાળ માનવવસ્તીની બેકારીનો પ્રશ્ન કઇ રીતે ઉકેલી શકે? ઓછામા ઓછું એક ભોજન આપીને આપણે તેમને ખવડાવી શકીશુ? સરકાર તેમને જિવાઈ આપશે? કે પછી તેમને ઓઢવા અને રોટલા માટે ભીખ જ માગવાની રહેશે?

દુનિયાના ઘણા દેશોમા બધા જ નાગરિકોને એક રીતની સામે રક્ષણ મળે એવી તેમની સામાજિક સલામતીની યોજનાઓ હોય છે આપણે ભારતમા જ્યારે સામાજિક સલામતીનો વિચાર કરીએ છીએ ત્યારે આપણી નજર સામે માત્ર મોટા પાયાના ઉદ્યોગોમા અથવા સાહસોમા રોકાયેલા ઔદ્યોગિક કામદારો જ હોય છે પરંતુ તુલનાત્મક રીતે જોઇએ તો આવા ઔદ્યોગિક કામદારોની સંખ્યા નાની છે. શારીરિક શ્રમ કરીને ગુજારો કરનારા આપણા મોટા ભાગના મજુરો ખેતીના ધંધામા રોકાયેલા છે. તેમના કુટુંબોની પૂરી કે અંશત બેકારીનો પ્રશ્ન એ કોઈ અમુક મર્યાદિત સમય પૂરતો જ નથી એ પ્રશ્ન તો હંમેશનો જ છે કામદારોના એક વર્ગ માટે સામાજિક સલામતીની જોગવાઈ કરવી અને બીજા માટે કંઇ પણ ન કરવુ તે અન્યાયયુક્ત ભેદભાવ છે અને એવુ પગલું દેખીતી રીતે જ રાષ્ટ્રીય એકતાના હિતની વિરુદ્ધનું બની રહે આમ છતા ગ્રામવિસ્તારોમાં બેકારી ટાળવાની જોગવાઇ કરવી એ એક જબ્બર નાણાંકીય પ્રશ્ન છે અને એ કદાચ કેન્દ્ર કે રાજ્ય સરકારોની શક્તિની બહારની વાત છે.

**રોજી માટે ગ્રામોદ્યોગ:** ગામડાના કરોડો લોકોને કામ આપવાનો પ્રશ્ન એ છે કે કોઈ મોટો ખર્ચ કર્યા સિવાય સર્વ સામાન્ય વપરાશની ચીજો ઉત્પન્ન થઈ શકે એવુ કામ તેમને આપવુ જોઈએ. આ માટે ખાદી અને અન્ય ગ્રામોદ્યોગનો વિકાસ કરવો એ જ ઉત્તમ માર્ગ છે ખાદી અને ગ્રામોદ્યોગો ગામડામા સંપૂર્ણત અથવા અંશત બેકારી ભોગવતા લોકોને રોજી આપી શકે છે. આજે એક રૂપિયાની કિંમતની ખાદીમા અઢી આના રૂની કિંમત હોય છે એ પૈસા ખેડૂતને મળે છે. સાડા છ આના કાંતનારને મળે છે ચાર આના વણકર મેળવે છે અને બાકીના ત્રણ આના વાહન અને વેચાણ ખર્ચમા જાય છે આમ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે એક રૂપિયામાંથી સાડાદસ આના—એટલે કે લગભગ ૬૬ ટકા—ગામડાના લોકોને તેમના કામના બદલામા મળે છે. બીજા કોઈ પણ ધંધામા આટલા ટકા સીધેસીધા રોજી માટે નીકળતા નથી. આમ જો ગામડાની પ્રજાને તેમના કામ વગરના સાત માસ દરમિયાન ખાદી અને ગ્રામોદ્યોગની સગવડ કરી આપવામા આવે તો તેઓ ખેતી ઉપરાંત બીજી રોજી પણ કમાઈ શકે. એ રીતે ગામડાની ૭૦ ટકા વસ્તીના જીવનની જરૂરીઆતોનો પ્રશ્ન સહેલાઈથી ઉકેલી શકે.

પરંતુ શહેરમા રહેતી દરેક વ્યક્તિ ખાદી અને ગ્રામોદ્યોગની ચીજ વસ્તુઓ વાપરીને મદદ કરે તો જ આ શક્ય બને તેમ છે. મિલના કાપડ કે પરદેશના કાપડને બદલે આપણે ખાદી પસંદ કરીશું કે કેમ એ એક પ્રશ્ન છે સરકારે પરદેશી કાપડ ઉપર પ્રતિબંધ મૂકવો જોઇએ અને ખાદીની ખરીદી કરવી જોઇએ એવી પણ માગણી કરવામ

આવે છે પણ આઝાદી મેળવ્યા પછી આપણે આંતરરાષ્ટ્રીય દરજ્જો પ્રાપ્ત કર્યો છે અને તેથી આપણે એક વિશાળ સમાજના સભ્ય બન્યા છીએ સરકાર આમ પરદેશી માલ ઉપર પ્રતિબંધ મૂકી શકે નહી એ દેખીતુ છે આમ છતા પરદેશી કાપડ ભારતના બજારમાં વેચાય નહી એવી સ્થિતિ નિર્માણ કરવાનુ આપણા હાથમા છે સરકાર ખાદી ખરીદી શકે છે હકીકતમા સરકારી જરૂરીઆતો માટે ખાદી અને ગૃહઉદ્યોગોની વસ્તુઓ ખરીદ કરીને સરકાર જનતાના નાણાનો કાઈક અશે ઉપયોગ કરી રહી છે પરંતુ સરકારી નોકરો માટે સરકાર જ ખાદી ખરીદે તે એક રીતે નોકરો પર ખાદી લાદવા જેવુ છે એનાથી કાઈ આ સમસ્યાનુ નિરાકરણ થઈ શકે તેમ નથી

શહેરોમા રહેતા આપણા લોકો ખાદી અને ગ્રામોદ્યોગને અપનાવે તો જ આ સમસ્યાનો ઉકેલ આવી શકે આ પ્રશ્નનો જુદી જુદી બાજુએથી વિચાર કરવો જોઈએ ખાદી મોઘી પડે છે એ વાત સાચી છે પરંતુ ખાદીની વધુ માગ થાય તો જ તે મોઘી થઈ શકે ખાદી અને બીજી ગ્રામોદ્યોગની ચીજોની માગ ન વધે પછી તેની પુનર્ઘટના અને વિમાસ કે તેમની ઉત્પાદન પદ્ધતિમા સુધારો કરવાનુ શક્ય નથી આમ ન બને ત્યા સુધી ભાવ અને માલની જાતનો જ પ્રથમ વિચાર કરીને તેની ખરીદી કરવામા આવે એ અનિવાર્ય છે જેઓ પોતાને જોઈતું બધુ જ કાપડ ખાદી તરીકે ન ખરીદી શકે તેમણે પોતાની જરૂરીઆતના અમુક ટકા તરીકે ખાદી સ્વીકારવી જોઈએ

આજે સરકાર ખાદી બોર્ડ દ્વારા આપણને રૂપિયા દીઠ ત્રણ આનાનું વળતર આપે છે આનો અર્થ એ કે જો એક વાર ખાદીની મૂળ કિંમત ૧ રૂપિયો હોય તો આપણે તેના ૧૩ આના ચૂકવવાના રહે છે જ્યારે આની સરખામણીમા ૧ વાર મિલના કાપડના ૧૧ આના કિંમત આપવી પડે છે આમ ગણત્રી કરીએ તો પણ ખાદી વાર દીઠ બે આના મોઘી પડે છે આમ છતા ખાદીની કિંમત ૦–૧૩–૦ માથી ૦–૧૦–૬ ગામડાના બે કુટુંબોને તેમની મજૂરી તરીકે ચૂકવવામાં આવે છે આ ૦–૧૦–૬ આનામાથી આ બે કુટુંબો માટે એક વારનુ જમવાનુ મળી રહે છે જ્યારે બીજી બાજુએ મિલના કાપડ પાછળ ચૂકવવામા આવતા ૧૧ આનામાથી માત્ર ૩ આના જ કામદારોને મજૂરી તરીકે આપવામા આવે છે આમ એક વાર ખાદીની પાછળ બે આનાનો જે વધુ ખર્ચ થાય છે તેને આપણે સુપાત્રે દાન તરીકે ઓળખાવી શકીએ.

<u>૭૦ ટકા વસ્તીને રોજી</u> આ 'સુપાત્રે દાન'ને કારણે દેશની ૭૦ ટકા જેટલી વસ્તીને કાઈક રોજી મળશે જેથી સરકાર પરનો સબસીડીનો તથા બીજા પ્રકારની મદદનો નાણાકીય બોજો હળવો થશે આ બચતને પરિણામે લોકો પરના કરવેરાનો બોજો હળવો કરવાનુ સરળ બનશે ગામડામા વસતા લોકોને કામના બદલામા અનાજ આપવામા આવે એ જરૂરી છે આ દૃષ્ટિએ ખાદી ખરીદનારાઓ ગ્રામજનોને સાચા નાગરિક બનવા માટે મદદરૂપ થઈ શકે તેમ છે આમ થાય તો શિક્ષણ તબીબી મદદ વગેરે કામો માટે શહેરના લોકો પર નાખવામા આવતા કરવેરા પણ ઓછા થશે

<u>એક કલાક કાતો</u> જો દરેક જણ દિવસના એક કલાક જેટલુ કાતે તો ખાદી સસ્તી થઈ શકે આમ રોજ કાતનારને વર્ષે ૩૨ વાર કાપડ મળે દેશને ખાતર શહેરોમા વસતી ચાર કરોડની જનતા રોજ એક કલાક કાતવાનુ નક્કી કરે અને આ કલાક 'રાષ્ટ્રના કલાક' તરીકે ગણે તો એક માણસ એક કલાકમા એક આનાની કિંમતનુ સૂતર ઉપજાવી શકે આમ દરરોજના ૪ કરોડ આનાના એટલે ૨૫ લાખનું ઉત્પાદન થશે આમ વર્ષે ૭૫૦૦ લાખ રૂપિયાનુ ઉત્પાદન થાય આપણે આ ૭૫૦૦ લાખ રૂપિયા આપણી રાષ્ટ્રીય સપત્તિને આપીએ વધુમાં ખાદી ખરીદનાર તેના વર્ષની કાપડની જરૂરીઆત ઘટાડે તો અને ખાદી અને મિલના કાપડ કરતા મોંઘી પડશે નહી આમ કરવાથી ખાદી ખરીદનારા આવતી કાલના ભારતનું ઘડતર કરવામા મદદરૂપ થઈ શકશે — [અનુ પૃ ૧૬૪ પર]

# પ્રભુજી, તુમ સ્વામી હમ દાસા !

અનવર આગેવાન





મૈ અપનો મન હરિ સે જોર્‌યો,
હરિ સું જોરિ સબન સે તોર્‌યો ।
સબ હી પહર તુમ્હારી આશા,
મન–ક્રમ–વચન કહૈ રેદાસા ॥

ભરજોબનને ઢળેલી નીંદમાંથી રજની પોતાનો શ્યામલ સાળુડો સંવારી લેતી ત્યારે કો' નવોઢાના ઘૂંઘટમાંથી ગૌરવર્ણું મુખડા જેવું પરોઢ ઊગી નીકળતું. એ ટાણે કાશી નગરીની સૂતી શેરીઓને જગાડતો, સજતો–સંવારતો ચમાર રવિદાસનો સાવરણો ફરી વળતો. ધૂળ વાળતો વાળતો એ પોતાના અંતરનું આંગણું પણ ચોખ્ખું ને ચટ કરતો હતો.

નામ તુમ્હારો આરતભંજન મુરારે ।
હરિ કે નામ બિન ઝૂઠે સકલ પસારે ॥

ધૂળ વાળતા એ ચમારને અડી ન જવાય, એવા ભયે માર્ગે વિહરતા માનવીઓ ચાલતા. એથી બચી બચી માર્ગ જાણે ખાલીખમ હબૂકતો પણ રહાસે તો–હરિ સૂં જોરિ સબન સે તોર્‌યો.

એક સવારે ગુરુ રામાનંદ પ્રાતઃસ્નાન પતાવીને દેવમંદિરે જતા હતા, ત્યાં આવેથી ધૂળમાં માથું ઢાળીને રવિએ પ્રણામ કર્યાં

રવિની પ્રેમભીની વંદના ઝીલતા ગુરુ રામાનંદે પૂછ્યું :

"કહે ભાઈ, તું કોણ છે ?"

આ ઉરની અબોલવાણી એકાએક ઉચ્ચરી :

ઐસી મેરી જાતિ બિખ્યાત ચમારં ।
હૃદય રામ ગોવિંદ ગુનસારં ॥

"હું તો જાતિનો ચમાર, કોરી છીપ પ્રભુ ! તમારી પ્રીતના એ સ્વાતિબિંદુ પરમી-જાય, વરસી જાય તો તો પ્રભુ, આ રંક બૂંદાની છીપમાં નિપજે અમોલા નવરંગ મોતી."

એની આ અમિયલ આર્તપુકાર રામાનંદનું હૈયું ભીનું કરી ગઈ એણે હૈયાથી હૈયાને ચાંપ્યું ને દીધું પ્રેમનું દાન એ પ્રેમપ્રસાદી રવિદાસને રોમ રોમ રમી ગઈ કોરી કાગજ છીપમાં હરિહેતનો મોતી-પુંજ ઝળહળી ઊઠયો જાણે પારસ સ્પર્શે કથીર કંચન બની ગયું :

સુકછુ બિચાર્‌યો તાતે મેરો મન થિર હો ગયો ।
હા રે રંગ લાગ્યો તબ બરન પલટિ ભયો ॥
જિન યહ પંથી, પંથ ચલાવા ।
અગમ ગવનમેં ગમ દિખલાવા ॥
અબરન બરન કહૈ જનિ કોઈ ।
ઘટ ઘટ વ્યાપી રહ્યો હરિ સોઈ ॥
જેહિ પદ સુન નર પ્રેમ પિયાસા ।
સો પદ રમિ રહ્યો જન રૈદાસા ॥

સ્નેહનો રંગ લાગ્યો ને રંગ રેલી ઊઠયો :

અબ કૈસે છૂટે નામ રટ લાગી ॥ટેક॥
પ્રભુજી ! તુમ ચંદન હમ પાની ।
જાકી અંગ અંગ બાસ સમાની ॥
પ્રભુજી ! તુમ ઘન, હમ બન મોરા ।
જૈસે ચિતવત ચંદ ચકોરા ॥

પ્રભુજી ! તુમ દીપક હમ બાતી ।
જાકી જ્યોત બરૈ દિન રાતી ॥
પ્રભુજી ! તુમ મોતી, હમ ધાગા ।
જૈસે સો ન હિં મિલત સુહાગા ॥
પ્રભુજી ! તુમ સ્વામી, હમ દાસા ।
એસી ભક્તિ કરૈ રૈદાસા ॥

(૨)

એ હતી ચિતોડની રાજરાણી ઝાલી. એને કાને આ પદ પહોંચ્યું. એનું મન ઉદાસ બની ગયું. રાજપાટથી હેઠી, વૈભવથી મોં મરોડીને હરિને મારગ ઢળી ગયું.

સો કહા જાને પીર પરાઈ ।
જાકે દિલમેં દરદ ન આઈ ॥ટેક॥
દુઃખી દુહાગિનિ હોઈ પિયહીના,
નેહ નિરતિ કરિ સેવ ન કીના ।
સ્યામ પ્રેમ કા પંથ દુહેલા,
ચલન અકેલા કોઈ સંગ ન હેલા ॥
સુખ કી સાર સુહાગિનિ જાને,
તન મન દેય અંતર નહિ આને ।
આન સુનાય ઔર નહિ ભાખે,
રામરસાયન રસના ચાખે ॥
ખાલિક તો દરમંદ જગાયા,
બહુત ઉમેદ જવાબ ન પાયા ।
કહે રૈદાસ કવન ગતિ મેરી,
સેવા બંદગી ન જાનૂં તેરી ॥

આ પદે એના પ્રાણને અધીરું બનાવી મૂક્યું. કાયા પીંજરનું મનપંખી ભમવા લાગ્યું:

ભાઈ રે રામ કહાં મોહિં બતાઓ ।
મત ગમ તા કે નિકટ ન આઓ ॥

રાજરાણીએ રવિદાસ ચમાર પાસે જઈ પ્રભુપ્રેમની દીક્ષા લીધી. રાજરાણીએ એક ચમારને ચરણે શિર નમાવ્યું. એની ચર્ચા ચોરે ને ચૌટે વાટે ને ઘાટે મંડાણી. ફિટકારની વર્ષા વરસાવી. રાજપુરોહિતે ધિક્કારની વાણી ઉચ્ચારી: "કોઈ ન મળ્યું તે રવિદાસ જેવા ચમારને ગુરુ બનાવી આપે રાજકુળને કલંકિત કર્યું, સિસોદિયા વંશને લજાવ્યું!"

રાણીએ કહ્યું: "મહારાજ, સાંભળો! આચાર-વિચાર કર્મ-ધર્મના અનેક નિયમો, બંધનોથી બંધાયા, પૂરાયા છતાં મન હંસલાને મોતીનો ચારો મળ્યો નહીં. આજ એ તમામ બંધનો ફગાવી, ઉચ્ચ-નીચનો ભેદ ત્યાગી, મુક્ત પ્રાણ-હંસ પ્રભુભક્તિના સરોવરમાં સાચા મોતીનો ચારો ચણી રહ્યું છે એ ચારો એને કર્મકાંડના પીંજરામા કદીએ ન મળત ઊલટા એ બંધનો દિવસે દિવસે સખત બનત અને અપંગ બનાવત"

નડિયાદમાં સંતરામનું મંદિર છે. ઓચ્છવને દહાડે ત્યાં સાકર ઉછાળે છે અને ઘણા લોકો એ પરસાદ લૂંટવા જાય છે. જોવા જેવું થાય છે. ભીડભેળાડને ધક્કામુક્કી તો પાર વિનાની જેવી સાકર ઊછળી કે જુવાનિયા કૂદ્યા જ છે. ઘરડાં, નબળાનું તો કામ જ નહીં. ખૂબ મથે ને ફાંફાં મારે ત્યારે ચપટી બે ચપટી સાકર ભેગી કરે. પછી બાજુએ જઈને કેટલી મળી તે જોતાં જોતાં કહે, "આટલી જ આવી. મારે તો આટલી બધી આવવાની હતી. પણ ધક્કો વાગ્યોને...એટલે રહી ગઈ." આમાં જેને આવે, તેને ય મેલી સાકર આવે અને ગમે તેટલી મળે તોયે ઓછી પડે. કારણ, એને થાય કે આવવાની તો વધારે હતી પણ ધક્કો વાગ્યો તેથી ઓછી આવી. બધાને ભાગે પડતી વહેંચાતી હોય તો કણીકણી આવે તો યે ચોકખી આવે અને જે આવી તે ભાગે પડતી આવી એવો સંતોષ રહે.

આજે સમાજમાં પણ સાકર ઉછાળાય છે. બધાય લૂંટાય તેટલા પૈસા લૂંટવા મંડ્યા છે એટલે જેને જેટલું મળે છે તેટલું ઓછું પડે છે અને બધાંયની કમાણી મેલી થાય છે. આપણે આ લૂંટ અટકાવવી છે.

—રવિશંકર મહારાજ




મહાસતી (જીવણકુમારીજી

આજે વિશ્વમા લગભગ બે અબજ માણસોની સંખ્યા હોવાનું કહેવાય છે આ બે અબજ માણસોની અંદર બે માણસ પણ સમાન આકૃતિના ભાગ્યે જ જોવાના મળશે; આ દૃષ્ટિએ જોતા બે અબજ માણસોની બે અબજ પ્રકારની આકૃતિ કલ્પી શકાય, છતા તે સર્વમાં રહેલો 'આત્મા' તો એક જ પ્રકારનો છે. ધર્મ અને સમ્પ્રદાયનો સંબંધ પણ આવો જ છે—શરીર અને આત્મા જેવો જ છે. સંપ્રદાયો શરીર સમાન છે અને તેમાં રહેલો ધર્મ આત્મા સમાન છે સંપ્રદાયો બાહ્ય દૃષ્ટિએ ભલે ભિન્નભિન્ન દેખાતા હોય, છતા તેમાં રહેલા ધર્મનો આત્મા સમાન જ છે.

દરેક ધર્મ આત્મનિષ્ઠામાથી જ જન્મેલો હોય છે અને ધર્મમાત્રનું પરમ લક્ષ મોક્ષ નક્કી થયેલું જોવામાં આવે છે. ગંગા, યમુના, સરસ્વતી, બ્રહ્મપુત્રા, સિંધુ આદિ મહાનદીઓનું ઉગમસ્થાન હિમાલય છે: ત્યાંથી આ બધી નદીઓ નીકળે છે અને જુદેજુદે રસ્તે થઈને પાછી મહાસાગરમા જઈને મળે છે, તેમ આત્મનિષ્ઠા એ ધર્મમાત્રનું ઉગમસ્થાન છે અને મોક્ષરૂપ મહાસાગર સર્વ ધર્મોનું મિલનસ્થાન છે. આત્મનિષ્ઠા ન હોય ત્યાં ભૌતિકતા અને ભોગવિલાસ જ હોય છે, જ્યા ધર્મ હોય છે ત્યાં ઓછાવત્તા પ્રમાણમાં પણ આત્મનિષ્ઠા હોય છે જ. આત્મનિષ્ઠાવાળા માનવીને જ ધર્મની જિજ્ઞાસા થાય છે અને તેથી તે ધર્મના રહસ્યને શોધવા મથે છે, સત્યના સ્વરૂપને જાણવા પ્રયત્ન કરે છે સત્યનુ સ્વરૂપ તેને પૂર્ણ સમજાય કે અપૂર્ણ સમજાય, પણ તેનો સત્ય સ્વરૂપને સમજવાનો પ્રયાસ હોય છે જ; તેથી જ કહેવામા આવ્યુ છે કે આત્મનિષ્ઠામાથી જ ધર્મ ઉત્પન્ન થાય છે

મોક્ષ એટલે જન્મમરણના ફેરામાંથી મુક્ત થવું તે. દરેક ધર્મનું આ સાધ્ય છે તે સાધ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ છે રાગ—દ્વેષથી મુક્તિ. રાગ-દ્વેષથી મુક્ત થવા માટે જુદાજુદા ધર્મોએ જુદાજુદા માર્ગ બતાવ્યા છે.

જૈનધર્મનો આદર્શ વીતરાગતા પ્રાપ્ત કરવાનો છે વીતરાગતા પ્રાપ્ત કરવી એટલે રાગ—ષથી પૂર્ણપણે રહિત થવું બૈદિક ધર્મનો આદર્શ છે સ્થિતપ્રજ્ઞ સ્થિતિ પ્રાપ્ત કરવાનો. સ્થિતપ્રજ્ઞનું આ લક્ષણ બતાવતા ગીતાજીમા કહ્યુ છે કે,

વીતરાગભયક્રોધ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે।

રાગ, ભય, ક્રોધ જેના નાશ પામ્યા છે તેને સ્થિતપ્રજ્ઞ કહે છે. ગીતાજીના બીજા અધ્યાયના છેલ્લા શ્લોકોમા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો વર્ણવવામાં આવ્યાં છે. મહાત્માજી એ શ્લોકોનું દરરોજ પ્રાર્થનાસમયે બને વખતે પારાયણ કરતા. બૌદ્ધધર્મનો આદર્શ બોધિપદ પ્રાપ્ત કરવાનો છે. બોધિપદ પ્રાપ્ત કરવું એટલે પણ રાગ–દ્વેષ– રહિત થવું. આ દૃષ્ટિએ જોતાં જૈનધર્મનો વીતરાગતાનો આદર્શ, ગીતાજીનો સ્થિતપ્રજ્ઞનો આદર્શ અને ધમ્મપદનો બોધિપદનો આદર્શ—એ ત્રણેય રાગ–દ્વેષથી મુક્ત થવાના આદર્શો છે

આ આદર્શોને પહોંચવા માટેનાં સાધનો લગભગ સરખા જ બતાવવામા આવ્યાં છે. જૈનધર્મે અહિંસાદિ પાચ મહાવ્રતોને વીતરાગતા પ્રાપ્ત કરવા માટેના સાધનો તરીકે દર્શાવેલ છે; વૈદિક ધર્મે તે જ અહિંસાદિ પાચ મહાવ્રતોને પાચ યમને નામે ઓળખાવીને ઇષ્ટ સિદ્ધિના સાધનરૂપે બતાવ્યા છે; બૌદ્ધધર્મે તે જ વ્રતોને પંચશીલને નામે વર્ણવ્યા છે. આ રીતે દરેક ધર્મના મુખ્ય સિદ્ધાતોમા સામ્ય જણાય છે.

ઇસુ ખ્રિસ્તે પણ પોતાના ગિરિપ્રવચનોમા આવો જ ઉપદેશ આપેલો છે તેમણે કહ્યું છે કે, 'તું હિંસા કરીશ નહિ; જૂઠું બોલીશ નહિ; ચોરી કરીશ નહિ: સદાચારનો ત્યાગ કરીશ નહિ.'

અપરિગ્રહનો ઉપદેશ આપતા, તેમણે કહ્યું છે કે, 'સોયના કાણામાથી ઊંટને નીકળવુ સહેલુ છે, પણ શ્રીમંતોને માટે ઇશ્વરી સામ્રાજ્યમાં પ્રવેશ મુશ્કેલ છે' આ રીતે અહિંસા આદિ પાચ મૂળભૂત સિદ્ધાંતોનો ઉપદેશ તેમણે પણ કરેલ છે. વેરઝેર ત્યાગવાનું પણ ઇસુ ખ્રિસ્તે ઉપદેશેલ છે એક સ્થળે તેમણે કહેલું છે કે:

'જો કોઈ તારા જમણા ગાલ પર થપ્પડ મારે તો તું તારો ડાબો ગાલ તેની સામે ધરજે.

તારો જે તિરસ્કાર કરે તેનુ પણ ભલુ કરજે.
શાપ આપનારને તું આશીર્વાદ આપજે.'

આ રીતે હૃદયમાં રહેલા વેર, ઝેર અને દ્વેષને પ્રેમથી જીતવા માટે ઇસુ ખ્રિસ્તે પોતાના અનુયાયીઓને ઉપદેશ આપ્યો છે.

દરેક ધર્મમાં રહેલા ઊંડા આશયને જોવામા આવશે તો જણાશે કે હિંસાદિથી નિવૃત્ત થવાનો અને દ્વેષાદિ વિકારોને દૂર કરી, ચિત્તશુદ્ધિ કરવાનો દરેક ધર્મે પોતપોતાની રીતે ઉપદેશ આપ્યો છે.

જૈનધર્મે અહિંસા અને અપરિગ્રહ ઉપર ખાસ ભાર મૂકયો છે. અપરિગ્રહ પર વિશેષ ભાર આપવાના બે કારણો છે એક કારણ છે વ્યક્તિગત આત્મવિકાસનુ અને બીજું કારણ છે સામાજિક વ્યવસ્થાનુ જો માણસ પરિગ્રહ વધારે એકઠો કરે, ભૌતિક વસ્તુઓનો વધારે સંગ્રહ કરે તો તે સર્વ ભૌતિક વસ્તુઓના સંગ્રહના મમતારૂપી દબાણથી તેનો આત્મ વિકાસ રૂધાઈ જવા પામે છે. એક અંગ્રેજ તત્ત્વચિંતકના શબ્દોમાં કહીએ તો, 'ધી લેસ આઈ હેવ, ધી મૉર આઈ એમ' અર્થાત્ 'ભૌતિક વસ્તુઓનો સંગ્રહ જેટલા પ્રમાણમા મારી પાસે ઓછો હોય તેટલા પ્રમાણમા હું વધારે વિકસિત છું.' કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યા પરિગ્રહનુ મમત્વ છે ત્યાં આત્મ વિકાસ થઇ શકતો નથી. જ્યાં પરિગ્રહનું મમત્વ છે, ત્યા જડ વસ્તુઓ પ્રતિ રુચિ કે આકર્ષણ રહે છે; ત્યા આત્મવિકાસ અટકી જાય છે જ્યા ભોગની અને ભોગસામગ્રીની વાસના છે ત્યા આત્મવિકાસને અવકાશ નથી

જૈનસૂત્રોમા પણ ફરમાન છે કે મહાપરિગ્રહી સદ્ધર્મ અને સદ્ગતિ પ્રાપ્ત કરી શકતો નથી

અપરિગ્રહવ્રત પર વિશેષ ભાર આપવાનુ બીજુ કારણ છે સામાજિક વિષમતા દૂર કર વનુ શરીરની અદર લોહી ફરતુ રહે તો શરીર નીરોગી રહે છે, પણ જો લોહી એક ઠેકાણે એકત્રિત થઈ જાય તો ત્યા ગૂમડુ થવા પામે છે અને પીડા પણ ઉદ્ભવે છે આવુ જ પૈસાનુ પણ છે સમાજમા પૈસો ફરતો રહે તો સામાજિક સુવ્યવસ્થા સચવાય પણ જો પૈસો એક વ્યક્તિ પાસે સગ્રહિત થઈ જાય તો સમાજમા વિષમતા ફેલાવા પામે છે અપરિગ્રહવ્રતના આરાધનથી જ આ વિષમતા દૂર થઈ શકે છે તેથી આત્મિક વિકાસ અને સામાજિક સુવ્યવસ્થની દૃષ્ટિએ અપરિગ્રહ ઉપર વિશેષ ભાર મૂકવામા આવેલો છે આ રીતે જોઈએ તો માલૂમ પડે છે કે સર્વ ધર્મ–સપ્રદાયોની અદર રહેલો સિદ્ધાતરૂપી આત્મા તો એકસરખો જ છે

ભિન્નભિન્ન સપ્રદાયોના ક્રિયાકાડો, વિધિવિધાનો કે આચારપ્રણાલિકાઓ ભલે ભિન્ન ભિન્ન હોય, પણ તેથી ધર્મનુ સ્વરૂપ ભિન્ન થતુ નથી વિધિવિધાનોની રચના દેશકાળને અનુસરીને કરવામા આવે છે અને દેશકાળ બદલાતા તે પણ બદલી શકાય છે જ્યારે ધર્મના મુખ્ય સિદ્ધાતો તો ક્યારેય બદલાતા નથી, તે તો એકરૂપે હમેશા રહે છે માણસ પોતપોતાની રુચિ અને પોતપોતાના અધિકાર પ્રમાણે વિધિવિધાનોનુ ભલે પાલન કરે, પણ તેનુ લક્ષ્ય આત્મશુદ્ધિનુ હોવુ જોઈએ. આત્મશુદ્ધિનુ દરેકનુ ધ્યેય હોય તો પછી વિધિવિધનો જુદા હોવા છતા ધર્મ કે સપ્રદાય જુદા થઈ જતા નથી

એક ઘરમા બે ભાઈઓ હોય અને બન્ને ભાઈઓની ભોજનની રુચિ ભિન્નભિન્ન હોય, છતા બન્નેનુ ધ્યેય ક્ષુધાતૃપ્તિ છે એક ભાઈ પોતાની રુચિ પ્રમાણે પૂરી ખાઈને પોતાની ક્ષુધા તૃપ્ત કરે છે, ત્યારે બીજો ભાઈ પોતાની રુચિ પ્રમાણે રોટલી ખાઈને ક્ષુધા શાત કરે છે બન્ને ભાઈઓ જુદાજુદા સાધનો વડે ક્ષુધા તૃપ્ત કરે છે, તેમની ભોજનસામગ્રી જુદીજુદી હોવા છતા પૂરી અને રોટલીના જુદાજુદા સપ્રદાયો રચાતા નથી, તેવી જ રીતે ક્રિયાકાડ અને વિધિવિધાનોના ભેદથી ધર્મના મુખ્ય સિદ્ધાતોમા ભિન્નતા થતી નથી તેથી આચારવિચારોમા ભિન્નતા જણાતી હોય તો પણ મૂળ ધર્મમા ભિન્નતા સમજવી જોઈએ નહી

લીલી, લાલ, પીળી અને વાદળી રગની જુદીજુદી શીશીઓમા એક જ કૂવા અગર નળનુ પાણી ભરવામા આવે તો બાહ્ય દૃષ્ટિએ જોનારને લીલી શીશીમા લીલા રગનુ, લાલ શીશીમા લાલ રગનુ પીળી અને વાદળી શીશીમા પીળા તથા વાદળી રગનુ પાણી જણાશે પાણી એક જ રગનુ હોવા છતા શીશીઓના ભિન્નભિન્ન રગ હોવાને લીધે, ભિન્નભિન્ન રગનુ પાણી જણાય છે, તેવી જ રીતે દરેક ધર્મમા એક જ પ્રકારનુ શુદ્ધ સત્ય હોવા છતા સપ્રદાયોની ભિન્નતાને લીધે, તે ભિન્નભિન્ન સ્વરૂપમા માલૂમ પડે છે વાસ્તવિક રીતે સપ્રદાયો ભિન્ન હોવાને લીધે ધર્મોનુ મૂળ સત્ય કાઈ ભિન્ન થઈ શકતુ નથી

જુદીજુદી શીશીઓમા મોતીની ભસ્મ ભરેલી હોય અને તેની ઉપર જુદીજુદી ફાર્મસીઓના લેબલ લાગેલા હોય, છતા ફાર્મસીઓની ભિન્નતાને લીધે, વસ્તુ ભિન્ન બની જતી નથી, મોતીની ભસ્મ તો એકની એક જ રહેવાની; તેવી જ રીતે સપ્રદાયોની ભિન્નતાને લીધે સત્યમા ભિન્નતા આવતી નથી

–[અનુ પૃ ૧૫૧ મે]



# શરીરશ્રમનો મહિમા



ગાંધીજી

"માણુસના જીવનના જે ભાગમા તેના આત્મા પર પ્રભુત્વ મેળવવા માટે દેવો અને અસુરો વચ્ચે ઘનઘોર સગ્રામ ચાલે છે તેનુ નામ ફુરસદ." એવી મિ૰ એલ પી જૅક્સ નામના અગ્રેજ વિદ્વાને કરેલી વ્યાખ્યા મેં થોડા વખત પર આ પત્રમા ટાકી હતી, અને એમણે આપેલા આકડા પરથી બતાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ફુરસદના શાસ્ત્ર અને કળા કેટલાં અઘરા છે મિ૰ બર્ટ્રૅન્ડ રસેલ નામના બીજા એક અગ્રેજ દરેક માણુસને પુષ્કળ ફુરસદનો સમય મળવો જોઈએ એમ માનનારા છે તે કહે છે કે, માણુસને દિવસના ચાર કલાક કામ કરવાનુ હોવુ જોઈએ. પણ એક મિત્રે થોડા દિવસ પર ગાંધીજી જોડે વાત કરતા ફુરસદનો પ્રશ્ન એટલો કઠણ છે એ વિષે આશ્ચર્ય બતાવ્યુ ને પૂછ્યુ:

"માણુસે રોજ આઠ કલાક શરીરશ્રમ કરવો જોઈએ એવો આગ્રહ આપ શા માટે રાખો છો? સુવ્યવસ્થિત સમાજમા કામના કલાક ઘટાડીને બે કરવાનુ ને માણુસને બુદ્ધિ ને કલાની પ્રવૃત્તિઓ માટે પૂરતો ફુરસદનો વખત રાખવાનુ ન બની શકે?"

"આપણે જાણીએ છીએ કે એવી ફુરસદ જેમને મળે છે — પછી તે મજૂર હો કે બુદ્ધિજીવી હો — તે એનો સારામા સારો ઉપયોગ કરતા નથી. ઊલટુ, આપણે તો જોઈએ છીએ કે, નવરુ મન સેતાનનુ કારખાનુ બની જાય છે."

"ના; માણુસ આળસુ નહી બેઠો રહે ધારો કે આપણે બે કલાકની શારીરિક મહેનત ને છ કલાકની બૌદ્ધિક મહેનત, એવા દિવસના ભાગ પાડીએ તો? એથી રાષ્ટ્રને લાભ ન થાય?"

"એ બની શકે એમ હુ માનતો નથી મે એનો હિસાબ કાઢ્યો નથી, પણ કોઈ માણુસ રાષ્ટ્રને માટે નહીં પણ કેવળ સ્વાર્થને સારુ બૌદ્ધિક શ્રમ કરે તો આ યોજના પડી ભાગે; સરકાર એને બે કલાકના શરીરશ્રમ માટે સારી પેઠે પૈસા આપે ને બીજુ કામ વગર પૈસે કરવાની ફરજ પાડે તો જુદી વાત છે એ સુદર વસ્તુ થાય, પણ એ એક પ્રકારના રાજ્યના બળાત્કાર વિના ન બને"

"પણ આપનો જ દાખલો આપનાથી આઠ કલાકનો શરીરશ્રમ થઈ શકે એમ છે જ નહી; આપને આઠ કે એથીયે વધારે કલાક બૌદ્ધિક કામ કરવુ પડે છે આપ તો આપની ફુરસદનો દુરુપયોગ નથી કરતા!"

"આ ફરજિયાત કામ છે ને એમા ફુરસદ જ નથી રહેતી. દાખલા તરીકે, હુ ટેનિસ રમવા જતો હોઉ તો એ ફુરસદનો વખત છે એમ કહી શકાય પણ મારો દાખલો લઈને પણ હું એમ કહું કે, આપણે આઠ

કલાક હાથપગની મહેનત કરતા હોત તો આપણા મન આજે છે એના કરતા અનંત ગણા સારા હોત, આપણને એકે નકામો વિચાર ન આવત મારા મનમાં નકામા વિચારો કદી આવતા જ નથી એમ હું ન કહી શકું અત્યારે પણ હું આવો છું એનું કારણ એ છે કે, મારા જીવનમાં બહુ વહેલા હું શરીર શ્રમની કિંમત સમજ્યો હતો ”

“ પણ જો શરીરશ્રમમાં એટલો બધો ગુણ હોય તો આપણા લોકો રોજના આઠ કલાક કરતા વધારે કામ કરવા છતાં એમના મનની શુચિતા કે શક્તિ પર કશી દેખીતી અસર થતી નથી એનું શું ? ’

“ શરીરશ્રમમાં બધી કેળવણી સમાઈ જતી નથી જેમ માનસિક શ્રમમાં પણ નથી આપણા લોકો જાણતા નથી પણ એમને માટે તો એ ગંધવાતું છે ને એનાથી માણસની સૂક્ષ્મ વૃત્તિઓ જડ થઈ જાય છે એ જ મારી સવર્ણ હિંદુઓ સામેની મોટામાં મોટી ફરિયાદ છે એમણે મજૂરોના કામને ગંધાતું બનાવી મૂક્યું છે એમાંથી એ લોકોને આનંદ મળતો નથી તેમ એમને એ કામમાં કશો રસ પણ નથી એમને જો સમાજના સમાન દરજ્જાવાળા સભ્યો ગણ્યા હોત તો એમનું સ્થાન સમાજમાં સૌથી વધારે ગૌરવવાળું હોત આ કળિયુગ ગણાય છે સત્યયુગમાં હું માનું છું, સમાજ આજના કરતા વધારે સુવ્યવસ્થિત હતો આપણો દેશ અતિ પ્રાચીન છે, એના અનેક સંસ્કૃતિઓ ઉદ્‌ભવી ને લય પામી છે, અને અમુક યુગમાં આપણે કેવા હતા એ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે પણ આપણે લાખો કાળ શૂદ્રોની ઉપેક્ષા કરી છે તેથી આપણે આજની દુર્દશામાં પડ્યા છીએ, એ વિષે જરાયે શંકા નથી આજની ગામડાંની સંસ્કૃતિ—એને સંસ્કૃતિ કહી શકાય તો—ભયાનક સંસ્કૃતિ છે ગામડાના લોકો પશુ કરતા ભૂંડી રીતે જીવે છે કુદરત પશુઓને કામ કરવાની ને કુદરતી જીવન ગાળવાની ફરજ પાડે છે આપણે આપણા મજૂરવર્ગના એવા બેહાલ કર્યા છે કે તેઓ કુદરતી રીતે કામ કરી ને જીવી શકતા નથી આપણા લોકોએ બુદ્ધિપૂર્વક ને આનંદભેર શરીરશ્રમ કર્યો હોત તો આપણે આજે જુદી જ સ્થિતિમાં હોત ”

‘ ત્યારે શ્રમ અને સંસ્કારિતાને જુદા ન પાડી શકાય એમ ને ? ”

“ ન પ્રાચીન રોમમાં એમ કરવાનો પ્રયત્ન થયેલો તે એક જ નિષ્ફળ નીવડ્યો હતો શ્રમ વિનાની સંસ્કારિતા, કે શ્રમના ફળરૂપે ન મળેલી સંસ્કારિતા કશા કામની નથી. રોમન લોકોએ વિલાસની ટેવ પાડી ને પાયમાલ થઈ ગયા આખો દિવસ માત્ર લખવા વાંચવા કે ભાષણો કરવાથી માણસ મનનો વિકાસ કરી શકતો નથી મે જે વાચન કર્યું છે તે જેલમાં મળેલા ફુરસદના વખતમાં કર્યું છે, ને મને એનાથી લાભ થયો છે કેમ કે એ બધુ વાચન ગમે તેમ નહી પણ કંઈક નિશ્ચિત હેતુથી કરેલું અને મે દિવસો ને મહિના લગી રોજના આઠ આઠ કલાક કામ કર્યું છે છતાં હું નથી માનતો કે મારું મગજ ખવાઈ ગયું છે હું ઘણી વાર રોજના ચાલીસ માઈલ ચાલ્યો છું છતાં મે મગજની જડતા નથી અનુભવી ’

‘ પણ આપને તો મનની આગલી કેળવણી મળેલી છે ! ”

“ ના રે હું નિશાળમાં ને વિલાયતમાં કેવો મધ્યમ બુદ્ધિનો હતો એની તમને

ખબર નથી. ચર્ચાપરિષદની સભાઓમાં કે અન્નાહારીઓની સભામા કદી બોલવા જેટલી હિંમત પણ મારામાં નહોતી. જન્મથી કંઈ અસાધારણ શક્તિ હતી એમ નહી માનતા. હું માનું કે ઈશ્વરે જાણી જોઈને એ વખતે મને બોલવાની શક્તિ આપી નહોતી. તમારે જાણવું જોઈએ કે આપણાં સમૂહમા ઓછાં ઓછું વાચન સારું છે."

સર્વોદય વાણી : – [ અનુ૦ પૃષ્ઠ ૧૫૩ થી ચાલુ ]

આ જ વાત આપણા ડાહ્યા પુરુષોએ કહી છે કે, એકં સત્ વિપ્રા બહુધા વદંતિ।

એક જ સત્યને વિદ્વાન પુરુષો જુદી જુદી રીતે દર્શાવે છે.

આ વ્યાપક સત્ય તરફ જો માનવીની દષ્ટિ હોય તો ધર્મો માટે થતા ઝગડાઓ અટકી શકે. સંસારની અન્ય કોઈ વસ્તુ માટે ઝગડાઓ થાય એ ક્ષમ્ય છે, પણ ધર્મ, જે ઝગડાઓને શાત કરે છે તે ધર્મને નામે જે ઝગડાઓ થાય છે તે અક્ષમ્ય છે, પૂર્વમાં શું કે પશ્ચિમમાં શું, ધર્મને નામે અનેક લડાઈઓ થયાની ઇતિહાસ સાક્ષી પૂરે છે. રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટોના સાપ્રદાયિક અત્યાચારો કંઈ ઓછા ન હતા; નાના નાના નિર્દોષ બાળકોને, પોતાનો ધર્મસંપ્રદાય ન સ્વીકારવાને કારણે જીવતા ને જીવતા ભીતમાં ચણી દીધાના પ્રસગો પણ પૂર્વના ઇતિહાસમા નોધયેલા છે. રાજ્યલોલુપતા કે ધનને માટે જે અનર્થો નથી થયા તે ધર્મને નામે થયા છે ભિન્નભિન્ન ધર્મોમા રહેલા વ્યાપક સત્યને જોવાની દષ્ટિનો અભાવ અને 'પોતાનુ એટલુ ખરું' એ મનાવવાનો આગ્રહ જ તે માટે જવાબદાર છે.

મનુષ્યો ભિન્નભિન્ન સંપ્રદાયો અને પંથોના ઝગડામાં પોતાની શક્તિને ક્ષીણ કરવાને બદલે, પોતાને જે ધર્મમાં શ્રદ્ધા હોય તે ધર્મના સિદ્ધાતોને આચરવામાં પોતાની શક્તિનો સદુપયોગ કરે તો કેટલા અનર્થો અટકી જાય ! મનુષ્યે સિદ્ધાંતપક્ષી નહિ, પરંતુ સિદ્ધાંતસેવી બનવું જોઈએ તમારો ધર્મ તમને અત્યંત શ્રદ્ધેય લાગતો હો તો જરૂર તમે તમારા ધર્મના મૂળભૂત સિદ્ધાતે –સત્ય, અહિંસા આદિ સિદ્ધાતોને આચરો અને તમારા જીવનને તે વડે ઉન્નત બનાવો પરંતુ તમારો ધર્મ બીજા પર લાદવાનો તમને કોઇ અધિકાર નથી. મનુષ્યનું ધ્યેય પોતાના ધર્મના સિદ્ધાંતો બીજા પાસે પરાણે સ્વીકાર વાનુ નહિ, પરંતુ સિદ્ધાતો જાતે આચરી જીવનમુક્ત બનવાનું હોવું જોઈએ.

કોઈ ક્ષુધાતુર માનવી આમ્રવૃક્ષ નીચે જાય અને આમ્રફળ ખાવાને બદલે આ આંબો કોણે વાવ્યા, કોણે પાણી પાયુ, તેની શાખાઓ કેટલી છે, તેને પાદડા કેટલા છે, તે કેટલા વર્ષે ફળ્યો છે વગેરે પ્રશ્નોનો વિચાર કરે તો તમે તેને શું ડાહ્યો કહેશો ? ડાહ્યો માણસ તો તે જ કહેવાય, જે આવી પ્રશ્નમાળાની ગૂંચવણમાં ન પડતાં ક્ષુધા શાત કરવાનો પ્રયત્ન કરે. આ જ રીતે ધર્મની ચર્ચા કે વાદવિવાદમા ન પડતાં, જે ધર્મને આચર વાનો પ્રયાસ કરે છે તે જ ડાહ્યો માણસ છે

કૂવા, વાવ, નદી, તળાવ, સરોવર, વગેરેનું પાણી ભિન્નભિન્ન દેખાય છે, છતા માનવીની અને પ્રાણી માત્રની તૃષા એક સરખી રીતે જ તે શાત કરે છે; તેમ ભિન્ન ભિન્ન ધર્મોના પ્રેમ, મૈત્રી, કરુણા આદિ આદર્શો માનવમાત્રને વિકાસ સાધવામા ઉપયોગી થઈ પડે છે, માટે સંપ્રદાયોના ખોટા ઝગડાઓમાથી મુક્ત બની, તેના સત્ય સિદ્ધાતોને આચરવાનો પ્રયાસ કરવો જોઈએ કેમકે સત્ય સિદ્ધાતોનું આચરણ જ જીવનને સાર્થક બનાવી શકાશે.

# અક્ષય ભિક્ષાપાત્ર

સુકુલભાઈ

પહેલાં કદી ન પડેલા એવા ભીષણ દુકાળથી આખી શ્રાવસ્તી, નગરીના પ્રજાજનો 'ત્રાહિ ત્રાહિ' પોકારી રહ્યા હતા. કેટલાય ગરીબ લોકો અન્ન વિના ટળવળી રહ્યા હતા.

ભગવાન બુદ્ધ એ વખતે તે નગરીમા આવ્યા. તેમણે નગરજનોને ભેગા કર્યા. ભગવાને નગરના પ્રતિષ્ઠિત લોકોને ગરીબ પ્રજાજનને અન્ન આપી સહાય કરવા કહ્યું. પછી ભગવાન બોલ્યા: "આ પીડિત દેશનો ભાર કોણ લેવા તૈયાર છે?"

બધે નીરવ શાંતિ ફેલાઈ ગઈ થોડી વાર કોઈએ કશો ઉત્તર આપ્યો નહિ.

રત્નાકર શેઠ નીચું મસ્તક કરીને ઊભા થયા અને દીન સ્વરે બોલ્યા: "ભગવાન, આ ભયંકર દુકાળને નિવારવાની શક્તિ મારામાં ક્યાથી હોય?"

જયસેન સામંત ઊભો થઈને બોલ્યો: "તથાગત! આપ મને બીજી જે કોઈ આજ્ઞા કરશો તે માથે લેવા હું તૈયાર છું. પણ આ બાબતમા હું સાવ લાચાર છુ! મારે જ ઘેર મારા બાળકો અન્ન વિના ટળવળે છે!"

ધર્મપાલ નિસાસો નાખીને બોલ્યો· "હે ભગવાન! મારુ તો ભાગ્ય જ નિર્માલ્ય છે! મારા વહાણો હજી પાછા ફર્યા નથી. એમાં મારું બધું સોનું ભરેલું છે આજે મારી જ દશા દીન બની ગઈ છે તો બીજાને સહાય કરવાની વાત જ શી કરવી!"

ફરીને બધે નીરવ શાંતિ ફેલાઈ ગઈ ત્યા તો નત મસ્તકે, નમ્ર પગલે આ કોણ આગત આવ્યુ? સૌની નજર એ આગન્તુક પર ઠરી ગઈ.

એ વ્યક્ત ધ્રૂજતે સ્વરે, મંદ અવાજે નમ્રતાપૂર્વક બોલી: "ભગવાન! હું અનાથપિંડકની પુત્રી ભિક્ષુણી આખી નગરીને અન્ન પૂરું પાડવાનો ભાર માથે લઉં છુ!"

બધા વિસ્મય પામ્યા! અરે, આ તે શી ઘેલછા! ભિક્ષુકન્યા આટલો અહંકાર કયા બળે દાખવે છે!

ત્યા તો એ જ નમ્ર અવાજ ફરીને સંભળાયો. ભિક્ષુકન્યા બોલી: "ભગવાન, મારી પાસે આ ખાલી ભિક્ષાપાત્ર છે. આમા બધાની દયા હું માગીશ. ભગવાનની કૃપા હશે તો મારો વિજય થશે. મારું આ ખાલી ભિક્ષાપાત્ર છલોછલ ભરાઈ જ જશે. તમારા બધાની પાસે રોજ સવારે એક એક મૂઠી અન્ન લેવા હું ઘેર ઘેર આવીશ તમારા સૌની દયાથી મારું આ ખાલી પાત્ર અક્ષય ભિક્ષાપાત્ર બની જશે અને એ ભિક્ષાપાત્રથી જ આખા જગતનો દુકાળ શાંત થશે"

# શુદ્ધિનો પ્રતાપ

●

આચાર્ય ચાણુક્યનો શિષ્ય વસુભૂતિ સન્યસ્ત ગ્રહણ કરીને પાટલીપુત્રના સરકારી ગણિકાલયની પાછળ આવેલા દેવ-મંદિરમા જ રહેવા લાગ્યો. યોગ અને તપની તેણે ધૂમ મચાવી દીધી. તેની સામેના જ મકાનમાં ગણિકા ઉર્વશી રહેતી હતી. એક પછી એક એમ કરીને કેટલાય પુરુષો રોજ તે ગણિકાને ત્યાં આવ્યા કરતા, તે વસુભૂતિ હમેશા માળા જપતા જપતાં જોતો હતો. ચારિત્ર્યનો અભિમાની વસુભૂતિ લોકોની આવી બરબાદી જોઈને ખૂબ જ ખીજાઈ ગયો. તેણે એક દિવસ ઉવર્શીના દરવાજે જઈને કહ્યું, "તું દરરોજ આટલા પુરુષોની દુર્ગતિ કરે છે તે ઠીક નથી, ઈશ્વર તને આની સજા કરશે "

ઈશ્વરના કોપનું નામ સાંભળીને ધર્મભીરુ યુવતી ઉર્વશી ડરી ગઇ. પોતાની દાસીને સાથે લઈને તે જ દિવસે તે વસુભૂતિ પાસે ગઇ વસુભૂતિએ તેને કહ્યુ, "અરે! પાપીણી, આ ખરાબ રસ્તો તુ છોડી શા માટે નથી દેતી? અંતઃકાળે જ્યારે યમદૂતો તને પકડીને નરકમા લઇ જશે ત્યારે શું કરીશ?"

ગણિકા વિચારમા પડી ગઇ તે ઉચ્ચ કુળની વિધવા હતી એક જ વખતની ભૂલના કારણે આજીવિકા મેળવવા માટે તેને નાછૂટકે ગણિકા બનવુ પડયું હતું. જીવવા માટેનો બીજો કોઇ રસ્તો ન હતો પછી તે શું કરે? વિચારમાને વિચારમાં રાત પડી ગઇ. પણ તેની આંખોમા ઊંઘ ન હતી. "હે. ભગવાન! મારું શુ થશે? તું જુએ છે કે કેટલી અનિચ્છા હોવા છતાં મારે આ પાપ કરવુ પડે છે. એમથી છૂટવા કેટલો પ્રયત્ન કરું છું, છતાં કેટલી વિવશ છુ. ક્ષમા કરજે મારા પ્રભુ!" સાચા પશ્ચાત્તાપના આ નિશ્વાસોની સાથે તેના હૃદયમાથી નીકળેલી પ્રાર્થના જગતપિતાના અદૃશ્ય ચરણોમાં પહોચી ગઈ. સવારે અને સાંજે દરરોજ તેની કરુણ વિનતિ શ્રીહરિની સેવામા પહોચવા લાગી અને આ બાજુ તેનો ધધો પણ ચાલુ રહ્યો. તે સિવાય તો તેનો જીવનનિર્વાહ પણ અશક્ય હતો.



પેલી બાજુ વસુભૂતિનુ બધુ ધ્યાન ગણિકાના ગ્રાહકોને

ઓળખવામા અને તેમની રીતભાત સમજવામા જ કેન્દ્રિત થવા લાગ્યુ ઉર્વશીના ધંધાને ચાલુ જોઇને તેના ક્રોધની સીમા ન રહી તેણે ગ્રાહકોની ગણતરી કરવાનુ શરૂ કર્યું સવારથી સાજ સુધી મંદિરના બારણે તે ગ્રાહકોની રાહ જોતો બેસી રહેતો અને કોઇ ગ્રાહક આવે કે તરત ગણતરી માટે એક પથ્થર ઉપાડીને એક બાજુ મૂકી દેતો. થોડા દિવસમા તો એક ચબૂતરો બની શકે તેવો મોટો પથ્થરનો ઢગલો થઇ ગયો.

એક વખત એકાદશીના દિવસે પૂજાની થાળી લઇને ઉર્વશી ત્યા આવી ત્યારે વસુભૂતિએ પથ્થરોનો પેલો ઢગલો તેને બતાવીને કહ્યુ, 'તારા પાપનો આ ઢગલો જો, કેવી ઝડપથી તે વધી રહ્યો છે તારા નરકમા જવા અંગે હવે જરા પણ શંકા નથી પછી જો જે કે ત્યા તને કેવો કઠોર દંડ મળે છે

તે દિવસે ગણિકાએ આસુ ભરી આખે પૂજા કરી ફૂલોના બદલે તેણે પશ્ચાત્તાપના આસુઓની અંજલિ વડે ભગવાનની આરાધના કરી અને પછી ભગવાનના ચરણો પકડી તે મંદિરમા જ બેસી રહી રોતા રોતા રાત પડી ગઇ છતા તેના આસુ ન અટક્યા રાત્રીની નિસ્તબ્ધતામા પ્રભુ મને ઉઠાવી લો આ જીવનથી હવે હુ કંટાળી ગઇ છુ તારા શરણે આવી છું તારા સિવાય મારુ બીજુ છે કોણ ?" ને ગણિકાનો કરુણ પોકાર મંદિરમા ગાજી ઊઠ્યો અને સાથે જ ભાવાવેશના કારણે તેની ગતિ બંધ થઇ ગઇ ભવબંધનથી તે મુક્ત થઇ ગઇ

સમાધિસ્થ વસુભૂતિએ જોયું કે યમદૂતો વેશ્યાના આત્માને સ્વર્ગના રસ્તે લઇ જઈ રહ્યા છે ગણિકાનો આત્મા પશ્ચાત્તાપ રૂપી અગ્નિમા બળીને કાંચન જેવો ચમકતો હતો આશ્ચર્યચકિત વસુભૂતિના મોમાથી ચીસ નીકળી ગઈ થોડીવારમા તો તેણે પોતાને યમદૂતોથી ઘેરાયેલો જોયો કે જે તેને ધક્કા મારીને નરક તરફ ધસડી જતા હતા

યમદૂતો સાથે તે ચર્ચા કરવા લાગ્યો તેમણે તેને કહ્યુ કે સંન્યાસીના વેશમા તેનો આત્મા અશુધ્ધ હતો અને વળી તે પોતે શુદ્ધ થવાને બદલે બીજાના દોષો જોવામા જ મશગુલ હતો. અતૃપ્ત વાસનાઓનુ દમન કરીને તેણે પોતાના શરીરને અવશ્ય પવિત્ર રાખ્યુ અને પોતે પવિત્રતાનો ઢોંગ ચાલુ રાખ્યો હતો.

બીજાના પાપનો વિચાર કર્યા કરીને પોતાના અંતરની શુદ્ધિ પ્રત્યે ધ્યાન નહી આપનારાઓની આ જ દશા થાય છે

---

'જગત અનાદિ કાળથી એવુ ને એવુ ચાલ્યુ આવે છે તો કયારે સુધરશે? એ પ્રશ્ન પૂછનારને ગાંધીજીએ લખ્યુ

'તમારો કાગળ મળ્યો મારો અનુભવ એમ કહે છે કે આખુ જગત કેમ સરખુ ચાલે તેનો વિચાર કરવાને બદલે આપણે કેમ સરખા ચાલીએ એ જ કરવો ઘટે છે જગત ઊંધુ ચાલે છે કે સવળુ એનીયે આપણને ખબર નથી પણ આપણે સવળા ચાલીએ તો બીજુ પણ આપણને સવળુ જ જણાશે અથવા સવળુ કરવાની રીત જડશે આત્માને ઓળખવો એટલે શરીરને ભૂલી જવુ અર્થાત શૂન્યવત્ થઈ જવુ જે શૂન્યવત્ થયો છે તેણે આત્માને ઓળખ્યો છે '

# ધનનો સાચો ઉપયોગ

કનુભાઈ ના. પટેલ



સંત સુફિયાન સુરીને બુખારામાં વસતા તેમના કોઈ વડીલ તરફથી વારસામાં એક હજાર સોનામહોરો મળી. સંત સુફિયાન તો પૂરા વૈરાગી પુરુષ હતા. છતાં આ ધન પોતાના આખરી સમય સુધી તેમણે પોતાની પાસે સાચવી રાખ્યું.

પોતાનો અંત નજીક આવ્યો છે એવું જ્યારે તેમણે જાણ્યું ત્યારે પોતાના ઓશીકા નીચેથી પેલી હજાર સોનામહોરાની થેલી કાઢીને તેમણે પાસે બેઠેલાઓને આપી અને કહ્યુ કે આ ધન ગરીબ માણસોને વહેંચી આપજો.

આ જોઈને તેમની આસપાસ એકઠા થયેલ માણસો આશ્ચર્ય ચકિત થઈ ગયા તેમના મનમાં રહી રહીને એ પ્રશ્ન ઘોળાવા લાગ્યો કે, "અરે! સંસાર ઉપર લેશ માત્ર પણ મમતા નહીં રાખવાનો હમેશા ઉપદેશ આપનાર સંત સુફિયાને આટલુ બધું ધન પોતાની પાસે કેમ ભેગું કરી રાખ્યું હશે?

પાસે બેઠેલ માણસોના મનની વાત સંત સુફિયાન જાણી ગયા. તેમણે કહ્યું, "ભાઈઓ! તમારી શંકા બરાબર છે. પરંતુ આ ધન મેં એટલા માટે મારી પાસે સંઘરી રાખ્યું હતું કે તે મને સંસારની માયામાં ફસાતા બચાવતું હતું. આ ધનના લીધે હું મરણ પર્યંત મારો ધર્મ સાચવી શક્યો છું"

પોતાની આ વાત લોકો બરાબર સમજી શક્યા નથી એવું લાગવાથી તેમણે પોતાની વાત વધારે સ્પષ્ટતાથી તે લોકોને સમજાવી. તેમણે કહ્યુ, "આ મૂડી મારી પાસે હોવાથી શયતાન મને પોતાના પંજામા ફસાવી શકતો ન હતો શયતાન જ્યારે મને પૂછતો કે, "આજે શું ખાઈશ? શુ પહેરીશ? ત્યારે હું જવાબ આપતો. "જો આ થેલી તૈયાર છે સમજ્યો ને? તે કહેતો કે, "કફન ક્યાંથી કાઢીશ?" ત્યારે હું જવાબ આપતો કે, "જો મારી પાસે આ થેલી તૈયાર પડી છે."

આમ ધનના જોરે હું દુનિયાની માયામાથી દૂર રહી શકતો હતો. જોકે મારા પોતાના માટે આ ધનમાંથી મેં અત્યાર સુધીમાં એક પાઇ પણ વાપરી નથી."

સંત સુફિયાનની આવી મહાનતા જોઈને બધા માણસોએ તેમને પ્રણામ કર્યાં. એ જ વખતે સંત સુફિયાને આ સંસારનો ત્યાગ કરી અલ્લાના દરબાર તરફ પ્રયાણ કર્યું.

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે



[ એક આફ્રિકાવાસી વિદ્યાર્થીના પત્રો ]

(૪)

પૂ. શિવાભાઈ,

નમસ્તે ત્યાંની પત્રિકા મળી એ રીતે વિદ્યાલયને મળ્યા જેટલો જ આનંદ થયો

બીજુ અહીં ગોઠવાતુ જાય છે હવે નાણાં ભીડ નહિ રહે એમ લાગે છે ગયા મહિનામાં મારી એક પરીક્ષામાં મે ૭૨ ) ગુણ મેળવ્યા છે Entrance મા મારા સેકંડ ક્લાસ માર્ક્સ આવ્યા હતા આમ એક જ માસમાં હું Higher int મા દાખલ થઈ ગયો છુ

ત્યાં હવે શિયાળો આવતો હશે અહીં પણ શિયાળો બેસી ગયો છે ઠંડીનુ પ્રમાણ ૪૦ F થી ૫૦ F જેટલુ રહે છે પણ મે શરીરને ઠીક ઠીક કસી કાઢ્યુ છે એક ગંજી અને ઉપરથી ચાલે છે ! ધુમ્મસ વધતુ જાય છે ગઈ કાલે વીસ ફુટ દૂરની વસ્તુ દેખાતી ન હતી વરસાદ પણ સાથ પુરાવે છે ગમે તેમ હોય પણ હવે હવામાન મને સતાવી શકશે નહિ

અહીંના લોકોની ચામડી સફેદ હોવાથી તે ચોખ્ખા હોય તેમ જણાય છે, પણ ખરુ જોતા તે લોકો આપણા કરતાય ગંદા હોય છે દુનિયામાં આગળ વધેલા ગણાતા લોકોની એક બે વાત જે મે જોઈ તે જણાવુ

એક વખત હુ ટ્રેનમા જતો હતો ત્યારે મારાથી દસેક ફૂટ દૂર એક સ્ત્રી એના પાંચેક વર્ષના બાળક સાથે બેઠી હતી. ઊંઘમાંથી ઊઠીને આવ્યા હોય એવા જણાતા હતા થોડીવારમાં પેલી સ્ત્રીએ બાળકનુ મો-આંખો સાફ કરવા માંડ્યુ-ધોવા માંડ્યુ કહુ તો ખોટુ નહિ ચાલુ ટ્રેનમાં પાણી ક્યાંથી લાવે ? આપણે ત્યાં કેટલાક બાળકો થૂંક વડે સ્લેટ સાફ કરે છે તેમ પેલી સ્ત્રીએ હાથ ઉપર થૂંક લગાવી બાળકને સ્વચ્છ (?) કર્યું ! પોતાનુ મો પોતાના થૂંક વડે સાફ કરનારની સંખ્યા ઘણી જણાય છે રસ્તા વચ્ચે, ટ્રેનમા અને મારા ક્લાસમા પણ છોકરીઓ થૂંક લગાવી મો લુએ છે, અને પર્સમાંથી અરીસો, પાવડર વગેરે કાઢી મેક-અપ કરે છે

ગયા સોમવારે મારા ક્લાસમા મારા શિક્ષક પાસે ચાકસ્ટીક ખલાસ થઈ ગઈ ખાસ લખવાનું બાકી ન હતુ પણ જેટલુ હતુ તેટલુ પૂરૂ તો કરવુ જોઈએ ને ! લાંબો વિચાર કરવાની જરૂર ન પડી મોઢુ બન્યુ ખડીઓ અને આંગળીની કલમ ! આવુ તો કેટલુય જોવાનુ મળે છે અવારનવાર લખતો રહીશ

અખંડ કતાઈ-યજ્ઞ આજ સુધી ચાલ્યો છે પણ હવે પુણીઓ ખૂટવા આવી છે વહેલી તકે By Sample Post parcel – Sea Mail મારફત રવાના કરશો જેથી રંગમાં ભંગ ન પડે અહીં ક્યાંય રૂ મળતુ નથી

લંડન: તા ૧૬ ૧૨ ૫૮ અરવિંદના પ્રણામ

× × ×

(૫)

પૂ. મહારાજ,

સાદર પ્રણામ નૂતન વર્ષના તમારા આશીર્વાદ પ્રાપ્ત થવાથી આનંદ આશા રાખુ છુ કે એવી જ રીતે એ ઓધ મારે માટે અવિરત વહ્યા જ કરશે ઓધમાં ડૂબકી મારવાથી

જુગજૂનાં પાપોનો ક્ષય થઈ પવિત્રતા પ્રાપ્ત થાય છે, એવી મારી દૃઢ માન્યતા છે. એ જ ઝરણના પ્રવાહમા ડૂબકી મારી ડોકું ઊંચું કર્યું ત્યાં-સુદામાની જેમ માયાવી મુલક આવી પડ્યો. માયાનું આવરણ ભેદીને પાર ઉતારવા પણ એ જ ઝરાનું એક બિંદુ બસ થઇ પડશે. એમા નાહવાનો મારો હક ચાલ્યો તો નહી જાય ને?

કામ કરવાની બાબતમાં અહીંના લોકો ખૂબ જ મહેનતુ અને સ્વાશ્રયી હોય છે. મોટા કે નાના બધા જ પોતાનું કામ પોતે જ કરી લે એવો અહીનો ધારો છે. અહીં મજૂરી કરાવવી પોષાય તેમ નથી. કલાકે બેથી અઢી રૂપિયાનું મજૂરીનું ધોરણ બાંધેલું છે. એટલે સંજોગોએ જ અહીંના માણસોને કામ કરતા કરી દીધા છે. આ લોકોના પ્રમાણમાં આપણા દેશના વિદ્યાર્થીઓ બહુ જ આળસુ ગણાય. ૯૫ ટકા વિદ્યાર્થીઓ સમય પસાર કરવા પૈસા ખરચતા હોય છે નાટક, સિનેમા અને હોટલ પૈસાનાં અને સમયના કતલખાનાં તરીકે વપરાય છે. અહીંની સ્વાશ્રયી દુનિયામાં એવી જીવન ગાળનાર દેશમા આવી શું ઉકાળે? ત્યાં આવીને સાહ્યમી ન શોધે તો શું કરે!

વિદ્યાલયની તાલીમે મને આ બધામાથી સારી રીતે મુક્ત રાખ્યો છે. અલબત્ત મને નવું નવું જોવા જાણવાની ઇચ્છા રહ્યા કરતી હોય છે, એટલે આમ તેમ રખડવાની ટેવ પડી છે, પણ અહીં તો તેય છોડી દેવી પડી છે. અહીનું રખડવાનું ખૂબ જ ખરચાળ છે. મને લાગે છે કે ત્યા પાછો આવીશ ત્યારે કેટલુય જોયા વિના આવીશ. જો કે મારો રસનો વિષય 'કારખાના' જોવાનું નહીં ચૂકું એનું નિરીક્ષણ ન કરું તો મારું અહી સુધી આવ્યું નિરર્થક જાય.

બીજુ હું ત્યાંના જેટલો ય શોખીન રહ્યો નથી. અહીં આવ્યા પછી અસ્ત્રી કરેલાં કપડાં પહેર્યાં નથી શરૂઆતમા કેટલાક દિવસ 'ટાઈ' બાંધવી પડી હતી. તેય છેલ્લા કેટલાક દિવસથી છોડી છે. 'નિશાળમાથી નીસરી જવું પાંસરૂ ઘેર' એ સોનેરી સૂત્રનો અચૂક અમલ અહીં થઈ રહ્યો છે

વળી કોઈ સાથે બગાડવું એ મારા સ્વભાવમાં નથી. સ્વભાવ ગરમ ખરો પણ વિદ્યાલયની પ્રયોગશાળામાં એ ગરમીનું કાર્ય શક્તિમાં રૂપાંતર થઈ ગયુ અહીના લોકો કદી મારામારી કરતો નથી. જરૂર પડે તો ગાળાગાળી કરે. પણ એથી એક ડગલુ ય આગળ વધતા નથી. એકાદ જણ ચાલતો થાય એટલે મામલો થાળે પડી જાય. અહી પરદેશમા 'કમ ખાના, ગમ ખાના, તબ કટેગા એ ગુરબતખાના' એવું સૂત્ર અમલમા મૂક્યું છે. સહીસલામતીનો એ જ રાજમાર્ગ છે એમ મને લાગે છે. અલબત્ત વાદની ચર્ચા થાય ત્યારે એમા જરૂર ભાગ લઉં છું. પણ એથી આગળ વાતાવરણ ગરમ થાય ત્યારે હું તેમાથી ખસી જાઉં છું.

અંતે દેહી અને દેહની પ્રગતિ થઈ રહી છે. 'બ્રેડ બટર અને દૂધ શરીર કરે મજબુત' એ સૂત્રનો પ્રચારક બન્યો છુ.

રામનામે પથ્થર તરે એ ન્યાયે તમારા આશીર્વાદથી આ પથ્થર હિંદી મહાસાગર, રાતો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, અને એટ્લેન્ટીક મહાસાગર તરી અહીં સુધી પહોચ્યો છે અહીંના વિદ્યાસાગરમા પાર નીકળી સ્વદેશની સેવામા કામ લાગશે એવી આશા છે. લોકોના બુદ્ધિરૂપી ઓજારને તેજ કરવામા આ પથ્થર કામ લાગશે તોય ઘણું તેમ કરવામા પથ્થર પર આશીર્વાદરૂપી પાણી રેડવાની અનિવાર્ય આવશ્યકતા રહે છે એના વિના એકલો પથ્થર કદાચ ઓજાર બુઠ્ઠા કરે તો નવાઈ નહી. એ જ.

લંડન: ૧૬-૧૧-૫૩ —અરવિંદના પ્રણામ

(૬)

પૂ. શિવાભાઈ,

નમસ્તે મારો એક પત્ર બે દિવસ પર મળ્યો હશે. આ પત્ર તમારા પ્રત્યુત્તર રૂપે લખુ છુ.

૧ ત્યાંથી મોકલાતા ભૂમિપુત્ર અને હરિજન બ. નિયમિત મળતા થયા છે.

૨ આર્થિક મૂંઝવણ એ મહત્ત્વની મૂંઝવણ નથી, એમ માની હુ તેને ખાસ અગત્ય આપતો નથી. બીજા અગત્યના અનેક પ્રશ્નો વિચારવાના હોય ત્યાં એને આગળ કરવામાં શો ફાયદો? એનો ઈલાજ સરળ છે અને તે કામ કરવું. 'કરાગ્રે વસતે લક્ષ્મી' એમ એક વખત પૂ. મહારાજે કહેલુ તે આચરણમા મૂકવાથી લક્ષ્મી આપણી ગુલામ થઈ જાય છે. પછી ગુલામની ચિંતા મારે કરવાની હોય કે શેઠની? સગવડ કેમ સાચવવી તેની ચિંતા ગુલામ કરે.

સુખદુઃખ એ મનનું કારણુ છે એમ અનુભવ ઉપરથી લાગે છે. મારી સાથે મારા એકબે મિત્રો મહિને ૫૦૦) રૂપિયા કમાય છે. હુ એમનાથી ચોથા ભાગનુ કમાઉ છુ છતાય મને કંઈ દુઃખ નથી લાગતુ. ત્યારે એ બિચારા જેવી સ્થિતિ ભોગવે છે. તબિયત પણ મારા કરતા સારી છે, પણ મન એ જ મનુષ્યના બંધનમોક્ષનુ કારણ છ એ સૂત્રાનુસાર આ જગત ચાલે છે.

આજકાલ મારી તિજોરીમા નીચે મુજબ સિલક છે. હિમ્મતનુ અક્ષયપાત્ર, આનંદનો ફુવારો, ગમે તેવા સંજોગોમા મસ્ત રહેવાનુ માનમંત્ર અને વતાયાને પોતાના કરવાની જાદુઈ જડીબુટ્ટી.

વળી આટલુ બધુ ભેગું કર્યા પછી General knowledge અને (Common-sense) (ભાણ) ઓછાવત્તા પ્રમાણમા હોય જ. એની ખાસ નોંધ લેવાની જરૂર નથી.

ઉપર જણાવી તે બધી કાચી ધાતુઓ ખાણમાથી નીકળી બુનિયાદી તાલીમના કારખાનામા ગઈ ત્યાં એના પર પહેલ પડ્યા. પોલિશ થઈને હવે જે તે સ્વરૂપે પ્રકાશવાનો પ્રયત્ન કરે છે. કોઈ પહેલમાથી દિવેલના કોડિયા જેટલો પ્રકાશ નીકળે છે તો કોઈમાથી વીજળીના દીવા જેવો ઝગઝગાટ બહાર પડે છે.

ઉધાર પાસે આળસનો મહાસાગર ભરેલો છે. પછી વખત ડૂબકા ખાઈ જવાય છે. પણ એકંદરે નાવડી ઠીક ઠીક ચાલે છે.

આ બધામા અગત્યની વાત અભ્યાસની સાથે સાથે પરદેશી ન થઈ જવાય તે પણ સતત યાદ રાખવુ જ રહ્યુ.

વિદ્યાર્થી મિત્રોને એક અગત્યની વાત યાદ કરાઉં તે છે આ દેશની જ વાત. અહીં ઊંચનીચનો ભેદ નથી. નાનામોટાના વાડા નથી. ડીગ્રીનુ મહત્ત્વ નથી. કારખાનાનો હજાર રૂપિયાનો પગારદાર મેનેજર હોય તે કારખાનામા ઝાડુ વાળતો હોય. અનુભવી અને હાથમા કળાવાળા કમાય છે. જ્યારે ડીગ્રીવાળા ફાંફા મારે છે. સોળ વરસ સુધી ફરજિયાત કેળવણી હોવાથી બધા ભણે છે. પછી મોટા ભાગના નોકરી ધંધો કરે છે. એનુ શિક્ષણ શાળા-કૉલેજમા મળતુ હોય છે. અહીંની શાળામા રેંટિયાનુ પૈડુ નથી પણ યંત્રનુ ચક્ર છે. આટલો જ ફેર છે. આખો દેશ એક કારખાનુ છે. પરદેશી કાચો માલ ખરીદે છે એને પાકો માલ પરદેશ પહોંચાડે છે. આપણે ત્યા પૂ. શિવાભાઈ કાંતવામા ઝડપ માગે છે તેમ અહીં પણ કામમા ઝડપની પહેલી જરૂર પડે છે. ઝડપ ન હોય તો આ દેશમા રોજ્જો રળવો મુશ્કેલ થઈ જાય. મૌન પાળવુ જેવુ જ અહીંનુ આઠ

કલાકનું કામ હોય છે. 'Work while you work, and play while you ply' એ અહીંનો જીવનસિદ્ધાંત છે તેથી જ આ દેશ આટલો બધો આગળ વધેલો છે, જે દિવસે આપણા દેશમા આવું થશે તે દિવસે અમેરિકાથી કે કયાયથી ભીખ માગીને અનાજ કે પૈસો લાવવો નહી પડે

દેશના હાડમા ભરાયેલો આળસ નામનો રોગ કામના ઈન્જેકશન આપ્યા વિના ટળે તેમ નથી એટલે જ, 'કામ કરો કામ કરો' એ ઝૂબેશ ઊઠાવ્યા વિના દળદળ ફીટશે નહી. રેંટિયો કાતવાની જરૂર એટલા માટે જ લાગે છે કે તે નજીવુ જણાતુ છતા સતત જાગૃતિ માગી લેતુ એક કામનુ પ્રતીક છે એમાથી ખાદી નીકળે છે એના કરતા મહત્ત્વની ચીજ એ છે કે આળસ એના ઉપર રોજ થોડો ઘસરકો કર્યા કરે છે કૂવા પરના પથ્થરને દોરડાનો રોજનો થોડો ઘસરકો વખત જતા કાપી નાખે છે તેમ એ સુદર્શન ચક્રનો થોડો થોડો ટચકો વખત જતા આળસને ખપેરી નાખવામા ફળિભુત થાય તો નવાઈ નહિ શરત એટલી જ એમા નિયમિતતા આવવી જોઈએ

આમ રેંટિયાનો પેગામ આપવા જેટલો હુ અધિકૃત તો ન જ ગણાઉ છતાય અહી એની મારા પર થતી અસરો મે જણાવી છે બીજા પર એની કેવી અસર થાય તે તો જે તેની માનસિક ભૂમિકા પર આધાર રાખે છે

અંતમા ત્યા વહેલી તકે આવી જઈ ભારતમાતાના ચરણો ચાપતો થઈ જાઉ એવી આશા રાખુ છુ — અરવિંદના પ્રણામ

ખાદી શા માટે ?, [અનુ ૃ ૧૪૮થી ચાલુ]

સાચી લાગણી જન્માવીએ આપણી દયા તીમા આપણો દેશ આઝાદ થયો છે એ આપણુ સદ્‌ભાગ્ય છે આપણા અર્થતંત્રને સુવ્યવસ્થિત કરવાનુ કાર્ય આપણા ઉપર આવ્યુ છે આપણે ભાવિ પેઢીને એ રીતે દોરવી જોઈએ કે તેમના હૃદયમા સ્વદેશાભિમાનની સાચી લાગણી જન્મે તેમના હૃદયમાં ખાદી પ્રત્યેનો પ્રેમ આપણે પ્રગટાવવાનો છે ભાવિ પ્રજા આઝાદી કેવી રીતે પ્રાપ્ત થઈ તે ઈતિહાસમાથી શીખશે પરતુ એ પહેલા દરેક દેશબાંધવ માટે ખાદી એ રોગીની ગરજ સારે છે, એ સર્વ પ્રથમ તેમને શીખવવા દો. ખાદીને કોઈ પણ રાજકીય પક્ષ સાથે સબધ નથી પરતુ એ તો ગરીબોનુ જીવન છે.

[ખાદી શા માટે પહેરવી, તે પાછળ શુ ધ્યેય છે તે સમજાવતો આ લેખ ઈન્દુલાલભાઈ શાહે ખાસ 'પ્યારાબાપુ માટે તૈયાર કર્યો છે

મુબાઈમા તા ૧૯-૭-૫૪થી ખાદી અને ગ્રામોદ્યોગનુ એક એમ્પોરીઅમ ખુલ્લુ મૂકાયુ છે, જે મધ્યસ્થ સરકારની દેખરેખ નીચે રહેશે. મુબાઈ જેવા શહેરમાં આવા ભવનમા ખાદી ન પહેરનારા પણ ખાદી ખરીદે અને પહેરે તો ગામડાના ભાઈ બહેનોને જરૂર પ્રોત્સાહન મળે

આશા છે રેંટિયાબારસના ચાલુ વરસના પર્વમા આ લેખ મનનીય થઈ પડશે.]






સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિના પ્રમુખ પૂ. નારણદાસભાઇ ગાંધી થોડા દિવસ રૂપાયતનમાં રહી ગયા. મધમાખ ઉછેર તથા તેલઘાણી યોજના અંગે કેટલીક મહત્ત્વની સૂચનાઓ તેઓની પાસેથી મળી.

'રૂપાયતન'માં ખેતીકામ માટે શ્રી ભગુભાઈ વીરાભાઇ કુટુંબ સહિત રહેવા આવી ગયા છે. અહીંની જમીન તો સાવ ડુંગરાળ એટલે ખેતી થઇ શકે એવી જગ્યા જ ન હતી. પણ ગયે વર્ષે ઘણી મહેનત પછી બાર વીઘા જમીન ખેતીને લાયક તૈયાર કરેલી તેથી આ વર્ષે એટલી મહેનત પછી હાલ કમોદનું વાવેતર કર્યું છે. અનાજ અને શાકભાજી અંગે અમારે જૂનાગઢ શહેર ઉપર આધાર રાખવો પડે છે. ભવિષ્યમાં સંસ્થા પૂરતું અનાજ બધા મળી ઉત્પન્ન કરી શકીએ એવો પ્રયત્ન છે. શ્રી ભગુભાઈ અને વિદ્યાર્થીઓમાં ઉત્સાહ છે એટલે એનું શુભ જ પરીણામ આવશે. વરસાદ પણ સારો થયો છે.

હાથકાગળ વિભાગમાં બે વિદ્યાર્થીઓ તૈયાર થઇ ગયા છે અને એ વિભાગ ઠીક ગોઠવાયો છે. હજી સાધનોની ખામી છે. થોડી આર્થિક મદદ મળે તો વધારે સારી જાતના કાગળો બનાવી શકાય. અમારા આ પ્રયત્નમાં બધા ગ્રાહક બંધુઓની મદદ ઇચ્છું છું. થોડી નકલો અહીં બનેલા હાથકાગળો પર નીકળવી શરૂ થઈ છે, પણ સાધનોની પૂરી જોગવાઇ થાય તો ટૂંક સમયમાં સૌને હાથકાગળની આવૃત્તિ મોકલવાની વ્યવસ્થા થઇ શકે.

આ માસથી શ્રી રતિભાઈ 'અનિલ' અને શ્રી કૃષ્ણલાલ રાવળ રૂપાયતનમાં જોડાયા છે. શ્રી 'અનિલ' મહા ગૂજરાત ગઝલ મંડળના મંત્રી અને સારા ગઝલકાર છે. હાલની વિષમ સ્થિતિમાં આવા કલાકારોની અનેક મુશ્કેલીઓ હોય છે. આવા કેટલાય નવજુવાનોની શક્તિ પૂરી તકના અભાવે સમયના પ્રવાહમાં ઓથની આશાએ વહી જતી હશે! રૂપાયતન આવા જુવાનોના દૈવતનો ઉપયોગ કરી શકે તો કેવું સારું! પણ હજી તો રૂપાયતનની બાલ્યાવસ્થા છે. બાળક ટીચાતા અથડાતા ચાલતા શીખે તેમ હજી આપણા પ્રધાનો અમને આ જગતમાં વધુ ને વધુ ટીચાતા અથડાતા જોવા ઇચ્છે છે!! એ કસોટીમાંથી પસાર થયા પછી પણ તેઓ રૂપાયતનની જરૂરિયાત સ્વીકારે તો એક આદર્શ, સંસ્કૃતિ અને કલાનું ધામ જલદી હસ્તીમાં આવે.

દેશની સંસ્કૃતિનું માપ તેની કલા ઉપરથી નીકળે છે. રૂપાયતનમાં પ્રવેશતા જ સૌરાષ્ટ્રની સંસ્કૃતિના દર્શન થવા જોઈએ. એને મૂર્ત સ્વરૂપ આપવા આપણાં મંદિરો, આપણા કલાત્મક ઉદ્યોગો, આપણી રીતભાતો, આપણું સાહિત્ય વગેરેના સંશોધન માટે પૂરી છુટ હોવી જોઇએ.

આ વિચાર જો આપણા પ્રધાનો અને પ્રજા સ્વીકારે તો કેટલાય દટાયેલા કલાકારોની શક્તિનો ઉપયોગ થઈ શકે!

—

અત્યારે, રૂપાયતનની મર્યાદા જોઈ કલાકાર બંધુઓ માટે એક જ વિચાર મનમાં રમ્યા કરે છે. તેઓ કલાની મૂંગી પૂજા ભલે કરે પણ સાથે સાથે હાથશ્રમને જાગ્રત રાખવા તત્પર રહે. કલા અને શ્રમનો સુભગ સમન્વય થાય તો આ વિષમ પરિસ્થિતિમાં સામનો કરવાની શક્તિ આવે. કલા તો એકલી નિરીક્ષણવૃત્તિ ઊર્મિઓને તેજ કરી શકે છે, એ શક્તિનું કામ માટેનો પ્રેમ જાગ્રત કરવામાં રૂપાંતર થવું જોઈએ. હાથશ્રમની ચપળતા જેટલી વધશે તેટલું મન પ્રસન્ન રહેશે. અને નવું સર્જન કરવામાં એ પૂરક થશે. પણ આ શ્રમ સમજપૂર્વક થવો

જોઈએ નહીતર તે માત્ર વેતરુ થઈ પડે

શાપાલો (બ્રાઝિલ)થી 'પ્યારાબાપુ'ના એક વાચક શ્રીમતી પુષ્પાબહેન લાગો પત્ર લખે છે તેનો કેટલોક ભાગ નીચે આપુ છુ

'પ્યારાબાપુ' મને Air Mail થી મળે એવી વ્યવસ્થા કરશો. આ દેશ વિશે મને થોડુ લખવાનું મન થઈ જાય છે ગરીબાઈ અને શ્રીમતાઈ બને અહી છે લોકો હિ દ અને ગાધીજી પ્રત્યે ખૂબ જ માન ધરાવે છે ઘણા પૂજ્યભાવથી તેઓ ગાધીજી વિશે મને અનેક પ્રશ્નો પૂછે છે અને કહે છે "ગાધીજીના પુસ્તકો વાચી અમારા જીવનમા ઉચ્ચ સસ્કારો રેડાયા છે એમની વાણીથી અમારામા અજબ ચેતનનો સચાર થયો છે સત્ય અને પ્રેમની અગાધ શક્તિના દર્શન અમને એમાથી થયા '

સામાન્ય માણસના દિલમા પણ બાપુ કેવા વસી ગયેલા છે તેનો એક બીજો દાખલો નોધુ —— હુ ગાધીજીના દેશની છુ એમ જાણી એક અપરિચિત ભાઈ મને આવીને કહે ગાધી તો મારા તારણ હાર છે મારામા ઘણા અવગુણો હતા ચોરી પણ કરતો હતો એ બધુ એમની આત્મકથા વાચી એમના વચનો સાભળી મારી આખ ઊઘડી અને છોડય અને આજે હું સાચો માનવી બન્યો છુ

બાપુના સૂત્રરૂપ વચનો અનેક યુગો સુધી અમર થઈ જશે બાપુની સાથે રહેનારા તેમની અત્યત નિકટ જવાનું ભાગ્ય પામનારા અને આ વિશ્વમા બાપુને ચાહનારા સૌ કોઈના કાન પર આવાં વચનો અનેક વાર અથડાયાં હશે ! કેટલા ગદ્યા ગાઢામા એ વાસો કરી બેઠા હશે ! અનેક કોટમાંના કેટલા વિરલનાં જીવનમા એ માસ રુધિર અને આત્મા બની ગયા હશે ! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે

મિ પોયારીસને ત્યાં આજે પાર્ટી હતી, તમારો પત્ર સૌને વચાવ્યો રૂપાયતનની બધી પ્રવૃત્તિઓ પાછળ તેનો મુખ્ય આદર્શ જનતામા લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનદનું સિચન કરાવવાનો છે તે સમજાવ્યુ આ બધુ જાણી તેઓ આનદ પામ્યા અને 'રૂપાયતન'ને ખૂબ ખૂબ અભિનદન પાઠવ્યા છે 'રૂપાયતન'ના કાર્યમા મદદરૂપ થવા તેઓ આતુર છે એ સસ્થાની ખૂબ ખૂબ પ્રગતિ થાય એવી શુભેચ્છા દર્શાવી છે આ બધા મિત્રોના નામ તમને જણાવુ મિ• મારકોસ મિ• ગી ટન મિ• તુર્ઈસ મિ• ઝેઝે, મિ• પોયારીસ અને ડો• હેમરમેર્ઈઝ મિ• પોયારીસે તમારો ખાસ આભાર માન્યો છે

ઝારાગવા એ શાપાલોમા આવેલો રળિયામણો પર્વત છે એમા વસતા સત બોતાવીયો ગાધીજીના પરમ ભક્ત છે એમના વિશે ફરી કદી લખીશ

ગાધીજી અને તેમના આદર્શને વરેલી સસ્થા પ્રત્યે દૂર દૂર વિદેશમા કેટલો પ્રેમ છે, તેના કામ વિશે જાણવાની કેટલી ઉત્સુકતા છે તે આ નિખાલસ પત્ર ટૂકમા ઘણુ કહી જાય છે

## અનુક્રમણિકા

૩• જુલાઈ ૧૯૫૪


| | | |
|---|---|---|
| | | ૫૪ |
| ૧ ક્ષમા એટલે શુ? | મહાદેવ દેસાઈ | ૧૪૪ |
| ૨ પુણ્યસ્મરણ | | ૧૪૫ |
| ખાદી શા માટે? | ઇન્દુલાલ હી શાહ | ૧૪૬ |
| ૪ પ્રભુજી, તુમ | અનવર આગેવાન | ૧૪૮ |
| ૫ સર્વોદય વ ણી | શ્રી ઉજ્જવળ કુમારીજી | ૧૫૧ |
| ૬ શરીરશ્રમનો મહિમા | ગાધીજી | ૧૫૮ |
| ૭ અક્ષય ભિક્ષાપાત્ર | નરસભાઈ | ૧૫ |
| ૮ શુદ્ધિનો પ્રતાપ | | ૧૫ |
| ૯ ધનનો સાચો ઉપયોગ ! | કનુભાઈ પટેલ | ૧૧ |
| ૧૦ એક વિદ્યાર્થીના પત્રો | | ૧૧ |
| ૧૧ રૂપાયતન | સપાદક | ૧૧ |
| ૧૨ સમાલોચન | | ૧૦ ૬૦ |


પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી, રૂપાયતન મુદ્રણાલય જનાગઢ

અમૂલી સેવામા વૃદ્ધિ કરી છે કો કોઈ આત્માર્થી આ પુસ્તક અવશ્ય વાચે એવી ભલામણુ કર્યા વિના છેવટે રહેવાતુ નથી — મુ૦ ક૦

## મરુકુંજ

મથુરાદાસ ત્રિકમજી

ક્ષયરોગ ઉપર લખેલો આ ગ્રંથ તેને અગેના પુસ્તકોના વાચન, તથા તેના જાતઅનુભવ અને નિરીક્ષણને પરિણામે લખાયો છે એમાથી ક્ષય અગે અનેક માહિતી તથા એની સારવાર માટે વ્યવહારુ સૂચનો પણ મળે છે કિ. રૂ. ૧-૦-૦ ટપાલખર્ચ૦ વાનગી ૦-૫-૦

અસહકારનો વિચાર મથુરાદાસ ત્રિકમજી કિ રૂ ૦-૮-૦ ટપાલખર્ચ વાનગી ૦-૩-૦

આ નાની પુસ્તિકામા લેખકે તટસ્થ નિરીક્ષકની દૃષ્ટિથી અસહકારના ઉદ્ભવ અને તેના વિકાસના તબક્કાઓ આલેખ્યા છે

## 'પ્યારાબાપુ'

'પ્યારાબાપુ' દર અગ્રેજી મહિનાની ૩૦ મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની બીજી અથવા ત્રીજી તારીખે મળશે.

વાર્ષિક લવાજમ રૂ ૬) છે બ્રહ્મદેશ માટે રૂ ૭॥ અને પરદેશ માટે રૂ ૯) અથવા શિ ૧૨) છે

'પ્યારાબાપુ'નુ નવુ વર્ષ ફેબ્રુઆરીની આખરમા શરૂ થઇ જાન્યુઆરીમા પૂરુ થાય છે વચ્ચેથી થતા નવા ગ્રાહકોને વર્ષની શરૂઆત (ફેબ્રુઆરી) થી જ ગ્રાહક ગણી પ્રગટ થયેલા અકો મોકલવાની પ્રથા છે

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ. ગ્રાહકોએ પોતાનુ નામ-સરનામુ સ્પષ્ટ લખવા, સાથે ગ્રાહક નબર અવશ્ય લખવો જોઈએ

લવાજમ મનીઓર્ડરથી મોકલવુ વી. પી થી મોકલતા અકો મોડા મળે છે 'પ્યારાબાપુ'ની ચાલુ આવૃત્તિ ન્યૂઝપ્રિન્ટ ઉપર છપાય છે. ખાસ આવૃત્તિની થોડીક નકલો રૂપાયતનમા બનેલા હાથકાગળમા છપાય છે ખાસ આવૃત્તિનુ વાર્ષિક લવાજમ દેશમા રૂ ૯) વિદેશમા રૂ ૧૦) અથવા શિ ૧૬

આઠ આના મોકલવાથી નમૂનાનો અક મોકલવામા આવે છે.

તત્ર અને વ્યવસ્થા અગેના સઘળા પત્રવ્યવહારનુ સરનામુ.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ, (સૌરાષ્ટ્ર)

# આરાધ્ય

વર્ષ-૭ અંક-૭



સંપાદક : નવીન ગાંધી

રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ

# ગ્રંથાવલોકન



**ઓરતા :** લે૦ પન્નાલાલ પટેલ; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, ગાંધી રોડ, અમદાવાદ; કિં૦ ચાર રૂપિયા.

'મળેલા જીવ' અને 'માનવીની ભવાઇ' જેવી સ્મરણીય નવલકથા આપનાર, પન્નાલાલ પટેલે નવલિકા ક્ષેત્રે પણ સરસ ફાળો આપ્યો છે. 'ઓરતા' એમનો, નાની મોટી સત્તર નવલિકાનો, સાતમો સંગ્રહ છે. દક્ષિણ ગુજરાતને બાદ કરતાં, ગુજરાતના ગ્રામ્યજીવનને સાહિત્યમાં ગૂંથી લેવામાં એમણે અપૂર્વ દક્ષતા દાખવી છે. આ સંગ્રહની નવેક વાર્તાઓ ગ્રામ્યજીવનની જ છે, અને એમાં પન્નાલાલની વાર્તાકળા વિશેષ ઝળકી છે. ગામડાનાં જોબનાઇને હેલે ચઢેલાં, રસમસ્તીમાં ડૂબેલાં, ઝઘડતાં અને મનમેળ કરી લેતાં રસમસ્ત યુવાન-યુવતી એનાં મુખ્ય પાત્રો છે. તેમાંય સ્ત્રી પાત્રોનો ઠસ્સો, અલ્લડપણું, ખાસ તરી આવે છે. 'ઓરતા'ની પાનુ 'મોળાં મીઠાં નીર'ની રતન, એ યાદ રહી જાય તેવાં તેજસ્વી સ્ત્રી પાત્રો છે.

ધણી સાથે ઝઘડો કરીને છેવટે 'લુગડાં વોરવા' નીકળેલી નેઘરે પાછા ફરતાં ધણી માટે 'વહાણ છાપ સિગારેટ' અને 'મસાલેદાર પાન' ખરીદી જતી દીવાળીનું પાત્ર પણ મોહક છે. આ વાર્તાનો અંત તો, સુંદરમ્‌ની પેલી બહુ ગવાયેલી, 'ખોલકી' વાર્તાના અંતને જુદી રીતે સંભારી આપે છે. 'વળગી રહેલાં'નાં પેલાં આધેડ ઉમરનાં કારમી ભૂખથી પિડાતાં અતિશય કંગાલ સમદુઃખિયાં ને બચરવાળ, છોકરાંઓને ખેડૂતોને ત્યાં કામે મૂકી અનાજ લાવી તે વેચીને એકબીજા માટે સાડલો અને થેપાડું લાવતાં પતિ પત્નીનો દામ્પત્યપ્રેમ મુગ્ધ કરે તેવો છે. આ વાર્તાનો ચમત્કારિક અંત સ્મરણમાં રહી ગયેલી એક વિદેશી વાર્તાની યાદ તાજી કરે છે જેમાં ગરીબ દંપતી, વર્ષગાંઠ કે ઇસ્ટરના દિવસે બંને એકબીજાને ભેટ આપવા વિચારે છે. પત્નીના શિરકેશ ઘણા સુંદર અને લાંબા હોય છે માટે પતિ તેને મળેલ પારિતોષિકમાં કોઈ વસ્તુ વેચીને તેને માટે વાળના શણગારની ચીજ ખરીદી લાવે છે, જ્યારે પત્ની પોતાના શિરકેશ વેચીને તેનાં નાણાંમાંથી પતિ માટે ભેટની ચીજ ખરીદી લાવે છે.

'અજબ રસ', 'પાલવના પારે', 'નાદાન છોકરી' વાર્તાઓની નાયિકાઓ સ્ત્રીસ્વભાવના જુદા જુદા પાસાઓ સચોટતાથી બતાવી જાય છે. આમે ય, આ સંગ્રહની તરી આવતી વિશિષ્ટતા, કેટલાંક સ્ત્રીપાત્રો જ છે.

પુરુષપાત્રોમાંયે, 'પીરીનું પડીકું'નો નાયક, 'નાદાન છોકરી'નો અનગારી, 'ઘરનો નંબર'નો ખાટ પટવારી, સારી છાપ પાડી જાય છે. 'જાત-કજાત'ના હરજીકાકાના પાત્રને યોગ્ય અવકાશ મળ્યો હોત તો તે વિશેષ ખીલ્યું હોત. પણ મૂળે, વાર્તાનું વસ્તુ ખાસ નવું ન હોઇને, એની શક્યતા શંકાસ્પદ ગણાય.

'નવો નુસ્ખો' અને 'દરવાજે ત્રિમૂર્તિ' એ લેખકના સ્વાનુભવમાંથી સર્જાયેલી વાર્તાઓ લાગે છે. પહેલીમાં લોહી વેચવા માટે પ્રથમ ભારે ઉહાપોહ જગાવનાર પોતે જ, લોહી વેચવા માટે કેવી તાલાવેલી બતાવે છે તે સરસ દર્શાવાયું છે. બીજીમાં ધર્માદા હોસ્પિટલ જેવા ધોળા હાથીમાં, જ્યાં ભારોભાર માનવતા અને સદ્‌ભાવની આવશ્યકતા છે, ત્યાં તેના સંપૂર્ણ અભાવ સાથે કેવી ઠંડી ક્રૂરતા અને ઉપેક્ષા રહ્યાં છે તે સહજ કટાક્ષનો આશરો લઇને પન્નાલાલે કુશળતાથી આલેખ્યું છે બેમાં, કળાદૃષ્ટિએ 'નવો નુસ્ખો' વધારે સારી છે.

આઝાદી-પ્રાપ્તિ પછી ય બદલાયેલી પરિસ્થિતિમાં પણ સરકારી નોકરોમાં લાંચ-રુશ્વત કેવી વ્યાપી રહી છે તે 'ઘરનો નંબર' વાર્તા કહી જાય છે જૂની નોકરશાહીના ઉછેર જેવા, ખાટ પટવારી અને રીઢા ગામેતી, ગ્રામ્યજનો પાસેથી 'ભય બિન પ્રિત ન હોત ગુંસાઈ' એ ન્યાયે, કેવી કુશળતાથી લાંચ પડાવે છે, અને ગ્રામજનો પણ સામે આજીજી કરીને આપે છે તેનું આલેખન સરસ છે

શહેરીજીવનની વાર્તાઓમાં, મુકાબલે પન્નાલાલ ઓછા ખીલ્યા છે એમ તો લાગે જ છે.


યોગસ્થઃ કુરુ કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા ધનંજય।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગઉચ્યતે ॥

# આરાધનમ્

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૭ ... [૩૦-ઓગસ્ટ-૧૯૫૪] અંક ૭મો

જીવન ખૂબ વિચાર
મય કરી મૂક. સેવાને અર્થે જ
જીવવામાં અર્થ છે
નહીં તો આપણે પૃથ્વી
ઉપર ભારરૂપ છીએ.
બાપુના આશીર્વાદ
[illegible]

જીવન ખૂબ વિચારમય કરી મૂક. સેવાને અર્થે જ જીવવામાં અર્થ છે નહીં તો આપણે પૃથ્વી ઉપર ભારરૂપ છીએ — બાપુના આશીર્વાદ



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક

# બાપુના પત્રો

●

'હુ સગુણ ઈશ્વરની' વાત કરુ છુ મારા વિચારો વ્યક્ત કરવાની સગવડ ખાતર હું કહું કે હુ એને માનતો નથી. બે ઈશ્વર મનાય છે. એક લોકો સામાન્ય રીતે માને છે એવો, જે લોકોની સેવા કરે છે કેટલીક વાર બહુ જ સારી રીતે, કદાચ એમને મનની શાતિ આપીને આવો ઈશ્વર હસ્તી ધરાવતો નથી. પણ એવો ઇશ્વર જેની સેવા આપણે સૌએ કરવાની છે તે હસ્તી ધરાવે છે. આપણી હસ્તીનુ અને આપણે જોઇએ છીએ, તે સૌનુ એ જ મૂળ કારણ છે " ટૉલ્સ્ટૉયની આત્મકથામાથી ઉપર પ્રમાણે ટાકી એક ભાઇએ બાપુને પૂછ્યુ

"આમાંથી આપ કયા ઇશ્વરને માનો છો ? હુ તો બીજાને માનુ છુ અને એ માન્યા પછી પ્રાર્થના વગેરે બાહ્યાચાર બધો નકામો થાય છે '

એ સવાલના જવાબમા બાપુએ લખ્યુ "મૈં દોનો ઈશ્વરકો માનતા હૂ, જિસકે પાससे હમ સેવા લેતે હૈં, ઔર જિસકી હમ સેવા કરતે હૈં ઐસા તો હો હી નહી સકતા કિ હમ સેવા કરે ઔર કિસી પ્રકારકી સેવા ન લેવે લેકિન દોનો ઇશ્વર કાલ્પનિક હૈ ઉસકે નજદીક તો વહી ચીજ સચ્ચી હૈ જો ઇશ્વર સચમુચ હૈ વહ કલ્પનાતીત હૈ. વહ ન સેવા કરતા હૈ, ન સેવા લેતા હૈ ઉસકે લિયે કોઇ વિશેષણ ભી નહી હૈ ક્યોંકિ ઈશ્વર કોઇ બાહ્ય વ્યક્તિ નહી હૈ લેકિન વહ હમારે ભીતર હી હૈ. ઔર ક્યોંકિ હમ જાનતે નહી હૈં કિ ઇશ્વર કિસ તરહસે કામ કરતા હૈ, ઈસલિયે કલ્પનાતીત શક્તિકા સ્મરણ કરના હી ચાહિયે ઔર જબ હમને સ્મરણ કિયા વૈસે હી હમારી કલ્પનામય ઈશ્વર પૈદા હુઆ અતમે બાત યહ હૈ કિ આસ્તિકતા બુદ્ધિકા પ્રયોગ નહી હૈ વહ શ્રદ્ધા કી બાત હૈ બુદ્ધિકા સહારા બહુત કમ ઈસ બાતમે મિલ સકતા હૈ ઔર જબ હમને ઇશ્વરકો માના તબ વિશ્વકે વ્યવહારકી બાતકા ઝગડા છૂટ જાતા હૈ, ક્યોંકિ પીછે હમકો માનના હોગા કિ ઇશ્વરકી કોઈ કૃતિ બગૈર હેતુ નહી હો સકતી હૈ ઇસસે આગે નહી જા સકતા હૂ

**આચાર પ્રથમો ધર્મ:**— સૂત્ર ટાકીને એનું રહસ્ય એક ભાઇએ માગ્યુ એના જવાબમા લખ્યુ' આચારનો અર્થ કેવળ બાહ્યાચાર છે અને બાહ્યાચાર વખતોવખત બદલાઈ શકે છે ખાતર આચાર તો હમેશા એક જ હોય, એટલે કે સત્ય, અહિંસાદિને વળગી રહેવું' અને તેને વળગતાં બાહ્યાચાર જ્યાં જ્યાં બદલવા પડે ત્યા ત્યા બદલી શકાય આચાર 'પ્રથમ ધર્મ' છે, એવુ શાસ્ત્રમાં કહ્યુ છે એમ કહીને કે માનીને આપણે કોઈ વસ્તુને વળગી રહેવાની આવશ્યકતા ન હોય સસ્કૃતમા મુકાયેલા બધા વિચારો કાઇ શાસ્ત્ર નથી. માનવધર્મશાસ્ત્રને નામે ઓળખાતો ગ્રથ પણ ખરેખર શાસ્ત્ર નથી શાસ્ત્ર પુસ્તકમા લખાયેલી વસ્તુ નથી એ જીવતી વસ્તુ હોવી જોઇએ. તેથી ચારિત્રવાન જ્ઞાની કે જેના વચન અને વર્તનમા મેળ છે તેનું કથન એ આપણુ શાસ્ત્ર અને એવી દીવાદાડી આપણા હાથમા ન હોય ત્યારે આપણે પોતે જો સસ્કાર પામ્યા હોઈએ તો આપણને જે સત્ય લાગે તે આપણુ શાસ્ત્ર'

# જાનકીનાથ સહાય કરે જબ

તુલસીદાસ





[ ભક્તોને ભગવાન ઉપર અનન્ય નિષ્ઠા હોય છે ભગવાનનું એવું નિષ્ઠાપૂર્ણ શરણ જ ભક્તને સૌથી મોટામાં મોટો સહારો છે. ભક્તોએ પોતાના અનુભવોથી એટલું તો સિદ્ધ કરી જગતને બતાવ્યું છે કે જો માણસ દુન્યવી સહાયની પાછળ પડવાને બદલે સૌના કર્તાહર્તા એવા પરમાત્માનું શરણું લે તો જરૂર અશક્ય એવી વાતને પણ શક્ય થયેલી જોઈ શકે. તુલસીદાસ આ પદમાં જાણીતા ઉદાહરણો આપી આ વાત દર્શાવે છે. ]

ભજન

જાનકીનાથ સહાય કરે જબ। કૌન બિગાડ કરે નર તેરો ॥ ધ્રુ૦ ॥
સૂરજ, મંગલ, સોમ, ભૃગુસુત। બુધ અરુ ગુરુ વરદાયક તેરો।
રાહુ કેતુકી નાહિ ગમ્યતા। સંગ શનીચર હોત ઉચેરો ॥ ૧ ॥
દુષ્ટ દુઃશાસન વિમલ દ્રોપદી। ચીર ઉતાર કુમન્તર પ્રેરો।
જાકિ સહાય કરી કરુણાનિધિ। બઢ ગયે ચીરકે ભાર ઘનેરો ॥ ૨ ॥
ગરભમેં રાખ્યો પરીક્ષિત રાજા। અશ્વત્થામા જબ અસ્ત્ર પ્રેરો।
ભારતમેં ભરુહી કે અંડા। તા પર ગજકા ઘંટા ગેરો ॥ ૩ ॥
જાકિ સહાય કરી કરુણાનિધિ। તાકે જગતમેં ભાગ બડેરો।
રઘુવંશી સંતન સુખદાયી। તુલસિદાસ ચરણનકો ચેરો ॥ ૪ ॥




## રવિશંકર મહારાજ

લોકો શહેરોમાં પૈસા પેદા કરવા—સુખ મેળવવા જાય છે. ત્યાં પૈસા પેદા કરે છે ને પુણ્યદાન કરે છે—ઉપવાસ કરે છે. માત્ર પૈસા પેદા કરવા નહિ પણ સુખી સાચા માણસ થવા લોકો શહેરમા આવે છે, છતાં શહેરોના ગીચ માળાઓની કે આપણી ગલીઓની દશા જુઓ! એ સુધારવી જ પડશે. આપણને કેમ જીવવુ તે આવડતુ નથી. ગરીબ છીએ એટલે નથી આવડતું એમ નથી, યુરોપિયનો જુહુ પર ઘાસ ને વાંસના મકાન બાંધે છે. બહુ જ વ્યવસ્થિત, સુઘડ, સગવડ અને સ્વચ્છતાવાળાં એ મકાનો જોઇ આપણે ખુશ થઇએ છીએ. એ લોકો પૈસાથી નહિ પણ શરીરશ્રમથી ગોઠવે છે. કચરાને તેઓ શત્રુ માને છે. માખ, મચ્છર ન આવે તેનું ધ્યાન રાખે છે. બધા શાંતિથી જીવે છે. જ્યારે આપણે ભાડું ભરીને રહીએ છીએ પણ જીવવું કેમ તેનો વિચાર કર્યો નથી. તે રીતે વર્ત્યા નથી ને ન વર્તવાનું દુઃખ કે શરમ પણ નથી. દુઃખ ભોગવીએ છીએ પણ તે આપણા અજ્ઞાનનું જ કારણ છે.

માળાઓમાં પાણીની ટાંકી હોય છે, ન્યા મોરી, વાસણ ધોવાની રીત વગેરે જુઓ. જાજરૂમા બેસતા પણ આપણને આવડતું નથી! એ બધું ભણાવવું જોઇએ. આજે છોકરાં-મોટાં ગમે ત્યાં બેસે છે. જાજરૂ આખું ભરાઈ જાય તેનો વિચાર જ નથી કરતાં આજુબાજુ ક્યાંય બગડવું ન જોઇએ ને બીજો બેસનાર—હસતો હસતો બેસે એમ સાફ રાખવું જોઇએ; પણ આપણે બીજાઓનો તો વિચાર જ કરતા નથી. જીવનની આ જ મોટામા મોટી કુટેવ છે. છોકરાં બગાડે તો સહુ માબાપોનો ધર્મ છે, બહેનોએ પણ જોઇ આવવું જોઇએ, ને બાળકોને બરોબર સૂચના આપવી જોઇએ બધા વિના ચાલશે પણ આ શીખ્યા વગર નહિ ચાલે. વાસણ ઘસાય ત્યાં ગંદકી થાય. આ બધુ વગર પૈસે સ્વચ્છ રાખી શકાય. અમેરિકામાં એક પણ ભંગી નહીં દેખાય. કોઈ પણ માણસ કચરો-બગરો ગમે ત્યાં નાખી શકે નહિં, થૂંક આવે તો પણ કાગળમાં થૂકી નાખે ને પછીથી પીપમાં નાખી દે, નહિ તો રૂમાલમાં થૂંકે, પછીથી ધોઈ નાખે. રસ્તે થૂકે નહિ. આપણે તો સરસ સુંદર ભીંત પર થૂંકીને રેલો ઊતરતો જોઇ હસતા હોઇએ છીએ! મુંબઈની કોર્ટમા પણ મેં આવું જોયું ને મને દુઃખ થયુ. ત્યાં થૂંકાય નહિ એનું લોકોને ભાન જ નથી. કચરો કે બગદો ગમે ત્યાં ન નખાય. પરદેશમાં તો એ ભયંકર ગુનો ગણાય છે. ઘરમા પીપ ઢાંકણાવાળાં હોય. કાંકરીનું પીપ જુદું, કાગળનો ડબ્બો જુદો, સડી ગયેલાં ફળ-શાક-ભાજીનો જુદો એમ જુદા-જુદા ડબ્બા હોય ને ભરાઈ જાય એટલે મ્યુનિસિપાલિટીના ડબ્બાઓમા નાખી આવે તે પણ જુદા જુદા હોય. સડી ગયેલા શાક-માંસ વગેરે માટે જુદો ડબ્બો. જેના ઉપર ઢાંકણ

ચીતરેલ હોય એટલે તે ડબ્બાની વસ્તુ કુક્કરને ખવડાવવામાં કામ લાગે કાગળનો ડબ્બો જુદો, એમાંથી નવા કાગળ બનાવે. ખાતરમાં કામ લાગે તેવી ચીજનો જુદો ડબ્બો આમ જુદાજુદા ડબ્બામાં નાખવાનું. ઢાંકણું ન ઢાંકે તેનો દંડ થાય

બારણાની ચાલ દરેક વાણીને સાફ કરે જેને આપણે હલકું કહીએ છીએ તે કરવાને દુનિયામાં કોઈ બીજાં ન જ હોવાં જોઈએ એમાં ઈજ્જત છે, પ્રતિષ્ઠા છે બધા માણસ સરખા જ છે છોકરું ગંદું થયું હોય તો મા ન હોય ત્યાં સુધી પુરુષ જોઈ રહે પણ સાફ ન કરે કારણ કે એ હલકું કામ માને છે, તો સ્ત્રીને હલકું કામ કરવાનું લખી આપેલું છે? જે દેખે તે કરી ને એમ જ થવું જોઈએ

ત્યાં આટલા જ કુવાળા નહિ રોજ સડક ધોવાય એટલે કચરો એક બાજુ આવી જાય ને જૂજ માણસો એકઠો કરી લે. ત્યાં બહુ નોકર ના હોય જજ માણસો કરોડાધિપતિ હોય ને મોટર રાખી શકે તેટલો પગાર દેય તો જ નોકર તે કરીએ રહે બધા ધનવાન ઘરોમાં સ્ત્રી રસોઈ કરે પુરુષ વાસણ ઘસી નાખે ગરમ પાણીમાં ધોઈને લૂછીને મૂકી દે આપણે ત્યાં તે સ્ત્રીને સ્વચ્છતાનું જ્ઞાન અપનું નહિ ને સ્વચ્છતાનું કામ તેને સોંપવાનું હોય છે, માટે વિચાર કરીએ અહીં બધાને એકસાથે કેટલાં કુટુંબોને રહેવાનું હોય છે બધા બગાડો પડવા જ ન દે તો શહેર ને ગામો કેટલાં સુંદર રહે! બધે કાગળ કચરાના ઢગલા પડ્યા હોય છે સહિયારું કોણ સાફ કરે? કોણ વાળે? સાફ કરી જાય તો એની પછળ તરત વેરીએ ને આપે દી સુગંધ જાઈએ. આપણે સ્વચ્છ રહીએ તો બાળકો પણ ન શીખે આપણે સ્વચ્છતાનો લાભ લઈએ ને છોકરાં. એને પણ શીખવીએ બધાએ પંદર દિવસ-મહિને ભેગા થઈને વિચાર કરવો જોઈએ રહીએ ત્યાં સ્વચ્છતા જોઈએ—અતિ સ્વચ્છતા જોઈએ એના નિયમો કરવા જોઈએ બાળકોને આથી ચોખ્ખી કેળવણી મળશે ધર્મને બહાને પણ આજે આપણે દુર્ગંધમાં રહીએ છીએ ગીચ વસ્તીમાં રસ્તા વચ્ચે રેલા કાઢી બીજાના પગ બગાડવાની ગંદી કુટેવ છે. ઓછી વસ્તી વખતના જમાનામાં કદાચ સુંદર હશે, પણ આજે તો જમાનો બદલાઈ ગયો છે અને એ જૂની જ્ઞાન વિનાની કુટેવ થઈ પડી છે ઘર સાફ કરીએ છીએ પણ શાસ્ત્રીય રીતે નહિ ૧૯૧૮માં નડીઆદમાં ગાંધીજી માટે દ્રાક્ષ ખાતાં પહેલાં પાણીમાં ધોઈ સાફ કરવાની હતી મને કહેવું નહિ પણ મેં કહ્યું 'લાવો બાપુજી ધોઈ આપું' સામે જ કુંડીમાં ચંબુ પડેલ વાટકીમાં દ્રાક્ષ નાખી ચંબુમાંથી પાણી લઈ નિતારી બાપુજી માટે હતી એટલે બીજીવાર ધોઈ. બાપુ તો જોઈ જ રહેલા હું તો મનમાં ખુશી થતો હતો કે મારા હાથે બાપુનું કામ થયું મેં તમને આપવા માંડી તો કહે 'શું કર્યું'? મેં કહ્યું 'ધોઈને સાફ કરી' બાપુજી કહે 'ધોઈ લાવ્યો કે બગાડી લાવ્યો? મારી દ્રાક્ષ તો તેં બગાડી ધોતાં પહેલાં તેં હાથ ધોયા હતા? મેલા હાથે તે ધોઈ હાથ મેલો છે કે ચોખ્ખો છે તે જોવું જોઈએ તે જોવું હોય તો પાણીમાં ટીપાં પાડી જો! ત્યારે હું સ્વચ્છતાની દૃષ્ટિ શીખ્યો. એમ વાસણ ઘસતાં ઘસતાં એને સહેજ રહ્યાથી શ્રમબસ કરીએ અને પછી જે રૂમાલથી એ હાથ ને પરસેવો લહોતા હોઈએ તે જ રૂમાલથી વાસણ સાફ કરીએ તો સ્વચ્છતા કેવી?

એક વખતે બાપુજી આવતા હતા આણંદ સ્ટેશને ટ્રેનને વાર હતી કેટલાક સંબંધી કેરીનો કરંડિયો બાપુજી માટે લઈને પેંડા સંબંધીએ કેરી ધોઈ પછી પસીનાવાળા રૂમાલથી સાફ કરી બાપુજીએ કહ્યું અરે ભલા માણસ, કેરી ધોઈને પસીનાવાળા રૂમાલથી પછી કેમ બગાડી?" પશ્ચિમના લોકોને સ્વચ્છતાનો શોખ છે આપણને તેની જરૂર છે ન શીખવું જ પડશે. ગાડીમાં સ્ટેશને બધે જ થૂંકીએ—કચરો નાખીએ અને બીજા બેસનારનો પછળ આવનારનો આપણે વિચાર જ કરતા નથી. આ આદત હવે કાઢવી જ પડે. આપણા માટે—આપણાં છોકરાંઓ માટે પણ કાઢવી જ પડશે સ્વચ્છતા શીખી તેનાં સુંદર ફળ ભોગવ જ જોઈએ

છોકરાંઓને મા શીખવે છે પહેલાં બોલતા તેથી તે માતૃભાષા ગાળો બોલે, જુઠું બોલે તોય માતૃભાષા. માતા બોને તેવુ ઘરમાં છોકરાંઓ શીખે છે તેથી છોકરાઓ માટે પણ ભાષા બોલતા વિચાર કરવો જોઈએ. શબ્દ એ બ્રહ્મ કહેવાય છે માથુ જાય પણ શબ્દની પ્રતિષ્ઠા ન જવી જોઈએ શબ્દની પૂજા કરવી તેને સુભાષાથી પ્રતિષ્ઠિત બનાવવી જોઈએ એનો સત્કાર કરવો જોઈએ. કોઈને દુ ખ ન લાગે તેવા શબ્દો બોલવા જોઈએ ને બાળકોને પણ શીખવવુ જોઈએ માતાની માફક પિતાની પણ ફરજ છે એક વખત હુ એક મુસ્લિમ ભાઈને ત્યાં ગયેલો તેઓ ગ્રેજ્યુએટ છે તેમને ત્યાથી હુ નીકળ્યો ત્યારે તેઓ વળાવવા આવ્યા મે કહ્યુ જરૂર નથી!' તો કહે 'તમારા સારુ વળાવવા આવતો નથી. છોકરાં પર તેના સસ્કાર પડે માટે આવુ છુ. તેઓ શીખે તે માટે આવુ છુ આ પણ કેળવણ છે આ પાયાની કેળવણી છ ગાંધીજી કહેતા તે બુનિયાદી તાલીમ છે પાયાની કેળવણીમા ને બાપે – બેઉએ દેવી પડશે આપણને છે તેથી બળ કોને વધુ આપીશુ ને તેઓ નવી પ્રજાને એથી વિશેષ આપશે નિશાળોમાં ભાષા સિવાય કેળવણી હોતી નથી, એટલે બધાએ ફળિયામા ને માળમા સહુ સુખી રહે, બધાને મદદ થાય તેમ કરવુ જોઈએ. બધાની ઓળખાણ રહે તેમ કરવુ જોઈએ. સુદર રીતે–સ્વચ્છ રીતે જીવી શકીએ એમ કરવુ જોઈએ

---

આપણી જૂની દતકથાઓમા ચમત્કાર થયાની વાતો ઘણીવાર આવે છે આપણા ગામડાઓના વૃદ્ધજનો પાસેથી આવુ ઘણુય જાણવા હજી મળે છે એવીજ એક સાભળેલી આ વાત છે /

કાશીવિશ્વનાથના મદિરમાં એક સમયે શિવરાત્રીના દિવસે આકાશમાથી સોનાનો થાળ ઊતર્યો! તેમા લખ્યુ હતુ કે, 'જેનો પ્રભુ પ્રત્યે સાચો પ્રેમ હશે તેને તે મળશે.' કાશીરાજે ઢઢેરો પિટાવી બધાને એકઠા કર્યા અને સાચા પ્રેમીઓને બહાર આવવા કહ્યુ એટલે પ્રથમ એક શાસ્ત્રીજી આવ્યા અને બોલ્યા કે, "હું હમેશાં રુદ્રાભિષેક કરુ છુ. અને દર્શન કર્યા પછી જ ભોજન લઉ છુ, માટે મારા હાથમા થાળ આપો થાળ હાથમા આવતા જ પિત્તળનો થઈ ગયો! શાસ્ત્રીજી શરમાઈ ગયા પછી રાજા પોતે આવ્યો અને બોલ્યો કે, "મે સોનાનો કળશ સાચા ભાવથી ચઢાવ્યો છે અને શિવરાત્રીએ સાચા ભાવથી દર્શને આવ્યો છુ રાજાના હાથમા થાળ મૂકતા લોઢાનો દેખાયો તેથી તે પણ શરમાઈ ગયો પછી એક મોટો શેઠ આવ્યો અને તેણે કહ્યુ, 'જળાધારી મે બધાવી છે નીચે આરસ અને રૂપિયા મે જડાવ્યા છે અને હુ હજારો ગાઉથી પ્રેમથી આવ્યો છુ માટે થાળનો અધિકારી હું જ છુ તેને થાળ આપતા પણ તેવા જ હાલ થઈ ગયા એવામા પાસેના ગામડાનો ખેડૂત ઘણા દિવસથી દર્શન કરવા ઇચ્છતો હતો પણ પૈસાને અભાવે અને ખેતીના કામને લીધે આવી જ શકતો નહિ; પણ આજે મહા મહેનતે થોડા પૈસા બચાવી ખાવા માટે ભાથુ બાંધી ચાલ્યો આવતો હતો રસ્તામા આવતાં ભૂખે તરસે પીડાતો એક ગરીબ માણસ પડેલો હતો કોઈ તેનો ભાવ પૂછતુ ન હેતુ કારણ કે બધાને સોનાનો થાળ લેવો હતો તેથી દરિદ્રનારાયણને કોણ પૂછે? આ ખેડૂતે પેલા દુ ખી ગરીબ માણસને લોટામાથી પાણી પાઈ, પોતાની પાસેનુ ભાથુ તેને ખાવા આપ્યુ અને પાસેની ધર્મશાળામા તે તેને મૂકી આવ્યો, પછી તે ખેડૂત કાશીવિશ્વનાથના મદિરમાં ગયો. મહાદેવજીની પૂજા કરી તે બહાર નીકળ્યો. ત્યારે કોઈએ મશ્કરીમા કહ્યુ કે "આ મહાદેવનો ખરો ભક્ત છે માટે આને થાળ આપો. એમ કહેતા જ પૂજારીના હાથમાથી થાળ સરકી ગયો અને પેલા ખેડૂતના હાથમા તે સુવર્ણ રગે ચળકવા લાગ્યો! શાસ્ત્રી, રાજા અને પૂજારીને આશ્ચર્ય થયુ અને સર્વ કોઈ ખેડૂતને ધન્યવાદ આપવા લાગ્યા!

# પરનિંદક કોકાલિય

એક વખતે ભગવાન ગૌતમ બુદ્ધ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના જેતવનમાં રહીને વિહાર કરતા હતા ત્યારે કોકાલિય ભિક્ષુ એમની પાસે આવી અભિવાદન કરી એક તરફ બેસી ગયો. થોડો સમય જોઈને એણે વાતવાતમાં કહ્યું 'ભંતે, સારિપુત્ત અને મોગ્ગલાન પાપી છે, પાપી ઇચ્છાઓને વશ થયા છે.'

કોકાલિયના મુખે પરનિંદાના આવા શબ્દો સાંભળી ભગવાન બુદ્ધે કહ્યું : 'કોકાલિય, આવું ન બોલ. સારિપુત્ત અને મોગ્ગલાન પ્રત્યે શ્રદ્ધા રાખ. તેઓ શીલવાન છે.'

ભગવાન બુદ્ધના આ વચન છતાં કોકાલિયે ફરી એ જ કહ્યું 'ભંતે, મને આપના પર શ્રદ્ધા છે અને હું પ્રસન્ન છું, પણ સારિપુત્ત અને મોગ્ગલાન પાપી છે, પાપી ઇચ્છાઓને વશીભૂત થયેલા છે.' ભગવાન બુદ્ધે કોકાલિયને ફરીવાર પહેલાંની જેમ જ પ્રેમભાવથી સમજાવ્યો. તે છતાં ત્રીજી વાર પણ કોકાલિયે સારિપુત્ત અને મોગ્ગલાનની નિંદા કરી. ભગવાન બુદ્ધે ફરી પ્રેમભાવથી સમજાવ્યું કે તારે આમ ન બોલવું જોઈએ.

આખરે કોકાલિય ભગવાનને નમસ્કાર કરીને ચાલ્યો ગયો. થોડી વારમાં જ એના શરીરે સરસવ જેવી ફોલ્લીઓ ફૂટી નીકળી. એ ફોલ્લીઓ ધીરેધીરે વધીને મગ જેવડી, બોરના ઠળિયા જેવડી અને આખરે તો ખૂબ જ મોટી થઈને ફૂટી ગઈ અને તેમાંથી લોહી અને પરુ વહેવા લાગ્યાં. આખરે એ જ રોગથી પીડાઈને કોકાલિય મૃત્યુ પામ્યો.

સારિપુત્ત અને મોગ્ગલાન માટે કુત્સિત વિચાર રાખવા માટે કોકાલિય દુર્ગતિ પામીને પદુમ નામના નર્કમાં ગયો. ત્યાં એને અનેક પ્રકારની શારીરિક યાતના ભોગવવી પડી.

ભગવાન ગૌતમ બુદ્ધે પોતાના જ્ઞાનથી કોકાલિયની સ્થિતિ જાણીને ભિક્ષુઓને બોધ આપતાં કહ્યું : 'જે નિંદાખોરની પ્રશંસા કરે છે અને જે પ્રશંસનીય હોય તેની નિંદા કરે છે, એ મોઢેથી પાપ કરે છે, અને એ પાપને કારણે એને સુખ નથી મળતું. જુગારમાં થતા સર્વસ્વના વિનાશ કરતાં વિશેષ નુકસાન સંતો પ્રત્યે દ્વેષભાવ રાખવાથી થાય છે. જે માણસ નિર્દોષ, શુદ્ધ, નિર્મળ પુરુષને દોષ દે છે એનું પાપ સામા પવને ફેંકેલી ધૂળની પેઠે એના મોઢા પર જ પડે છે.

જે અશ્રદ્ધાળુ છે, બીજાને દાન આપી શકતો નથી, કોઈની વાત નથી સાંભળતો, કંજૂસ છે, ચુગલીખોર છે અને લોભી છે એ શબ્દોથી બીજાઓની નિંદા કરે છે.

એ માટે માણસે પોતાના જીવનમાં સારાં કાર્ય કરવાં જોઈએ. પ્રમાદ ન કરવો જોઈએ. પવિત્ર અને પ્રિયભાષી રહેવું જોઈએ, સંતો તરફ મન અને વચનથી સંયમ રાખવો જોઈએ.' ('સુત્તનિપાત' માંથી)



# શાહી મેં ફકીરી

'અંજુમ' વાલોડી

ખલીફા હઝરત ઉમર પાસે જઈને કેટલાક લોકોએ પોતાના પ્રાંતના વહીવટદાર સઈદ બિન આમિર વિરે ફરિયાદ કરી કે તેઓ સવારમા મોડે લગી ઘરમાથી બહાર નીકળતા નથી, રાત્રિના સમયે એમના ઘરે જઈ કોઈ બૂમ મારે છે તો જવાબ પણ દેતા નથી અને મહિનામા એક દિવસ તો બિલકુલ જ ઘરની બહાર નીકળતા નથી

આ ફરિયાદ સાંભળીને ખલીફાને ઘણુ આશ્ચર્ય થયુ કારણ કે સઈદ બિન આમિર જેવા જનસેવા વ્રતધારી માણસ લોકોની સેવા બજાવવામા બેદરકારી દાખવે એ તેમના માન્યામા આવે તેમ નહોતુ છતા, ફરિયાદ થઈ એટલે તેની તપાસ કરવાની તેમની જવાબદારી હતી સઈદને ત્યા હાજર કરવાનો તેમણે હુકમ કર્યો સઈદ હાજર થયા એટલે ખલીફા હઝરત ઉમરે તે લોકોને પોતાની ફરિયાદ રજૂ કરવાનુ જણાવ્યુ

લોકોએ પહેલી ફરિયાદ રજૂ કરી કે તમના વહીવટદાર સવારમા મોડે લગી ઘરની બહાર નીકળતા નથી

ખલીફાએ પૂછ્યુ સઈદ તમારી પાસે એનો શો જવાબ છે?'

'ખુદાના સોગંદ! હુ આ વાત જાહેર કરવા ઇચ્છતો નહોતો પણ હવે નાછૂટકે મારે એને જાહેર કરવી જ પડશે સઈદ બિન આમિરે કહેવા માડ્યુ

વાત એમ છે કે મારા ઘરમા કાઈ નોકર ચાકર નથી જે અમને ઘરના કામોમા મદદ કરે મારા પત્ની એકને હાથે ઘરના બધા કામોને પહોંચી વળી શકે એમ નથી એટલે મારે રોજ સવારે હુ લોટ ગૂંદુ છુ, ખમીર તૈયાર કરુ છુ અને રોટલા બનાવુ છુ અને ત્યાર પછી હાથ મો ધોઈને એ લોકોની સેવા કરવા બહાર નીકળુ છુ

પછી પેલા લોકોએ બીજી ફરિયાદ રજૂ કરી કે રાત્રિના સમયે એમના ઘરે જઈ કોઈ બૂમ મારે છે તો એ જવાબ પણ દેતા નથી

ખલીફાએ પૂછ્યુ આનો શો જવાબ છે સઈદ?

સઈદે જવાબ આપ્યો "હકીકત એમ છે કે એમની સેવા અર્થે મે દિવસનો સમય અર્પણ કર્યો છે અને રાત્રિનો સમય અલ્લાહ માટે. રાત પડતા હુ એની સેવાના કામથી પરવારી જઉ છુ અને નમાઝ પઢ્યા પછી મારા અલ્લાહની હજૂરમા હાજર થઈ જાઉ છુ

પછી પેલા લોકોએ ત્રીજી ફરિયાદ રજૂ કરી કે મહિનામા એક દિવસ તો એ ઘરની બહાર નીકળતા જ નથી

ખલીફાએ પૂછ્યુ સાંભળો છો? આ લોકો શું કહી રહ્યા છે?

સઈદે કહ્યુ યા ખલીફતલ મુસ્લેમીન! (હે મુસ્લિમોના ખલીફા) મારી પાસે પહેરેલા છે એ સિવાય બીજુ કોઈ કપડુ નથી કે જેથી એ કપડા મેલા થાય કે તરત હુ બીજા બદલી લઈ શકુ વળી કોઈ ગુલામ પણ નથી કે જે મારા કપડા ધોઈ આપ્યા કરે એટલા માટે જ્યારે મારા કપડાં મેલા થઈ જાય છે ત્યારે તેને ઉતારીને હુ જાતે જ ધોઈ નાખુ છુ પછી એ સુકાઈ જાય ત્યારે પાછાં પહેરીને બહાર નીકળુ છુ અને એ કામમાં જ દિવસનો મોટો ભાગ પસાર થઈ જાય છે

સઈદના એ જવાબો સાંભળી ખલીફાને ઘણો જ આનંદ અને સંતોષ થયો

એ પછી હઝરત ઉમરે સઈદ બિન આમિર ઉપર એક હજાર સોનામહોરો મોકલી અને એમાથી પોતાની જરૂરિયાતો પૂરી કરી લેવાનું કહેવડાવ્યુ એક હજાર સોનામહોર જોઈ તેમના પત્ની ઘણા ખુશ થયા અને કહેવા લાગ્યા હવે આપણે એક ગુલામ ખરીદી લેવો જોઈએ કે જેથી આપણે માથેથી ઘર–કામનો બોજ જરા હળવો થાય

પરંતુ સઈદે કહ્યુ એ ધનનો એનાથી વધારે સારો ઉપયોગ આપણે કેમ ન કરીએ? ન તો એને ઉપયોગ આપણે એવા લોકોની સેવા અર્થે કરીએ જે આપણા કરતા વધુ ગરીબ અને હાજતમંદ છે તેમના પત્ની પણ એવા નેક અને વિશાળ દિલના હતા કે તરત જ રાજી થઈ ગયા

પછી સઈદ બિન આમિરે બધી સોના મહોરો વિધવાઓ યતીમો અને ગરીબોને વહેંચી દીધી

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે



[ એક આપકમીં વિદ્યાર્થીના પત્રો ]

(૭)

શ્રી મગનભાઈ,

નમસ્તે. પ્રત્યુત્તર અને પત્રિકા બન્ને મળ્યા. આનંદ. વળી નિયમિત મોકલવાનું નક્કી કર્યું તેથી હર્ષ થયો.

હવે અહીંના સમાચાર –

૧ અભ્યાસ

૨ આબોહવા

૩ લોકોની રહેણીકરણી.

સાડાત્રણ માસના વસવાટ પછી હવે ફાવી ગયું છે આવા ઠંડા મુલકમા રહેવાનો અભ્યાસ થઈ ગયો ગણાય પુસ્તકિયા અભ્યાસ માટે નિયમિત કૉલેજમા જાઉં છું મારા કલાસમા નોર્વે, જર્મની, ફ્રાન્સ, ઈટાલી, પોર્ટુગાલ, ગ્રીસ અને ઈજીપ્તના વિદ્યાર્થીઓ છે. એક સિયામની છોકરી હતી પણ બે દિવસ આવીને પછી બધ થઇ ગઈ. આ બધી ધોળી ચામડીમા હુ જ એક કાળી ચામડીવાળો છુ પણ હવે પ્રથમ કે દ્વિતીય નબર રાખતો થઈ ગયો છું. ટૂંક સમયમા શાળા છોડવી પડશે; કારણ કે તે ખૂબ જ મોંઘી છે. રોજ ફક્ત ત્રણ કલાક ભણાવે છે આખા મહિનામા શનિ–રવિ બાદ કરતા વીસ દિવસ સ્કૂલ ચાલે છે એટલામા લગભગ ૮૭રૂ. જેટલી ફી ભરવી પડે છે અહીં મોટામા મોટું ખર્ચ અભ્યાસનું થાય છે છેલ્લા કેટલાય દિવસથી મારી પાસે ફક્ત દસ શિલિંગ છે, પણ ચાલે છે એટલે ચલાવ્યે રાખુ છુ પૈસાની જરૂર પડશે એટલે થોડી નોકરી કરી લઈશ અહીંનુ પગારનુ સામાન્ય ધોરણ મહિને રૂા ૩૦૦) જેટલું છે એટલે ખાસ વાંધા જેવું નથી

આજકાલ વરસાદ પડે છે પ્રત્યેક દિવસ પર ખૂબ બરફ વરસી ગયો. રસ્તા પર, છાપરા પર, બધે જ બરફ જામી ગયો હતો. ચાલતા ન આવડતું એ તો જરૂર લપસી પડીએ. કૉલેજમાંથી છૂટચો ત્યારે બરફ વરસતો હતો મારા કપડાં અને માથાના વાળ ધોળા ખમ થઈ ગયા હતા; પણ ભણવા જવું હોય એટલે એવુ બધુ જ ભોગવ્યે જ છૂટકો. ઠંડીનુ પ્રમાણ આજકાલ ૨૯ F. થી ૩૩ F. જેટલુ રહે છે વિદ્યાલયમા ૪૫° F થી ૬૦°F. જેટલું રહેતુ હશે અહી ટેવાઈ ગયા પછી ખાસ ઠંડી લાગતી નથી હજી બે જ બ્લેંકેટ ઓઢવી પડે છે. મારા એક મિત્રને એટલી બધી ટાઢ વાય છે કે બાબો સૂટ પહેરીને અને ચાર–પાચ બ્લેંકેટ ઓઢીને સૂઈ જાય છે; છતાય ટાઢે ધ્રુજે છે હું ઘેર આવ્યા પછી વિદ્યાલયના અસલ ડ્રેસમા આવી જાઉં છું જો કે એ બધું અહીંની 'એટીકેટ' વિરુદ્ધ ગણાય, પણ મનનું ધાર્યું જ કરવાની ટેવ પડી એટલે શું થાય?

અહીં આઠ વાગ્યા પછી સહેજ અજવાળું થાય છે, અને સાડા ત્રણ વાગ્યે સંધ્યાકાળ લગભગ આખો દિવસ સંધ્યાકાળ જેવું જ અજવાળુ રહે છે એટલે ઘરમા અને બહાર બધે જ વીજળીના દીવા કાયમ સળગતા રહે છે આ ઋતુમા નવા આવનારને રહેવાનું મન

જ ન થાય. જો કે મને ઠંડી ગમે છે એટલે હજી સુધી એમ લાગ્યું નથી કે અહીંથી ભાગી જાઉં. આટલું બધું ભણવાની તક હોય ત્યાંથી નાસી જવાનું મન જ કેમ થાય?

અહીં સ્ત્રીઓ પણ ટોપીઓ પહેરતી હોય છે. જેટલી સ્ત્રીઓ તેટલી જાતની ટોપીઓ. કોઈનીય ટોપી કે ઓવરકોટ સરખા ન મળે. ટોપીઓ સાદીસીધી હોય તો તો ઠીક, પણ કોઈને આગળ તો કોઇને પાછળ, કોઇને એક તો કોઇને બે ચાર છોગા, પીછા વગેરે કાંઈનું કાંઈ ખોસેલું હોય જ. વળી તેઓ શિયાળામાં માથે રૂમાલ પણ બાંધે છે, જેથી કાનનું રક્ષણ થાય અને ઠંડી ઓછી લાગે. જ્યારે પુરુષોને ઠંડી લાગે કે ન લાગે, માથું ખુલ્લું રાખવું એ જ ફેશન ગણાય છે. કોઈ કોઇ જૂનવાણી માનસવાળા માથે ફેલ્ટ હેટ મૂકે છે, પણ તે બધું આજે ફેશનબહાર ગણાય છે જેમ આપણે ત્યાં છોકરાની માતાઓ છોકરાને ધમકાવતી અને ફટકારતી હોય છે તેમ અહીં પણ રસ્તા વચ્ચે છોકરાને છાઠિયા કરતી પણ જોઉં છું. જો કે અહીંના બાળકોને જવાબદારીનું ભાન હોય તેવું જણાય છે એક દિવસ ટ્રેનમા (અહીં બધી જ ટ્રેનો જમીનમા સો ફૂટ નીચે ચાલતી હોવાથી 'અન્ડર ગ્રાઉન્ડ' તરીકે ઓળખાય છે.) જતો હતો. ગિરદી ખૂબ હતી. એવામા એક બે ડોસા-ડોસી ટ્રેનમાં ચઢયા. એક સીટ પર બે નાની છ થી આઠ વરસની બાળકીઓ બેઠી હતી અને સામેની સીટ પર પાંચ સાત વરસના નાના બે છોકરા બેઠા હતા પેલી આઠેક વરસની છોકરીએ ડોસા ડોસીને ઊભેલા જોઈ પોતાની જગા ખાલી કરી આપી એટલું જ નહીં પણ બીજા વૃદ્ધજનો માટે પેલાં બધાં જ છોકરાને ઈશારતો કરી ઊભાં કરી દીધાં. આવું તો અહીં ઘણી વખત બને છે એક વખત એક બાળકે એક જગા ખાલી કરી આપી, પણ પેલી બાઇને બે મિનિટ પછી આવતા સ્ટેશને ઊતરી જવાનું હતું; એટલે 'Thank you' કહી ઊભી રહી પણ પેલા બાળકને ખોટું ન લાગે એટલા માટે તેના પતિએ એને ત્યાં બેસવા ઈશારત કરી એ બાઈ ત્યા બેસી અને ઊઠી આવું આવું કેટલુંય જોવા મળે છે. વધુ આવતા માસે.

લંડન: તા. ૧૩-૧ '૫૮ અરવિંદના પ્રણામ

× × ×

(૮)

પૂ. શિવાભાઇ

નમસ્તે સમાચાર આપવા બદલ આભાર મારા પિતાજીનો પત્ર ત્રણેક દિવસ પર આવ્યો હતો, પણ તેમાં કંઇ જ સમાચાર લખ્યા ન હતા. એમને કદાચ લખતા દુઃખ થયું હશે

ખેર, જે થવાનું હતું તે થઇ ગયું. વહેલું મોડું ઉપરવાળાનું તેડું કોને નથી આવવાનું! જેમ ભૂખ લાગવી સ્વાભાવિક છે તેમ ત્યાંનુ આમંત્રણ પણ અનિવાર્ય છે. ભૂખ લાગવાથી જેમ શોક નથી થતો, બલ્કે નવું ખાવાનું મળવાનું હોવાથી આનંદ થાય છે, તેમ આ જૂના ઘરને છોડી મારી બા હવે નવા ઘરમા રહેવા ગઈ એ જાણી આનંદ થવો જ જોઈએ થોડું જુદા પડવાનું દુઃખ થાય પણ તેથી શું!

પૂ. મહારાજે જે સબક શીખવ્યો છે તે કેમ ભુલાય!

નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ
નૈનં દહતિ પાવકઃ।
ન ચૈનં ક્લેદયન્ત્યાપો
ન શોષયતિ મારુતઃ॥

શ્રી કૃષ્ણ ભગવાન પોતે જ ઉપર મુજબ ગેરંટી આપતા હોય પછી મારે શોક શાને કરવાનો હોય? મને તો હવે એમ થાય છે કે મારી બા મારી પાસે આવી ગઈ છે હવે એ સર્વવ્યાપી છે એને કોઇ [અનુ૦ પૃ૦ ૧૮૬મે]



# ગીતાનો અર્થ

ગાંધીજી



[આ મહિનાની ૨૧મી તારીખે ગોકુળઅષ્ટમી આવે છે ભગવાન કૃષ્ણચંદ્રની જીવનલીલા યાદ કરવાનો એ પુણ્યદિન છે આજે દેશનું પ્રજાજીવન જાગરે છે, પણ ચોપાસ ક્ષોભ છે, વ્યથા છે નવસર્જનની પારાવાર વેદના છે ત્યારે ગીતાના ગાનાર યોગેશ્વરની વાણી સાંભળીએ /

'ગીતાનો સંદેશ શો છે?' એવો પ્રશ્નો પણ આપણા દિનમાં ઊઠે છે બાપુ એનો જવાબ લખાણથી આપે છે એ વિચારીએ અને મોહક્ષુબ્ધ અર્જુનના શોકસવિગ્ન મનનો વિષાદ હરવા શ્રી કૃષ્ણે ગીતમાં ઉચ્ચારેલી વીરવાણી આપણા હૃદયમાં કર્મભાન જાગ્રત કરવા, જીવનનાં કુરુક્ષેત્રમાં અનિષ્ટ જોતે જીતવા ગુંજી રહો।]

**એક મિત્ર નીચે પ્રમાણે પ્રશ્ન કરે છે**

"ગીતાનો સંદેશ શો છે – હિંસા કે અહિંસા – એ ઝગડો ઘણા વખત સુધી ચાલવાનો એમ લાગે છે ગીતામાંથી કયો સંદેશો આપણે જોવા માગીએ છીએ, કાઢવા માગીએ છીએ એ સવાલ જુદો, અને સીધી રીતે વાચતા કેવી છાપ પડે છે એ સવાલ જુદો. જેને અહિંસાતત્ત્વ એ જ જીવન-સંદેશ છે એ વાત ઠસી ગઈ છે તેને માટે તો એ સવાલ ગૌણ છે તે તો એમ જ કહેશે કે ગીતામાંથી અહિંસા નીકળતી હોય તો ગીતા મને માન્ય છે આટલા ભવ્ય ગ્રંથમાંથી અહિંસા જેવો ભવ્ય ધાર્મિક સિદ્ધાંત જ નીકળવો જોઈએ પણ જો ન નીકળતો હોય તો ગીતા રહી એને આદરથી પૂજશું પણ પ્રમાણ-ગ્રંથ માનવાના નથી

૧લો અધ્યાય જોતા એમ લાગે છે કે અહિંસાવૃત્તિથી પ્રેરાયેલો અર્જુન અશસ્ત્ર થઈને કૌરવોને હાથે મરવાને તૈયાર છે હિંસાથી થતુ નુકસાન અને પાપ એની દૃષ્ટિ આગળ તરી આવે છે વિષાદથી એ ધ્રૂજી ઊઠે છે અને કાનનો કાપનો કહે છે

અહો બત મહત્પાપં કર્તું વ્યવસિતા વયમ્।

ત્યાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે ડાહ્યો થઈને આવું શું બોલે છે? કોઈ કોઈને મારતું નથી ને કોઈ મરતું નથી આત્મા અમર છે ને શરીર તો પડવાનું જ છે ધર્મપ્રાપ્ત યુદ્ધમાં લડી લે. જય શાનો ને પરાજય શાનો? કર્તવ્ય કરી છૂટ

૧૧મા અધ્યાયમાં વિશ્વરૂપદર્શન કરાવી ત્યાં પણ ભગવાન એમ જ કહે છે

કાલોઽસ્મિ લોકક્ષયકૃત્પ્રવૃદ્ધઃ
લોકાન્સમાહર્તુમિહ પ્રવૃત્તઃ।
મયા હતાંસ્ત્વં જહી મા વ્યથિષ્ઠા।

ઈશ્વરને ત્યાં હિંસાઅહિંસા સરખી જ છે પણ માણસને માટે ઈશ્વરનો કયો સંદેશો છે?

યુધ્યસ્વ જેતાસિ રણે સપત્નાન્।

એ? ગીતાનો સંદેશો અહિંસા જ હોય તો ૧લો અને ૧૧મો અધ્યાય કંઈ બરાબર બંધબેસતા નથી, પોષક તો નથી જ. આવી આવી શંકાઓનું સમાધાન કોણ કરે?

કામની ભીડમાંથી કાળ કાઢી જવાબ મોકલો તો કેવું સારું?"

આવા પ્રશ્નો તો થયા જ કરશે તેનો ઉકેલ પણ યથાશક્તિ જેણે કંઈ અભ્યાસ કર્યો હશે તેણે કરવો પડશે, પણ સમાધાન કરવા છતાં માર છેવટે કહી મૂકવું પડશે કે અંતે તો હૃદય કહે તે જ મનુષ્ય કરશે. પ્રથમ હૃદય ને પછી બુદ્ધિ પ્રથમ સિદ્ધાંત ને

પછી પ્રમાણ પ્રથમ સ્ફુરણા ને પછી તેને અનુકૂળ દલીલ પ્રથમ કર્મ અને પછી બુદ્ધિ. તેથી જ બુદ્ધિ કર્માનુસારિણી કહી છે. માણસ જે કરવા ધારે અથવા કરે તેના સમર્થનમા પ્રમાણ શોધી લે છે.

એટલે મારો ગીતાનો અર્થ બધાને અનુકૂળ ન પડે એ હુ સમજી શકીશ. આથી ચિંતનમા હું કઈ રીતે ગીતાના અર્થને પહોચ્યો એ કહી દઉં અને ધર્મશાસ્ત્રના અર્થ કરવામા મે જે સિદ્ધાંતોને માન્યા તે કહું તો બસ ગણાવું જોઈએ. "મારે તો યુદ્ધ કરી લેવુ, પરિણામ તો ગમે તે આવે મરવાયોગ્ય શત્રુ તો મરેલા જ છે, મારે તો તેમને મારવામા નિમિત્તમાત્ર થવુ."

ગીતાજીનો મારો પ્રથમ પરિચય ૧૮૮૯ની સાલમા થયો. તે વેળા મારી ઉમર વીસ વર્ષની હતી આ વેળા હું બહિસાધર્મ થોડો જ સમજ્યો હતો. શત્રુને પણ પ્રેમથી જીતવો એ હુ શામળ ભટ્ટના છપ્પા 'પાણી આપે ને પાય ભલુ ભોજન તો દીજે' માથી શીખ્યા હતો તેનુ સત્ય મારા હૃદયમા સચોટ ઊતરી ગયુ હતું પણ તેમાથી મને છૂટવા તે વેળા તો નહોતી સ્ફુરી હું આ સમય પહેલા માંસાહાર દેશમા જ કરી ચૂક્યો હતો. સર્પાદિનો નાશ કરવાનો ધર્મ છે એમ માનતો હતો મે માંકડ ઈત્યાદિને માર્યાનુ સ્મરણ તો આવે છે મારું સ્મરણ તો એવું છે કે મે એક વીંછીને પણ મારેલો. આજે આવા ઝેરી જતુને પણ ન મારવાં જોઈએ એમ સમજ્યો છુ તે વેળા અંગ્રેજોની સાથે લડાઈ કરવાની તૈયારી કરવી જોઈએ એમ માનતો 'અંગ્રેજો રાજ્ય કરે તેમા શી નવાઈ' એ કવિના ગણગણતો. મારો માંસાહાર આ તૈયારીનુ કારણ હતુ વિલાયતમા જતા પહેલા આવા વિચારો ધરાવતો. માંસાહાર ઈત્યાદિમાથી બચ્યો તેનુ કારણ માતાના દીધેલા વચનોનું મરણાન્તે પણ પાલન કરવાની વૃત્તિ જ હતું સત્ય ઉપરના મારા પ્રેમે મને ઘણી આપત્તિમાંથી બચાવ્યો છે.

હવે બે અંગ્રેજોના પ્રસંગમાં આવતાં મારે ગીતા વાચવી પડી. 'વાંચવી પડી' કહું છુ કેમ કે મને કઈ ખાસ ઈચ્છા ન હતી. પણ જ્યારે આ બે ભાઈઓએ મને તેમની સાથે ગીતાજી વાંચવાનુ કહ્યું ત્યારે હું શરમાયો. મને મારા ધર્મશાસ્ત્રોનુ કઈ જ જ્ઞાન નથી એ ભાનથી મને દુ:ખ થયુ. આ દુઃખમા કારણ અભિમાન હતું એમ લાગે છે. મારો સંસ્કૃત અભ્યાસ એવો ન હતો કે હું ગીતાજીના બધા શ્લોક મદદ વિના બરાબર સમજી લઉં. આ ભાઈઓ તો કઈ જ નહોતા સમજતા તેઓએ મારી પાસે સર એડવિન આર્નોલ્ડનો ગીતાજીનો ઉત્તમોત્તમ કાવ્યાનુવાદ મૂક્યા મે તો એ પુસ્તક આખુ તુરત જ વાચી નાખ્યુ ને તેની ઉપર હું મુગ્ધ થયો ત્યારથી તે આજ લગી બીજા અધ્યાયના છેલ્લા ઓગણીસ શ્લોક મારા હૃદયમા અંકાયેલા છે તેમા મારે સારુ બધો ધર્મ આવી જાય છે તેમા સંપૂર્ણ જ્ઞાન છે. તેમા કહેલા સિદ્ધાંતો અચલિત છે બુદ્ધિનો પણ સંપૂર્ણ પ્રયોગ છે પણ એ બુદ્ધિ સસ્કારી બુદ્ધિ છે. તેમાં અનુભવજ્ઞાન છે.

આ પરિચય પછી તો મે ઘણા તરજુમા વાચ્યા, ઘણી ટીકાઓ વાચી, ઘણી દલીલો કરી–સાંભળી, પણ મારા ઉપર જે છાપ એ વાચવાથી પડી તે ભૂંસાતી નથી. ગીતાજીનો અર્થ સમજવાની એ શ્લોકો ચાવી છે. તેનાથી વિરોધી અર્થવાળા વાક્યો આવે તેનો ત્યાગ કરવાની પણ હું સલાહ આપુ. નમ્ર માણસને ત્યાગ કરવાપણું ન રહે તે એણું જ કહી દે: 'બીજા શ્લોકો આની સાથે આજે નથી મળતા એ મારી બુદ્ધિની કચાશ; કાળે કરી તેનો અને આ ૧૯ શ્લોકોમા કહેલા સિદ્ધા-

કરાવવા, સતીશિરોમણિ સીતાજીનો પરિચય કરાવવા, ભરતની આદર્શ ભક્તિનુ ચિત્ર ખડુ કરવા લખાયેલુ છે. દોષિત રિવાજોનુ તેમા મળી આવવુ સમર્થન લાચાર છે તુલસીદાસે ભૂગોળ શીખવવા પોતાનો અમૂલ્ય ગ્રથ નથી લખ્યો તેથી તુલસીદાસમા ખોટી ભૂગોળ જોવામા આવે તેનો ત્યાગ કરવાનો આપણો ધર્મ છે

હવે ગીતાજી તપાસીએ ગીતાજીમા બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ અને તેના સાધન એ જ વિષય છે બે સેના વચ્ચેનુ યુદ્ધ એ તો નિમિત્ત છે એમ ભલે કહો કે કવિ પોતે યુદ્ધાદિને નિષિદ્ધ નહોતા માનતા તેથી તેમણે યુદ્ધના પ્રસગનો ઉપયોગ કર્યો મહાભારત વાચ્યા પછી મારા ઉપર જુદી જ છાપ પડી છે વ્યાસજીએ એવુ બધુ સુદર પુસ્તક લખી યુદ્ધના મિથ્યાત્વનુ જ વર્ણન આપ્યુ છે કૌરવ હાર્યા તેથી શું? પાડવ જીત્યા તેથી શુ? જીતનાર કેટલા બચી રહ્યા? તેનુ શુ થયુ? કુતી માતાના શા હાલ થયા? અને આજે યાદવકુળ ક્યા છે?

જ્યા યુદ્ધવર્ણન અને હિંસાનુ પ્રતિપાદન એ વિષય નથી ત્યા તેની ઉપર ભાર દેવો તદ્દન અયોગ્ય મનાય, અને જો કેટલાક શ્લોકોને અહિંસાની જોડે ગોઠવવુ મુશ્કેલ છે તો આખી ગીતાને હિંસાના ચોકઠામા મૂકવી એથી પણ વધુ મુશ્કેલ છે

કવિ અમુક ગ્રથ લખે છે ત્યારે બધા અર્થ તે કલ્પી લેતો નથી કાવ્યની ખૂબી જ એ છે કે કવિના કરતા કાવ્ય ચડી જાય છે પોતાની એકતાનતામા જે સત્ય તે ઉચ્ચારી શકે છે તે તેના જીવનમા ઘણી વેળા જોવામા નથી આવતુ તેથી ઘણા કવિનુ જીવન તેના કાવ્યની સાથે અસગત હોય છે ગીતાજીનો સર્વાંશે અર્થ હિંસા નથી પણ અહિંસા છે, એમ ૨જો અધ્યાય જે વિષયનો આરભ કરે છે ને ૧૮મો જે પૂર્ણાહુતિ કરે છે તે બતાવે છે વચ્ચે ગુણો તો પણ તે જ છે ક્રોધ વિના રાગ વિના, દ્વેષ વિના, હિંસા સભવતી જ નથી અને ગીતા તો ક્રોધાદિને ઓળગી ગુણાતીતની સ્થિતિએ આપણને પહોચાડવા મથે છે ગુણાતીતમા ક્રોધનો સર્વથા અભાવ હોય અર્જુને જ્યારે જ્યારે ધનુષ્ય પોતાના કાન સુધી ખેચ્યુ ત્યારે ત્યારે તેની લાલ થયેલી આખો હુ હમણા પણ જોઈ શકુ છુ

પણ અર્જુને ક્યા અહિંસાને અર્થે યુદ્ધના ત્યાગની હઠ લીધી હતી? એણે તો બહુયે યુદ્ધ કર્યા હતા તેને તો એકાએક મોહ થયો હતો, તેને તો સગાને મારવાની અનિચ્છા થઈ હતી બીજા કોઈ જેને તે પાપી માને તેને ન મારવાની વાત અર્જુને નહોતી કરી શ્રીકૃષ્ણ તો અતર્યામી છે તે અર્જુનનો ક્ષણિક મોહ જાણી જાય છે તેથી તેને કહે છે 'તુ હિંસા તો કરી ચૂક્યો છુ એમ એકાએક ડાહ્યો થઈ અહિંસા શીખી શકવાનો નથી તે પતાવ્યુ છે એટલે હવે પૂરુ કર્યે છૂટકો!' કલાકના ૪૦ માઇલના વેગે ચાલનારી ટ્રેનમા બેઠેલાને મુસાફરી પ્રત્યે એકાએક વૈરાગ્ય થતા તે ટ્રેનમાથી ભૂસકો મારે તો તેણે આત્મહત્યા કરી તે કંઈ મુસાફરીનુ કે ટ્રેનમા બેસવાનુ મિથ્યાત્વ નથી શીખ્યો એમ જ અર્જુનનુ હતુ અહિંસક કૃષ્ણ અર્જુનને બીજી સલાહ ન જ આપી શકે પણ તેમાંથી એવો અર્થ કાઢવો કે ગીતાજી હિંસા શીખવે છે અથવા યુદ્ધનુ સમર્થન કરે છે એ એટલુ જ અયોગ્ય છે જેટલુ આમ કહેવુ અયોગ્ય ગણાશે કે શરીરવ્યાપારને અર્થે કઈક હિંસા તો અનિવાર્ય છે, તેથી હિંસા જ ધર્મ છે સૂક્ષ્મદર્શી આ હિંસામય શરીરમાથી અશરીરી થવાનો એટલે કે મોક્ષનો ધર્મ શીખવે છે

પણ ધૃતરાષ્ટ્ર કોણ દુર્યોધન કોણ યુધિ

ફિર કોણ ને અર્જુન કોણ? કૃષ્ણ કોણ? આ બધા ઐતિહાસિક પુરુષો? અને તેમના સ્થૂળ વ્યવહારનું ગીતાજી વર્ણન કરે છે? અર્જુન એકાએક યુદ્ધમાં સવાલ પૂછે છે અને કૃષ્ણ આખી ગીતા પઢી જાય છે? વળી એ જ ગીતા અર્જુન પોતાનો મોહ નષ્ટ થયો એમ કહેવા છતાં ભૂલી જાય છે ને કૃષ્ણમુખે ફરી અનુગીતા કહેવડાવે છે?

હું તો દુર્યોધનાદિને આસુરી વૃત્તિઓ ગણું છું, અને અર્જુનાદિને દૈવી વૃત્તિઓ ગણું છું. ધર્મક્ષેત્ર એ આપણું શરીર છે તેમાં દ્વંદ્વ ચાલ્યું જ જાય છે તેનું આબેહૂબ વર્ણન અનુભવી ઋષિકવિએ આપ્યું છે. કૃષ્ણ એ અંતર્યામી છે, ને શુદ્ધ ચિત્તમાં તે હમેશા ઘડિયાળની જેમ ટકટક્યા કરે છે. જો ચિત્તને ચિત્તશુદ્ધિરૂપી ચાવી ન આપી હોય તો અંતર્યામી ત્યા છે તો ખરા જ, પણ ટકટક તો બંધ થઇ જાય છે.

આમા સ્થૂળ યુદ્ધને તો અવકાશ જ નથી એમકહેવાનો આશય નથી, જેને અહિંસા સૂઝી જ નથી તેણે કાયર થવું એવો ધર્મ નથી શીખવ્યો. જે બીએ છે, જે સંઘરે છે, જે વિષય રમે છે તે હિંસાયુદ્ધ કરશે જ; પણ તે તેનો ધર્મ નથી. ધર્મ તો એક જ છે. અહિંસા એટલે મોક્ષ. મોક્ષ એટલે સત્યનારાયણનો સાક્ષાત્કાર પણ પાછી પાનીને આમાં ક્યાંયે અવકાશ નથી. આ વિચિત્ર જગતમાં હિંસા તો ચાલ્યાં જ કરવાની. તેમાંથી નીકળી જવાનો માર્ગ ગીતા બતાવે છે, પણ સાથે ગીતા એમ પણ બતાવે છે કે કાયર થઇ ભાગ્યે હિંસામાથી નહીં નીકળાય. જે ભાગવાનું કરે તે તો મારે ને મરે.

જે શ્લોક પ્રશ્નકારે ટાંકયા છે તેનો અર્થ હજુ ન સમજાય તો હું સમજાવવા અસમર્થ છું. સર્વ શક્તિમાન ઈશ્વર કર્તા, ભર્તા, સંહર્તા છે, ને હોવો જ જોઇએ એ વિષે તો શંકા નહીં જ હોય ને? જે ઉત્પન્ન કરે છે તે તો તેનો નાશ કરવાનો અધિકાર રાખે જ છે છતાં તે નથી મારતો કેમ કે તે ઉત્પન્ન કરતો પણ નથી. જે જન્મ્યું તે મરવાને જ ખાતર એવો નિયમ છે, તેને ઈશ્વર પણ નથી તોડી શકતો એ તેની દયા છે. જો ઈશ્વર સ્વચ્છંદી ને સ્વેચ્છાચારી થઇ જાય તો આપણે ક્યાં જઈએ?

---

જ્યારે અ તરની ઉમેદ જાગે છે [અ૦ પૃ૦ ૧૮૦થી]
પણ પ્રકારનુ શારીરિક બંધન ગમે ત્યાં વિહરતાં નડવાનું નથી ગુલામી ગઈ અને આઝાદી આવી. એ ત્યાં આઝાદીનો ઉત્સવ ઉજવતી હશે અને હું અહીં શોક કરૂં એ કેટલું બેહુદું ગણાય!

પ્રભુ એ મુક્તાત્માને વધુ મુક્તિ આપે અને શાંતિ બક્ષે.

થોડા દિવસ પર પત્ર લખ્યો હોવાથી શું નવું લખવું એ સમજાતું નથી છતાંય થોડું લખવું જોઇએ.

ગઈ કાલથી ઠંડીએ પલટો ખાધો છે. છે, પણ આજે ધુમ્મસ ઘેરાવા લાગ્યું છે અહીંના હવામાનની આ ખૂબી છે. વરસાદ પણ શરૂ થઇ ગયો છે.

ગઈ કાલે રાત્રે મને ગરમી લાગવાથી એક બ્લેંકેટથી જ સારી રીતે ચાલે છે. તમને નવાઈ લાગશે કે જ્યારે પારો ૩૦ થી ૩૫ ટૅમ્પરેચર બતાવતો હોય ત્યારે ગરમી કેવી રીતે થાય? અને એક બ્લેંકેટથી કેમ ચાલે? મને ય નવાઈ લાગે છે, પણ ચાલે છે—એ હકીકત છે. જો કે આને માટે મેં ખાસ ટેવ પાડી છે બાકી અહીંના જ વતનીઓને ખબ ઠંડી

ા પર જતાં પણ ધ્રૂજતાં હોય છે

ઈશ્વરકૃપા વિના બીજુ શું હોય?

અભ્યાસ તો ચાલે છે લોઢા, લાકડાનો અભ્યાસ નવા સત્રથી શરૂ થશે અત્યારે એની તૈયારીઓ ચાલે છે

અહીં જેમ જેમ દિવસો પસાર થાય છે તેમ તેમ મને ભારત-માનો સાદ વધુને વધુ તીવ્રતાથી સંભળાય છે જ્યાં સુધી હું એની સેવા નહિ કરું ત્યાં સુધી મને અંતરની શાંતિ નહિ થાય એમ હૃદયમાં ઊંડે છે એટલે જ મેં નક્કી કર્યું છે કે અહીંનું બધું જ્ઞાન વિજ્ઞાન જેટલું મારા ભેજામાં ભરાય તેટલું ઠાંસીઠાંસીને ભરી લાવી માતાને ચરણે ધરાવી દેવું છે. અને પછી હું એ ચરણની રજ થઈને રહીશ એવો મારો દૃઢ સંકલ્પ છે આજનો નહિ વર્ષોનો છે દિવસો જતા જાય છે તેમ એની દૃઢતા વધતી જાય છે પહેલા એ કલ્પના હવાઇ કિલ્લા જેવી હતી પણ હવે એ સીમેન્ટ-કોન્ક્રીટના પાયા પર ચણાવા લાગી છે

ગયે શુક્રવારે મારા વર્ગમાં મેં મસાલાની વાત કાઢી હતી મારા ટ્યુટરને મરચું શું ચીજ છે તેની જ ખબર ન હતી એટલે હું મેં ચાર લાલ સુકા મરચા, એલચી, તજ, રાઈ, મેથી, જીરુ વગેરે વર્ગમાં લઈ આવ્યો હતો મેં એ બધાના અંગ્રેજી નામ તેમ જ તેને વઘાર વગેરેની રસપ્રદ માહિતી આપી એ લોકો એલચી-પણ ખાઈ શકતા નથી એમને એ તીખી લાગે છે પછી આવ્યો મરચાનો વારો મેં એમને સમજાવ્યું કે એ ખૂબ તીખી ચીજ છે એટલે એમણે ખાધું નહિ પણ એને ફોડતા એમાંથી બી નીકળ્યા એક ઇન્ગ્લિશ છોકરી એનો સ્વાદ જાણતી હતી એટલે એણે 'પીટર-સ્ટીવન ટ્યુટરને તે ખાવા કહ્યું મેં ખૂબ ખૂબ ના કહી છતા માન્યું નહિ અને પેલું બી મોંમાં મૂક્યું બસ પછી જોઈ લો વાત! એમણે તો બૂમો પાડવા માંડી આગ, આગ અરે આગ લાગે ત્યારે ફોન ન ૯૯૯ નું ડાયલ ફેરવવાનું હોય છે, જેથી તરત જ બંબાવાળા અને પોલિસ તથા એમ્બ્યુલન્સ કાર આવી પહોંચે તેમણે બૂમ મારવા માંડી Fire in my mouth, please . આખોય ક્લાસ ખડખડાટ હસવા લાગ્યો બીજુ શું થાય?

પછી મારી પાસેથી એ મરચા એમના શ્રીમતીને બતાવવા લઈ ગયા ત્યાંય એમણે એ અજમાવ્યું એમ કહેતા હતા

મારું અહીં ગોઠવાઈ ગયું છે એમ પણ નથી, અને નથી ગોઠવાયું એવું ય નથી Struggle of ex stence' નો પ્રશ્ન બધાને મુંઝવતો હોય છે મેં તેનો ઉકેલ કરવા કેવા કેવા પ્રયત્નો કર્યાં તેનો પણ મોટો ઇતિહાસ છે એટલે એનો સ્વતંત્ર પત્ર લખવો પડશે પણ તે બધું પતી ગયા પછી

ભૂદાન સાહિત્ય મને મળશે એ જાણી આનંદ થયો

આવતા ડિસેમ્બરમાં અહીંના એક બે મિત્રોને હિંદની સફર કરાવવા વિચાર કર્યો છે સાથે સાથે હું ય આવું (ગાઈડ તરીકે) તો નવાઈ નહિ જૂન-જુલાઈમાં આખા યુરોપનો પ્રવાસ ગોઠવ્યો છે અને જૂન ૧૯૫૫માં અમેરિકાનો પ્રવાસ થવાની વકી છે બસ પછી ચાર વરસ અહીં જ અભ્યાસ એકી બેઠકે પૂરો કરી સીધા ત્યાં (બોચાસણ આશ્રમમાં!) .

તમને કદાચ નવાઈ લાગશે પણ અરેખર આશ્રમનું આકર્ષણ દિન-પ્રતિદિન વધતું જાય છે એટલે અત્યારથી જ હું મારી જગાનું "-રિઝર્વેશન" કરાવવા વિનતી કરું છું આવું શાથી થાય છે તે મનેય સમજાતું નથી એ જ

લ ન તા. ૯-૨-૫૪

લિ અરવિંદના પ્રણામ



# બાપુનો પરિવાર

## સત્યાગ્રહી પાંચાકાકા

દિલખુશ બ દીવાનજી

પાચાકાકા કરાડીના વતની ૧૯૨૦-૨૧ ની અસહકારની દેશ વ્યાપી ચળવળે એમના જીવનને હચમચાવી મૂકયુ વહાણવટાનો ધંધો પરવારી બેઠા. એમને થોડી ઘણી જમીન પર ખેતી કરતા બારડોલીમા નાકરની લડત ચાલુ થવાની હતી પાચા કાકા તો કરાડીમા જલાલપુર તાલુકામા હતા પરંતુ સત્યાગ્રહનો રંગ એમને લાગેલો. મન સાથે નિશ્ચય કરી લીધો આ સરકારને જમીન મહેસૂલ ન ભરવી સાથે જીવનને પાવન કરનારા બીજા વ્રતો પણ લીધા

૧. સોનાચાદીના ઘરેણા ન વાપરવા

૨ હાથે કાતેલી, હાથે વણેલ ખાદી જ પહેરવી

૩ ગામમા શરૂ થયેલી હાથસૂતર વણતી શાળ ગમે તે ભોગે ચાલુ જ રાખવી

૪. સરકારને કશી જ જાતનો કર ન ભરવો

એમના ભત્રીજાનું નામ વાલજીભાઇ જીનમા ફીટર તરીકે કામ કરતા કાકાનો સત્યાગ્રહનો રંગ ભત્રીજાને પણ લાગ્યો ફીટરનુ કામ છોડયુ. કરાડી આવાને પાચાકાકાની પ્રતિજ્ઞાથી પાવન થયેલી હાથ શાળ સભાળી લીધી અને જીવનના અંત સુધી તેને નિષ્ઠાપૂર્વક વળગી રહ્યા [પાચાકાકાની સત્યાગ્રહી જમીન પરની ગાધીકુટીરની ઝૂપડીમાજ વણતા વણતા ૧૯૪૭ના ડીસેમ્બરમા વાલજીભાઇનું હૃદય બધ થતા મૃત્યુ થયુ હતુ]

ચોરીચોરાના રમખાણને લીધે ગાધીજીએ બારડોલીનો સત્યાગ્રહ મોકૂફ રાખ્યો ખેડૂતોએ મહેસૂલ ભરી દીધી પાચાકાકાએ તો પ્રતિજ્ઞા લઇ લીધી હતી સ્વરાજ્ય મળે તોજ મહેસૂલ ભરાય. હવે શુ કરવું ગાધીજી પાસે તે પહોચ્યા પોતાના મનની વીગત જણાવી ' , તો હવે કદિ આ સરકારને મહેસૂલ નહિ જ ભરુ

બાપુજી ડોસાના અડગ નિશ્ચયથી પ્રસન્ન થયા બારડોલીની લડત તો મોકૂફ રહી હતી પરંતુ પાંચાકાકા માટે એમણે અપવાદ કર્યો આશીર્વાદ આપ્યા ' જાઓ ફનેહ કરો કર ન ભરતા અને જે થાય તે સહન કરજો

રાજી થઇ પાચાકાકા કરાડી આ યા મહેસૂલ ન ભર્યું. જમીન જપ્ત થઇ

ત્યારથીર પાચાકાકાને એમા આનદ જ થયો વાલજીભાઈ વણતા, પાચાકાકા પીંજતા કાંતતા શ્રમજીવનથી એમનો નિશ્ચય બલવાન થતો ગયો

શાળ તો ચાલુ જ રાખવી હતી પ ત સૂતરની મુશ્કેલી પડતી પાચાકાકા ગામેગામ હાથે કાંતેલા સૂતર ઉઘરાવવા ચાલતા નીકળી પડતા ૧૯૩૪મા ગાધીકુટીરનુ કામ શરૂ થયુ પાચાકાકાને વિશ્વાસ બેઠો કે હવે મારી શાળ ચાલુ જ રહેશે બધી વ્યવસ્થા ગાધીકુટીરને સોંપી દીધી

૧૫મી ઑગસ્ટ આવી. હવે તો સાચેજ અંગ્રેજો વિદાય થયા. કરાડીમા પાંચાકાકાએ સ્વરાજયનો ધ્વજ ફરકાવ્યો.

"પાંચાકાકા હવે તો શાંતિ થઈને ? અંગ્રેજ સલ્તનત તો ઉખડી ગઈ. તમારી જમીન હવે તો ખેડો !"

તરતજ જવાબ મળ્યો, "ના ભાઈ ના. સંપૂર્ણ સ્વરાજ્ય એટલે શું તે તમે સમજો છો ને! બાપુનું રામરાજ્ય, જ્યા પોલીસ, લશ્કર વિના રાજ્ય ચાલે ત્યા સંપૂર્ણ સ્વરાજ્ય. અને તે હજી ક્યાં આવ્યુ છે ? મારી પ્રતિજ્ઞા તો એવા સંપૂર્ણ સ્વરાજ્ય માટે છે ને ?"

પાંચાકાકાના આ નિડર જવાબથી હું તો મુગ્ધ થઈ ગયો. બાપુને મેં લખ્યુ. બાપુ પણ ખુશ થયા. 'હરિજન બંધુ'માં લખ્યું:-

"પાંચાકાકાની ટેક અદ્વિતીય જ રહેશે."

જીવનના અંત સુધી સત્યાગ્રહી પાંચાકાકાએ પોતાની પ્રતિજ્ઞા પાળી. ૧૯૪૮મા દાંડીના દરિયામાં એમણે જ બાપુની ભસ્મ પધરાવી.

૧૯૫૧માં અણનમ પાંચાકાકા સંપૂર્ણ સ્વરાજ્યની ઝંખના કરતા ચાલ્યા ગયા

---

એક મંદિરમા સુંદર વાજું હતુ તે કીમતી તથા ઉત્તમ હતું, તેથી તેની દેખરેખ રાખનાર મનુષ્ય કોઈ પણ અજાણ્યા મનુષ્યને વાજાને અડકવા દેતો નહિ. એક વખતે આરતીના સમયે તદ્દન સાદા વસ્ત્ર પહેરીને સૌમ્ય આકૃતિવાળો એક મનુષ્ય ત્યાં આવી ચડ્યો. તેણે વાજું વગાડવા પોતાની ઇચ્છા જણાવી, પણ પેલા માણસે તેમ કરવાની સ્પષ્ટ મના કરી, કારણ કે અજાણ્યાના હાથ અડકવાથી વાજું બગડી જાય એવો તેને ભય હતો. જ્યારે આરતી પૂરી થઈ ત્યારે સૌ લોકો ચાલ્યા ગયા, પરંતુ પેલા સાદા પોષાકવાળો મનુષ્ય ચુપચુપ વાજાની પાસે બેસી રહ્યો અને પછી વાજુ વગાડવા લાગ્યો. આ મનુષ્ય વાજાનો મૂળ શોધક હતો કોઇ દિવસ નહિ સાંભળેલો એવો સુંદર સ્વર સાંભળીને બહાર જતા લોકો પણ થંભી ગયા અને વાજું સાંભળવા લાગ્યા. વાજાનો માલિક તો ભાન જ ભૂલી ગયો અને વાજું કોણ વગાડે છે તથા તેને સાચવવુ જોઇએ, તેનું પણ તેને ભાન જ રહ્યું નહિ. બધા વાદ્યરસમાં તલ્લીન થઇ ગયા. જ્યારે વાજાનો માલિક પોતે વગાડતો હતો ત્યારે લોકોને જે આનંદ થતો, તેનાથી આજે ઓર આનંદ આવતો હતો, કારણ કે અમુક માણસ વગાડે છે અને અમે સાંભળીએ છીએ એવું તેમને અભિમાન રહેતું. આ ઉપરથી સમજવાનું એ છે કે, આપણે આ શરીરની સંભાળ રાખીએ છીએ. અને તેનો અહંકાર રાખીએ છીએ, તેથી એ શરીર દુ:ખરૂપ જ થઇ પડે છે. પણ શરીરરૂપી વાદ્ય પ્રભુને જ વગાડવા આપીએ તો પરમાનંદ પ્રાપ્ત થાય

× × ×

ઉર્દૂના પ્રસિદ્ધ ભકત-કવિ 'નઝીર'ને તે સમયના લખનૌના નવાબ સઆદતઅલીખાએ, તેમની ખ્યાતિ સાંભળી થોડા રૂપિયા આપીને તેડવા માટે એક માણસને મોકલ્યો. નઝીરે પ્રથમ રૂપિયા તો લીધા પણ નવાબના માણસને કહ્યુ કે, છેવટનો જવાબ હું આવતી કાલે આપીશ. 'નઝીર'ને તે દિવસે નવાબના રૂપિયાના વિચારમા ને વિચારમા આખી રાત ઉંઘ ન આવી સવાર પડતા જ એમણે નવાબના માણસને રૂપિયા પરત કરતા કહ્યું "ભાઇ, આ રૂપિયા તો જગતની ચીજ છે ચોરના ડરથી મને આખી રાત ઉંઘ ન આવી. હુ હમેશા આરામની નિંદ લઉં છુ. અને ઈશ્વરનો આભાર માનું છુ આવી ઉમદા દોલતને થોડાક રૂપિયાના બદલામાં હું નહી વેચી શકું" અને લખનૌ આવવાની ના પાડી દીધી



# દુનિયાને માપવાનો ગજ

કનુભાઈ ના. પટેલ



કૃષ્ણદેવરાય નામે એક રાજા એક વખત સવારમાં પોતાના હજામ પાસે વાળ કપાવતા હતા. ત વખતે તેમણે પોતાની પ્રજાની પરિસ્થિતિ જાણવાના આશયથી પેલા હજામને પૂછ્યું, 'કેમ મોહન, આજકાલ આપણા રાજ્યમાં લોકો પૈસે ટકે સુખી તો છે ને?'

પેલો હજામ કે જેનું નામ મોહન હતું તેણે જવાબ આપ્યો, 'મહારાજ! આપના રાજ્યમાં તે પ્રજાને શું દુઃખ હોય? આપના રાજ્યમાં બધે લીલા લહેર છે. આપના રાજ્યમાં અત્યારે એક પણ ઘર એવું નહીં હોય કે જ્યાં ઓછામાં ઓછું પાચ તોલા સોનું પણ ન હોય.'

મોહનની આ વાતથી કૃષ્ણદેવરાયને ઘણું આશ્ચર્ય થયું. આ વાત ઉપર તેમને પૂરતો વિશ્વાસ ન બેઠો. આ વાતની તપાસ કરવા માટે તમણે પોતાના પ્રધાનને આજ્ઞા કરી.

પ્રધાન ખૂબ હોશિયાર અને પ્રજાના મનનો જાણકાર હતો. તેણે પોતાના એક વિશ્વાસુ માણસ મારફત પેલા હજામના ઘરની તલાશી લેવરાવી તો તેના ઘરના એક માટલામાંથી પાંચેક તોલા જેટલું સોનું નીકળ્યું. આ સોનું પ્રધાને પોતાની પાસે રાખી લીધું.

બીજે દિવસે મોહન રોજના નિયમ પ્રમાણે કૃષ્ણદેવરાયને ત્યાં ગયો. પરંતુ તેનું સોનું ચોરાઈ ગયું હોવાથી રોજના સમય કરતા આજે તે મોડો હતો. વળી આજે રોજની માફક આનંદિત પણ ન હતો.

પ્રધાને અગાઉથી સમજાવી રાખ્યા પ્રમાણે આજે પણ કૃષ્ણદેવરાયે મોહનને પૂછ્યું, 'મોહન! તારા કહેવા પ્રમાણે આપણા રાજ્યમાં બધા જ લોકો પૈસેટકે સુખી છે એમને?'

મોહને રડમસ ચહેરે જવાબ આપ્યો, 'મહારાજ! ગઈ કાલ સુધી તો હું એમ જ માનતો હતો. પરંતુ આજે તો મને લાગે છે કે સૌ પોતપોતાના દુઃખોને રડે છે. કોઈના ઘરમાં એક રતિભાર સોનું પણ નથી.'

હજામની આવી તદ્દન વિપરીત વાતથી કૃષ્ણદેવરાયને ઘણું જ આશ્ચર્ય થયું. તેના ગયા પછી તેમણે પોતાના પ્રધાનને બોલાવીને બધી વાત કરી. અને પછી પૂછ્યું, "ગઈ કાલે તો આ હજામ એમ કહેતો હતો કે મારા રાજ્યમાં બધા ધનવાન છે અને આજે કહે છે કે પ્રજાના દુઃખોનો પાર નથી. કોઈના ઘરમાં એક રતિભાર જેટલું પણ સોનું નથી. આનું કારણ શું?'

હજામના ઘરની તલાશીની તથા તેનું સોનું ચોરાવી લીધાની બધી વાત કૃષ્ણદેવરાયને વિગતે કર્યા પછી પ્રધાને તેમને કહ્યું, 'મહારાજ! આ દુનિયા આમ જ ચાલે છે. સૌ પોતપોતાના ગજથી બીજાને માપવાને પ્રયત્ન કરે છે. પરિણામે એકબીજાને સાચી રીતે કોઈ ઓળખી શકતું નથી.'

કહેવાની જરૂર નથી કે પેલું સોનું પ્રધાને હજામને પાછું અપાવી દીધું હતું.




ભવેશ્વર આગળ ઘોડાગાડીએ, 'રૂપાયતન' નામના દિશાસૂચક બોર્ડ સામેથી વળાંક લીધો ત્યારે ઉત્કંઠા અતિ તીવ્ર થઈ ગઈ, આતુરતા વધી ગઈ, કે સંસ્થા કેવી હશે! ડુંગરમાળનું દર્શન કરવું કોરે રહી ગયું, આસપાસની લીલીછમ વનસ્પતિનું નિરીક્ષણ પણ અટક્યું રસ્તોય જરા અહીંથી, ઘોડાગાડી માટે અડચણભર્યો છે રૂપાયતનના દરવાજે ગાડી અટકી ત્યારે નવીનભાઈ ત્યાં કામસર હાજર હતા

પૂ. નાગરદાસકાકાનો પત્ર આપ્યો બિસ્તર મૂક્યું અને નવીનભાઈ જાતે જ, પ્રેસ, હાથકાગળ ઉદ્યોગના મકાનમાં તેડી ગયા તે દી તો બાધા જેવો જ હું બની રહ્યો! બધું નવું નવું હતું ને! પ્રેસની બારી માંથી આખો દી રહી રહીને ગિરનારનું શિખર જ જોયા કર્યું. ધરાયો જ નહીં! 'ધમધમ ની ગર્જનમાં વાંચેલું ઊડી રહ્યા છે ધામધૂમ. ગિરનાર પર ધુમાડા તે અહીં પ્રત્યક્ષ જોયું!

જાણે ડુંગરે દવ લાગ્યો હોય એમ આખી ડુંગર માળ પર અષાઢી વાદળાં ધુમાડાની પેઠે ધમાઈને વહ્યા જતાં ધીરે ધીરે આછાં આછાં થતાં ને ફેલાતાં એ દિનચર્યા હજીય ચાલુ જ છે!

આમ તો રૂપાયતન'નો વિસ્તાર પૂરો સો એકરનો છે જમીન કાળા પથરાથી ભરેલી ને જાત જાતના ગીચ ઝાડોથી છવાયેલી, એમાંથી ધીરજ અને શ્રમથી, માનવને વસવા યોગ્ય નાનકડું સંસ્કાર ધામ ધીરેધીરે ચોક્કસ આકાર લઈ રહ્યું છે

મિત્રો ઘણીવાર પૂછે છે 'ભાઈ, તમે જઈ બેઠા એ રૂપાયતન છે શું? 'ત્યાં શું કરો છો ત્યાં શેની તાલીમ અપાય છે? વિદ્યાર્થીઓ છે? વિ. વિ. ઘણી વાર શો જવાબ આપવો તે સમજાતું નથી! કેમકે આપણે તો એક ને એક બે એવા સીધા સાદા હિસાબ ને ગણત્રીથી ટેવાયા છીએ! ત્રણ અને બે થઈ શકે તે આપણા મગજમાં નહીં ઊતરે!

હજી આ સંસ્થા આકાર લઈ રહી છે કેવો આકાર લઈ રહી છે કે લેશે તે અત્યારે ચોક્કસ ન કહી શકાય. ગાંધી ભાઈઓ કહે છે ઝાડ આપણે ઉગાડીએ છીએ ત્યારે આપણને માત્ર એટલી જ ખબર હોય છે કે ઝાડ ઊગશે. પણ એની ડાળીઓ કેમ કઈ દિશામાં ક્યારે ફૂટશે એ આપણે કહી શકતા નથી તેમ આ સંસ્થાનું છે. ઝાડ ચોક્કસ ઊગશે તેનો આકાર પણ આપને ગમતો હશે, છતાં તેની પૂરી આકૃતિ અત્યારથી ન દોરી શકાય સ્વાભાવિક થતા સર્જનમાં જ સંસ્થાનો સાચો વિકાસ છે

સૌથી પહેલાં પ્રશ્ન એ ઊભો થાય છે કે આ સંસ્થા આવડા મોટા સૌરાષ્ટ્રમાં, સાધન સામગ્રી અને સગવડોથી ભરપૂર અનેક રમણીય સ્થળો હોવા છતાં આ જ ગામમાં શા માટે સ્થાપી! શા માટે હાથે કરી જંગલની મુશ્કેલીઓ અને એકાંત વહોરી લીધું! આનો જવાબ એ છે કે, સારું વાતાવરણ માણસને પ્રેરણા આપે છે અને ઘડે છે એ તો જ નહીં તેને પલટાવે પણ છે અને એ દૃષ્ટિએ આ સ્થળની પસંદગી થઈ છે સૌરાષ્ટ્રમાં, આનાથી સારું પ્રેરણાધામ બીજું ભાગ્યે જ હશે' આ ગિરનાર પર્વતનો ઇતિહાસ છે એનું પોતાનું અનોખું વ્યક્તિત્વ પણ છે

ઘણે સ્થળે આશ્રમો અને સંસ્થાઓ ચાલે છે તેમાં શ્રમની ઉપાસના થતી જણાશે, નિયમોના પાલનનો આગ્રહ પણ જણાશે. રેંટિયો ગુંજતો સંભળાશે છતાં જીવન માત્ર આટલું જ માગે છે એમ નથી શ્રમની ઉચ્ચ ઉપાસનામાં, કાવ્ય કળા ને સંગીતને પણ ઉમેરવા જોઈએ અને એ રીતે માત્ર જીવનરસિકતા જ માણવી જોઈએ રૂપાયતનમાં રચનાકાર્ય પાછળ આ ઉદ્દેશ છે અને એ રીતે બીજી સંસ્થાઓથી 'રૂપાયતન અલગ તરી આવે છે

આપણે ત્યાં કળાનાં ધામો છે તો ખરા, છતાં ત્યાં આશ્રમજીવનથી ઊલટું, માત્ર પીંછીની ઉપાસના જ થતી હોય છે। જીવનને જરૂરી એવાં બીજાં કાર્યો કે વ્યવસાય તરફ ત્યાં ઉદાસીનતા હોય છે। કળાકાર કળાની ઉપાસના ય કરે, તે સાથે તેટલી જ સહજતાથી તેને પ્રિય એવો વ્યવસાય પણ કરી શકે તો તે પરાવલંબી ન રહે. તેને કળા માટે કોઇનો આશરો ન શોધવો પડે. એવા કેટલાય ધંધા છે જેમાં સાચી કળાદૃષ્ટિની જરૂર છે. તેના અભાવે, કાંઈ કરી તેવા ધંધા નામશેષ થતા જાય છે, અને બાજુ તરફ કળાકાર ભૂખે મરતો હોય છે! કળાએ કારીગીરીની ભાઈબંધી કરવી જોઈએ. ચિત્રકળાનો વિદ્યાર્થી પણ 'રૂપાયતન'માં શા માટે પોતાનાં કપડાં જાતે ધોઈ પોતાનાં વાસણ પોતે માંજે, સફાઈ કરે અને ફરજિયાત અર્ધો કલાક રેંટિયો કાંતે? આ સવાલનો જવાબ આમાં આવી જાય છે એકનો શ્રમ વૈતરું બની જાય અને એકલી કળા માત્ર વિલાસ બની જાય. 'રૂપાયતન એનો સમન્વય કરવા માગે છે ચિત્રકળાનો વિદ્યાર્થી અહીં ચિત્રો દોરે, વનપંખીઓના સ્કેચો દોરે, ગિરનારના વળાંકો, શિખરોને રેખાબદ્ધ કરે, ઝાડની નોખી નોખી છટાઓ પણ આલેખે તે સાથે, આપણી સંસ્કૃતિની છડી પોકારતા આસપાસના મંદિરો અને ખંડિયેરોમાંની જાતજાતની મૂર્તિઓની કાગળના માવામાંથી બનતી પ્રતિકૃતિઓ પણ સર્જે અને એ રીતે પ્રાચીન કળાને જાળવે. તે સાથે ચામડા કામમાં ય તેની કળા રેડે, જે એને સ્વતંત્ર જીવન જીવવામાં નિર્વાહ માટે ઉપયોગી નીવડવાની છે

ગાંધી ભાઈઓનો ઉદ્દેશ તો એવો જ છે કે, રૂપાયતન' સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું કેન્દ્ર બની રહે. સૌરાષ્ટ્રની વિશિષ્ટ કળાઓ અહીં ઊછરે અને પાંગરે તેનું સંશોધન થાય. આખરે તો 'રૂપાયતન' આદર્શ 'રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ' બની રહે એવો જ આશય છે સૌરાષ્ટ્રની કળા, કારીગીરી, સાહિત્ય, સંગીત અહીં સંઘરાય અને સંશોધાય 'રૂપાયતન' ને જોતા સમગ્ર સૌરાષ્ટ્રનો આછેરો ખ્યાલ આવી જાય આ માટે, આજ મુદ્દો લક્ષમાં રાખી સરકારે અને પ્રજાએ આ સંસ્થામાં અંગત રસ લેવો જોઈએ અને કલાકારો અને કારીગરોએ અહીં સાધના કરવી જોઈએ

'રૂપાયતન'માં પ્રેસ છે, અને તે સાથે હાથકાગળ બનાવવાનો ઉદ્યોગ પણ ચાલુ થયો છે. પ્રેસમાં વિદ્યાર્થીઓને બીબાં ગોઠવવાથી માંડીને છાપકામ સુધીની ક્રિયા શીખવવામાં આવે છે. જ્યારે અહીં કામ ચાલતું હોય છે ત્યારે 'રૂપાયતન' નું શાંત વાતાવરણ ધમધમી ઊઠે છે. યંત્રની કર્કશતા, નીરવતાના કાવ્યને ગુંગળાવી નાખે ખરી.

હાથકાગળ સૌરાષ્ટ્રમાં માત્ર અહીં જ તૈયાર થાય છે અને એની વિશિષ્ટતા એ છે કે નકામા, કાગળ ન બની શકે એવા માવાનો ઉપયોગ કલાત્મક મૂર્તિઓ બનાવવામાં થાય છે. અને કાગળનો ઉપયોગ 'પ્યારાબાપુ' માં થાય છે જાતજાતના પ્રયોગો થતા રહે છે વરસાદની મોસમને કારણે હમણાં કામ જરા ધીમી ગતિએ ચાલે છે.

આમ જોઈએ તો અહીં વિદ્યાર્થીઓ માટે અમુક જ ક્રમ અભ્યાસક્રમ નથી। છમાસિક, વાર્ષિક પરીક્ષાઓ નથી, અને છતાં શિક્ષણ છે। આવનાર વિદ્યાર્થીઓ તો મોટે ભાગે આર્થિક લાભની દૃષ્ટિએ જ કામની પસંદગી કરતા હોય એ સહજ છે. પણ એમની પોતાની શક્તિની, એટલે કે એ પોતે કયું કાર્ય વધારે સારી રીતે કરી શકશે તેની એને ભાગ્યે જ જાણ હોય છે। ગુરૂદેવ ટાગોરે એક ઠેકાણે કહ્યું છે. "પોતાને કઈ ચીજમાં ખરેખરી આવડત છે તેનું જ્ઞાન ઘણાને આખીએ જિંદગીમાં કદી થતું નથી. બીજા કેટલાકને પોતાની બક્ષિસનું જ્ઞાન ઘણું મોડું મોટી ઉમ્મરે થાય છે નાની વયે તેનું જ્ઞાન થવું તે મોટું અહોભાગ્ય છે જેની આપણને બક્ષિસ હોય, તેમાં બધી શક્તિ રેડી તેનો વિકાસ આપણે કરવો જોઈએ"

રૂપાયતન 'માં આવતા વિદ્યાર્થીઓને આ પ્રમાણે કામ સોંપાય છે. ઘણીવાર એવું જોવામાં આવે છે કે, હાથકાગળમાં કામ કરતો વિદ્યાર્થી પ્રેસમાં ડોકિયું કરી તેમાં રસ લેતો હોય, આ આમ કેમ ને તે તેમ કેમ, એવા પ્રશ્નો કરતો હોય, મૂર્તિવિધાનમાં વધારે જીજ્ઞાસા ધરાવતો હોય. આમાં જ એનો રસ, એનું માનસિક વલણ અને શક્તિ પારખી શકાય છે અને તેને ગમતું કામ સોંપી તેનો વિકાસ કરાય છે આજ 'રૂપાયતન'નું શિક્ષણ છે જેમજેમ વિશેષ વિભાગો અહીં ખૂલતા જશે વિશેષ વિદ્યાર્થીઓ આવતા

જશે તેમ તેમ આનાં વિશેષ સારાં પરિણામો નીપજાવી શકાશે.

સંકલ્પ તો એવો છે કે, 'રૂપાયતન' પોતાની બધી જરૂરિયાતો માટે સ્વાશ્રયી બને. એ માટે, મંગળાચરણ તરીકે, જંગલની પથરાળ જમીનને સાફ કરી ખેતીનો પ્રારંભ થયો છે. અન્ન ને શાકભાજીના પ્રશ્નના ઉકેલનો એ આશાસ્પદ પ્રારંભ છે. સૂતર તો નિયમિત કંતાય છે જ. ખાદીની શાળો પણ ટૂંકમાં જ નખાશે. ખાટલાની પાટી વણવાનું પણ ગણત્રીના દિવસોમાં શરૂ થશે. પ્રાથમિક વિધિ તો પૂરી થઈ ગણાય, આમ જીવનની જરૂરિયાતોના વ્યવસાયો એક પછી એક સ્થપાતાં સંસ્થા અવશ્ય સ્વાવલંબી બનશે. તે છતાં આર્થિક દષ્ટિએ આ સંસ્થા ખોટમાં જ રહે એ દેખીતું છે. કેમકે કળા અને સ્થાપત્ય એ કંઇ કમાઉ ધંધા નથી. શિક્ષણ અને કળા માટે સરકાર જે અઢળક નાણું ખર્ચવાની રૂપરેખાઓ ઘડે છે તેમાં આવી સંસ્થાઓના વિકાસને પૂરી તક મળવી જોઇએ.

પોતાની યોજનાઓના ચોકઠામાં આવી અભિનવ સંસ્થાઓને સમાવવાની ફરજ પાડવા કરતા, તેની જરૂરિયાતોની પૂરી ચોકસાઈ કરી જરૂરી શરતોથી આર્થિક મદદ આપવી જોઇએ. કેટલુંક કાર્ય એવુ છે જે શબ્દો અને આંકડાઓમાં દર્શાવી શકાતું નથી.

આજે તો આ આખી સંસ્થાનો ભાર બે ભાઈઓ પર છે, તેઓની અભિજાત ચિત્ર-શકિતનો હાલ ઓછો ઉપયોગ થાય છે એ જોઇ ઘણીવાર વિચાર આવે છે, આ વિદ્યાર્થીઓ અને કારીગરોને વારંવારીએ સૂચનો કરવામાં એમનો સમય જાય. ઘડીક આખી સંસ્થાને પાણી પૂરું પાડતા કૂવાનો પંપ બગડ્યો હોય તો તે સુધારવા દોડે, કમોદને પાણી પાવું કે ખેતરમાંના પથરા ઉપાડવા કે ખડ કપાવવું એની તજવીજમાં પડ્યા હોય, કયારેક કૂડ એન્જિનને સ્ટાર્ટ કરતા હોય કે ખોટકી પડ્યું હોય તો તે ચાલુ કરવા મથતા હોય, કયારેક 'પ્યારાબાપુ'નાં પેજ છાપતા હોય કે, કાગળના માવામાં રંગનું મિશ્રણ કરતા હોય, આમાં એમનો કેટલો સમય જાય છે? અરે વેડફાય છે એવું ય લાગી આવે છે. આટઆટલી ઉપાધિમાં આ ભાઇઓની ચિત્રકળાને અવકાશ જ કયાં છે? આમાં લાભ કે નુકસાન?

આવા આવા પ્રશ્નોનો ભાઈઓ આમ જવાબ વાળે છે: અમે પગારદાર માણસો રોજીએ (જો કે સંસ્થાની આર્થિક સ્થિતિ એવી નથી) ને અમે માત્ર કરવા ખાતર ચિત્રો કરીએ, એ શ્રીમંતો કે કળાપ્રેમીઓ પાસે જવાનાં. લોકોપયોગી કલા તો અહીંના સર્જનમાથી થશે. અમે અત્યારે, 'રૂપાયતનના' એકએક પથ્થરમા તેની જમીનમાં, તેના ઘડતરમાં બધો જીવનરસ રેડીએ છીએ. અમને લાગે છે કે અમે કેનવાસ પર જે ચિત્રો દોરીએ છીએ, એનાથી રૂપાયતનનું ભાવિ ચિત્ર વધારે ભવ્ય અને પ્રેરણાત્મક હશે!' — અને ખરેખર મને એની પ્રતીતિ થાય છે! અનેક મુશ્કેલીઓ છતા અહીં કામનો અદમ્ય ઉત્સાહ છે, લગની છે. જીવનનું ગીત ગુંજતું રહે છે, એટલે રૂપાયતનના ભાવિ માટે અમને ભારે શ્રદ્ધા છે! —૨૦ અ૦

---

# અનુક્રમણિકા .......... ૩૦ ઑગસ્ટ ૧૯૫૪


| ૫૪ | ૫૫ |
|---|---|
| ૧ બાપુના પત્રો................ ગાંધીજી ૧૭૨ | ૭ સાહિત્યનું ક્ષેત્ર ..... ચંદ્રશંકર શુક્લ ૧૮૧ |
| ૨ જાનકીનાથ સહાય ... .. તુલસીદાસ ૧૭૩ | ૮ ગીતાનો અર્થ ...... ગાંધીજી ૧૮૨ |
| ૩ સર્વોદય વાણી ... રવિશંકર મહારાજ ૧૭૪ | ૯ સત્યાગ્રહી પાચાકાકા . દિનસુખભાઈ ૧૮૮ |
| ૪ પરનિંદક કોકાલિય ..... ૧૭૭ | ૧૦ દુનિયાને ... ..... કનુભાઈ પટેલ ૧૯૧ |
| ૫ શાહી મેં ફકીરી ... 'અંજુમ' વાલોડી ૧૭૮ | ૧૧ રૂપાયતન .. . ૨૦ અ૦ ૧૯૨ |
| ૬ જ્યારે અંતરની ઉમેદ ... અરવિંદ પંડયા ૧૭૯ | ૧૨ અંથાવલોકન ... ... ૨૦ અ૦ ... |


---

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

'ગોળની ચા' જેવી સોપાન શૈલીની વાર્તા પડતી મૂકાઈ હોત તો?

ગામડાની નઠોરણી જીવનાઇના ઓરતા, રસભરતી, લીલા, ઝઘડા, મનમેળ, દામ્પત્યજીવનની કલહ-ગૂંથણી, આ બધુ પન્નાલાલની ગ્રામ-જીવનને સ્પર્શતી વાર્તાઓની નરી આવતી મુખ્ય વિશેષતાઓ છે ક્યારેક એમા આછી આછી એકવિધતા જણાય છે પણ કંટાળો આપવાની હદે જતી નથી. કેટકેટલાણે થયેલો 'આંખ સુવા'નો શબ્દપ્રયોગ ક્યારેક ક્યારેક ખૂંચે છે.

પન્નાલાલમા સ્વ૦ મડિયાની શૈલીનો અતિરેક, ઈ૦ પેટલીકરની નરી સાદાઈ કે પુ૦ ચંદરવાકરની ગ્રામ્ય ભાષા રુચિની સામાન્ય રીતે ન સમજાતી અને તેથી રસક્ષતિ જન્માવતી અતિશયતા નથી મેઘાણીની ધમકભરી શૈલી, પન્નાલાલ રંગે ચડે છે ત્યારે સાચરે ખરી, છતા ગ્રામજીવનને આલેખતા લેખકોમા પન્નાલાલનુ સ્થાન ઊંચુ જ છે.

નિકાસ: [માસિક] પંચાયત સહકારી ખાસ અંક, પ્ર૦ માહિતી અને પ્રકાશન ખાતુ, સૌરાષ્ટ્ર રાજ્ય રાજકોટ, વાર્ષિક લવાજમ છ રૂપિયા

સૌરાષ્ટ્ર સરકારના માહિતી ખાતા તરફથી પ્રગટ થતા આ માસિકનો ઓગષ્ટ અંક, પંચાયત-સહકારી અંક તરીકે પ્રગટ થયો છે સવા બસે પાનાના આ દળદાર અંકમા પંચાયત-સહકારી પ્રવૃત્તિને સમગ્ર રીતે આવરી લેતા અધિકારી અને અનુભવી કલમોથી લખાયેલા વિવિધ લખાણો અપાયા છે, એ ઉપરથી સૌરાષ્ટ્રમા આ પ્રવૃત્તિનો કેટલો વિકાસ થયો છે, તેને પરિણામે વિવિધ ક્ષેત્રોમાં, કેટલા વિશાળ કાર્યો થયા અને પરિણામે જનતાની સુખ-સગવડોમા કેટલો વધારો થયો, રાહત મળી, તેનો સરસ ખ્યાલ આવે છે.

સાચી લોકશાહીમા, ગામડા માટે પંચાયતનો કેવુ અગત્યનુ અંગ છે તેની કેટલી આવશ્યકતા છે એ કહેવાનુ હોય નહી. અને શુ ગામડુ કે શુ શહેર, 'વિના સહકાર નહી ઉદ્ધાર' એ સૂત્ર સૌને સરખું લાગુ પડે છે

સાવ સામાન્ય સ્થિતિના પ્રજાજનને અત્યારે ન્યાય મેળવવો કેટલો મોઘો, અટપટો, ગૂંચવણભર્યો અને થકવનારો અને એના રોજિંદા કાર્યમા વિક્ષેપ પાડનારો છે એ સુવિદિત છે ગ્રામ્ય-પંચાયતો દ્વારા ઘર આંગણેના સામાન્ય ઝઘડાથી માંડી ચેપી રોગ ગુડાનરો, જાહેર માર્ગો, જળાશયો વિ અનેક પ્રશ્નોના સહેલા અને સરળ ન્યાય માટે બનતી ઝડપે થવુ થઈ શકે છે

૧૯૫૦થી અત્યાર સુધીમાં સૌરાષ્ટ્રના બધા જીલ્લાઓના કુલ્લે ૨૬૨૩ ગામમાંથી કુલ્લે ૧૬૪૪ ગામોમા જુદા જુદા વર્ગની ગ્રામપંચાયતોની સ્થાપના થઈ ચૂકી છે એ પરથી આ દિશામા કેટલી પ્રગતિ થઈ છે તે કલ્પી શકાય છે

સમગ્ર ભારતને આવરી લેતી પ્રથમ પંચવર્ષીય યોજના પૂરી થવાની અણી પર છે અને બીજી એવી યોજનાનુ ઘડતર ચાલુ છે એ યોજના તો મોટી છે, પણ તેને અથવા તેના આદર્શને અનુરૂપ મદદકર્તા થઈ પડે એવા નાના નાના અનેક જાહેર કાર્યો, ઉદ્યોગોનો વિકાસ સહકારી ધોરણે જ કરી શકાય એ દેખીતુ છે

સમગ્ર સૌરાષ્ટ્ર રાજ્યમા આ અંગે કેટલુ કામ થયુ છે, તેના શા પરિણામો આવ્યા તેનો આ અંકમાના અનેક લખાણો માહિતી, આંકડા અને ચિત્રો પરથી સરસ ખ્યાલ આવી રહે છે એકમ થયુ ત્યારે સૌરાષ્ટ્રમા માત્ર ૨૨૦ સહકારી મંડળી હતી તે આજે વધીને ૧૩૫૦ થઈ છે આ આંકડા જ સહકારી પ્રવૃત્તિનો કેટલો વિકાસ થયો છે તેનો સરસ ખ્યાલ આપે છે

આ ઉપરાંત આ પ્રવૃત્તિઓને સ્પર્શતા સાહિત્યિક ધોરણના વાર્તા રસ-ભરપૂર લખાણો પણ સરસ વાચન પૂરુ પાડે છે તેમા ખાસ તો, રતુભાઈ અદાણી લિખિત 'પંચાયતના પાત્રો,' 'પ્રવાસીની નોંધપોથી,' મુખ્ય છે.

એકંદરે આ અંક સૌરાષ્ટ્રના વિકાસમા રસ લેતા દરેક પ્રજાજનને ઉપયોગી નીવડશે —ર૦ અ૦

રજિ૦ નં૦ બી૦ ૫૨૫૫

# મુંબઈમાં ધૂમ્રપાન પાછળ થતો ખરચ

●

એક વાચક દૈનિક છાપાની નીચે મુજબની મજાની ખબરવાળી કાપલી મોકલે છે:

'મુંબઈ. જુલાઈ ૨૪—લગભગ ૩૬ લાખની શહેરી વસ્તીવાળા બૃહદ મુંબઈમાં લોકો રોજ ૫૫ લાખ સિગારેટ પીએ છે. આમ સરેરાશ દરરોજ માણસ દીઠ દોઢ સિગારેટ પિવાય છે અને તેનો આશરે સવા આનો ખરચ આવે છે. આમ મુંબઈમાં દરરોજ એકલી સિગારેટ પાછળ જ ૪,૦૦,૦૦૦ રૂપિયા ખરચાય છે

'આ ઉપરાંત મુંબઈમાં દરરોજ લગભગ ૭૨,૦૦,૦૦૦ બીડીઓ વેચાય છે. મુખ્યત્વે કરીને મજૂરવર્ગના અને નીચલા થરના મધ્યમવર્ગના લોકો બીડીનો ઉપયોગ કરે છે અને તેમની વસ્તી લગભગ નવ લાખ જેટલી છે. આમ મુંબઈમાં બીડી પાછળ રોજના આશરે ૨૦,૦૦૦ જેટલા રૂપિયા ખરચાય છે.

'મુંબઈમાં દરરોજ પાન સાથે ૨૦,૦૦૦ રૂપિયાનો તંબાકુ ખવાય છે અને આશરે ૧૫,૦૦૦ રૂપિયાની તપખીર વેચાય છે.

જોકે ચૂંગી પીવાની ફેશન લગભગ બંધ પડી છે તેમ છતાં મુંબઈમાં ચૂંગી પીનારાઓ માટે ખાસ તૈયાર કરવામાં આવેલો લગભગ ૪,૦૦૦ રૂપિયાનો તંબાકુ વેચાય છે.

'કેટલીક કોમના લોકો આ આધુનિક શહેરમાં હજી હૂકો પીવાનો શોખ ધરાવે છે અને એ રીતે દેશી પદ્ધતિથી તૈયાર કરવામાં આવેલ હૂકા માટેનો લગભગ ૩,૦૦૦ રૂપિયાનો તમાકુ દરરોજ વેચાય છે યુ. પી. આઈ.'

આ રીતે ધૂમ્રપાન પાછળ મુંબઈ શહેરમાં દરરોજ એકંદરે ૪,૬૨,૦૦૦ રૂપિયા ખર્ચાય છે, એટલે કે, વરસે દહાડે ૧૭ કરોડ રૂપિયાનું પાણી થાય છે! અને આખા દેશમાં ધૂમ્રપાન પાછળ ખરચાતા નાણાંની ગણતરી કરીએ તો એનો આંકડો આપણને આભા કરી મૂકે એટલો મોટો થવા જાય! આમાં આપણે કસર ન કરી શકીએ અને રાષ્ટ્રને માટે વધારે સારું આરોગ્ય તથા વધારે સંપત્તિ પ્રાપ્ત ન કરીએ? — મ૦ પ્ર૦ ['હરિજનબંધુ'માંથી]

# ગ્રંથાવલોકન

★

શૂળ અને શમણાં: લે૦ અમૃત ઘાયલ; પ્ર૦ હંસ પ્રકાશન: રાજકોટ; મૂ૦ દોઢ રૂપિયો. ગાતાં ઝરણાં: લે૦ પ્ર૦ ગની દહીંવાલા: ગોપીપરા સૂરત; મૂ૦ સવા રૂપિયો ચાંદની: લે૦ પ્ર૦ શેખાદમ આબુવાલા; ૭૨૦, વહોરવાડ, જમાલપુર, અમદાવાદ; મૂ૦ એક રૂપિયો. નયનધારા: લે૦ સાલેક પોપટિયા; પ્રાપ્તિસ્થાન ગાંડિવ સાહિત્ય મંદિર, સૂરત; મૂ૦ સાડાચાર રૂપિયા

કલાપી, બાલાશંકરના યુગ પછી ગુજરાતી સાહિત્યમાં નવી ગઝલ તેના શુદ્ધ આંતર બાહ્ય સ્વરૂપે કેટલાક મુસ્લિમ કવિઓના હાથે લખાવી શરૂ થઇ. તે વ્યક્તિગત પ્રયાસો સાથો સાથ મુશાયરા અને કવિસંમેલનો દ્વારા પણ બહાર આવી. આથી નવી ગુજરાતી ગઝલ લોકસમુહની વિશેષ નજીક ગઈ. આ પ્રવૃત્તિના લાભ સાથે કેટલાક ગેરલાભો પણ થયા. પ્રસિદ્ધિલોભે, કેટલાયે અપાત્રોએ ગઝલને અભડાવી ગઝલ વિશે કેટલીક ગેરસમજ પણ ઉત્પન્ન થઈ. અને તેથી કેટલેક સ્થળેથી મુશાયરા–પ્રવૃત્તિનો વિરોધ પણ થયો. પણ બધી જાહેરપ્રવૃત્તિમાં જે ભયસ્થાનો રહેલા છે તેનાથી મુશાયરા–પ્રવૃત્તિ કેમ અલિપ્ત રહી શકે? તેની આ મર્યાદા છતાં, તેનાં કેટલાય લાભો ય છે તે સમભાવીને સહેજે જણાશે ઉપલા ગઝલ–સંગ્રહોમાના શરૂઆતના ત્રણ સંગ્રહો, આ પ્રવૃત્તિનાં જ ગણનાપાત્ર ફળો છે. તેમાં નવી ગઝલની આંતર-બાહ્ય શુદ્ધતા, છંદની વફાદારી, વિષયોનો વિવેક, અને નવીનતા ને પ્રયોગપ્રીતિ જોઇ શકાય છે. હિન્દુસ્તાનના ગઝલનો કાવ્ય પ્રકાર ઉર્દૂમા સોળે કળાએ ખીલ્યો છે અને તેણે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એ ઉર્દૂ ગઝલની દોરવણી ગુજરાતી ગઝલે, પોતાનું વ્યક્તિત્વ જાળવીને વિવેકસહ સ્વીકારી છે યુવાન ગઝલકાર ઘાયલ ઉર્દૂના અભ્યાસી છે. તેમનો એ અભ્યાસ, તેમની રચનાને વિષયો અને છંદોની વફાદારી આપે છે ને સાથે તે પોતાનું નિજત્વ પણ ઝળકાવે છે. સોરઠી ખમીર, ભાવવાહિત્વ, અને ભાષા વૈભવથી ઘાયલની ગઝલો નોખી તરી આવે છે ઘાયલની ગઝલોમાં એક પ્રકારની ખુમારી છે, વિરહના દર્દ ગાન સાથે મર્દાનગીના પ્રેરક બોલ પણ છે ' કિરણોની કટોરી ' પ્રસ્તાવનામાં, શ્રી મકરંદ દવેએ ઘાયલની ગઝલોની પિછાન કરાવી છે. ઘાયલ પાસે હજી વધારે ઊંચી ગઝલોની આશા રાખીએ.

'ગાતાં ઝરણાં'ના કવિને મહાગુજરાત ગઝલ મંડળની મુશાયરા-પ્રવૃત્તિએ મોટી ઉમરે લખતાં કર્યા છેલ્લા દસેક વર્ષમાં લખાયેલી એમની કૃતિઓનો આ સંગ્રહ. 'મુશાયરાની કૃતિમા તો માત્ર હળવુ મનોરંજન હોય, મુશાયરા પછી તો તે ફાડી જ નાખવાની', એવાં એવાં ભ્રામક મંતવ્યો ધરાવનારને જોઇ જવા જેવો છે. પ્રસ્તાવનામાં શ્રી ઉમાશંકર જોષીએ ઉલ્લેખ કરેલી બધી સારી ગઝલો કવિની મુશાયરાની ગઝલો છે! આ સંગ્રહમાં ગઝલો ઉપરાંત ગીતો ય છે, અને તેમાંનાં બે સંગ્રહની સારામા સારી કૃતિઓ છે ગનીભાઇનું કાવ્યતત્વ ગઝલો કરતાંય એ બે ગીતોમાં વિશેષ ઝળકે છે ગનીભાઈમાં, વિષયનો વિવેક ને ગાંભીર્ય જણાય છે, પણ ભાવસમૃદ્ધિ મર્યાદિત છે અને તે જૂની ગઝલોના વિષયોથી આગળ જતી નથી ભાષાની કચાશ અને મહાવરાની ઉર્દૂ લઢણ પણ જણાઇ આવે છે. આમ છતાં આ સંગ્રહ

# વિશુદ્ધના કાંમેયો

લલ્લુભાઈ મકનજી

★

પંજાબ કેસરી લાલા લજપતરાય એ આપણી સ્વતંત્રતાની લડતના એક અગ્રણી નેતા હતા તે જમાનામા લાલ બાલ અને પાલ એ ત્રિમૂર્તિની રાષ્ટ્રના રાજકારણ પર ભારે અસર હતી. ગાંધીજીએ હિંદમા પોતાનુ અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યુ તે પહેલા એ ત્રિમૂર્તિ પણ ગાંધીજીના કાર્યક્રમ સાથે સહમત ન હતી છતા તેઓ ગાંધીજીના અનન્ય વ્યક્તિત્વથી આકર્ષાયા તો હતા જ સવિનય કાયદા ભગની લડત પહેલા ગાંધીજીએ રાષ્ટ્ર સમક્ષ અસહકારનો કાર્યક્રમ મૂક્યો હતો લાલાજીએ પૂર્ણપણે અપનાવ્યો ન હતો છતા લાલાજીની અપાર દેશભક્તિની ગાંધીજી પર ઊંડી અસર પડી હતી પંજાબમા રાષ્ટ્રિય જાગૃતિ લાવવામાં લાલાજી સાથે કોઈ સ્પર્ધા કરી શકે એમ ન હતુ લાલાજીના શબ્દોની પંજાબમા ભારે અસર પડતી પંજાબના નરકેસરીની એ શક્તિની ગાંધીજી ખૂબ કદર કરતા હતા

લાલાજીએ ગાંધીજીનો અસહકારનો કાર્યક્રમ અપનાવ્યો ન હતો છતાં ગાંધીજી પ્રત્યે તેમને ખૂબ સદ્ભાવ હતો પંજાબમા ગાંધીજી જતા ત્યારે લાલાજીને ત્યા ઉતરતા એકવાર ગાંધીજીનો મુકામ લાલાજીને ત્યાં જ હતો ત્યારે પંજાબના કેટલાક સ્થાનિક નેતાઓએ ગાંધીજીને મળવાની માગણી કરી. તેમને લાલાજી સામે કંઈક વિરોધ હતો તેથી મુલાકાત વેળા તેમણે લાલાજી સામે જે કંઈ કહેવાનુ હતુ તે કહ્યુ તેમની ફરીયાદો સાંભળ્યા પછી ગાંધીજીએ જણાવ્યુ કે, હુ એમ ઈચ્છુ ખરો કે તમે બધા નાના નાના મતભેદો ભૂલી જઈ લાલાજીની સરદારી નીચે કામ કરો એ ઇષ્ટ છે પંજાબને તેથી જ ફાયદો થશે '

પેલા નેતાઓ તો લાલાજીને પંજાબના રાજકારણમાથી હટાવી દેવા ઇચ્છતા હતા એમને ગાંધીજીની સલાહ તેમને ગળે ન ઊતરી તેથી તેઓ એક ડગલું આગળ વધ્યા અને ગાંધીજી સમક્ષ એવી દરખાસ્ત મૂકી કે, "લાલાજીને બાજુએ રાખી તમારી સીધી દોરવણી નીચે સ્વતંત્ર કાર્યક્રમ ઘડવો અને પંજાબમા તેનો અમલ કરવો '



પોતાનુ કાર્ય આગળ ધપાવવા આ એક મહત્ત્વની અને લલચાવનારી દરખાસ્ત હતી રાજકારણની ખટપટી ચાલ અને ગળાકાપ સ્પર્ધાઓમા માનનાર કોઈ રાજદ્વારી મુત્સદીએ આવી દરખાસ્તને તરત જ વધાવી લીધી હોત પણ ગાંધીજી જુદી જ માટીના નેતા હતા જીવનમાં સત્યનુ દર્શન એ તેમનો ધ્રુવ મંત્ર હતો પોતાની સાથે મતભેદ ધરાવનારા સાથીને હટાવવા અનીતિ ચલાવે તો તેમના મનને આઘાત લાગે. ' અસત્યને ભોગે હિંદની સ્વતંત્રતા મળતી હોય તો તે મને ન ખપે ' એમ કહેનાર ગાંધીજીએ પંજાબી નેતાઓની આ દરખાસ્તને ફગાવી દીધી –

ઓરડામા શાંતિ પ્રસરી ગઈ હવે શુ બોલવુ તે કોઈને સૂઝતુ ન હતુ ગાંધીજીને ચરણે બેસી રાજકારણના નવા જ પાઠો તેઓ શીખી રહ્યા હતા છેવટે એક જણ બોલ્યો –

'ગાંધીજી ! આપની વાત ખરી છે પણ આપ અમને સીધી દોરવણી આપો તો શુ ખોટુ ? '

ગાંધીજી– ' પંજાબ એ લાલાજીનો પ્રાન્ત છે અને લાલાજીની છાવણીમાં ગેરશિસ્ત પેદા થાય એવુ પગલુ ભરવામા હુ મદદકાર ન બનુ મારી અને લાલાજી વચ્ચે મતભેદ પડે ત્યારે તમારે લાલાજીને અનુસરવુ



'યજ્ઞ' એટલે પરોપકારાર્થ મનપૂર્વક કરેલું કઠણ પણ શારીરિક કર્મ'. — ગાંધીજી

# વિનોબા અને સાનેગુરુજી

યદુનાથ થત્તે

*

૧૯૩૧ની ચળવળ વખતે ખાનદેશના સત્યાગ્રહીઓનું સંમેલન થયું એનું પ્રમુખપદ વિનોબાએ સંભાળ્યું, ત્યારે પ્રથમ વાર સાને ગુરુજીએ એમને જોયા. પ્રથમ દર્શને જ ગુરુજી વિનોબાને પોતાની જાત અર્પણ કરી બેઠા. વિનોબાની આર્ષવાણીની એમના પર ખૂબ જ અસર થઈ. ૧૯૩૨માં ફરી સત્યાગ્રહ શરૂ થયો ત્યારે વિનોબા ખાનદેશમાં ફરતા હતા. ગામેગામ એમના પ્રવચનો થતાં — સાને ગુરુજી દરેક પ્રવચનમા જતા, પણ એટલા શરમાળ કે દૂરથી જ સાભળતા. વિનોબાની વાણી સચોટ અને સ્પષ્ટ હોવાથી લોકોને ખૂબ જ અસર કરતી. એ વખતે ધૂળિયાના વેપારીઓ સમક્ષ એમણે એક અત્યંત પ્રેરક પ્રવચન કરી ધનવાનોને સમયના એંધાણ પારખી લઈ શોષણનીતિ છોડી, ગરીબોને વ્યાજબી હક આપવાની હૃદયસ્પર્શી અપીલ કરી.

ધૂળિયાથી વિનોબા જલગાંવ ગયા ત્યા એમની ધરપકડ કરી સરકારે ફરી ધૂળિયાની જેલમા મોકલી આપ્યા. વિનોબાના આગમનથી જેલની કાયાપલટ થઇ ગઈ. જેલ આશ્રમ બની ગયો. ખરી રીતે, વિનોબા જ જેલના સંચાલક બની ગયા. જેલમાં સત્યાગ્રહીઓને દળવાનુ કામ સોંપવામા આવતુ. કોઈપણ જાતના વિવેક વિના નબળા કે સબળાને એક સરખું દળવાનું! વિનોબાએ જેલ — અધિકારીઓને કહ્યુ કે દળવાના કામ માટે અમે કેટલાક સ્વયસેવકોને ચૂંટીને મોકલીશું એ દળવાનું કામ રાજીખુશીથી કરશે એમની માગણીનો સ્વીકાર થયો. દળવા જનારાઓમા ગુરુજી પણ હતા. બધા ગાતા જાય અને દળતા જાય, એમાં ગુરુજીનો નંબર પહેલો! વિનોબા ચૂપચાપ આવીને એ બધું સાભળતા. પછી મીઠી મીઠી વાતો કરી સૌને ઉત્સાહિત કરતા.

સાને ગુરુજી પ્રકૃતિએ ભાવનાપ્રધાન. વિનોબાની મૂલગામી વિચારસરણી કે દૃઢતા કરતાંય વિશેષ એમની ભાવશક્તિએ ગુરુજીને આકર્ષ્યા. જેલમાં દર રવિવારે વિનોબા ગીતાનો એક એક અધ્યાય લઈ તે પર પ્રવચન કરે. વિનોબાની પાવન વાક્ધારામા બધા ડૂબી જાય અને ઉત્સાહનું ભાતું ભરી લ્યે

આ એક અપૂર્વ યોગ હતો. ગુરુજી દૂર એક ખૂણામા બેસી વિનોબાની વાણી અક્ષરબદ્ધ કરતા. વિનોબાના એ મૂલ્યવાન ગીતા — પ્રવચનો સૌને માટે સુલભ કરી આપવાનું શ્રેય ગુરુજીને ફાળે જાય છે. ગીતાનો પાંચમો, નવમો, બારમો અને પંદરમો, આ અધ્યાયો પર પ્રવચન કરતા વિનોબાની આંખમાંથી અશ્રુધારા વહેતી — તેઓ ગદ્ગદ્ થઇ જતા. નવમા અધ્યાય પર બોલતાં બોલતાં તેઓ સાવ અટકી ગયા. લગભગ પાચ મિનિટ સુધી એ જ ભાવાવસ્થામા મૂગા રહ્યા. વિનોબાના આ ભાવબળે જ ગુરુજીને પોતાના કરી લીધા જેલમા ગીતા સિવાય અન્ય વિષયો પર પણ વિનોબાના પ્રવચનો થતા એમ. એમણે આપણા એક એક નેતાની વિશિષ્ટતાઓ સમજાવી રાનડેએ લોકોમા વ્યાપક અને ઉદાર દૃષ્ટિ પેદા કરી. એના બેસરે શિક્ષિતોને હિન્દુ સંસ્કૃતિ તરફ વાળ્યા. લોકમાન્ય ટિળકે રાષ્ટ્રીય કર્મયોગ અને એકતાના પાઠ ભણાવ્યા. બાપુજીએ નિર્ભયતા શીખવી. ટાગોરે સૌન્દર્યદૃષ્ટિ આપી. આ બધુ વિસ્તારથી સમજાવતા. એક દિવસ એમણે પ્રવચન કરતા કહ્યું, 'હું એક મર્યાદા નક્કી કરીશ, એટલી જ જમીન માણસ પોતાના કબ્જામા રાખી શકશે. એથી વધારે જમીન જેની પાસે હશે તે હું જમીન વિહોણાઓને વહેંચી આપીશ.' એમના એ સંકલ્પને આચરણમા મુકાએલો જોઇ શકીએ છીએ.

૧૯૩૨ની ચળવળ પૂરી થતા ધીરે ધીરે સત્યાગ્રહીઓ છૂટવા લાગ્યા. ગુરુજીએ જેલમાથી છૂટીને કોંગ્રેસનો સંદેશો ઘરેઘર પહોંચાડવા 'કોંગ્રેસ' નામનું પત્ર પ્રગટ કરવા માડ્યું. એમા પહેલી જ વાર વિનોબાની રજાથી એમના ગીતા — પ્રવચનો ક્રમશઃ પ્રગટ થયાં. એ દરમ્યાન ગુરુજી વિનોબાને મળવા ગયા. પત્ર ખોટમા ચાલે છે એ જાણતા વિનોબાએ કહ્યું 'ખોટ ખાઇને પત્ર શા માટે પ્રગટ કરો છો?'

જેટલો ખર્ચ થાય એટલી આવક તો થવી જ જોઈએ. તમારા વિચારોની લેખોને જરૂર હશે તો તેઓ વધારે કીમત આપી છાપું ખરીદશે.'

ખાનદેશ સાને ગુરુજીની કર્મભૂમિ. ૧૯૩૨ પછી લગભગ વીસ–બાવીસ વર્ષ એમણે અહીં જ ગાળ્યાં. વિનોબાને પણ ખાનદેશ પ્રત્યે અનહદ પ્રેમ. તેઓ ત્યાં લાંબો સમય ત્યાં રહ્યા નથી તો પણ જેમ બિહાર ગાંધીજીનો પ્રદેશ કહેવાનો તેમ ખાનદેશ વિનોબાનો ગણાનો. દરેક પ્રવૃત્તિમાં વિનોબાને ખાનદેશનો સારો સહકાર મળ્યો છે. ખાનદેશની જનતા અન્ય મહારાષ્ટ્રીય જનતાથી વિશેષ ભાવનાપ્રધાન હોવાથી એકબીજાને સારું ફાવી ગયું છે. જ્યારે પહેલી જ વાર કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ગામડામાં ભરવાનું ઠર્યું અને ફૈઝપુરની પસંદગી થઈ ત્યારે સહેજે ત્યાંના લોકોએ વિનોબાને પધારવાનું આમંત્રણ આપ્યું, અને વિનોબા ત્યાં જઈ બેઠા. ફૈઝપુરમાં ટિળકનગરનો પાયો એમના હાથે જ નખાયો અને સ્વાતંત્ર્ય–મશાલ લાવવાનું ગુરુજીને સોંપાયું. એ વખતે ગુરુજી પ્રચારકાર્યમાં મગ્ન હતા. ફૈઝપુરનું 'ફજેતપુર' થાય એવો કેટલાકને ભય હતો એટલે કાર્યકરોએ બધી શક્તિ કામે લગાડી હતી. દરરોજ એકધારાં વ્યાખ્યાનો કરવાથી ગુરુજીનું ગળું બેસી ગયું હતું. અવાજ મુશ્કેલીથી માંડ નીકળતો. રાત્રે બધા કાર્યકરો ભેગા થતા. એ સમયે વિનોબાએ ગુરુજીને કહ્યું, 'રાત્રે ગરમ પાણી પીવાનું રાખો. તમારું ગળું સુધરી જશે. ગરમ પાણીમાં થોડું મીઠું અને ગાયનું ઘી નાખીને હું જ તૈયાર રાખીશ.' અને પછી વિનોબાજી રોજ ગરમ પાણી તૈયાર રાખતા. એક દિવસ ગુરુજીને રાત્રે સભામાંથી આવતાં મોડું થયું એટલે વિનોબા પાસે ન ગયા. સંકોચ પણ ખરો જ. બીજે દિવસે વિનોબાએ તેડાવીને કહેવડાવ્યું કે, 'રાત્રે તમે કેમ ન આવ્યા? મેં તમારી કેટલી રાહ જોઈ! સંકોચ થયો હોય એમ લાગે છે.' એક દિવસ ખૂબ ઠંડી પડી. વિનોબાની સાથે ગુરુજી પણ હતા. પ્રાર્થના પછી યજમાને વિનોબા પાસે તાપણા માટે સગડી મૂકી. વિનોબા હાથ–પગ તાપતા હતા. ગુરુજી દૂર જ બેસી રહ્યા. થોડો સમય રાહ જોઈ પણ ગુરુજી પાસે ન આવ્યા એટલે સગડી લઈને વિનોબા જ એમની પાસે ગયા. અને વિનોદ કર્યો, 'પહાડ મહંમદ પાસે ન આવે તો કંઈ નહીં, મહંમદે પહાડ પાસે જવું જોઈએ!'

એક દિવસ ગુરુજી કામળો પાથરી સૂતા હતા ત્યાં વિનોબા આવ્યા ને કહે, 'ઊઠો, હું ચાદર લઈ આવ્યો છું તે પાથરી દઉં. પછી તમે નિરાંતે ઊંઘજો!' અને પોતાની ચોકખી ચાદર કામળા પર પાથરી દીધી! વિનોબાને ગુરુજી પર અત્યંત પ્રેમ, જાણે પૂર્વજન્મની પ્રીત! ગુરુજીના પત્રોની વિનોબા હંમેશાં રાહ જુએ પણ ગુરુજીને હંમેશાં સંકોચ થતો હું શું લખું! બહુ લાંબા સમય સુધી જ્યારે એમનો પત્ર ન આવ્યો ત્યારે વિનોબાએ લખ્યું. 'બીજાને પોતાના સમાચારની રાહ જોવડાવવી એ પણ એક જાતની હિંસા જ છે' તે છતાં ગુરુજીએ પત્ર ન લખ્યો! ત્યારે વિનોબાએ એક કોરો કાર્ડ 'વિનોબાના પ્રણામ' માત્ર એટલું જ લખીને રવાના કર્યો. પત્ર મળતાં ગુરુજી ઘણા શરમાયા અને જવાબમાં એક લાંબો પત્ર વિનોબાને લખ્યો!

સાને ગુરુજી ખૂબ જ ભાવનાશીલ. ક્યારેક અતિ ઉત્સાહમાં આવી જાય તો ક્યારેક સાવ નિરાશ થઈ જાય. દુનિયાનાં દુઃખ દારિદ્ર જોઈને વ્યાકુળ થઈ જાય. ઈશ્વર પર અત્યંત શ્રદ્ધા. દુનિયાનો વ્યવહાર જોઈ ઘણીવાર બધું છોડીને ક્યાંક દૂર દૂર ચાલ્યા જવાનું ઝંખતા. વિનોબાને પણ પોતાની આ ઇચ્છા એમણે જણાવી ત્યારે વિનોબાએ લખ્યું, 'બધું છોડીને ક્યાં જશો? તીર્થોની પવિત્રતા હવે રહી નથી. ઈશ્વરદર્શનની જ ઇચ્છા છે ને? આસપાસના લોકોમાં જ ભગવાન છે, એવી મારી પ્રતીતિ ન હોત તો હું ક્યારનો ય હિમાલય ચાલ્યો ગયો હોત!' ત્યાર પછી ગુરુજીની ઇચ્છાનુસાર એમણે ખાનદેશની પૂર્વ–પશ્ચિમ સીમા પર એક આશ્રમ બાંધી આપ્યો. પરંતુ એક દિવસ અચાનક ગુરુજી ત્યાંથી ચાલ્યા ગયા. કોઈને કશી ખબર કર્યા વિના. વિનોબાને ઘણી ચિંતા થઈ. વળી કોઈક ઠેકાણેથી ગુરુજીનો પત્તો મળી ગયો. એટલે એમણે લખ્યું, 'ગુરુજી તમારી ચિંતાથી

હુ વ્યાકુળ થઈ ગયો ઈશ્વર પર તમારી શ્રદ્ધા છે એટલે, મને પણ શ્રદ્ધા થઈ કે તમે કોઈક ઠેકાણે સારી હાલતમા હશો તમને આશ્રમનુ કામ પસદ ન હોય તો તે છોડી તમારી પસદગીનુ કામ ઉપાડી લો. મે તો તમારી ઈચ્છાનુસાર જ આશ્રમ બનાવી આપ્યો છે ' આમ વિનોબા અને ગુરુજીનો સબધ ગાઢ થતો ગયો

૧૯૪૨મા ગુરુજી જેલમાથી છૂટ્યા પછી એમના પ્રશસકોએ એમની જન્મતિથિ ધામધમથી ઊજવી અને એ પ્રસગે વિનોબાના પ્રમુખપદે એક સમારભ યોજીને એક લાખ રૂપિયાની થેલી અર્પણ કરી, તે ગુરુજીએ મહારાષ્ટ્રના કાર્યકરોના નિભાવ માટે આપી દીધી તે દિવસે વિનોબા અને ગુરુજીનુ સરઘસ પણ નીકળ્યુ .

એક દિવસ એક ખાનદેશી મિત્ર પાસે વિનોબાએ પઢરપુરનુ મદિર હરિજનો માટે બધ હોવા માટે પોતાની વેદના પ્રગટ કરતા કહ્યુ ૧૯૩૨મા ગાધીજીએ હરિજનો માટે ઉપવાસ કર્યા—એક તો આદર્યું, એને ય લાબો સમય થઈ ગયો એ દરમ્યાન આપણે એ માટે શુ કર્યું એનો હિસાબ કાઢવો જોઈએ! એક મિત્રે આ બધુ સાને ગુરુજીને લખી જણાવ્યુ એમને ખૂબ જ લાગી આવ્યુ પઢરપુરનું મદિર જ્યા સુધી હરિજનો માટે ખુ ્ુ ન મુકાય ત્યા સુધી ઉપવાસ કરવાનું એમણે જાહેર કર્યુ ઘણી સમજાવટ પછી એવુ નક્કી થયુ કે છ માસ સુધી હરિજનોના મદિર પ્રવેશ માટે પ્રચાર કરવો તે છતા મદિર હરિજનો માટે ખુ ્ુ ન મુકાય તો નિર્ધારિત ઉપવાસ કરવા છ માસ સુધી ગુરુજીએ સેનાપતિ બાપટ અને બીજા મિત્રો સાથે પ્રચાર માટે બેલગામથી તે નાગપુર સુધી મહારાષ્ટ્રમા ચારે તરફ ઘૂમી વળી આંદોલન જગાવ્યુ વર્ધા વિનોબાને પણ મળી આવ્યા ત્યારે એમની સાથે ગુરુજીને ખૂબ પ્રેમપૂર્વક ઘણી વાતો થઈ એ મુલાકાત બાદ વિનોબાએ લખ્યુ 'મહારાષ્ટ્ર તમને આ રીતે મરવા નહી દે!' અને થયુ પણ તેમ જ, અગિયાર દિવસના ઉપવાસ પછી વહીવટદારોએ હરિજનો માટે મદિર ખુ ્ુ મૂકી દીધુ

સાને ગુરુજીએ ઘણાં પુસ્તકો લખ્યા છે તેમા 'શ્યામચી આઈ' અને ભારતીય સસ્કૃતિ ઉત્તમ છે બીજા પુસ્તકની પ્રસ્તાવનામા એમણે પોતાના લખાણો પર વિનોબાના વિચારોની પડેલી છાપનો ઋણસ્વીકાર કર્યો છે

બાપુજીની હત્યા પછી કિરકાપરસ્તીનુ મોજુ મહારાષ્ટ્રમા ફરી વળ્યુ એના પ્રાયશ્ચિત્તરૂપે ગુરુજીએ ફરી ૨૧ દિવસના ઉપવાસ જાહેર કર્યા એ વખતે તેઓ 'કર્તવ્ય' નામનુ દૈનિક પ્રગટ કરતા હતા એમાં ખુલ્લો પત્ર લખીને લાગણીભર્યા શબ્દોમા વિનોબાને મહારાષ્ટ્રમા આવી વસવાનો અનુરોધ કર્યો કોઈક કારણસર વિનોબા તેમ કરી ન શક્યા તે છતાં બનેનો સબધ અગાઉ જેવો જ રહ્યો

બાપુજીની હત્યા પછી ગુરુજી કહ્યા કરતા કે 'મારા જીવનનો સૂર્ય આથમી ચૂક્યો છે જાણે મૃત્યુની છાયા એમના પર પડી ગઈ હતી ૧૯૫૧માં એમણે દેહ છોડ્યો વસિયતમા એમણે જે લખ્યુ તેમા છેલ્લા શબ્દો આ હતા પૂજ્ય વિનોબાનુ સ્મરણ ગુરુજીના અવસાનથી વિનોબાને અત્યત આઘાત લાગ્યો પહેલા જ્યારે અવસાનની ખબર મળી ત્યારે તેને સાચી માની શક્યા નહી ગુરુજી વિશે વિનોબા લખે છે રામકૃષ્ણ પરમહસ રવીન્દ્રનાથ ટાગોર અને બાપુજી એ એમના આરાધ્યદેવતાઓ હતા સ્વભાવે ગુરુજી રાજનીતિજ્ઞ ન હતા પણ ગરીબો તરફની લાગણીને કારણે રાજકારણમા એમને પડવુ પડ્યુ એને કારણે જ એ સમજાતી બધા રહ્યુ વાસ્તવમા ગુરુજી સમાજનેતા નહી પણ સમાજસેવી હતા તુકારામ આદિ સતોની હરોળમા એમને નિઃશંક મૂકી શકુ એમનામા યોગીની સમતા નહોતી તે પણ એમના રાગદ્વેષ એમણે ઈશ્વરને અર્પણ કર્યા હતા

મહારાષ્ટ્રમા ભૂદાનકાર્ય આગળ ધપવવાની જ્યારે વાત નીકળે છે ત્યારે ત્યારે વિનોબા બોલી ઊઠે છે 'આજે સાને ગુરુજી હયાત હોત તો કેવુ સારુ ! મહારાષ્ટ્રમા ભૂદાનકાર્ય માટે મારે કશી ચિંતા કરવાની રહેતી નહી

લલાટે લેખ લખનારા કોને ક્યા ખબર એની ?
હું મારા હસ્તથી નિજ ભાગ્ય ગર્જુ છુ અગાઉ છુ ! — ?? ...

# દીઠો મેં એક કુંભાર અનેરો

*

ગુરુદેવ ટાગોરે એક દિવસ વાતવાતમાં કહ્યું હતું કે હું કુંભાર હોત તો કેવું સારું ! રોજરોજ, હરહંમેશ નવાનવા ઘાટ, આકારના પાત્રો ઉતાર્યા કરત અને સર્જનનો આનંદ મેળવી શકત

કોઈ ધન્ય પળે બ્રહ્માજીને આવી જ ઇચ્છા થઈ હશે અને આ સૃષ્ટિ અને તે પર વસતા જીવોનું સર્જન થયું હશે ! પૃથ્વી પરની જીવસૃષ્ટિમાં માનવની ભાત અનોખી જ છે સૃષ્ટિસર્જનની પૂર્ણતા કદાચ બ્રહ્માએ આખરે માનવ સર્જીને જ કરી હશે ! એમને કદાચ સર્જનનો સંતોષ થયો હશે ! છતાંય હજી એમણે કંપેની માનવઆકૃતિ નહી ઘડી હોય એટલે એ જોડે તેટલા ફેરે છે ! હજી એમની કંઈ નોનાર આકારનો માનવ સર્જવો બાકી હશે ત્યારે જ એ ઘડીઘડીને ફેંકતા હશે ને ?

ઉર્દૂના એક નામી ગઝલકાર જિગર મુરાદાબાદીએ આ વિશે એક સરસ શેઅર કહ્યો છે

બના બના કે યે દુનિયા મિટાઈ જાતી હૈ
જરૂર કોઈ કમી હૈ જો પાઈ જાતી હૈ ।

આ દુનિયા બનાવી બનાવીને ફરી ફરી શા માટે વિસર્જન કરવામાં આવે છે ? જરૂર એના સર્જકને દરેક સર્જન વખતે એમાં કાંઈ અધૂરાપણું લાગતું હશે સ્રષ્ટાના અસંતોષને કારણે જ સૃષ્ટિની ઉત્પત્તિ વિસર્જન થાતું રહ્યાં છે એક ગુજરાતી કવિએ સ્રષ્ટાની આ રમત વિશે લખ્યું છે

સર્જન અને વિસર્જન,
માનવને મન કસોટી,
ઈશ્વરને મન રમત છે !

પણ આપણો લોકકવિ (જેનું નામ પણ મળતું નથી) તો માનવજીવોના પૃથ્વી પરના આંટાફેરાને જુદી જ રીતે ઘટાવે છે એ તો કહે છે 'જ્ઞાન પુરુષ ગાસડીઓ ભાંગે, તે ફરી જન્મ ન પામે રે ।' માનવી પોતાનો જીવનધર્મ પૂર્ણપણે બજાવે તો એને અહીં ફરી ન આવવું પડે અને એઓની સર્જન-વિસર્જનની રમત બંધ પડે ! સૌ જીવોના મોક્ષમાં સૃષ્ટિનો અંત રહ્યો છે

પ્રાચીન કવિતા એટલે સીધી સાદી દેશીઓ, લાવણીઓ સવૈયા ગીત અને ભજનકીર્તનોમાં ઊતરેલી ભક્તિપ્રધાન રચનાઓ. જ્યારે જ્યારે લોકોના હૈયાં આનંદથી કે આક્રંદથી ગાઈ ઊઠતાં ત્યારે કબીર કે મીરાં જેવા ભક્તકવિ કંઈપણ પાસે રહેંચી જતા અને એંગલીગે નવરાસ ન હોય ત્યારે પોતે જ રચના કરી લેતા ! અને વળી તે એટલા તો નિર્મોહી કે પોતાની રચનામાં એના જ કોઈ ભક્તકવિની નામછાપ મૂકી દેતા ! આજના કોઈ કવિની કૃતિ ભૂલથી નામ વિના છપાઈ હોય તો બીજે દિવસે ખુલાસો કરવો પડે ! સ્વયં સ્ફુરેલી નિર્વ્યાજ કવિતાને એવી ક્ષણિક કીર્તિ-એષણા ક્યાંથી હોય ?

કુંભારનું સંપૂર્ણ રૂપક લઈને આપણા એક લોકકવિએ સર્જન લીલાનું એક સરળ અને સુરેખ ચિત્ર પ્રસ્તુત ભજનમાં ઉપસાવ્યું છે અને છેલ્લે એ સર્જન-લીલાનો સાર પણ તારવી આપ્યો છે સર્જન વિસર્જનની લીલાને આપણો લોકકવિ કૌતુક ભરી નજરે નિહાળે છે. આવી ઉત્તમ માટી ક્યાંથી લાવ્યો છે, એવો તર્ક કરે છે, અને સાથે 'નંદનવનના વહેળામાંથી લેતો હશે પરાણે રે' એવું અનુમાન પણ કરે છે રેતી રાખ ને લાદને બદલે ગુણ-અવગુણમાં એ માટીને ભેળવે છે. આતમનું જળ સીંચી એનું મૂર્ત સ્વરૂપ ઉકેલે છે સર્જનની આખી ક્રિયાને ક્રમશઃ વર્ણવતો કવિ

ટપટપ ટપટપ ટીપવા સાથે આશિષ નિજની વેરે રે' એવો સર્જકનો મીઠો નેહ પણ કહી જાય છે અને એ લીલાને બાલીશ રમત' પણ કહી દે છે।

આપણા પૂર્વજોનું જીવન એક રીતે સંતોષી અને મર્યાદિત હતુ ઝાઝી ઉપાધિ નહી. પૂરતી નિરાંત હતી રાત્રે ભજનમંડળીઓ ગામ-પાદરના કોઈ મંદિરમાં કે ચોરામા જામતી અને ભકિત-પ્રધાન ભજનોની રમઝટ મંડાતી એ ભજનો પણ મોટે ભાગે કંઠોપકંઠ ઊતરી આવ્યા હોય, ને તમા પોતાની મતિ ને જરૂરત પ્રમાણે એમણે ફારફેર કર્યા હોય, ને ક્યારેક પોતે જ મરજી નેતા હોય આજે તો આખી જીવનરચના જ બદલાઈ ગઈ છે એના વિષાદમા ડૂબવા કરતાં આ ભજનનો આસ્વાદ જ લઇ સર્જનલીલાનો મર્મ જાણીએ

★

દીઠો મે એક કુંભાર અનેરો, ઘડે ઘડે ને ફોડે રે
આવુ કૌતુક કદી ન દીઠું. જોડે તેગ્લા તોડે રે.
દીઠો૦

ઉત્તમ માટી આણે ક્યાથી કોઈ કદી નવ જાણે રે,
નંદનવનના વ્હેળામાથી લૈનો હશે પરાણે રે.
દીઠો૦

રેતી, રાખ ને લાદ રેમણે ગુણ અનગુણમાહી ભેળે રે,
આત્મન-જળ સીંચીને અના મૃત સ્વરૂપ ઉકેલે રે
દીઠો૦

દિવ્ય ખીલા પર ચાક ચડાવે, પૂતળા કરોડ બનાવે રે,
'થા' એવુ કહેતાની સાથે અણનમ ઘાટ ઉપજાવે રે.
દીઠો૦

એ પૂતળાને વળી આધિવ્યાધિ રૂપે મોગરી વડે મઢે રે રે,
ટપટપ ટપટપ ટીપના સાથે આશિષ નિજની વેરે રે.
દીઠો૦

માન- ઉદર નામે એક ભઠ્ઠી નવ માસ એને બાળે રે,
એ ભઠ્ઠીમા પક્વ બને સો, માત-હૃદને વ્હાલે રે
દીઠો૦

ત્યાર પછી એ માનવપુતળા માટે પૃથ્વી પગથા રે,
પ્રજાપતિની કૃતિ અલૌકીક. ધન્ય ધન્ય કહે સઘળા રે.
દીઠો૦

સાત દસ દસકા પુરણ થતા તો થાયે એ મનુષ્ય ઘટફોટ રે
લાખ ઘડે ન લાખ ફૂટે પણ, તેને ત્યા એની શી ખોટ્ય રે
દીઠો૦

ખર્વ નિખર્વ વર્ષો વહી ગયા એ બાલીશ ક્રીડા કરતા રે,
થાકે નહિ એ કુંભાર બનાવતા પૂતળા નિજ મનગમતા રે.
દીઠો૦

કુંભારવાડો તો સ્વર્ગ માનજો, ઓઝા બ્રહ્મા નામે રે
જ્ઞાન, પૃથ્ય ગાસડીઓ બાંધ. તે ફરી જન્મ ન પામે રે
દીઠો૦




રવિશંકર મહારાજ

આપણે આજે ધર્મની વાતો તો ઘણી કરીએ છીએ પણ તે આપણને સમજાતો નથી કારણકે ધર્મને સમજવા માટે, તેને માટે મરી ફીટવાને તો પુરુષાર્થ જોઈએ. આપણે ધર્મનું રક્ષણ કરવું છે પણ તેને માટે મરી નથી જવું. નાક જાય તો જાન દેવું છે પણ માથું તો નથી મેલવું. આવી વણિયાના હિસાબની રીતે ધર્મનું રક્ષણ ના થાય. આપણે આપણાનું કે જીવજંતુનું રક્ષણ તો કરવું છે અને ધર્મ પણ સાચવવો છે પણ તે તો પૈસાથી. પૈસાથી કોઈ દિવસ ધર્મ ના થાય. ધર્મ તો પળાય, પળાવાય નહીં. આ સનાતન ધર્મ મર્મ જાણ્યો નથી, કારણકે ઉપર સ્વાર્થનું મોટું પડ બાઝ્યું છે. ધર્મ કરવો છે પણ પોતાની સગવડ સાચવીને – વિચારીને.

પૈસાથી મનુષ્યને સુખ મળે છે એવી સામાન્ય વિચારસરણી પ્રસરેલી આપણે જોઈએ છીએ, પણ ખરી રીતે તેમ નથી. ગરીબને પણ પૈસાની હાયવોય રહે છે અને પૈસાદાર કરોડપતિને વધુ પૈસા ભેગા કરવાની એષણા તો રહે છે જ. તો પછી પૈસાદાર અને ગરીબમાં શો ફેર? પૈસા એ જ સુખનું કારણ નથી, પરંતુ જે વસ્તુથી જેને સંતોષ થાય તેટલું તેને સુખ થાય. સંતોષ એ જ ખરા સુખનું મૂળ છે.

આ સંતોષમાંથી જ બીજા ગુણો ફાલે છે. સંતોષમાંથી ગુરુ દત્તાત્રેય જેવી ગુણોદૃષ્ટિ ખીલવી આપણે અવગુણને સ્થાને વિકસાવીને ગુણ પ્રાપ્ત કરવા જોઈએ.

ધર્મ એ ધૃ ધાતુ ઉપરથી આવ્યો છે. ધૃ એટલે ધારણ કરવું. કોઈ પણ સારી વસ્તુને ધારણ કરવી અર્થાત આચરવી એ ધર્મ. એ ફક્ત પુસ્તકમાં જ, શાસ્ત્રમાં નથી. જ્ઞાનપૂર્વક સારું આચરણ કરવું એ જ ખરો ધર્મ છે.

મંદિરોમાં થતી આરતીથી સહુ પરિચિત છે. આ આરતી આરત્ શબ્દ ઉપરથી આવી છે. આરત એટલે દુઃખ. દીવો લઈને ચારે બાજુ ફેરવીએ છીએ તે એમ દર્શાવવા કે ચારે બાજુ તારો પ્રકાશ મને દુઃખમાંથી બચાવે. મંદિરમાં ધૂપ કેસર વગેરેનો ઉપયોગ એ તે પૈસા જેમ વધ્યા તેમ પૈસાદારોએ ઊંચી વસ્તુ વાપરવી એવી જાગ ફેલાવેલી તેનું પરિણામ છે. એમ તો ઠાકોરને ધરેલા અંબર, કસ્તૂરી, કેસર વગેરે થાળ ધરાવે એ ભોજનમાં નાખતા અને પછી ભક્તો આરોગી જતા. આ તો માન્યતા જેવું થઈ ગયું છે. બાકી એમાં જ ધર્મ સમાયો છે, એમ છે જ નહીં. ધર્મમાં ઘણી વસ્તુઓ આપણે રોજ કરીએ છીએ પણ તેની પાછળનું રહસ્ય સમજવા પ્રયત્ન કરતા નથી. દા. ત. ઘંટ વગાડવાની ક્રિયા એ શાથી કરાય છે? મંદિરમાં ગયા પછી સુષુપ્ત દશામાં આત્મા રહ્યો હોય તો આત્માને જગાડવા માટે કે હે આત્મા, જાગ!

જે રીતે ધર્મનું મૂળ આપણે વીસરી ડાળ-પાંદડાને વળગી રહ્યા છીએ તે જ પ્રકારે લગ્નની બાબત પરત્વે આપણું આચરણ છે. લગ્ન તો બહુ પવિત્ર ક્રિયા છે. લગ્ન એટલે બે આત્માનું જોડાણ – એકરૂપ થઈ જવું તે. લગ્ન પછી દંપતી કહેવાય છે. દંપતી એટલે એક જ વસ્તુના બે પતિ તે. લગ્નનો વિધિ ઘણો સુંદર છે પણ આજે તો જ્યાં જોઈએ ત્યાં લગ્ન

પ્રત્યે કોઇને ભાવના જ રહી નથી. જેમતેમ કરીને આટોપી દેવામા જ એની સમાપ્તિ રહી છે બૂમબરાડા પાડી, ગાણા ગાવાં અને વાજાં વગાડવાં, કોણ વરઘોડામાં આવ્યુ અને કોણ ના આવ્યુ એ પ્રત્યે જ મુખ્યત્વે ધ્યાન રહે છે અને બ્રાહ્મણને પોતાને પણ પોતે શું બોલે છે એની કશી ખબર જ નથી હોતી, એનું ધ્યાન તો દક્ષિણા ઉપર જ હોય છે બહારના ખળભળાટમાં આપણે ખરી વિધિને વિસારી મૂકી.

એની સાચી વિધિ કઈ છે તે પણ જાણી લઇએ સાચુ પૂછો તો લગ્નમા બ્રાહ્મણની તો જરૂરત રહેતી જ નથી લગ્નમા મુખ્યત્વે વરવધૂએ પ્રતિજ્ઞા લેવાની હોય છે એ પ્રતિજ્ઞા બહુ જ સરસ હોય છે પતિ પ્રતિજ્ઞા લે છે કે 'હુ તને વફાદાર રહીશ અને આપણે સાથે જ સુખદુ ખ ભોગવીશુ'!' વધૂને પ્રતિજ્ઞા લેવાની હોય છે એ પણ સરસ છે વધૂ કહે છે 'આવક જોઇને હુ કુટુબનો ખર્ચ કરીશ, આખા કુટુંબનુ' પોષણુ હુ કરીશ અને તમારા બધામા એક રૂપ થઈ જઇશ.'

પછી કન્યાના પિતા વરને પ્રતિજ્ઞા લેવડાવે છે કન્યાના પિતા કહે છે 'મે મારી કન્યાને મોટી કરી ભણાવી હોશિયાર કરી, આજે હું તમને સોપુ છુ આજથી હુ તેનો વાલી મટી તમારા બન્નેનો શુભેચ્છક થાઉ છુ આજે હુ તમારી પાસે કશુ માગતો નથી, ફકત એક જ વસ્તુ માગુ છુ કે સુખમાં કે દુ ખમાં મારી કન્યા ભાગીદાર ન બને એવુ કશુ ન કરતા જોજો એકબપેટા ન થતા' વર ત્રણ વખત બોલે છે 'એવુ હું કશુ નહિ કરુ, નહિ કરુ નહિ કરુ.' પછી વરના પિતા પણ કહે છે કે, 'અમે આજથી તમારા બન્નેના શુભેચ્છક થઇએ છીએ'

લગ્નપ્રસગે 'કન્યાદાન' શબ્દ વારંવાર વપરાય છે આ 'કન્યાદાન'મા દાન શબ્દનો પ્રયોગ તદ્દન ખોટો છે એનો વિરોધ થવો જોઇએ કન્યાનુ તે દાન હોય? એ તે કાંઈ મિલકત છે કે એનુ દાન હોય? દાન તો મિલકત કે પૈસાનું હોય કન્યાનુ નહિ પછી સપ્તપદી હોય છે એમા અગ્નિની—પહેલા સૂર્યની શાખે પ્રતિજ્ઞા લેવાતી કારણકે એને પવિત્ર ગણવામા આવે છે—શાખે ફેરા ફરવાના હોય છે ફેરા ફરતી વખતે જમણો પગ પહેલો ઊપડે છે અને ડાબો પગ—અંગ પાછળપાછળ આવે છે લગ્નને દિવસે વરકન્યા તદ્દન સાદા વસ્ત્રો પરિધાન કરે છે. લગ્નની વિધિ થઇ રહ્યા પછી કન્યા સાસરેથી આવેલા દાગીના પહેરે છે લગ્નને દિવસે વરકન્યાને ઉપવાસ હોય છે. આવી સરસ વિધિ છે, પણ હાલ તો વરકન્યા કે તેમનાં માતાપિતાને કશુ બોલવાનુ જ નથી હોતું. એ બધાના પ્રતિનિધિ તરીકે બ્રાહ્મણ આવે છે એ બધુ કોણ જાણે શુ ગરબડગોટા વાળે છે અને જેમતેમ વિધિ કરતી જાય છે જો કે એનુ એ પણ કારણ હોય કે એની મહત્તા રહી નથી કોઇને એનુ મહત્વ સમજાતુ નથી. હમણા એવી વિધિએ કોઈ લગ્ન કરે તો, લોકો તેની મશ્કરી કરે—હાસી ઉડાવે. લોકો તો કહે 'આ શુ નાટક માડયુ, મારા ભાઇ હવે પરણી જાઓ ને!' એ તો એક વેઠ ઉતારવા જેવુ થયુ છે પ્રચલિત વિધિમા ધરમૂળથી સુધારો કરવો જોઇએ

આપણે તો મુખ્યત્વે લગ્નવિધિને મહત્ત્વ આપવુ જોઇએ એમા આ બધા રીતરિવાજો તો ગૌણ છે એ કરીએ તો આપણુ સારું દેખાય, લોક વાહવાહ કરે અને ન કરીએ તો એમા કાંઈ નુકસાન થવાનુ નથી. યુવક પોતાની પત્ની ખોળી કાઢે એમા બીજાની સલાહ લેવી આવશ્યક ખરી? એમ મને ઘણા લોકો પૂછે છે આ માટે મારો જવાબ આ છે

યુવક પોતે કન્યાને વિષે કઈ રીતે ખબર મેળવશે? એ એને વિષે શુ જાણે? પોતાના વિચાર જણાવવા જોઇએ પરતુ એમાં એણે એનાં માતાપિતા, મિત્ર વગેરેની સલાહ લેવી જોઇએ અને એમની મારફત એ વધુ જાણી શકશે. એમની મદદ લેવી એટલે પોતાને નીચે પાડવા જેવુ કશુ નથી એમા તો સહાય લેવાની છે યુવક પોતે કન્યાને એક વખત જોઇને એ શુ જાણી શકવાનો છે! એ જાણશે તો તેના રૂપરગ કે ફેશનને પણ એના વિચાર તો કશુ નહિ જાણી શકે, જ્યારે માબાપ વિચાર કરશે તો કુટુબને જોશે એના ગમે તે કામની પાછળ રસ હોય પણ તેની પછવાડે ક્રિયા ન હોય તો તે તદ્દન નકામુ છે

પાળે તેનો ધરમ અને મારે તેની તલવાર. સમાજરચના એવી છે કે એકબીજા પર રહીને જ

આપણે જીવી શકીએ છીએ. આપણી જીભ એવી બગડી ગઈ છે કે કશા વગર જીવી શકતા નથી.

શબ્દની પછવાડે અર્થ જ પકડી ન રાખવો જોઈએ, પરંતુ એની પછવાડેનો ભાવ પકડવો જોઈએ. શબ્દની પછવાડે ભિન્ન ભિન્ન શક્તિ હોય છે પ્રત્યેક ક્રિયા પછવાડે જ્ઞાન હોય તો બધું ફરી જાય. પરંતુ આપણે તો આપણી જાતને બાદ કરીને પ્રત્યેક ક્રિયા વિષે બોલીએ છીએ. દરેક માણસને બન્ને બાજુ હોય છે અને એના ઉપયોગમાં આપણા પોતાના સાચું જોવું જોઈએ.

સદુપયોગ કરતાં ના આવડે તો સોનાની પાટ પણ પગમાં વાગે.

જે વસ્તુ ઉપયોગમાં લઈએ તે આપણા માટે ઉત્તમ અને બીજા માટે નુકસાનકારક ન હોવી જોઈએ. મૂળને આરાધવાની ભાવના કેળવવાથી આ દૃષ્ટિ પ્રાપ્ત થઈ શકશે.

*

એક ઋષિને એક બ્રાહ્મણ-પત્ની હતી, બીજી શૂદ્ર. તે કાળે યજ્ઞસ્થળે બેસીને શિક્ષણ આપવાનો સુયોગ પ્રાપ્ત થતો. યજ્ઞકાર્ય શરૂ થાય એટલે માતાઓ પોતાના પુત્રોને શિક્ષણ માટે યજ્ઞસ્થળે એમના પિતાઓ પાસે મોકલી દેતી. આ ઋષિએ પણ પોતાની બ્રાહ્મણ પત્નીથી ઉદ્ભવેલા પુત્રને ખોળે બેસાડીને વહાલથી શિક્ષણ આપ્યું. પણ શૂદ્ર પત્નીના પુત્રની યજ્ઞસ્થળે ઉપેક્ષા કરી. પુત્રે આવીને માને પોતાના દુઃખની વાત કરી અને માના ખોળામાં વ્યાકુળતાથી આળોટવા લાગ્યો. એણે કહ્યું: 'મા, પિતાજી તો જાણે મને ઓળખી શક્યા નહીં!' માતા પણ આંખમાંના આંસુ રોકી શકી નહીં. પુત્રે કહ્યું, 'તો, મા! મારા શિક્ષણનું શું?' માએ કહ્યું, 'તારા બાપે જ જ્યારે તારી ઉપેક્ષા કરી તો હવે શિક્ષણ માટે કોની પાસે જઈશ? બેટા, હું તો શૂદ્ર કન્યા છું — એટલે કે ધરતીનું સંતાન છું. મારી મા ધરતીને કહી તો જોઉં!' આમ કહીને એણે પૃથ્વીને સાદ દીધો.

માતા વસુંધરાએ આવીને કહ્યું, 'ચિંતા ના કરીશ. બધું જ્ઞાન મારામાં સંચિત થઈને રહ્યું છે, તારા પુત્રને તું મને સોંપી દે, હું એને શિક્ષણ આપીશ!'

પૃથ્વીમાતાએ એ છોકરાને સર્વ શાસ્ત્રો ભણાવીને માની પાસે મોકલી દીધો. પછી તો પેલી શૂદ્ર માતાના પુત્રે બાળપણમાં પોતાને લાગેલા અપમાનના કલંકને ધોઈ નાખ્યું. એણે ઋગ્વેદનો સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણગ્રંથ રચ્યો. આજે કોઈ ગમે તેટલો વિશુદ્ધ બ્રાહ્મણ કેમ ન હોય, એ બ્રાહ્મણગ્રંથ વાંચ્યા વિના ઋગ્વેદમાં પ્રવેશ મેળવવો એને અશક્ય જ થઈ પડે. એ પોતે શૂદ્ર સ્ત્રીના, એટલે કે ઇતરાના પુત્ર 'ઐતરેય' તરીકે ઓળખાયો અને એણે રચેલા બ્રાહ્મણ ગ્રંથનું નામ 'ઐતરેય બ્રાહ્મણ' પડ્યું. એ શૂદ્ર માતાના પુત્રનું અસલ નામ ઐતરેય નામ નીચે ઢંકાઈ જ ગયું. મહીનો શિષ્ય થયો માટે એને મહીદાસ પણ કહેવામાં આવે છે. આથી એ ઐતરેય મહીદાસ તરીકે જ ઓળખાય છે. —આચાર્ય ક્ષિતિમોહન સેન

*

બર્નાર્ડ શૉને એક પાર્ટીમાં નિમંત્રણ મળ્યું હતું. આતિથ્ય કરનારાઓને ખ્યાલ ન રહ્યો કે શૉ શાકાહારી છે. એટલે એને માટે જુદી વ્યવસ્થા ન કરી. પાર્ટી શરૂ થઈ. લોકોએ ખાવા માંડ્યું પણ શૉ તો ચૂપચાપ બેસી રહ્યા. એક ભાઈએ એમની પાસે જઈને પૂછ્યું કે, 'આપ કેમ કંઈ ખાતા નથી?' શૉએ ઉત્તર આપ્યો: ઈશ્વરે મને પેટ આપ્યું છે, કબ્રસ્તાન નહીં. એમાં માત્ર શાકભાજીને માટે જ સ્થાન છે, મરેલા જીવો માટે નહીં.

# તેરી અકળ કળા નવ જાણી મેરે દાતા !

અનવર આગેવાન

જ્યારે કોઈવાર ખુલ્લા આકાશ નીચે બેઠો હોઉં છું, તે વેળા નજર રજનીએ ઓઢેલી અનંત ઓઢણીના તબકતા આભલાને આંબી આવે છે. અને મનમાં મનમાં થાય છે: કયા કસબીનો આ ભાતીગર કસબ હશે ? આ વિરાટ ચૂંદડી એણે કયા બેસીને વણી હશે ?

જ્યારે સામેના ઘૂઘવતા સમંદરને જોઉં છું ત્યારે એના વખ ભરી મોજાંની સવારી પર સહેલાણી મન સફર કરે છે. થાય છે કે, આટલો અગાધ ને અસીમ સમંદર કોણે ગાળ્યો હશે ? કોણ એના ઉછળતા મોજા પાછળ બેઠું બેઠું દોરીસંચાર કરતુ હશે ?

જ્યારે પાસેના ગુલઝારમાં નિગાહ કરું છું ત્યાં રંગબેરંગી ફૂલોના રંગ ઊડીને આંખને વળગે છે. મઘમઘતી સોડમ દિલ દિમાગને ભરી દે છે. ત્યારે મનને થાય છે, કોણ આ ડાળે ડાળે ફૂલોના ડાયરા ભરી બેઠુ છે ? કોણ સુગંધનો મદ પાઈ રહ્યું છે ?

કેદી સંધ્યા ટાણે નભશોભા પ્રસરતી નીરખુ છું ત્યારે ઋતુઓના ફાન તાણતી આકાશની વાદળીઓ આમતેમ ઘૂમતી વિવિધ રંગ-વાઘા સજી ઊતરી આવે છે, તો કદિ આકાશને આંગણે ઇન્દ્રધનુની રંગોળી પૂરતી લાગે છે. આ આટલા રંગનો ભંડાર કઈ ભોમાં ભંડાર્યો હશે ? નિતનિત એ અંકાની આગ ઝરતી ગુલાબી કોણ લીંપતુ હશે ? કોણ રંગ ભર્યાં ચિત્રો ઉપસાવતુ હશે ?

રજનીએ ઓઢેલી વિરાટ ઓઢણી વાદળીઓના અંગ મરોડમાંથી ઉપસી આવતાં પચરંગી ચિત્રો, ફૂલોમાંથી ઊડી નીકળતી ફોરમ આ બધુ જ્યારે અનુભવું છું ત્યારે વિરાટના વિચારો મનને આવરી લે છે. ગહનતા માનસને વરી વળે છે. એવી વળતી આ ગહનતાનો ભેદ કોઈ ઉકેલ કવિ પોતાની મંજુળ બાનીમાં ઉકેલે છે -

રંગ બેરંગી ફૂલોં કા બાદલ
રંગ કી ઢેરી કહીં નહીં.
હર તન કા ચોલા સિલ દિયા
સુઈ ધાગા હાથ મેં કહીં નહીં.

આ રંગ બેરંગી ફૂલોનાં ગંજના ગંજ, નિત નવા રંગે ઊડી નીકળતી વાદળીઓ, ઊડતી રંગની રેલમછેલ છતાય એ રંગભંડાર કયાય ભળ્યો નહી !

બીજી પંક્તિમાં કવિ કહે છે કે, આ શરીર ઉપર કિરતારે ચામડીનું અસ્તર શીવી લીધુ છે, પણ એના હાથમાં કયાય સોય કે દોરો જોયો નહી, તેમ કયાય ટાંકો કે ટેભોય ન દીઠો !

અંગનાં અસ્તર શિવનાર દરજી હવે જગ-માળી બનીને કવિની કલ્પનામાં અવતરે છે.

પત્તે પત્તે કી કતરન ન્યારી
હાથ કતરન કહીં નહીં;
બરસે તો ભર દે જગ-જંગલ
આકાશ મેં સાગર કહીં નહીં.

એક એક પાંદનો આકાર, એની કોતરણી એના રંગ રૂપને કેવી ખૂબીથી કોર્યાં છે ! દરેક પાંદડુ એક બીજાથી સાવ જુદું, અને વિવિધતાનો કોઈ પાર નહી ! સદાય આટલા વિશાળ જંગલને પાણી સીંચી રહ્યો છે છતાં કયાંય આભમાં દરિયો દીઠો નહી ! વાહરે કિરતાર કમાલ છે તારો કસબ !

દે ભોજન કીડી કુંજર કો,
તેરા લગા ભંડાર કહીં નહીં;
દિન રાત અદલ મેં ફરક ન પડે.
તેરી ભરી કચહરી કહીં નહીં.

હાથીને હારો, કીડીને કણનો દેનાર દાતા, રાત દિ' પાપ-પુણ્યના તોલ કરનાર દેવ, અદલ ઈન્સાફનો દરબાર ભરીને કયા બેસતો હશે ? કવિ કહે છે કે, એની કચેરી તો કયાંયે ન ભાળી !

ખરે જ એ અગમના તાગ તો કોઈ મેળવી શકયુ નથી, મેળવી શકશે પણ નહીં. એ વાતની સાખ પૂરતી સોરઠી સંતની વાણી ગુંજે છે -

તેરી અકળ કળા નવ જાણી મેરે દાતા !
તેરી કળા નવ જાણી રે હો જી

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે



[ એક આપકમીં વિદ્યાર્થીના પત્રો ]

(૯)

૧૨-૩-'૫૪

પૂ. શિવાભાઈ,

નમસ્તે. ગત પત્રનો પ્રત્યુત્તર નથી, પણ મારે મારો માસિક રિપોર્ટ મોકલવો રહ્યો

મેં મારું નિવાસસ્થાન ફેરવ્યુ છે. જ્યા સૌથી પહેલો ઊતર્યો હતો ત્યા જ રહેવા આવી ગયો છું. જે લત્તામા હું રહેતો હતો તે અભ્યાસ કરનાર માટે સારી જગા છે, પણ હવે અભ્યાસ સાથે વ્યવસ્થિત રીતે નોકરી પણ કરવી જોઇએ – એવુ નવા માસના બજેટથી નક્કી થયુ. આ રહ્યો પંદર દિવસનો નોકરીનો અનુભવ.

સૌ પ્રથમ હું કારખાનાવાળા વિસ્તારમા રહેવા આવ્યો, જેથી મારે દોડાદોડ ઓછી કરવી પડે અને ફાજલ સમયમાં અભ્યાસ પણ થાય. ક્રોયેજ છોડ્યા પછી ત્રીજે દિવસે મને એક ઓવરકોટ–કારખાનામા નોકરી મળી. પહેલે દિવસે મને કોટના અસ્તરને ઇસ્તરી કરવાનું કામ સોંપવામાં આવ્યુ. આખો દિવસ ભૂખ્યે પેટે એ કામ કર્યે રાખ્યુ. પણ ઇસ્તરીની ગરમીથી આખો સખત બળવા લાગી. સામાન્ય રીતે મારે અને ગરમીને કાયમનો અણબનાવ છે. બીજે દિવસે મેં કામ બદલવાની માગણી કરી. મે કહ્યુ, " મને સીવતા આવડે છે " મેનેજરે મને સીવણખાતામા મોકલ્યો. પણ અહી પગથી સંચા ચલાવવાના નથી હોતા. સહેજ પગ દબાવીએ એટલે સંચો ઇલેક્ટ્રીકથી ચાલે. એની ઝડપ એટલી બધી હોય છે કે મારા જેવા માટે એટલી ઝડપ પર કાબૂ મેળવી સીવવું લગભગ અશક્ય જ જણાય. પહેલા કલાકમાં જેમ તેમ કરી કામ શરૂ કરી દીધુ. ચારેક દિવસ પછી મને ત્યાથી રજા મળ, કારણ કે હું શિખાઉ માણસ હતો. ઝડપ ખૂબ ઓછી હતી. સાડાત્રણ પાઉન્ડ પગાર ચાર દિવસનો મળ્યો.

ત્રણેક દિવસ પછી એક રેસ્ટોરામાં 'બારવેટર' ની જગા મળી. અહીં મેં પહેલેથી જ ખુલાસો કરી લીધો હતો કે મને એક પણ દારૂનુ નામ નથી આવડતું. સવારે ખાસ ઘરાકી ન હતી. ત્યા સુધી મે 'ડ્રીંક ડાયર' સાફ કર્યું. બે કલાક પછી રસોડામાં આપણી ચપાટીનો ઑર્ડર આવ્યો. ત્યા જે રસોયો હતો તેને આવડતું નથી એમ જાણવા મળતા મેં કહ્યુ કે મને આવડે છે. સાજે મારી બદલી થઈ રસોડામા ત્યા રોટી, શાક વગેરેનો ઓર્ડર આવે ત્યારે બનાવી દેવાના બાકીના વખતમા ડીશ વેગરનુ કામ કરવાનું. એ ઉપરાંત કૉફી બનાવવાનું મશીન ચલાવવુ, ચા બનાવવી, જાતજાતના આઇસક્રીમ તૈયાર કરવા અને અંતે મુખ્ય રસોયો કહે તે કરવાનું. તેમાં ખાસ કરીને ઇંડા, વિવિધ પ્રાણીઓના માંસ, ચામડી ઉખાડી લીધેલા મરઘાના બચ્ચાં, જાતજાતની માછલીઓ વગેરે મુખ્ય ભંડારમાથી લઇ આવવાનું. આમા મુખ્ય મુશ્કેલી લોહી ટપકતી ચીજો હાથમાં પકડવી પડે તે નહિ, પણ હુ કોઈ ચીજને ન ઓળખું તે. એ ચીજો બતાવવા મારી સાથે એક માણસ મોકલવો પડે, જે એ લોકોને પોષાય નહિ. એ નોકરી સવારે દસથી રાત્રે સાડા અગિયાર સુધી ખડે પગે કરવી પડે વળી હું જ્યાં રહું છુ ત્યાથી પંદરેક માઈલ દૂર જવુ પડે ગયે મહિને અર્થચિંતના હુકમને માન આપી ઓવરકોટ વેચી દેવો પડેલો. રાત્રે બાર વાગે ઘેર પાછા આવતા સખત પવન સાથે બરફ વરસવા કરે માત્ર કોટ અને પાટલૂન કેટલું સહન કરે. એવા બીના બીના થઈ જવુ પડે. તોય નભાવ્યે રાખ્યુ. પણ ચાર દિવસને અંતે બીનઅનુભવી માણસના પ્રમાણપત્ર સાથે અહી થીયે રજા મળી. વળી પાછા બેકાર. અહીંથી ત્રણ પાઉન્ડ મળેલા. આમ બે જગાએ થઇ છ પાઉન્ડ મળ્યા. મારા આખા માસનું ખર્ચ નીકળી ગયુ ગણાય.

વળી પાછા ત્રણ દિવસના આરામ પછી એક

ફેક્ટરીમાં 'Machinist'નું કામ મળ્યું છે અત્યારે મને શિખાઉ તરીકે રાખ્યો છે એટલે પગાર બે પાઉન્ડથી વધારે નહી મળે પણ મહિના પછી ત્રણ પાઉન્ડ (અઠવાડિક) મળવા સંભવ ખરો, જો અહી સ્થિર થવાય તો જ અહી જોડાયે આજે પાંચ દિવસ થયા અઠવાડિયું પૂરું થયું અહી સામાન્ય રીતે ૪૦ થી ૪૪ કલાકનું અઠવાડિયું ગણાય છે

તા ૧૨-૪-'૫૪

એક મહિના પછી અધુરો પત્ર પૂરો કરું છું. આજકાલ છેલ્લા છ અઠવાડિયાથી 'Machinist' તરીકે થાનું જ છું, અઠવાડિયે અઢી પાઉંડ મળે છે આવતા અઠવાડિયાથી સાડાત્રણ મળશે

ઈસ્ટરની રજાઓ પછી Evening College શરૂ કરી દઈશ. આમ સ્વાવલંબી ભણતર શરૂ થઈ જશે.

હવામાન હવે તો સારુ થઇ ગયું છે ઠંડીનું નામ નથી એવું લાગે છે પુસ્તનુમા વાતાવરણ જામતુ જાય છે સાથે સાથે શરીર પણ જામતું જાય છે

રોજનું ચાર રતલ દૂધ બ્રેડ અને ૫ ઔંસ કોળ એ મારો ખોરાક છે વધારામાં કસરત

વિ અરવિંદના પ્રણામ

(૧૦)

પૂ. શિવાભાઈ,

નમસ્તે પત્ર મ યો આનંદ દર માસે એક પત્ર લખવો જોઈએ એમાં હું થોડો મોડો પડયો છુ તેનું મુખ્ય કારણ મારા ગત પત્રના પ્રત્યુત્તરની રાહ જોતો હતે સામાન્ય રીતે પ્રત્યુત્તર આવ્યા પછી મને પત્ર લખવાનું મન થાય એ સ્વાભાવિક છે

રીમાની વાત કરી લઉં. મારે વીમો ઉતરાવવો પડેલો પેલી વડોદરાની ૨૮ ૦૦૦ની લોન માટે જ. હવે મને એમાં કંઈ જ રસ નથી એની જે વ્યવસ્થા કરવી હોય તે નવનીત કરશે

બીજી વાત અર્થકારણની આજે હું તંગીમાં છુ અને નથી આ રહ્યો હિસાબ —

— અઠવાડિક —

| આવક | જાવક |
|---|---|
| ૬ પાઉંડ પગાર | પા શિ. પે. |
| ૭— | ૦-૧૫-૦ ભાડું |
| ૩ | ૦-૧૫-૦ દૂધ |
| | ૦- ૮-૦ માખણ |
| ૩-૦-૦ | ૦- ૮-૦ શાકભાજી |
| ૭— | ૦- ૬-૦ બ્રેડ |
| ૦-૧૦-૦ ઈન્કમટેક્સ | ૦-૧૦-૦ પરચુરણ |
| ૨-૧૦-૦ બચત | ૩- ૦-૦ |

આમ ૨-૧૦-૦ દર અઠવાડિયે બચે છે પછી તંગીમાં કેવી રીતે? તંગીમાં એટલા માટે કે બધા પૈસેથી કુલ ૧૫૦ પાઉંડ જેટલા લીધા છે એટલે એક વરસ પછી મારે માથે કંઇ જ બોજો નહિ રહે ત્યા સુધીમાં પગાર પણ આઠ પાઉન્ડ જેટલો મળશે.

હવે મારો થોડો ઇતિહાસ ઉખેળુ— કૉલેજ છોડયા પછી એક રેસ્ટોરન્ટમાં નોકરી કરવા ગયો ત્યાથી રજા મળી પછી એક ફેક્ટરીમાં જોડાયો ત્યાથી પણ ત્રણ દિવસમાં રજા મળી, ત્યાર પછી બીજી એક ફેક્ટરીમાં જોડાયો અહી શરૂઆતમાં બે પાઉંડ પગાર (અઠવાડિક) મળવા લાગ્યો મહિના પછી સાડાત્રણ પાઉન્ડ પગાર થયો. ફરી મહિના પછી સાડા ચાર થયો અને છેલ્લા ત્રણ અઠવાડિયાથી છ પાઉંડ મળવા લાગ્યા છે ફેક્ટરીનો માલીક મારા કામથી ખુશ છે આજે ફેક્ટરીમાં બહુ જ જૂના કારીગરો કરતાય મારી ઝડપ વધારે છે કામ પણ સારુ થાય છે એટલે વખત જતા સારો પગાર મળશે. એટલે હવે આર્થિક તંગી જતી રહેશે અને નવા સત્રથી Evening College માં જોડાઇ જવાશે. સવારે આઠથી સાંજના સાત સુધી ફેક્ટરીમાં જવું પડે છે સાતથી સાડાનવ સુધી કૉલેજમાં જવાશે.

હવે શ્રી મગનભાઈના પત્રનો જવાબ —

મેં સંમેલન પૂર્વે એક પત્ર લખેલો જે મળ્યો હશે શ્રી અણુભાઈએ જે રૂા ૫૦) મને મદદ કરવા આપ્યા છે તેનો હું સાભાર સ્વીકાર કરું છું અને તે હું આપણા વિદ્યાપીઠ મંડળને ભેટ આપુ છુ

પૂણીઓ મળી ગઈ છે વચમાં થોડો વખત કાંતવાનું અટકી પડેલું તેના પ્રાયશ્ચિત રૂપે મેં તા. ૭ મી થી તા. ૧૫ મી સુધી મૌન પાળવાનું શરૂ કર્યું છે

છેલ્લે દિવસે ઉપવાસથી મૌનની પૂર્ણાહુતિ થશે.

ઘેરથી બે માસ થયા પત્ર નથી. મેં પણ એકાદ જ લખ્યો હશે. ગયે અઠવાડિયે બીજો લખ્યો છે. આવતા અઠવાડિયામાં પ્રત્યુત્તરની આશા રાખું છું. ઘનસ્યામ ઘેર જાય અને રખડી ખાય તેના કરતાં કોઇ ટૂર અથવા તાલીમ વર્ગમાં જાય તો સારું. પછી જેવી તેની ઇચ્છા.

કેરીનું નામ સાંભળી કોના મોમા પાણી ન છૂટે? મારા! અહીં આવ્યા પછી જ હુ સાચો આશ્રમવાસી થયો એમ કહું. તો ચાલે! આશ્રમના નિયમ મુજબ બધાં જ કામ હાથે કરવાં-સ્વાવલંબી થવું અને અસ્વાદ વ્રત પાળવુ. આ બધાયમાં અસ્વાદવ્રત આગળ વધી ગયું છે. છેલ્લા કેટલાય માસથી તેલ, મીઠું, મરચું, હલદર વિ. વિ. જે મસાલા ગણાય તે મળે છે છતાંય ખાવાનું મન થતું નથી અને ખાતો પણ નથી. મને એ મોળું ખાવામા જ અને પાણીમા બાફેલું લેવામાં જ અમૃત જેવો સ્વાદ લાગે છે. એક દિવસ એક મિત્રનુ બટાટાનુ શાક એક ફોડવુ ચાખી જોયું તો જમીન આસમાન એક થઇ ગયા જેવુ લાગ્યુ. છએ રસોનો શંભુમેળો મારી જીભને ફરી વળ્યો. છેવટે દૂધ પીને શાંત થયો. હું ત્યા આવીશ ત્યારે તમારા દાળ, ભાત, રોટલી કેમ કરી ખાઇશ? મારે માટે પાણીમાં બાફેલુ શાક અને દૂધ રાખવુ પડશે. રોજનુ ચાર પાચ શેર દૂધ એટલે મારે માટે એક ગાય. જ્યાં જાઉં ત્યા ભારે પડી જાય. કેમ ખરું ને?

હવે અહીંની થોડી વાતો-'એક વખત મને ડોક્ટર પાસે જવાનો વિચાર થયો. ત્યાં જઇ મેં કહ્યુ કે મારી તબિયત ઠીક નથી. પેટમા ગરબડ થાય છે. સાથે સાથે ખોરાકની વાત પણ કરી. ડોક્ટરે ખોરાકની બાબતમાં સંતોષ બતાવ્યો અને દીવેલનો બાટલો ભરી આપ્યો. રોજ સવાર, બપોર, સાંજ એનો એક ચમચો પીવો એવી સૂચના આપી. હજી એ બાટલો ભરેલો પડ્યો છે. અઠવાડિયા પછી ફરીથી ગયો, કહ્યું કે તમારા દીવેલથી મારું વજન ઘટી ગયું, એટલે ડોક્ટર મારા પર ચીડાઈ ગયે મને કહ્યુ કે તમારે ઇંડા વિગેરે ખાવુ જ જોઇએ નહિ તો આ દેશમાં નહિ જીવાય. આ હિંદુસ્તાન નથી. એમ કહી કોડલીવર ઓઇલની ગોળીઓ આપી. રોજ ખૂબ ભાજીપાલો અને ચીઝ નામની દૂધની બનાવટ શેર ૧ રોજ ખાવાની તાકીદ કરી. શેર ચીઝ કોઈ પહેલવાનને જ પચે. સામાન્ય રીતે પાશેરથી વધુ ચીઝ ન પચે. પેલી ગોળીઓ મારા એક મિત્રને ખવડાવી દીધી. પંદર દિવસ પછી ફરી ગયો. મેં જુઠું જ કહ્યું કે, 'તમારા કહ્યા મુજબ ખોરાક લેવાથી વજન વધ્યું છે'. એટલે ડોક્ટર સાહેબ ફૂલાયા, પછી મેં કહ્યુ કે હાથે પગે ખંજવાળ આવે છે. એટલે મને લંડનના પ્રખ્યાત દવાખાનામા સારા ગણાતા ડોક્ટર પાસે મોકલ્યો. ત્યા મારુ લોહી અને પેસાબ તપાસ્યા અને જણાવ્યુ કે શરીરમા ૧૦૦ ટકા તંદુરસ્તી છે. કંઈ જ થયુ નથી. પછી મે જ્યારે મારા ખોરાકનું પ્રકરણ ખોલ્યું ત્યારે ડોક્ટરે નવાઇ બતાવી. પછી મારી સાથે અર્ધો કલાક હિંદની વાતો કરી. એમાં જ્યારે એણે જાણ્યું કે હું ગાંધી પંથનો માણસ છું ત્યારે તેણે ગાંધીજીના ઉપવાસ વિ. બાબતો પર ખૂબ વાતો કરી, અને છેવટે હસતા હસતા વિદાય લીધી. એ લોકોને મેં એટલું જ કહ્યું હોત કે હું બધુ જ ખાઉં છું. તો તેઓ મને બાજુ જ કંઇક કહેત. આવું છે અહીંના મોટા ગણાતા ડોક્ટરોનુ કામકાજ. સાયન્સના નિયમ મુજબ જેટલાં વિટામીન પ્રોટીન વિ. ની જરૂર પડે તેટલાં મારા ખોરાકમાંથી મળે છે. માંસ, ઇંડાં, દારૂ વિ. માથી વધારે શું મળવાનું? પણ 'સીદીભાઇને સીદકાં વહાલાં' એ કહેવત અનુસાર માંસ-મંદિરમાં ઉછરેલા ડોક્ટરોને દૂધ પર જીવાય એની કલ્પનાય ક્યાંથી આવે? અરે બિચારા ભણેલા ડોક્ટરો! મારું વજન આજકાલ ૧૧૭ રતલ જેટલું છે

લંડન ૮-૬-'૫૪ — અરવિંદના પ્રણામ

*

યાતનામાં જીવન ગુજારીને કોઇ ચહેરો પ્રફુલ્લ રાખે છે,
જેમ કંટકની સાથમાં રહીને હાસ્ય હંમેશ ફૂલ રાખે છે.

રતિલાલ-અનિલ

# સમાનતા

અન્જુમ વાલોડી

એક દિવસે ખલીફા હઝરત ઉમરે પોતાના પ્રજાજનોને પૂછ્યુ. 'વહાલા પ્રજાજનો! શુ આજે હુ જે કાંઈ આજ્ઞા આપુ તે તમે પાળશો?"

આ માગણીને ત્યાં એકઠા થએલા લોકોમાથી એક માણસ ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો

' હે ખલીફા, અમે તમારી આજ્ઞા પાળીશુ નહિ કારણ કે અમને તમારા ન્યાયમા પક્ષપાત માલૂમ પડે છે છેલ્લી લડાઈમાં આપણે મેળવેલી ચાદરોની વહેંચણી મસ્જિદમા જ થઈ હતી અને દરેક માણસના ભાગે એક એક જ ચાદર આવી હતી આ ગણત્રી પ્રમાણે તમારે ભાગે પણ એક જ ચાદર આવવી જોઈતી હતી પણ તમે એક કરતા વધુ ચાદરો ઉચાપત કરી લીધી હોય એમ લાગે છે કારણ કે તે ચાદર એટલી નાની હતી કે તેમાથી તમારા જેવા કદાવર માણસના વસ્ત્રો બની શકે એમ નહોતુ આજે તમે જે વસ્ત્રો પહેર્યા છે તે બેથી ચાદરમાથી જ તૈયાર કર્યા છે આમ તમારા અધિકાર ઉપરાંત લીધુ હોવાથી તમે ખલીફાને લાયક રહ્યા નથી અને અમે તમારી આજ્ઞા પાળવાને બંધાયેલ નથી

અને બધા લોકો ન્યાય અને સમાનતાના નશામા એવા ચકચુર હતા કે તે માણસને કોઈએ બોલતા અટકાવ્યો પણ નહિ, માત્ર તેને શાંતિપૂર્વક સાંભળતા રહ્યા.

અંતે હઝરત ઉમરે પોતાના પુત્રને કહ્યુ

બેટા ખરી હકીકતથી તમે પૂરેપૂરા વાકેફ છો અને હવે મારા તરફથી તમે જ એ આક્ષેપનો જવાબ આપો, કે જેથી તે દયાળુ ખુદા કયામતના દિવસે મારી લાજ રાખે."

પછી ખલીફાના પુત્રે ઊભા થઈને કહ્યુ

"એમા પિતાજીનો કોઈ ગુનો નથી એક ચાદરમાથી એમના વસ્ત્રો થઈ શકતા નહિ એટલે મારા ભાગની ચાદર પણ મે એમને હવાલે કરી દીધી હતી '

એ ખુલાસાથી પેલા ટીકાકારને પૂરતો સંતોષ થઈ ગયો પછી તેણે કહ્યુ



"હે ખલીફા, હવે તમારે જે કાંઈ આજ્ઞા આપવી હોય તે આપો, અમે તમારી આજ્ઞાનુ પાલન કરીશુ.'

*

# સત્યનો પ્રભાવ

અઢાર વર્ષની ઉમરે જ્યારે શેખ અબ્દુલ કાદર જીલાની વધુ જ્ઞાન-પ્રાપ્તિ માટે બગદાદ જવા તૈયાર થયા ત્યારે તેમની માએ તેમની બંડીના અંદરના ભાગમા ચાલીસ સોનામહોરો સીવી આપી અને શિખામણ આપતા કહ્યુ ' બેટા હમેશા સાચુ બોલજે. જાવ હુ તમને ખુદાને સોંપુ છુ, તે જ તમારો માર્ગદર્શક અને રક્ષક છે "

પછી બગદાદ જતા એક કાફલા સાથે તે થઈ ગયા માર્ગમાં એ કાફલા ઉપર સાઠ ડાકુઓ તૂટી પડ્યા અને બધી માલ-મતા લૂંટી લીધી. પછી એક ડાકુ શેખ અબ્દુલ કાદર જીલાની પાસે આવ્યો અને પૂછવા લાગ્યો ' છોકરા તારી પાસે શુ છે?"

તેમણે કહ્યુ ' મારી પાસે ચાલીસ સોનામહોરો છે તેમના એ જવાબ પર હસતો તે ડાકુ ચાલ્યો ગયો પછી બીજો ડાકુ આવ્યો અને શેખે તેને પણ તે જ જવાબ આપ્યો. શેખના આ જવાબ પર તે ડાકુને પણ વિશ્વાસ બેઠો નહિ અને તે પણ હસતો હસતો ચાલ્યો ગયો.

પછી, બન્ને ડાકુઓએ પોતાના સરદારને એ વાત કરી "તે છોકરાને પકડીને મારી પાસે લાવો." સરદારે હુકમ છોડ્યો. શેખ સરદાર સામે હાજર થયા

' છોકરા, સાચે સાચુ કહે તારી પાસે શુ છે?" સરદારે પૂછ્યુ ' મારી પાસે ચાલીસ સોનામહોરો છે." "ક્યા છે?" "બંડીમા બગલની નીચેના ભાગમા સીવેલી છે.'

બંડી ચીરતા તેમાથી બરાબર ચાલીસ સોનામહોરો નીકળી સરદારે પૂછ્યુ "છોકરા! તુ જાણે

છે કે અમે ડાકુઓ છીએ અને જે કોઇની પાસે જે કાંઇ પણ હોય લુટી લઇએ છીએ, તે છતા તે શા માટે તારી સોનામહોરોનો ભેદ અમને કહી દીધો?'

શેખે કહ્યું "મારી માએ હમેશા સાચુ બોલવાની મને શિખામણ આપી હતી. આ ચાલીસ સોનામહોરો માટે મારી વહાલી માની શિખામણનુ ઉલ્લંઘન હું શી રીતે કરી શકુ!"

તેમની એ વાતથી સરદાર એટલો પ્રભાવિત થઇ ગયો કે તેની આખોમા આસુ આવી ગયાં, પછી એક નિ શ્વાસ નાખી કહેવા લાગ્યો

"તમે તો તમારી માની એક શિખામણનુ ઉલ્લંઘન કર્યુ નહિ, અને હુ આજે કેટલાય વર્ષોથી મારા સર્જનહારની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી રહ્યો છુ!' આટલુ બોલીને સરદાર શેખના પગોમા પડીને રડવા લાગ્યો પછી તેણે કદી પણ લુંટફાટ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી અને બીજા બધા ડાકુઓએ પણ સરદારની એ પ્રતિજ્ઞામા પોતાનો સાથ પૂરાવ્યો

★

# ગુનાની માફી

કહેવાય છે કે એક દિવસે સત અબુ સાલેહ શેખ અબ્દુલ કાદર જીલનીના પિતા એક નદી કિનારે ઊભા હતા એટલામા નદીમા એક દાડમ તરતુ આવતુ તેમની નજરે પડયુ તેમણે તે દાડમ બહાર કાઢયુ અને ખાઈ લીધુ દાડમ ખાધા પછી તેમને ખ્યાલ આવ્યો કે જે દાડમ ખાધુ છે તે મારે માટે હલાલ નહોતુ કારણ કે તે દાડમનો માલિક હું નહિ પણ કોઇ બીજુ જ હશે. આમ, વિના વિચારે પોતે દાડમ ખાઇ ગયા એ વાતનુ તેમને ઘણુ જ દુ ખ થયુ આખરે, પેલા દાડમના માલિકની શોધમા તે નદીને કિનારે કિનારે જવા લાગ્યા. થોડે દૂર ગયા એટલે તેમને એક વાડી દેખાઇ અને નદીની ભેખડ ઉપર જ ફળથી લદાયલું દાડમનુ એક ઝાડ તેમની નજરે પડયુ. પોતે ખાધેલ દાડમ એ જ ઝાડનુ હશે એ વિશે હવે તેમને શકા રહી નહિ વધુ તપાસ કરતા તેમ તે માલૂમ પડયુ કે એ વાડીમા એક હવેલી પણ છે, અને એ વાડી તેમજ હવેલીના માલિક સૈયદ અબ્દુલ્લા સુમઇ નામના એક સજ્જન છે અબુ સાલેહ તેમની પાસે ગયા અને પોતે ખાધેલ દાડમ માટે માફી માગી.

સૈયદ અબ્દુલ્લા સુમઇ ઘણા જ ઉદાર દિલના અને બુદ્ધિશાળી માણસ હતા. અબુ સાલેહને જોતાં જ તે પારખી ગયા કે કોઇ સત પુરુષ છે પછી તેમણે કહ્યું:

"બાર વરસ મારી સેવામાં રહો તો જ હું તમને માફ કરુ ' સત અબુ સાલેહે એ શરત કબૂલ કરી લીધી બાર વરસ પૂરા થયે સૈયદ અબ્દુલ્લાએ કહ્યુ ' હવે એક કામ કરો તો તમારો દાડમ ખાવાનો ગુનો માફ કરીશ." સત અબુ સાલેહે કહ્યુ "કહો તે કયુ કામ છે?' સૈયદ અબ્દુલ્લાએ કહ્યુ, "મારી એક પુત્રી છે, જે આધળી બહેરી લુ ડી અને લગડી છે તેની સાથે તમે લગ્ન કરો '

સત અબુ સાલેહે એ શરત પણ કબૂલ કરી લીધી અને જ્યારે રાતે પોતાના પત્ની પાસે ગયા અને જોયુ કે તે તો ઘણા સ્વરૂપવાન હતાં અને કહેવામા આવી હતી તેવી કોઈ ખોડખાપણ તેમનામાં ન હતી આથી તે મનમા ઘણા મૂઝવા એમ વિચારીને કે તે પોતાના પત્ની નહિ હોય તેમણે તેમની સાથે રાત્રે વાત સુદ્ધા કરી નહિ'

સવાર થતા જ સત અબુ સાલેહ સીધા સૈયદ અબ્દુલ્લા પાસે પહોચ્યા અને તેમને પોતાની બધી મૂઝવણ કહી સૈયદ અબ્દુલ્લાએ ખુલાસો કરતા કહ્યું, 'મારી પુત્રી વિશે મે તમને જે કાંઈ કહ્યુ છે તે બધુ સાચુ છે પર પુરુષોને માટે મારી પુત્રીની આખો આધળી છે અસત્ય વાત સાભળવા માટે તેના કાન બહેરા છે, પર પુરુષને સ્પર્શ કરવા માટે તેના હાથ ઠુઠા છે અને તમારી આજ્ઞા વિરુદ્ધ એક પણ ડગલુ ભરવા માટે તેના પગ લગડા છે '

★

માનવીનુ કોઈ જીવનવૃક્ષ એવુ યે હશે
જેહને વીટળાયેલી આશાલતા પણ હોય ના?

રતિલાલ અનિલ

'અમે સત્ય જ બોલિએ છિએ, અસત્ય નથી બોલતા, તથા સ્વધર્મ પાળિએ છિએ, એટલે અમને મૃત્યુથી ભય નથી.

અતિથીનન્નપાનેન ભૃત્યાનત્યશનેન ચ ।
સંભોજ્ય શેષમશ્નીમ: તસ્માન્ મૃત્યુભયં ન નઃ ॥
[૨૨]

'અમે અકસ્માત ઘેર આવી ચડેલા અજાણ્યા માણસોને ને નોકરોને જમાડીને શેષ જમિએ છિએ. એટલે અમને મૃત્યુથી ભય નથી.'

શાન્તા દાન્તા ક્ષમાશીલાસ્ તીર્થદાનપરાયણા ।
પુણ્યદેશનિવાસાશ્ચ તસ્માન્ મૃત્યુભયં ન ન ॥
[૨૩]

'અમે શાંત, સંયમી, ક્ષમાવાન્ ને દાનપરાયણ છિએ એટલે અમને મૃત્યુથી ભય નથી.'

કોને મારગ દેવો?

અંધસ્ય પન્થા, બધિરસ્ય પન્થા ।
સ્ત્રિય પન્થાઃ ભારવાહસ્ય પન્થા । [૧૩૩ ૧]
રાજ્ઞ પન્થા..

આંધળા, બહેરા, સ્ત્રીઓ, ભાર વહનારા તથા રાજાને મારગ દેવો

ચિત્તશુદ્ધિ વિના ગર્વ વ્યર્થ છે

ત્રિદંડધારણં મૌન જટાભારોઽથ મુંડનમ્ ।
વલ્કલાજિનસંવેષ્ટ વ્રતચર્યાઽભિષેચનમ્ ॥
[૨૦૦ : ૯૬]

અગ્નિહોત્રં વને વાસ શરીરપરિશોષણમ્ ।
સર્વાણ્યેતાનિ મિથ્યા સ્યુર્યદિ ભાવો ન નિર્મલ ॥
[૯૭]

ત્રિદંડી સન્યાસી બનવું, મૌન પાળવું, જટા રાખવી કે માથે મુંડન કરાવવું, ઝાડ છાલનાં કપડાં કે મૃગચર્મ પહેરવું, વ્રત પાળવું, તીર્થસ્થાન કરવું, અગ્નિમાં નિત્ય હોમ કરવો, વનમાં વસવું, શરીર સૂકવવું: આ બધું મિથ્યા છે, જો મનનો મેલ ધોઈ નાખ્યો ન હોય તો.

યે પાપાનિ ન કુર્વન્તિ મનોવાક્કર્મબુદ્ધિભિઃ ।
તે તપન્તિ મહાત્માનો ન શરીરસ્ય શોષણમ્ ॥
[૯૯]

'જે મનવચનકાયાથી પાપ કરતા નથી તે મહાત્માઓ તપ કરે છે; શરીર સૂકવવુ એ તપ નથી.'

દ્રૈપદી ઉવાચ ।

સુખં સુખેનેહ ન જાતુ લભ્યમ્ ।
દુઃખેન સાધુર્લભતે સુખાનિ ॥ [૨૩૪ ૪]

દ્રોપદી : 'સુખ સુખથી ન મળી શકે.પણ દુઃખ ભોગવીને સજ્જન સુખ મેળવે છે.'

સુખસ્યાનન્તરં દુઃખં દુ ખસ્યાન્તરં સુખમ્ ।
નરે નેમિમરા ઈવ ॥ [૨૬૧ : ૪૯]

સુખ પછી દુઃખ ને દુઃખ પછી સુખ આવે છે, સુખદુઃખ પૈડાના આરાની પેઠે વારા ફરતી આવે છે.

ન પાપં પ્રતિ પાપઃ સ્યાત્ સાધુરેવ સદા ભવેત્ ।
આત્મનૈવ હતઃ પાપો યઃ પાપં કર્તુમિચ્છંત ॥
[૨૦૭–૪૫]

પાપિયા પ્રત્યે પાપી ન બનવું, પણ સદાયે સજ્જન જ રહેવું; જે પાપ કરવા ઈચ્છે છે તે પાપિયો પોતે પોતાને હણે છે.

બ્રાહ્મણઃ પતનીયેષુ વર્તમાનો વિકર્મસુ ।
દાંભિકો દુષ્ટતાપ્રાય શૂદ્રેણ સદૃશો ભવેત્ ॥
[૨૧૬ : ૧૪]

'બ્રાહ્મણ પાપ ને ન કરવાનાં કામ કરે ને દંભી હોય તો તે શુદ્રસમાન બને છે

યસ્તુ શૂદ્રો દમે સત્યે ધર્મે ચ સતતોત્થિત ।
તં બ્રાહ્મણમહં મન્યે વૃત્તેન હિ ભવેદ્ દ્વિજ ॥
[૧૫]

જે શૂદ્ર સંયમી, સત્યવાન્ ને ધર્મી હોય તેને હું બ્રાહ્મણ માનુ છું, કેમ કે વર્તનથી જ બ્રાહ્મણ થવાય છે

પરૈઃ પરિભવે પ્રાપ્તે વયં પ્રશ્ચોત્તરં શતમ્ ।
પરસ્પરવિરોધે તુ વયં પંચૈવ તે શતમ્ ॥
[૨૪૩.૧૧]

બીજા હારે વાંધો પડે તો આપણે (પાંડવ

કૌરવ) એક સો ને પાચ જણ છિએ; પણ એક બીજામા વાધો પડે તો આપણે પાચ અને તે સો જણ

સ્નાન મનોમલત્યાગ. । [313, 99]

મનનો મેલ ધોઈ કાઢવો એનુ નામ સ્નાન.

પચત્યગ્નિરવાક્યસ્તુ તૂષ્ણી ભાતિ દિવાકર ।
તૂષ્ણી ધારયતે લોકાન્ વસુધા સચરાચરાન્ ॥
[વિરાટપર્વ ૫૦ 3]

અગ્નિ બોલ્યા વિના રાધે છે, સૂર્ય બોલ્યા વિના પ્રકાશે છે, અને પૃથ્વી સચરાચર સૃષ્ટિને બોલ્યા વિના ધરી રાખે છે

શત્રોરપિ ગુણા ગ્રાહ્યા દોષા વાચ્યા ગુરોરપિ ॥
[૫૧ ૧૫]

શત્રુના પણ ગુણ લેવા અને ગુરુજનના પણ દોષ કહેવા

બૃહસ્પતિરુવાચ ।
મોહાદધર્મં યઃ કૃત્વા પુન સમનુતપ્યતે ।
મન સમાધિ સયુક્તો ન સ સેવેત દુષ્કૃતમ્ ॥
[અનુશાસનપર્વ ૧૧૨ ૪]

અજ્ઞાનથી માણસ પાપ કરે તો તણે પશ્ચાત્તાપ કરવો, અને ફરીને પાપ ન કરવુ

યથા યથા મનસ્તસ્ય દુષ્કૃત કર્મ ગર્હતે ।
તથા તથા શરીર તુ તેનાધર્મેણમુચ્યતે ॥ ૫ ॥

જેમ જેમ પાપીનું મન પાપની નિંદા કરે છે તેમ તેમ તેનુ શરીર પાપમુક્ત થાય છે

યદિ વ્યાહરતે રાજન્ વિપ્રાણા ધર્મવાદિનામ્ ।
તતોઽધર્મકૃતાત્ ક્ષિપ્રમપવાદાત્પ્રમુચ્યતે ॥ ૬ ॥

જો માણસ પોતાનુ પાપ ધર્મી આગળ પ્રકાશે છે તો તે પાપમુક્ત થાય છે -

શ્રી ભગવાનુવાચ ।
સમત્વે સતિ રાજેન્દ્ર તયો સુકૃત પાપયો ।
ગૂહિતસ્ય ભવેદ્ વૃદ્ધિ કીર્તિતસ્ય ભવેત્ક્ષય ॥
[આશ્વમેધિકપર્વ ૨ ૪૩]

પાપ અને પુણ્ય સતાડે તો તેની વૃદ્ધિ થાય, અને બહાર પાડે તો તેનો ક્ષય થાય

તસ્માત્ સકીર્તયેત્પાપ નિત્ય ધર્મ ચ ગૂહયેત્ ॥
[૪૧]

એટલે નિત્ય પાપ પ્રકાશવુ ને પુણ્ય ગુપ્ત રાખવુ

એક એવ ચરેદ્ ધર્મ ન ધર્મધ્વજિકો ભવેત્ ।

માણસે એકલાએ ધર્મ આચરવો, ધર્મની ધજા ચડાવવી નહિ

---

* ભગવાન અઘરા કામો સહેલાઈથી કરી દેતો નથી અઘરા કામોમા પુરુષાર્થની કસોટી કર્યા વિના એ યશ આપતો નથી.

* શંકર ભગવાન નાચે તો તાડવનૃત્ય કર્યું કહેવાય, અને ભૂતડા નાચે તો એ નગ્નનૃત્યમા ખપે.

* જેમ પખીને બે પાખ હોય છે એક પાખથી એ ઊડી શકતુ નથી, તેવી જ રીતે ધર્મકાર્ય પણ બે રીતે થાય છે અદરની જાગૃતિ પેદા કરવી અને બહારની પરિસ્થિતિમા પરિવર્તન કરવુ

* જો આપણે આપણા સવાલો સારી રીતે નહી ઉકેલીએ તો દુનિયાના ખરાબ વિચારો બહીના સવાલોને ઉકેલવા આવશે.

* સમાજમા દરેકની સેવાનો પ્રકાર ભિન્ન હોઈ શકે છે, પરતુ તેનું આર્થિક મૂલ્ય સમાન જ હોવુ ઘટે.

* વિચારશાસન એટલે વિચાર સમજાવવો, વિચાર સમજવો અને વિચાર સમજ્યા વિના કોઈ પણ વાત કબૂલ કરવી નહી તે. વિચાર સમજ્યા વગર કોઈ આપણી વાત કબૂલ કરતો હોય તો દુખી થવું પોતાની ઇચ્છા બીજા પર ન લાદવી પણ કેવળ વિચાર સમજાવીને જ સતુષ્ટ રહેવું.

* આપણી સસ્કૃતિમા બળદ માટે જેટલો આદર છે તેટલો મનુષ્ય માટે પણ નથી જે રથની ધુરા વહે છે તેને આપણે ધુરંધર કહીએ છીએ. ધુરંધર એટલે બળદ જ — વિનોબા ભાવે

# પ્રશ્ચાત્તાપ એ જ શુદ્ધિ

એક દિવસ વહેલી સવારે પાટણની રૂપાળી મેના ધોબણ ગધેડા પર રાજકુટુંબના કપડા લાદી તે ધોવા તળાવે જતી હતી. સંજોગવશાત પાટણનો રાજા અજયપાળ હાથી પર સવાર થઇ એ તરફ જતા આવી ચઢયો. એની કામુક નજર મેનાના સુડોળ ને ગોર બદન પર પડી એ મોહિત થઈ ગયો. હાથીને નમાવી નીચે ઊતરી એણે શરમાતી મેનાને પૂછયુ, 'તુ કોણ છે?' મેનાએ કહ્યુ, તમારી ધોબણ' ઓહ, ધોબણ છે!' એમ કહી રાજાએ મેનાના ખૂબ વખાણ કર્યા 'તારુ સાચુ સ્થાન તો મહેલમા હોવુ ઘટે તારા આ રૂપાળા દેહ પર આવા સાદા વસ્ત્ર! એ પર તો રેશમી ને જરીયાન વાઘા હોવા જોઇએ! સોના-રૂપા ને હીરાના ઝવેરાતનો શણગાર હોવો જોઇએ. ગધેડા પર કપડા લાદીને શુ જાય છે? તારે તો, પાનખીમા બેસી એવી રીતે વિહાર કરવો જોઇએ કે જગતની સ્ત્રીઓ તારી ઇર્ષ્યા કરે' રાજાએ કહ્યું, 'કોના મહેલમા? કોણ મને આવો વૈભવ આપશે?' મેનાએ પૂછયુ 'ગુજરાતના રાજા અજયપાળના મહેલમા ગુજરાતનો રાજા તને એ બધો વૈભવ પૂરો પાડશે' અજયપાળે સગર્વ કહ્યુ.

'પણ મારા કપડા કોણ ધોશે?' 'એ તો ઘણા ધોનારા મળી આવશે. તારે એની શી ચિંતા?' 'શું તમે મારા કપડા ધોશો?' મેનાએ પૂછયુ. અજયપાળ તો ખિસિયાણો પડી ગયો મેના તો અભય બની બોલ્યે જતી હતી 'મારે મારા પતિને પણ પૂછવુ છે, કે હજી ય તારે, તારી ધર્મપત્નીને હરી જનારના કપડા ધોવા છે? એના રાજ્યમા રહેવુ છે? કે પછી માળવે જવુ છે!

અજયપાળ ખૂબ શરમાયો. દેવી, મારી ભૂલ થઇ! મને કુમતિ સૂઝી ભારે પાપ થયુ માફ કરો' એટલું કહી હાથી પર સવાર થઇ ઝડપથી ચાલ્યો ગયો.

પણ એનું અંતર એને ડંખ્યા કરતુ હતુ અંતરવેદના એને બાળી રહી હતી એણે એક આચાર્યને આની શુદ્ધિ પૂછી ને પ્રાયશ્ચિત્ત માગ્યું આચાર્યે કહ્યુ કે ચિતા ખડકી બળી મરો એ જ શુદ્ધિ, એ જ પ્રાયશ્ચિત્ત અજયપાળે ચિતામા બળી મરવાનું નક્કી કર્યું. ચારે તરફ હાહાકાર થઈ રહ્યો છતા રાજા તેના નિશ્ચયમા અચળ રહ્યો. પાટણ બહાર ચિતા ખડકાઇ અજયપાળ એ પર બેઠો છે ચિતા પાસે પેલા આચાર્ય અને બ્રાહ્મણો ઊભા છે અને દૂર શોકમા ડૂબેલી પાટણની જનતા ઊભી છે. અજયપાળે અનુચરને આગ ચાંપવાની આજ્ઞા કરી અનુચર જેવો આગ ચાંપે છે ત્યા આચાર્યે તેને રોક્યો ને રાજાને કહ્યુ 'હવે આપ ચિતા પરથી નીચે ઊતરો' રાજાએ પૂછયુ 'કેમ, કઇ કારણ?' 'કારણ કે જે મોઈ પાપ કર્યુ હતું તે તો તમારા મને, મેલ જે કંઇ હતો તે તો તમારા મનનો, તે તો હવે મરી ગયો છે. તમારું મન અને હૃદય હવે શુદ્ધ થઇ ગયા છે તો પછી નકામો તમારા દેહને શા માટે ખાક કરો છો?' હ-પ્રજાજનો ભેગી ઊભેલી મેના ધોબણે પણ આચાર્યની પ્રાર્થનામાં પોતાનો સૂર પુરાવ્યો ત્યારે અજયપાળે પૂછયુ મેના, તેં તે મને ક્ષમા આપી?' 'હા મહારાજ! કેમકે હવે તમારા હૃદય મન પશ્ચાત્તાપની જ્વાળાથી શુદ્ધ થઈ ગયા છે- દેહને બાળવાની જરૂર નથી!' - અને અજયપાળ ચિતા પરથી નીચે ઊતરી ગયો -મંજી



# સાચું બલિદાન

મનુભાઈ ના. પરેલ

*

સેંકડો વરસ પહેલાની વાત છે અરબમા તે વખતે રાજા ખ્વારઝમનુ રાજ્ય હતુ પરતુ ખ્વારઝમનુ મન રાજ્યના વૈભવ અને સત્તામા શાંતિનો અનુભવ કરી શકતુ ન હતુ ઇશ્વરને મેળવવા માટે તેનું મન હમેશા વ્યાકુળ રહેતું હતુ

ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે તેણે બધા તીર્થસ્થાનોની પગપાળા યાત્રા કરી. સાધુ સતોની તથા ગરીબ ગુરબાઓને દાન આપવામા રાજ્યનો ખજાનો ખાલી થઈ જશે તેની પણ તેણે પરવા ન કરી તેણે ઠેરઠેર મોટાં મોટા આલિશાન અને ભવ્ય દેરાં બંધાવ્યા છતા તેને ન ઇશ્વરનો સાક્ષાત્કાર થયો કે ન તેના મનને શાતિ મળી ઉપરથી તેનુ મન વધારેને વધારે વ્યાકુળ રહેવા લાગ્યુ રાજાની આવી માનસિક પરિસ્થિતિ જોઈને તેના દરબારીઓ તથા ધર્મગુરુઓએ રાજાને એક મહાન યજ્ઞ કરવાની સલાહ આપી તેમણે કહ્યુ કે યજ્ઞ કરવાથી જરૂર આપના પર ઇશ્વરની કૃપા ઊતરશે.

રાજાને તો આમ પણ બીજુ કાઇ સૂઝતુ ન હતુ તેણે દરબારીઓ તથા ધર્મગુરુઓની સલાહ પ્રમાણે એક મહાન યજ્ઞની શરૂઆત કરી દેશ વિદેશથી સેંકડો વિદ્વાનો તથા પંડિતોને બોલાવવામા આવ્યા વિધિ અનુસાર યજ્ઞની શરૂઆત કરવામા આવી ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે ઇશ્વરને પ્યારા એવા સેંકડો મૂગા પશુઓનુ બલિદાન યજ્ઞની વેદી ઉપર ચઢાવવામા આવ્યુ છતા પણ ખ્વારઝમને ઈશ્વરનો સાક્ષાત્કાર ન થયો તે ન જ થયો પરતુ વધારામા તેનુ મન વધારે ઉદ્વિગ્ન રહેવા લાગ્યુ

છેવટે કટાળીને તેણે પોતના રાજ્યના સૌથી મહાન અને પવિત્ર એવા વડા ધર્મગુરુને બોલાવી મગાવ્યા તેમની સમક્ષ તેણે પોતાના મનની પરિસ્થિતિ સ્પષ્ટ પણે જાહેર કરી અને પછી પોતાને સાચો માર્ગ બતાવવાની તેણે ધર્મગુરુને નમ્રતા પૂર્વક પ્રાર્થના કરી.



ખ્વારઝમની બધી વાત સાભળીને વડા ધર્મગુરુએ કહ્યુ રાજન ! શાસ્ત્રોમા કહ્યુ છે કે, જે વ્યક્તિ પોતાની સૌથી પ્રિય વસ્તુ ઇશ્વરને અર્પણ કરે છે તેના ઉપર ઈશ્વર જરૂર કૃપા કરે છે માટે તમે પણ તમારી સૌથી પ્રિય વસ્તુ ઈશ્વરને અર્પણ કરો '

તે દિવસે આખી રાત ખ્વારઝમને નિદ્રા ન આવી પોતાની સૌથી પ્રિય વસ્તુ કઇ છે તેની ગડમથલ તેના મનમા ચાલ્યા જ કરી છેવટે તેણે નક્કી કર્યુ કે મને જો કોઇ વસ્તુ ખરેખર પ્રિય હોય તો તે મારો પુત્ર જ છે એક વાર તો પોતાના પ્રિય પુત્રની કુરબાની આપવાનો વિચાર છોડી દેવા માટે તેનુ મન તૈયાર થઇ ગયુ પરતુ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની તમન્નાએ આખરે પુત્રપ્રેમ ઉપર વિજય મેળવ્યો.

બીજા દિવસે પોતાના પુત્રને લઇને તે જગલમા ગયો. ત્યા આગળ તેણે એક વેદી તૈયાર કરી અને પોતાના પુત્રનુ ત્યાં તેણે બલિદાન આપ્યુ પરતુ ખ્વારઝમના નસીબમા શાતિ લખી જ ન હતી પોતાના પ્રિય પુત્રનું બલિદાન પણ તેને શાંત કરવાને બદલે વધારે ઉદ્વિગ્ન કરનારુ જ નિવડયુ. જેમ જેમ દિવસો વિતતા ગયા તેમ તેમ ખ્વારઝમની અશાતિ અને ઉદ્વિગ્નતા પણ વધતી જ ચાલી

આખરે એક રાત્રે તેને વિચાર આવ્યો કે, આટઆટલુ કરવા છતા—પ્રિય પુત્રનુ બલિદાન

ગુજરાતી ગઝલ સાહિત્યમા સારો ઉમેરો કરે છે

ચાંદનીનો કવિ ભારે પ્રયોગપ્રેમી જણાય છે. ઉર્દૂ ગઝલોમા જણાતા નાના માપના છંદોના પ્રયોગો એણે સફળતાથી કર્યા છે શેખઆદમની ગઝલોમા યૌવનસહજ રંગીની, તરવરાટ અને ક્યાક ઉચ્છૃંખલતા છે એક પ્રકારનો ઉલ્લાસ, મૌગ્ધ્ય એ આ કવિના તરી આવતા વિશેષ લક્ષણો છે. શ્રી ઉમાશંકરે આ સંગ્રહ વિશે કહ્યુ છે તેમ: 'આ સંગ્રહ સામાન્ય કવિતા શોખીનોને પણ તરત ગમી જાય એવો છે સંગ્રહનુ નામ જેના પરથી પડ્યુ છે તે 'ચાંદની,' 'લૂંટાઈ જા,' 'જવાનીના દિવસ,' 'આદમથી શેખાદમ સુધી,' જેવી ગઝલો અને 'તાજ મહાલનો ફોટોગ્રાફ લેતા' જેવા મુક્તકો કાવ્યરસિકોને રસતૃપ્તિ કરાવ્યા વિના નહી રહે '

નયનદ્વારા એ તેના કર્તાના જીવનમા અચાનક આવેલા પલટાએ જન્માવેલા પ્રેમ વૈફલ્યનુ સ્વાનુભવરસિક આત્મકથી દર્દગાન છે કલાપી પછી ગઝલમા આટલી ઉત્કટતાથી વિરહગાન માત્ર આ જ ગઝલકારે ગાયુ છે સાલિક જો કલાપીનો સમકાલીન હોત તો એની વિશેષ કદર થઈ હોત આજે તો કેટલુય મૂલ્યપરિવર્તન થઈ ગયુ છે અને તે કારણે આ સંગ્રહને સહન કરવુ પડવાનુ ગઝલ સંપ્રદાયના અન્ય કાવ્યપ્રકારો આ સંગ્રહમા સારી પેઠે છે અને કવિ ગઝલ કરતાય તેમા વિશેષ સફળ નીવડ્યા છે ખાસ કરીને મુસદ્દસ, મુખમ્મસ જેવી ગીત કોટિની રચનાઓમા સાલિકે વિશેષ નિપુણતા બતાવી છે અને કેટલીક તો અત્યંત વેધક અને સચોટ છે કવિએ સ્વીકારેલા વિષયો પરિમિત છે, અને છતા સાલિકને તે કદી ઓછા પડતા નથી આખુ પુસ્તક છ વિભાગમા વહેંચી નાખેલુ છે અને તેમા જુદા જુદા કાવ્યપ્રકારોને સમાવ્યા છે મુદ્રણ, સંપાદનની દૃષ્ટિએ અસંખ્ય સુશોભનો અને ચિત્રોથી ઓપતો આ સચિત્ર સંગ્રહ જુદી જ ભાત પાડે છે

ક્રાંતિનુ ભાતુ વિનોબાજીના વ્યાખ્યાનો પ્ર૦ યજ્ઞ પ્રકાશન સમિતિ, ૨૭૩ ગાંધી માર્ગ, અમદાવાદ, મૂ૦ ચાર આના

પૂજ્ય વિનોબાએ ભૂદાન પ્રવૃત્તિ અંગે ગયે વર્ષે ચાંડિલના સર્વોદય સંમેલનમા આપેલ મહત્વના વ્યાખ્યાન સહીત અન્ય પાચ વ્યાખ્યાનો આ નાનકડી પુસ્તિકામા ભાઈ પ્રબોધ ચોકસીએ મૂક્યા છે જુદાજુદા વ્યાખ્યાનોમા ભૂદાન પ્રવૃત્તિનો હેતુ એને તેની જરૂરિયાત વિનોબાએ વિસ્તારથી અને તલસ્પર્શી રીતે સમજાવ્યા છે તે સાથે અનેક પ્રશ્નોની આમૂલ છણાવટ પણ કરી છે વિનોબાની આર્ષવાણી આ રીતે ઓછા મૂલ્યે સૌને સુલભ કરી આપવાનો યજ્ઞ પ્રકાશન સમિતિનો પ્રયાસ સ્તુત્ય છે

મહાદેવભાઈ, લોકમાન્ય ટિળક, દાદાભાઈ નવરોજી, શિયાળરાજા પ્ર૦ ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ મૂ૦ દાદાભાઈ નવરોજી ત્રણ આના, તે સિવાય દરેકના ચાર આના

ચરૂ ભાતની ત્રણ પુસ્તિકાઓ દેશનેતાઓના ટૂંકા જીવનચરિત્રો છે અને 'શિયાળ રાજા' પરિકથાશૈલીની બાળવાર્તા છે નેતાઓની વિસ્તૃત જીવનલીલા ટૂંકમા સમાવવા જતા, ચરિત્રો હકીકતોની યાદી જેવા બની ગયા છે પાના વધારી પ્રેરક પ્રસંગો વાર્તાશૈલીમા અપાવા જોઈતા હતા આમ છતા ચરિત્રો બાળકોને ઉપયોગી ખરા

— ૨૦ અ૦

રજી૦ નં૦ બી૦ ૫૨૫૫



# બાપુને

*

હિંસા આંધી,
ફેંકી ગાંધી!
    પ્રેમ-અહિંસા પાઠ ભણાવી.

જગની કેડી
તિમિર ઘેરી,
    કીધી પ્રકાશિત, જ્યોત જલાવી.

ઘનઅંધારે
આલમ જ્યારે
    અટવાતી'તી, વાટ બતાવી!

સળગી જઈને,
દીવો થઈને;
    અંધારી આલમ અજવાળી!

અમૃત દીધાં,
જાતે પીધાં
    ઝેર હળાહળ, અમૃત માની!

ભ્રાતા - ભ્રાતા,
જે લડતા'તા,
    તેના દીધા હાથ મિલાવી.

'વેર શમે રે
માત્ર અવેરે'
    એ દીધો પયગામ સુણાવી!

આલમ ઋણી
પણ અવગુણી!
    પુષ્પો ચૂંટે, કંટક વાવી!

ભૂલો કીધી,
ગોળી દીધી!
    અપકૃત્યોની અવધી આવી!

જેવાં તેવાં
તારાં છૈયાં
    શું કરશો એ મનમાં લાવી'

બાપુ ઓ રે,
જ્યાં પે હો રે.
    આશીર્વાદ દ્યો વરસાવી!

જગ મંદિરે
અવનત શિરે,
    ઊભા અમ સૌ કર લંબાવી'

રતિલાલ-અનિલ

# ગ્રંથાવલોકન

*

**વૈષ્ણવદર્શન**, લે. સોમભાઇ પટેલ. પ્ર૦ સહકારી વિદ્યામંદિર તારદેવ, મુંબઈ, ૭, મૂ૦ પાંચ રૂપિયા.

નરસિંહ મહેતાને શ્રી કૃષ્ણના દર્શન થાય છે પણ એટલાથી સંતોષ નથી થતો, એમને તો પરમ વૈષ્ણવોના દર્શન કરવા છે, કૃષ્ણની કૃપાએ કરી મહેતાને 'પરમ વૈષ્ણવો'ના દર્શન થાય છે મહેતા સંતોને એ સૌના દર્શન–કાળક્રમે નહી પણ પોતે રચેના, 'વૈષ્ણવજન તો કહીએ જેને' ભજનની પંક્તિના ક્રમે–એક પછી એક કરાવે છે, આ પ્રમાણે પુસ્તકની યોજના છે.

નરસિંહ મહેતાએ 'વૈષ્ણવજન તો કહીએ જેને–' ભજનમા પરમ વૈષ્ણવની વ્યાખ્યા કરતા જે જે વૈષ્ણવલક્ષણો વર્ણવ્યા છે, એ લક્ષણો વિશ્વની જે જે વિભૂતિઓમા સંપૂર્ણપણે ખીલ્યા હતા તેમના ઐતિહાસિક અને પૌરાણિક આવશ્યક ચરિત્રદર્શનો દૃશ્ય સંવાદરૂપે ભજનની એક એક પંક્તિ કે પંક્તિખંડ લઈને એક પછી એક રજૂ કરતાં જઇ લેખકે એ બધા જ વૈષ્ણવલક્ષણો જેમનામા મૂર્તિમંત હતા તે ગાંધીજીનું દૃષ્ટાંત છેલ્લે મૂક્યુ છે વચ્ચે વચ્ચે સંસ્કૃત મરાઠી, હિંદી, ગુજરાતી સંતવાણી પણ યોગ્ય રીતે મૂકાઈ છે.

આખોય વિચાર સુંદર છે, મૌલિક છે. અને તે માટે લેખક અભિનંદનના અધિકારી છે રજૂઆત પણ આકર્ષક અને ભાવભરી છે, યોજના તખ્તાલાયકી દૃષ્ટિ સમક્ષ રાખીને કરાઈ છે એટલે ભજવાતુ જોતા વિશેષ ગમે તે સહજ છે, જતાં વાચવું ય ગમે તેમ છે લેખકે વૈષ્ણવવિભૂતિઓના પસંદગીમા ઠીક વિવેક રાખ્યો છે, છતા અમુક ઠેકાણે 'આને બદલે આ હોત તો કેવું સારુ !' એવા વિકલ્પો રસિક અભ્યાસીના મનમા સહેજે ઉદ્ભવશે પ્રસ્તાવનામા ઉમાશંકર જોશીએ આવા કેટલાક વિકલ્પો સૂચવ્યા પણ છે જ અને ચર્ચા પણ કરી છે ઉમાશંકરે કહ્યુ છે તેમ, 'આના અંગત રુચિભેદો વાચકોમા જાગે જાગવા જોઈએ પણ એથી આ પુસ્તકની કિંમત ઓછી થતી નથી '

લેખકે જે જે દૃષ્ટાંતો આપ્યા છે તેમાના થોડાકને બાદ કરતાં બાકીના ખૂબ જ જાણીતા છે, અને તે બુદ્ધ, મહાવીર અને ઇશુના દૃષ્ટાંત સિવાય બધાં જ હિન્દુ ધર્મના છે આ ત્રણ દૃષ્ટાંતો પરથી એક વિચાર આવે છે કે મહેતાએ ન ભાખેલુ પણ ગાંધીજીએ સ્વીકારેલું 'સર્વધર્મ સમભાવ' નું વૈષ્ણવલક્ષણ સ્વીકારી લેખકે વિશેષ શ્રમ અને અભ્યાસ કરીને વિશ્વના અન્ય ધર્મોમાં થઇ ગયેલી વંદનીય વિભૂતીઓના દૃષ્ટાંતો આપ્યા હોત તો કેવુ સારુ !

એક રીતે કહીએ તો લેખકે યોજેલી વૈષ્ણવલક્ષણો રજુ કરતી દૃશ્ય પરંપરા એક ઉદાત્ત ચરિત્રમાળા બની રહે છે ધર્મશિક્ષણ માટે એના ઉપયોગિતા ઘણી છે

લખવટનુ નાટ્ય સ્વરૂપ નિવાન્તા લેખકે ભાવ તેવી ભાષા' યોજવાનો મસાન પ્રયત્ન કર્યો જણાઈ આવે છે છતા કોઇક સ્થળે ધોરણ જળવાયુ નથી તેનું કારણ લેખકે રંગમંચ દૃષ્ટિ સમક્ષ રાખ્યા નથી તે જ છે ઇશુ ખ્રિસ્ત વિશે નરસિંહ મહેતાના મુખમા મૂકેલા આ શબ્દો 'એ માનવ ઉદ્ધારની રાવ દોરી તોડવા માટે સમાજના સ્થાપિત હીતોએ કારાગાર માંડી' કોઈ સામ્યવાદી ભાષણખોરના મોઢામા જ શોભે! મિરાના દૃષ્ટાતમા (૬૨ મે પાને) મિરા ગાંધીને જે જવાબ આપે છે તે સ્વાભાવિક નહી નાટકી છે આમ છતા લખવટ એકંદરે આગળ જે કવિ શ્રી નાનાલાલ લેખકના ગુરુ લેખક હેના સ્નેહમે જેવું લાગે છે

મારા કાગળ મરમ સ્થાનથી આમંત્રિત પ્રકાશન ગમે તેવ છ ચિત્રો નરેશભાઈનો નિગરકી રાયે

# આરાધ્ય

મનમાં મેલ ન રાખવું:
પહેલાં હોય તો સ્વચ્છ રીતે
[illegible] [illegible] [illegible]
ફેંકી દેવું

બાપુના આશીર્વાદ



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

સમક્ષ તરવરી ગયું હતું. અસ્પૃશ્યો પણ જેનો સ્પર્શ કરવાનો ઇન્કાર કરે એવા બારણે આવેલા મહારોગીની હું અવગણના કરું તો મારી જીવનભરની અહિંસા લાજે, સત્ય ઝંખવાણું બને. આમ ગાંધીજી પોતાની જાત સાથે ઝઘડી રહ્યા હતા. હૃદયમાં અંધકાર વ્યાપી ગયો હતો. શું કરવું તે સૂઝતું ન હતું. સૌ જેને તરછોડે એવા પીડિત દુખી રોગી અને ત્યજાયેલાને અપનાવવા માટે પ્રેમળ જ્યોતિની ગાંધીજી ઝંખના કરતા હતા.

આ સમયે આશ્રમમાં સૌ કોઈ સૂતા હતા. ગાઢ અંધકારમય રાત્રિની શાંતિમાં ગાંધીજીના પ્રમાણ હૃદયમાં માત્ર અશાંતિ હતી. તેથી તે રોજની જેમ ઊંઘી શક્યા નહીં! પણ મધરાતે બે વાગે જાગી ગયા.

"દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
મારે એક ડગલું બસ થાય"

એ પ્રાર્થનાપંક્તિનું ભજનમાં રટણ ચાલતું હતું અને અંતે ગાંધીજીને હવે પછીનું એક ડગલું ભરવાનો પ્રકાશ દેખાયો. પોતાનો ધર્મ શો છે તેનો આદેશ દેતો અંતરાત્માનો અવાજ સાંભળ્યો. હૃદયની અશાંતિ ગઈ અને પાછી એ સ્વસ્થતા આવી અને હૃદયભાર હળવો થયો.

સવારની પ્રાર્થના પૂરી થઈ પછી આશ્રમવાસીઓ સમક્ષ બોલતાં તેમણે પરચુરે શાસ્ત્રીનો પ્રશ્ન છેડ્યો. કરુણાસાગર મહાત્માજી પોતાનું દર્દ ઠાલવી રહ્યા હતા: પરચુરેનું સ્વરૂપ ધારણ કરી ઈશ્વર મારા સત્ય અહિંસાની કસોટી કરવા આવ્યો છે. તે મહારોગી હોવાના કારણે જ તેમને આશ્રમના દરવાજેથી પાછા કાઢું તો તે મારી જાતનો અને ઈશ્વરનો ઇન્કાર કરવા સમાન છે. છતાં મારી જવાબદારીઓ પણ હું પૂરેપૂરી સમજું છું. આશ્રમનાં સ્ત્રી પુરુષો અને બાળકોની તંદુરસ્તીની જવાબદારી પણ મારી છે. કારણ કે ઈશ્વરે તે બધાંને મારી દેખભાળ નીચે મૂક્યાં છે. તે બધાં જો આ જોખમ ખેડવા તૈયાર ન હોય તો મહારોગી પરચુરેને હું તેમની વચ્ચે કેવી રીતે રાખી શકું?

પ્રાર્થનાસભામાં શાંતિ પ્રસરી રહી. પ્રેમ અને કરુણાની વાણી આશ્રમવાસીઓનાં હૈયાંને ઢંઢોળી રહી હતી. સૌ અંતર્મુખ બન્યાં હતાં. સમાજમાં જેને કોઈ ન સંઘરે એવાની સેવા કરી તરછોડાયેલ, પીડિત, ગરીબ અને શોષિત વર્ગની સાથે એકરૂપ થવા ગાંધીજીનું હૈયું તલસતું હતું. જીવનભર જેની સાધના કરી તે અહિંસા કસોટીએ ચઢી હતી. આશ્રમવાસીઓના જીવનની પણ કસોટી થઈ રહી હતી. આશ્રમ એ ગાંધીજીની સત્ય સંશોધન માટેની એક પ્રયોગશાળા હતી. પ્રત્યેક આશ્રમવાસી તેમાં પોતપોતાનો ભાગ ભજવતું હતું. આ કસોટીના કાળે કોઈએ પણ મહારોગી પ્રત્યે ઘૃણા દર્શાવી મોં ચઢાવ્યું નહીં! પ્રસંગને ઉચિત સૌએ પ્રેમ અને ઔદાર્ય દાખવ્યાં. પરચુરે શાસ્ત્રીને આશ્રમમાં દાખલ કરવાની સૌએ હા પાડી.

તે વિધિ નિર્મિત સવારથી પરચુરે શાસ્ત્રી આશ્રમવાસી બન્યા. ગાંધીજીની કુટિર નજીક તેમને માટે એક ઝૂંપડી તૈયાર કરવામાં આવી અને તેમાં આ મહારોગી રહેવા લાગ્યા.

પરચુરેને આશ્રમમાં દાખલ કરીને જ ગાંધીજીનું કાર્ય પૂરું થયું ન હતું. તેમના મહારોગનું શું? તેમની માવજતનું શું? રાજ્યના અટપટા અને ગહન સવાલોમાં ગાંધીજી ગૂંથાઈ રહેતા હોવા છતાં પરચુરેની સેવા માટે તે દરરોજ સમય કાઢતા. તેમના ખોરાકની ઝીણી ઝીણી વિગતોમાં તે રસ લેતા. તેમની માવજત, પટ્ટી અને પરુ વહેતા તેમના ઘાને ધોવાનું અને શરીરે માલીસ કરવાનું કાર્ય પણ ગાંધીજી પોતે જ કરતા. મહારોગીની સારવાર કરતી વેળા દીનદુખીના તારણહાર મહાત્માજીના મુખ પર પરમ શાંતિ અને આનંદની લાગણી પ્રસરી રહેતી હતી. એ એક વિરલ દૃશ્ય હતું. જ્યારે આશ્રમમાંથી કોઈએ સ્વેચ્છાથી ગાંધીજીને આ સેવાકાર્યમાંથી મુક્ત કર્યા ત્યાં સુધી એ મહાપુરુષે મહારોગીની સારવાર ચાલુ રાખી હતી.

બે દિવસ માટે આવેલો મુલાકાતી આશ્રમવાસી બન્યો. દિવસો ગયા, મહીનાઓ ગયા, વરસ પૂરું થયું, બે વરસ થયાં અને સંતના પ્રેમસાગરમાં નહાતા મહારોગીનો રોગ કાબૂમાં આવ્યો. હવે તે

# ગ્રામ્યદેવતા

પેઢી ગયી પશ્ચિમ તરફ જતી સડક પર એક નાનકડું ગામ હતું. એક નાનકડા જર્જરિત મંદિરમા ગ્રામ્યદેવતાનું થાનક હતું.

મૂર્તિ પરનો રંગ પણ ઊખડી ગયો હતો છતા એ દેવતાનું સ્મિત જરાયે કરમાયુ ન હતું. ભોળા ગામડિયાઓને મન એ ગ્રામ્યદેવતાનું માત્ર એટલું જ મહત્ત્વ હતું કે એની કૃપાથી દર સાલ સારો વરસાદ થાય અને ભરચક મોલ ઊતરે. બસ એના બદલામા ગામડિયાઓ એની પૂજા કરતા, નૈવેદ ધરતા. ગ્રામ્યદેવતા પણ એ ભોળા ગામડિયાઓની ઇચ્છા પૂર્ણ કરતા.

પણ થયું એવું કે એક સાલ વરસાદની મોસમ શરૂ થઇ ગઇ તો પણ આકાશમા વરસાદની એક વાદળી પણ નહોતી દેખાતી. ધરતી શેકાઇ રહી હતી. નદી નાળા સુકાઈ ગયા. ખેતરોમા ધૂળ ઊડવા લાગી, પક્ષીઓએ સ્થળાંતર કરવા માડ્યુ. ગામડિયાઓ ચિંતાતુર થઈ ગયા. આમ ને આમ જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ ગામડિયાઓને લાગવા માડ્યું કે જરૂર આ વર્ષે ભયંકર દુકાળ પડશે. ગામડિયાઓએ વિચાર્યું કે આપણા દેવતા નારાજ તો નથી થઈ ગયા ને? એમ દેવતાને ખુશ કરવા સૌએ થઇ શકે તેવી પૂજા કરવા માંડી, નૈવેદ્ય ધરવા માડ્યા, સુગંધી ધૂપ કરવા માડ્યો. પરંતુ વરસાદનું એક ટીપું ન વરસ્યુ તે ન જ વરસ્યું! ગામડિયાઓની પ્રાર્થનાએ ફરિયાદનું રૂપ લીધું. મંદિરમાં જઇને લોકો ફરિયાદ કરતા કે દેવ અમે તમારી આટઆટલી સેવા કરીએ છીએ છતા તમે રીઝતા નથી! આ ખેતરોમાં ધૂળ ઊડે છે. પ્રાણીઓ પાણી વિના ટળવળે છે, અન્નના સાંસા પડવા લાગ્યા છે, અમે તમારી પાસે રાજપાટ કે ધનદોલત નથી માગતા. અમારે તો વરસાદ જોઇએ દેવતા!

પણ દેવતા પર આ પ્રાર્થનાની જાણે કશી જ અસર ન થઇ હોય તેમ વરસાદ વરસ્યો જ નહીં! ગામડિયાઓ ગુસ્સે થયા. જે આપણી ઓછામાં ઓછી જરૂરિયાત પણ પૂરી ન પાડે એવા દેવતાની આપણે શી જરૂર છે? આપણે હમેશા એને સારા સારા નૈવેદ ધરીએ અને એ વરસાદ પણ ન વરસાવે? એવા દેવતા શા કામના? મૂકો દેવતાને તડકે! મંદિરની ઠંડકમા બેઠા બેઠા એને શી ખબર પડે કે ધરતી કેટલી બળે છે અને લોકો કેમ શેકાય છે! લોકોએ ભેગા મળીને દેવતાની મૂર્તિને મંદિરમાંથી ઉતારીને બહાર રસ્તા પર મૂકી દીધી. એના પર ક્યાંય છાયા ન પડે એવી રીતે. ગામડિયાએ એ વિચાર્યું કે એ તાપમા તપશે ને એનું અંગ બળવા લાગશે એટલે આપોઆપ એ વરસાદ વરસાવશે.

સખત તાપ પડતા, ધૂળ પણ ઊડતી, એથી મૂર્તિ ઝંખવા લાગી, ઝાંખી પણ પડી તોય એના મોઢા પર હજી સ્મિત તો પહેલાની જેમ જ વિલસતું હતું!

રસ્તા પરથી પસાર થતા રાહદારીઓ અને ઢોરો એ મૂર્તિ તરફ કંઇક કુતૂહલતાથી જોઇ રહેતા. કોઇકોઇને તો દેવતાની હાલત પર હસવું પણ આવતું!

એક દિવસ બપોરનો સમય હતો. તાપ કહે કે મારું કામ. કોઇ પંખી પણ ફરકતું ન હતું. રસ્તો પણ નીરવ લાગતો હતો. દેવતાની મૂર્તિ તપીને ગરમ થઈ ગઇ હતી. એવામા નજીકના કૂવા પરથી પાણી ભરવા એક કિશોર ઘાસનેટના નાના કળશની કાવડ લઇને જતો હતો. એની નજર એ મૂર્તિ પર પડી. કિશોર કાવડ ખભેથી ઉતારી ધ્યાનપૂર્વક મૂર્તિને જોવા લાગ્યો. કિશોર સાવ ભોળો હતો. મૂર્તિની હાલત જોઇ એને ઘણું દુ:ખ થયું. આવી ગરમીમા આ દેવતાને શું થતું હશે? એવા વિચારે એ મૂર્તિ પાસે ગયો અને એના માથા પર ધીરેથી આંગળી મૂકી. એક આંચકા સાથે તેણે તરત આંગળી ઉપાડી લીધી. પડી. માથું એટલું ગરમ હતું! લોકો પર કિશોરને ખૂબ જ ગુસ્સો આવ્યો. વરસાદ ન વરસ્યો તેમા બિચારા દેવતાને આટલું દુ:ખ દેવાનું હોય! શું માણસથી કોઇ ભૂલ નથી થતી? તેથી શું તેને આ રીતે દુ:ખ દેવાનું હશે?

# પરિવર્તન

રાજગૃહ નગરીમાં રોહિણેય નામનો એક ચોર રહેતો હતો. એના પિતા મરતી વખતે એને શિખામણ આપી ગયા હતા કે કોઈ પણ દિવસ ભૂલથી પણ કોઈ સંત મહાત્માનો ઉપદેશ સાંભળવો નહીં.

એકવાર રાજગૃહ નગરીમાં ભગવાન મહાવીર વિહાર કરતા આવી પહોંચ્યા. બધા નગરજનો એમનો ઉપદેશ સાંભળવા ગયા. સંજોગવશાત રોહિણેય ચોરને એ તરફથી જવાનું થયું. એણે પોતાના બંને કાનમાં આંગળીઓ ખોસી દીધી અને ચાલવા માંડ્યું. એવામાં એને કાંટો વાગ્યો. એટલે કાંટાને કાઢવા એક કાન પરથી હાથ ઉઠાવી લીધો અને તેનાથી કાંટો કાઢ્યો. એ વખતે જ એના કાનમાં ભગવાન મહાવીરના ઉપદેશના શબ્દો પડ્યા. દેવલોકમાં દેવોના ગળામાં ફૂલહાર કરમાતા નથી, એમનું શરીર નિર્મળ રહે છે અને દેવો જમીનથી ચાર આંગળ અધ્ધર ચાલે છે. કાંટો કાઢી પેલા ચોરે તરત કાનમાં આંગળી ખોસી દીધી.

આ બનાવ બન્યા પછી એક દિવસ રોહિણેય ચોરી કરતાં પકડાઈ ગયો. પણ અમલદારોને એની ખબર ન પડી કે એ રોહિણેય છે કે બીજો કોઈ છે. રોહિણેયને ખૂબ માર્યો તો પણ એણે કંઈ જ ન કહ્યું. અનેક નીતિશાસ્ત્રીઓ આવી ગયા પણ કોઈ કહી શક્યું નહીં કે આ ચોર કોણ છે. આખરે સાચી હકીકત જાણવા માટે એક નાટક રચવામાં આવ્યું. રોહિણેયને ખૂબ જ મદ્યપાન કરાવી બેહોશ કરી દીધો. પછી એક સુંદર મહેલમાં અતિશય કીમતી પલંગ પર મુલાયમ બિછાના પર સુવાડી દીધો. ચારે તરફ અતુલ સમૃદ્ધિ ખડકી દેવામાં આવી. કીમતી રાચરચીલું, હીરામોતી જડીત પાત્રો વગેરેથી ભવન સજ્જ હતું. સ્વરૂપવાન નર્તકીઓના નાચગાન પણ ચાલુ હતા. રોહિણેયનો પોશાક પણ બદલીને જરિયાન વાઘા તથા કીમતી આભૂષણો પહેરાવી દીધા. નશો ઊતરતાં જ રોહિણેય જાગ્યો. ચારે તરફ નાચરંગ અને મહેલનો ઠાઠ જોઈને એ અચંબો પામ્યો. નર્તકીઓ ધીરે રહી રોહિણેય પાસે આવી અને પ્રણામ કરી કહેવા લાગી, 'દેવ! આપ અત્યંત ભાગ્યશાળી છો. આપનો દેવલોકમાં જન્મ થયો છે. કૃપા કરી આપ આપના ગયા જન્મનું વૃત્તાંત અમને કહો. કેમ કે દેવલોકનો એવો કાયદો છે કે જે પોતાના પાછલા જન્મનું વૃત્તાંત કહે છે તે બહુ લાંબુ આયુષ્ય ભોગવે છે અને નથી કહેતો તેનું મૃત્યુ જલદી થાય છે.'



આ વખતે રોહિણેયને તરત પોતાને કાંટો વાગ્યો હતો ત્યારે ભગવાન મહાવીરનો ઉપદેશ કાને પડ્યો હતો તે સાંભરી આવ્યો. રોહિણેય સમજી ગયો કે આ તો જમીન પર જ ચાલનારા માણસો છે અને મને ફસાવવા માટે જ આ ષડ્યંત્ર રચવામાં આવ્યું છે. મારા શરીર પરના આ કીમતી વસ્ત્રો આભૂષણો, આ મહેલ, આ નર્તકીઓ, નાચગાન બધી પૃથ્વી પરની લીલા છે. હું કોણ છું એ જાણવા માટે રાજાના કર્મચારીઓએ જ આ બધું ગોઠવ્યું છે. સારું થયું કે તે દિવસે મારા પગમાં કાંટો વાગ્યો અને તે કાઢવા મેં કાનમાંથી આંગળી કાઢી લીધી અને મહાવીર સ્વામીનો ઉપદેશ મારે કાને પડ્યો!

રોહિણેયે નર્તકીઓને કશો જ જવાબ આપ્યો નહીં. થોડીવાર પછી મોકો જોઈને તે યુક્તિથી મહેલમાંથી નાસી ગયો. રોહિણેયે વિચાર્યું કે ભગવાન મહાવીરના માત્ર થોડા શબ્દો કાને પડવાથી હું ભયંકર ષડ્યંત્રમાંથી બચી ગયો અને મને જીવતદાન મળ્યું. તો એમનો આખો ઉપદેશ સાંભળ્યો હોત તો મારું કેટલું કલ્યાણ થાત! રોહિણેયનું મનપરિવર્તન થઈ ગયું. એણે ચોરી કરવી છોડી દીધી અને ભગવાન મહાવીર સ્વામીના ચરણે બેસી ધર્મ અંગીકાર કર્યો.

— કુમુદી

# અકાળ મૃત્યુનો ઉપાય

કનુભાઈ ના૦ પટેલ

ઘણાં વરસો પહેલા કાશી રાજ્યની અંદર ધમ્મપાલ નામનું એક નાનું ગામ હતું આ ગામની અંદર એક ધનિક બ્રાહ્મણ પોતાના કુટુંબ કબીલા સાથે રહેતો હતો કેટલીયે પેઢીઓ વિતી ગઈ છતા તેના કુટુંબમા કદી પણ કોઈનું મૃત્યુ સો વરસથી ઓછી ઉંમરે થયુ ન હતુ

આ બ્રાહ્મણકુટુંબમા એ બ્રાહ્મણને ઘેર એક પુત્રનો જન્મ થયો બાળક જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેની બુદ્ધિ અને પ્રતિભા પ્રકાશમા આવતી ગઈ બાળકની તેજસ્વી બુદ્ધિ તથા પ્રતિભા જોઈને, તેની શક્તિઓનો યોગ્ય વિકાસ થાય એ માટે તે બ્રાહ્મણે તેને તક્ષશિલાની વિદ્યાપીઠમા અભ્યાસ કરવા માટે મોકલ્યો

તક્ષશિલામા પણ આ બ્રાહ્મણકુમાર પોતાની હોશિયારી તથા મળતાવડા સ્વભાવને કારણે પોતાના સહાધ્યાયીઓ તથા અધ્યાપકોનો માનીતો થઈ પડ્યો થો. વખતમા જ ૫૦૦ વિદ્યાર્થીઓમા મુખ્ય વિદ્યાર્થી તરીકે તેની ગણના થવા લાગી

બનવાકાળે એક વખત તક્ષશિલાના મુખ્ય આચાર્યનો સૌથી મોટો પુત્ર યુવાન વયે અચાનક જ મરણ પામ્યો. આચાર્ય પોતાના સગા સંબંધીઓ તથા શિષ્યોની સાથે મૃતદેહને લઈને સ્મશાને ગયા અને ત્યા વિધિપૂર્વક તેની અંત્યેષ્ટિ ક્રિયા કરી.

સ્મશાનેથી પાછા આવ્યા પછી આચાર્ય સગા સંબંધીઓ તથા બધા શિષ્યો ભેગા મળીને બેઠા હતા બધા મૃત્યુ પામેલ આચાર્યના પુત્રના ગુણ તથા તેના શીલના વખાણ કરતા હતા અને એ રીતે તેને યાદ કરી કરીને રડતા હતા આ આખી મંડળીમા માત્ર પેલો બ્રાહ્મણકુમાર શાંત અને સ્થિર ચિત્તે બેઠો બેઠો આ બધુ જોતો હતો અને મનમા કંઈ ઊંડા વિચારો કર્યે જતો હતો

એટલામા એક શિષ્ય બોલ્યો અરેરે! એ કેટલો સુશીલ અને કેવો ચારિત્ર્યવાન હતો બિચારો અમાને રોતા મૂકીને ભરજુવાનીમાં ચાલ્યો ગયો.'

આ સાભળીને પેલા બ્રાહ્મણકુમારે કહ્યુ, "સાથીઓ! તેના મૃત્યુથી આપણને બધાયને દુઃખ થાય એ સ્વાભાવિક છે પરંતુ તે ભરજુવાનીમા જ કેમ મરણ પામ્યો તે મારી સમજમા આવતુ નથી આ રીતે અકાળે મૃત્યુ પામવુ તે બિલકુલ યોગ્ય નથી."

આ સાંભળી ત્યાં એકઠા થયેલ લોકોમાંથી એકે જવાબ આપ્યો "અરે કુમાર! તમે કેવી વાત કરો છો? મરણ તો સૌને માટે અનિવાર્ય છે જે જન્મે છે તેનું મૃત્યુ પણ નિશ્ચિત જ હોય છે મરવુ ન મરવુ એ આપણા હાથની વાત થોડી છે?

બ્રાહ્મણકુમારે કહ્યું, ' આપની વાત તદ્દન સાચી છે જીવ માત્ર મરવાને પાત્ર છે. પરંતુ લોકો જુવાનીમા નથી મરતા, ઘરડા થઈને જ મરે છે મનુષ્ય દેહ સામાન્ય રીતે ૧૦૦-૧૨૫ વરસ સુધી કામ આપી શકે તેવી ઈશ્વરે તેની રચના કરી છે પછી મનુષ્યને મરે તેથી ઓછાં વરસ જીવવાનું કોઈ કારણ નથી દરેકે પૂરી ઉંમર સુધી જીવવુ જ જોઈએ

બ્રાહ્મણકુમારને આટલી દૃઢતાથી પોતાની વાત રજુ કરતો જોઈને આચાર્યને આશ્ચર્ય થયુ તેમણે તે બ્રાહ્મણકુમારને સીધો પ્રશ્ન પૂછયો, ' કુમાર! તમારા કુટુંબમાં શું કદી કોઈનું અકાળ મૃત્યુ થયુ નથી?'

કુમારે જવાબ આપ્યો, ના કદી નહી

બ્રાહ્મણકુમારનો આવો નિશ્ચિત જવાબ સાંભળીને આચાર્ય વિચારમા પડી ગયા કુમારની આ વાત સત્ય છે કે અસત્ય અને જો સત્ય હોય તો તેના કુટુંબમા કદી કોઈનું અકાળ મૃત્યુ કેમ થતુ નથી, તે જાણવાની તીવ્ર ઉત્કંઠા આચાર્યના મનમાં ઉત્પન્ન થઈ પોતાના મૃત પુત્રનુ બારમુ વગેરે સરાવ્યા પછી ત્યાના અધ્યાપનકાર્યની યોગ્ય વ્યવસ્થા કરીને આચાર્ય બ્રાહ્મણકુમારને ગામ જવા માટે પ્રનામ માગની જરૂરી સામગ્રી લઈને ચાલી નીકળ્યા

ધમ્મપાલ ગામમા પહોંચીને બ્રાહ્મણકુમારના પિતાનું ઘર શોધી તેઓ ત્યા જઈ પહોંચ્યા તેઓ ત્યા પહોંચ્યા કે તરત જ ઘરનાં લોકોએ આચાર્યને

જોતાંની સાથે જ તેમના ખભેથી બધો સામાન ઉતારી લીધો, તેમના જોડા ઉતાર્યા, અને પછી તરત જ અંદર જઈને બ્રાહ્મણને કુમારના આચાર્ય પધારવાની ખબર આપી.

આચાર્યના આગમનના ખબર સાંભળીને બ્રાહ્મણ તરત જ બહાર આવ્યો અને આચાર્યનું યથાવિધિ સ્વાગત કરી તેમને ઘરમાં લઈ ગયો. પછી તેમને સ્નાન કરાવી સુંદર સ્વચ્છ આસન ઉપર બેસાડી સાદું પરંતુ સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ભોજન કરાવ્યું.

આ બધું પતી ગયા પછી શાંત ચિત્તે બેઠા. એટલે આચાર્યે ગંભીરતાપૂર્વક દુઃખમિશ્રિત અવાજે બ્રાહ્મણને કહ્યું : 'બ્રાહ્મણ ! તમારો પુત્ર ચારે વેદ અને અઢારે પુરાણમાં પારંગત થઈ ગયો હતો. પરંતુ દુઃખની વાત છે કે આજથી બે માસ પૂર્વે તેનું અચાનક અવસાન થયું છે. આ દુઃખદ સમાચાર આપવા માટે જ હું એટલે દૂરથી ચાલીને અહીં આવ્યો છું.'

આચાર્યની આ વાત સાંભળીને બ્રાહ્મણ ખડખડાટ હસી પડ્યો અને હસી તેણે કહ્યું : 'આચાર્યજી ! આપ કહો છો તે પ્રમાણે જરૂર કોઈ બીજા બ્રાહ્મણ યુવાનનું અવસાન થયું હશે. પરંતુ મારો પુત્ર યુવાન વયે કદી મરે જ નહીં. એવું બનવું અસંભવિત છે.'

આચાર્યે અનેક રીતે બ્રાહ્મણને ખાતરી કરાવવા પ્રયત્ન કર્યો કે ખરેખર તેના જ પુત્રનું અવસાન થયું છે. પરંતુ કેમે કરીને બ્રાહ્મણ એ વાત માનવા માટે તૈયાર ન થયો. આખરે થાકીને આચાર્યે બ્રાહ્મણને બહુ વિનંતી કરી તથા પોતાના અવિશ્વાસનું સાચું કારણ પણ જાણવા ચાહ્યું અને પૂછ્યું : 'બ્રાહ્મણ ! તમારા કુળમાં કોઈનું મૃત્યુ અકાળે થતું નથી તેની પાછળ શું રહસ્ય છે ?'

બ્રાહ્મણે જવાબ આપ્યો : 'મહારાજ ! અમારા કુળની અંદર છેલ્લી સાત પેઢીઓથી કદી કોઈ અકાળે મૃત્યુ પામ્યું નથી. તેની પાછળ કશું જ એવું ખાસ રહસ્ય નથી. એનું કારણ માત્ર એટલું જ છે કે અમારા કુટુંબની દરેક વ્યક્તિ કદી સૂર્યોદય થયા પછી ઊઠતી નથી. કદી કોઈ આળસુ બનીને બેસી રહેતું નથી. દરેક પોતાને ભાગે આવતું શરીરશ્રમનું કાર્ય પોતાની શક્તિ અનુસાર હંમેશાં કર્યા કરે છે. અમારા કુટુંબની અંદર દરેક વ્યક્તિ જીવવા માટે ખાય છે, ખાવા માટે જીવતી નથી. એટલે કે શરીરના પોષણની દૃષ્ટિએ જરૂરી એવો સાદો અને પૌષ્ટિક ખોરાક જ દરેક લે છે. દિવસે કદી કોઈ ઊંઘતું નથી કે રાત્રે મોડે સુધી કદી કોઈ જાગતું નથી. અમારા કુટુંબની એક પણ વ્યક્તિ કદી કોઈની અદેખાઈ કરતી નથી. પોતાને જે મળ્યું હોય છે તેમાં જ તે સંતોષ માને છે અને તેથી કદી તેનું મન ઉદ્વિગ્ન થતું નથી. અમારે ત્યાં કદી કોઈ અસત્ય બોલતું નથી. અમારા કુટુંબમાં બધા પુખ્ત ઉંમરે જ લગ્ન કરે છે અને ગૃહસ્થાશ્રમમાં પણ સંયમનું પાલન કરે છે. ટૂંકમાં, અમારા કુટુંબમાં બધા માણસો શાસ્ત્રનિર્દિષ્ટ આચારધર્મનું બરાબર પાલન કરે છે. તેના કારણે જ અમારામાંથી કોઈનું કદી અકાળ મૃત્યુ થતું નથી.'

બ્રાહ્મણની આ વાત આચાર્યને તદ્દન સાચી લાગી. તેમણે કહ્યું : 'બ્રાહ્મણ ! તમારી વાત તદ્દન સત્ય છે. આપે કહ્યું તે પ્રમાણે જે વ્યક્તિ વર્તતી હોય તેનું અકાળે મૃત્યુ થાય જ નહીં.'

ત્યાર પછી બ્રાહ્મણના કુટુંબને આશીર્વાદ આપી આચાર્ય પાછા તક્ષશિલા આવી ગયા અને અકાળ મૃત્યુના નિવારણનો બ્રાહ્મણ પાસેથી જાણેલો ઉપાય સૌને બતાવ્યો.

*

સ્વામી રામકૃષ્ણ પરમહંસ હંમેશાં પ્રસિદ્ધિથી દૂર ભાગતા. પોતાને થયેલા આધ્યાત્મિક અનુભવો અને તેનું રહસ્ય જેના પર અમને વિશ્વાસ હોય — તેવી પ્રિય વ્યક્તિને જ કહેતા. બાબુ કેશવચંદ્ર સેન સ્વામીજીના સંસર્ગમાં આવ્યા પછી એમના પર ખૂબ જ મુગ્ધ થઈ ગયા. પોતાનો પૂજ્યભાવ દર્શાવવા એમણે સામયિકોમાં સ્વામીજીના પરિચય-લેખો લખ્યા. સ્વામીજીને જ્યારે એની જાણ થઈ ત્યારે તેઓ ખૂબ જ વ્યાકુળ થઈ ગયા. મધરાતે ઊઠીને માતાને પ્રાર્થના કરવા લાગ્યા : 'મા ! લોકો મારું સન્માન કરવા લાગ્યા છે. હું એને યોગ્ય નથી. એ બધું શા માટે ? મા, મારી રક્ષા કરો !' પરમહંસ ખરેખર નામરૂપથી પર થઈ ગયા હતા.

# વિચારમય જીવન

ગાંધીજી

*

મારી મુસાફરીમાં કડવા અને મીઠા એમ બ ને અનુભવો થયા કરે છે મધ્યપ્રાતની મુસાફરી લાબા કાળને સારુ મને યાદ રહેશે. વર્ધા સત્તરમીએ સવારે પહોચ્યા તે જ દહાડે મોટરથી આર્વી અને આગી જવાનું થયુ પથ લગભગ સાઠ માઇલનો હતો. બપોરના એક વાગ્યે નીકળી રાતના દશ વાગ્યે પાછા વર્ધા પહોચવાનુ હતુ પણ ઇશ્વરે જુદુ જ ધાર્યું હતુ જતા મોટર રસ્તામા ખોટકી આ ગી તો મુસીબત પહોચ્યા પાછા ફ તા બાજી મોટર પણ તૂટી ને આ વેળા એવી જગ્યાએ કે જયા કશી મદદ ન મળી શકે છેવટે એક ગામડા નજીક પહોચ્યા ત્યાથી ગાડામા જવાનુ ઠર્યું રાતના એક વાગ્યે ગાડાની મુસ ફરી શરૂ થઇ હુ થાકયો હતો ઊ ઘ પણ ભરાઈ હતી મને શી દરકાર કે બળદ કેવા છે તેને હાકનારો કેવો છે એ જોઉ ? ઊ ઘમાયે હુ એ ટલુ સાભળી શકતો હતો કે બળદ ધાડાવે । જતા હતા. વળી વચમા જરા ધીમા ચાલે પણ મોટે ભાગ દોડતા જ હત બળદ દોડે એ કોને ન ગમે ? મે વિચાર્યું ઠીક છે આપણે વહેના ઘર પહોચીશ આ તરફના બળદ સારા હશે

સવાર પડી જાગ્યો મે જોયુ તો હાકના ન પરોણામા તો આર હતી ને તે આ ર વારવાર બળદની પૂ ઠમા ભોકીને તેનાથી તે પ્રાણીઓને દોડાવતો હતો બળદ આ ત્રાસથી રસ્તામા છેરી રહ્યા હતા

આ દશ્ય જોઈ મારી દીન દશા જન વાચનાર ક પી શકતો હોય તો કલ્પી લે ત જ ક્ષણે ગ ડામાથી ઊતરી જવાની ઇચ્છા થઇ મે ટરની મુસ ફરી આના કરતા તો હજાર ગણી સારી એમ થયુ વળી મે વિચાર્યું કે મોટરના કારખાનાઓ મોટર બનાવનાર અ ગ્રેજ અમેરિકનની શી વલે થતી હશે એ કોણ જાણે ? બળદગાડીમાં પેસવુ એ મો ટરમા બેસવા કરતા થોડુ પાપ નહી હોય ? આમ મનની સાથે વાટ ઘડો જતો હતો ને બળદનો ત્રાસ જોયા કરતો હતો. બેએક મિનિટ તો સહન કર્યું પછી બળદના માલિક પાસેથી પરોણો માગ્યો તેણે તે આપી દીધો તે સમજ્યો મને તે ઓળખતો ન હતો મને 'બાવાજી' નામથી બોલાવતો હતો 'મહાત્માજી' કરતા 'બાવાજી' મને વધારે પ્રિય લાગ્યુ મારા પોશાક પરથી તેણે મને 'બાવો' માન્યો. બાવાજીનો પોશાક પહેરવો સહેલ છે બાવાજીના ગુણ મેળવવા દોહ્યલા છે છતાં હિ દુસ્તાનના ભોળા લોક તો પહેરવેશથી સદાય ભોળવાયા છે ને ભોળવાયે જશે

મે ગાડીવાનને તે લાકડી તેને ખુદ છેડેથી વાપરવા ભલામણ કરી ને લાકડી પાછી આપી બળદને દોડાવવાની કાંઇ જરૂર નથી કયાક મોડો પહોચુ તેની તેણે ફિકર ન કરવી એમ કહ્યુ તેને મે આર કાઢી નાખવા વિનવ્યો તેણે તેમ કરવાનુ વચન આપ્યુ તે પાળશે કે નહી તે જુદો સવાલ છે

આ બનાવની મારા મન પર ઠીક અસર થઇ આપણુ જીવન કેવુ વિચારશૂન્ય ને દયાશૂન્ય છે એ મે જોયુ આપણા દરેક કૃત્યમા વિચાર અને દયા હોવા જ જોઇએ અને જેના વધારે દુર્બળતા નિરાધારતા વધારે અવાચકતા છે ત્યા વધારે દયા હોવી જોઈએ એમ સ્પષ્ટ લાગ્યુ આપણે આપણી જાત માણસજાત–ઉપર દયા ખાઇએ છીએ તેમાં નવાઇ નથી. તે તો ખાવી જ જોઇએ પણ કંગાળ દુબળિયા મનુષ્યો કરતા પણ પશુ વધારે નિરાધાર દુ ખી ને અવાચક નથી ? દુબળિયાં તો દુ ખથી પીડાય ત્યારે આપણી સામે લડે પણ ખરા પણ બળદ શુ કરે ? તે તો ન બોલી શકે ન સામુ કરી શકે

મને પ ઠયપુસ્તકે માનો પશુમ વાદ યાદ આવ્યો તેમનુ રહસ્ય તદ્દન સાચુ લાગ્યુ આપણુ જીવન કેવુ વિચારશૂન્ય ? મે વિચાર્યું હોત તો બળદની ને તે હાકનારની પરીક્ષા લીધી હોત ને લાકડીની આર મુસાફરીને આરંભે જ ખેચાવી લીધી હોત

જો ગાડીવાને વિચાર કર્યો હોત તો તે પોતાના વાંસામાં કોઇ આર ભોંકે તો કેવુ લાગે એ જાણી લેત ને પરોણામાં આર ન રાખત બળદને મારીને ન દોડાવત.

આ વિચારતો જાઉ છુ તેમ તેમ મ્યગાજ્યની

શરતે વધતી જાય છે આપણે આત્મશુદ્ધિ કરી સ્વરાજ મેળવવું હોય તો આપણી શુદ્ધિની મર્યાદા ક્યાં બાંધીશું? આપણા ભંગી ભાઈને આપણે આપણા ભાઈની જેમ ગણશું ત્યાં હદ આવી જશે? આપણા પશુ ભાઈબહેનોનું શું? તેમના જીવમાં ને આપણા જીવમાં કેટલો તફાવત હશે? આપણે ખાઈએ, પીઈએ, સુખદુ:ખ અનુભવીએ તેમ તેને પણ છે આપણે બહુ તો તેના મોટાભાઈ હોઈએ એ સિવાય વધારે શું હોઈ શકે?

આપણે બીજાને તેની ફરજ અદા કરવાનું કહીએ છીએ ન કરે તો ચિડાઈએ છીએ ડાયરને ફાંસીએ ચડાવો એમ પોકાર કરીએ છીએ પશુની આપણી સામેની ફરિયાદ સાંભળનાર આપણે વિશે શું વિચારતો હશે?

આપણે હિંદુ ગોરક્ષાને પ્રાણરક્ષા સમાન ગણનારા ગાયને બચાવવા મુસલમાન સાથે વેર બાંધનારા, બળદને આર ભોંકીને ચલાવીએ બળદ ઉપર ન લાદવા જેટલો ભાર લાદીએ ઓછામાં ઓછું તેને ખાવાનું આપીએ ગાયની પાસેથી ટોટી નીતરે ત્યાં સુધી દૂધ લઈએ, તેને ફૂંકાને દૂધ ખેંચીએ આપણો મુસલમાનને ગાય ન મારવાનું કહેવાનો શો અધિકાર? મુસલમાન ગાયને ખોરાક સારુ મારવામાં પાપ નથી માનતા હિન્દુ બળદને આર મારવામાં પાપ નથી એમ કઈ દાવો કરી શકશે? આપણે તો જાણી સમજીને પાપ કરીએ છીએ. અજાણ્યા થયેલા પાપની માફી ઈશ્વર આપે છે એમ કહેવાય છે અજાણ્યે થયેલા દોષોનું જ પ્રાયશ્ચિત્ત હોય જાણી જોઈને પાપ કરીને પછી પ્રાયશ્ચિત્ત લેવા નીકળવાથી કંઈ શુદ્ધિ મેળવાય?

એટલે વિચાર કરીએ તો આપણે જોઈશું કે સ્વરાજ્ય મેળવવા માટે આત્મશુદ્ધિ મેળવવાની હદ જ નથી જેમ વહેલી શુદ્ધિ તેમ વહેલું સ્વરાજ્ય

સ્વરાજ્ય એટલે ધર્મરાજ્ય જો ચાલુ રાજ્યનીતિ બદલી બીજી એવી જ રાજ્યનીતિ દાખલ કરીએ તો તે સ્વરાજ્યમાં નહીં ખપે તે વડે લોક કલ્યાણ નહીં થાય જેમ સ્વરાજ્યની શરતો છે તેમ સ્વરાજ્યની નિશાનીઓ પણ રહેલી છે મારા નડિયાદના ભાષણમાં મેં સ્વરાજ્યની નિશાનીઓનો ઇશારો કર્યો હતો કોઈ વેળા તે એક લેખમાં ટાંકી લઈશ. દરમ્યાન આટલું તો આપણે સમજી લેવું જોઈએ કે આપણો આત્મશુદ્ધિનો દાવો ખરો હોય તો આપણે આપણું વર્તન સુધાર્યે જ જવું જોઈશે કીડીથી માંડી કુંજર સુધી સૌના હક્ક તપાસી આપણે તે આપવા જોઈશે એમ કર્યે આપણા હક્ક આપણને જગત વગર માગ્યે આપશે એ વિશે કોઈએ શંકા ન જ રાખવી

આ રાજ્યને આ રાજ્યનીતિને રાક્ષસી રાજ્યને રાક્ષસી રાજ્યનીતિ આપણે ગણીએ તે પહેલાં, આપણે આપણી તેવી જાતિમાંથી નીકળી જવું જોઈશે જ્યાં નીકળ્યા તેવી જ તે જાતિ બંધ થશે તેથી જ હું કહી રહ્યો છું કે આપણે સાત મહિનામાં સ્વરાજ્ય મેળવી શકીએ છીએ કેમ કે જે કરવું છે તે આપણે જ કરવું રહ્યું છે ને તે કાર્ય માત્ર વિચારના પરિવર્તનનું જ છે આપણે આપણા ખ્યાલો બદલી દઈએ તો તે પ્રમાણે વર્તનમાં ફેરફાર કરવો ક્ષણમાત્રની વાર છે

હું ઉમેદ રાખું છું કે કોઈ વાચનાર એવો આરોપ નહીં મૂકે કે હું સ્વરાજની શરતો વધારતો જાઉં છું વિચારી વાચનાર સમજશે કે હું સ્વરાજની શરતો હળવી અને સહેલી બનાવી રહ્યો છું

આપણે યા તો વધારે રાક્ષસી બનીને આ રાક્ષસી નીતિને રોકતી રહી અથવા તો રાક્ષસી નીતિથી અલગ રહી તે મટાડતી રહી પાપ આ થાય કોઈ કે ગે સ્વતંત્રપણે નભી શકતા જ નથી તેને હમેશાં ઓથ જોઈએ જ તેથી જ સર્વ ધર્મનું શિક્ષણ છે કે પાપની સાથે અસહકાર કરવો એ પરમધર્મ છે પણ જો તેમ કરીને આપણે પાપનીતિ દૂર કરવી હોય તો આપણે દરેક ક્ષણે વિચાર કરીને આપણા જીવનને પાપમાંથી બચાવી લેવું એટલે પાપી નીતિ એની મેળે ભાગી પડશે

૫-૪-'૨૧

*

હિંસ્ર હોય ના પશુ છતાં ગણાય તે પશુ,
માનવી પશુ બને છતાં ગણાય માનવી! –૨૦ અ૦



# ગરીબના બેલી

કુલ્કી

*

૧૯૩૨મા પૂજ્ય બાપુજી કોઇમ્બતુર ગયા હતા અને સર ષણ્મુખમ ચેટ્ટીને ત્યા ઊતર્યા હતા. બાપુને રોજ સવારે ફરવા જવાનો નિયમ મોટે ભાગે એમની સાથે એ વખતે કોઇ ને કોઇ હોય જ અહીં એમની સાથે ષણ્મુખમ જતા પણ એક દિવસ બાપુ એકલા જ ફરવા ગયા

ફરતા ફરતા મુખ્ય રોડ પરથી પસાર થતા હતા ત્યા સામેથી એક તેલી કાવડ પર તેલના ડબ્બા ઊંચકીને આવતો હતો અને બીજી બાજુએથી એક પોલિસ ટુકડી આવતી હતી એમાંના એક પોલિસે ટિખળ ખાતર પેલા તેલીને ધક્કો મારી જમીન પર પાડી નાખ્યો તેલીના પડવાથી કાવડમાના તેલના ડબ્બા જમીન પર પડ્યા અને એમાનુ બધું તેલ જમીન પર ઢોળાઇ ગયુ એ જોઇને ટુકડીના બીજા પોલિસો હર્ષની તાલી પાડીને મજાક કરીને આગળ ચાલતા થયા

બાપુને એ જોઇ અત્યત આઘાત થયો બાપુ જમીન પર પડેલા તેલી પાસે ગયા, તેને ઉઠાડ્યો અને પોતાની સાથે તેડીને ષણ્મુખમ ચેટ્ટીને ઘરે તેડી લાવ્યા. આવવાની સાથે જ એમણે ષણ્મુખમને બોલાવ્યા ચેટ્ટી આવ્યા બાપુએ પૂછ્યુ તમે અહીંના પોલિસ અધિકારીને ઓળખો છો? "ઓળખુ તો છુ, પણ ખાસ સબધ નથી' ષણ્મુખમે કહ્યુ

બાપુએ એમને તેલીની આખી હકીકત કહી ને આ બાબતમા પોતાના પ્રતિનિધિ તરીકે પોલિસ અધિકારીને મળીને તેલીને થયેલા અન્યાય અગે, ધક્કો મારનાર પોલિસ અને તેના ઉપરી અધિકારી તેલીની માફી માગે અને તેની નુકસાની ભરી આપે એટલું જ નહી, પેલા પોલિસને નોકરી પરથી ફારેગ કરવો, એવી સૂચના કરી

ષણ્મુખમ તો વિચારમા પડી ગયા કે શુ કરુ! કેમકે ત્યાંના પોલિસ અધિકારીઓ મોટે ભાગે ગોરા હતા અને તે સ્વભાવના તીખા અને ભારે તુમાખી એમને બહુ આશા ન હતી છતાં બાપુએ કહ્યુ એટલે ગયા અને ગોરા પોલિસ અધિકારીને આખો બનાવ કહી સંભળાવ્યો અને આ અંગે બાપુજી શો ન્યાય માગે છે તે પણ સમજાવ્યુ

પણ પેલા ગોરા અધિકારીએ એમની વાત માની નહી! આખરે ષણ્મુખમે પેલા ગોરાને આ અગે બાપુને મળી જવા કહ્યુ ગોરો કમને બબડતો બબડતો એમની સાથે આવવા તૈયાર થયો

ઘરે આવી ગોરા અધિકારીને બાપુ સાથે દસેક મિનિટ વાત થઈ બાપુએ મક્કમતાથી તેલીને થયેલા અન્યાયની વાત કરી ગોરા અધિકારીએ પોતે, પેલા ઉદ્ધત પોલિસની અન્યાયી વર્તણૂક માટે માફી માગી! એટલુ જ નહી, તેલની નુકશાની પણ ભરપાઇ કરી આપવા તૈયાર થયો!

બાપુને સતોષ થયો ષણ્મુખમ તો આભા જ બની ગયા! ગોરાની તુમાખી અને અતડાપણું ક્યા ચાલ્યા ગયા એ જ એમને માટે અચંબાનો વિષય બની ગયો!

કેમકે ગોરો અધિકારી તો ગુસ્સે થઇને આવ્યો હતો અને તેની દાનત તો ઝઘડવાની હતી પણ બાપુની પ્રતિભા એવી હતી કે એમની પાસે લડવાની ઇચ્છા લઇને જનારા બધુ ભૂલીને છેવટે એમની સાથે સહમત થઈ જતા! જૂઠું બોલવાનો નિશ્ચય કરીને જનારા એમની પાસે સાચુ જ કહી દેતા! બાપુના પ્રભાવ આગળ એમના ઇરાદા ચળી જતા

બાપુનો પ્રેમમાર્ગ કેવો તુરત જ ફળ આપનારો છે તે એમણે સાશ્ચર્ય જોયુ દરિદ્રનારાયણના બેલી બાપુની વત્સલતા અને અન્યાય સામેના પુણ્યપ્રકોપના એ દિવસે એમને દર્શન થયાં

અને સાભળો, હવે તમે પણ તમારા રાજયની દરેક દરેક વ્યકિતને, પછી ભનેને તે ગમે તેટલી નીચ જાતિની કાં ન હોય, વહાલ કરજો. અને તેનાં રક્ષણ અને કલ્યાણ અર્થે હમેશાં પ્રયત્નશીલ રહેજો એક રાજયકર્તા જયા સુધી પોતાના રાજ્યની એકે એક વ્યકિતને પોતાના પ્રાણ કરતા પણ વધુ ન ચાહે, અને તેમના દુ ખોને પોતાના જ દુ ખો નહિ સમજે, ત્યા સુધી તે રાજયકર્તા ગણાવાને લાયક જ નથી ”

## ઈન્સાફ

★

એક ગરીબ ખેડૂતે મહમૂદ ગિઝનવીને ફરિયાદ કરી કે ફોજનો એક સરદાર રાત્રે મારે ઘર આવે છે અને ડરાવી ધમકાવીને મને બહાર કાઢી મૂકે છે, અને પછી મારી પત્ની સાથે, કે જે ઘણી જ સ્વરૂપ વાન છે, પ્રેમચેષ્ટા કરે છે

મહેમૂદે કહ્યુ ‘ હવે તે સરદાર તમારે ત્યા આવે કે તરત જ મને ખબર આપજો

બે દિવસ પછી, અર્ધી રાત્રે તે ખેડૂતે આવીને પેલા સરદારના આગમનની ખબર આપી પેલા ખેડૂત સાથે મહેમૂદ તેના ઘરે પહોચ્યો પેલો સરદાર ઊંઘી રહ્યો હતો મહેમૂદે ઘરમા બળતો દીવો ઓલવી નાખ્યો અને પછી પેલા સરદારને કતલ કરી નાખ્યો પછી દીવો સળગાવ્યો, રડયો, ખુદાનો પાડ માન્યો અને પાણી મગાવીને પીધુ

પેલો ખેડૂત તો આશ્ચર્યપૂર્વક મહેમૂદને જોતો જ રહ્યો. મહેમૂદ તેના આશ્ચર્યનુ કારણ કળી ગયો, અને કહેવા લાગ્યો

“ જયારે તે મારી આગળ ફરિયાદ કરી હતી ત્યારે મને લાગ્યુ હતુ કે મારી હકૂમતમા આવો મહા અપરાધ કરવાની હિમત મારા પુત્ર અથવા ભત્રિજા સિવાય બીજા કોઇમા નહિ હોય । દીવાના પ્રકાશમાં હુ અપરાધીનો ચહેરો જોઇ લઉ અને જો તે મારો પુત્ર અથવા ભત્રીજો હોય તો, કદાચ મારો નિર્ધાર ડગી જાય એ બીકે મે દીવો ઓલવી નાખ્યો હતો અપરાધીને શિક્ષા કર્યા પછી પાછો દીવો સળગાવીને જયારે મે જોયુ કે તે અપરાધી મારો પુત્ર અથવા ભત્રીજો ન હતો, પણ કોઈ બીજો જ હતો ત્યારે હર્ષાવેશમા હુ રડી પડયો અને ખુદાનો પાડ માન્યો પાણી પીવાનુ કારણ એ છે કે જયારે તે ફરિયાદ કરી હતી ત્યારે જ મે સોગદ ખાઇ લીધા હતા કે જયા સુધી હુ તારો ઈન્સાફ કરુ નહિ ત્યા સુધી મારે માટે ખાવુ પીવુ હરામ છે અને મે તારી પાસે પાણી માગ્યુ ત્યારે સખત તરસને કારણે મારો જીવ તાળવે ચોટી ગયો હતો

★

એક ભાઇનો એવો નિયમ હતો કે રોજ રાત્રે સૂતા પહેલા એક વાર તો શ્રી સરયુદાસ મહારાજના દર્શન કરવાં જ એ ભાઈ કથામા રોજ આવતા એક દિવસ રાતના બાર વાગ્યા તો પણ એ ભાઇ દેખાયા નહી. મહારાજ અન્ય સત્સંગીઓ સાથે એ ભાઇને યાદ કરતા હતા ત્યા જ એ ભાઇ આવી પહોચ્યા મહારાજે પૂછ્યુ ‘કેમ આજે કાંઈ આટલુ મોડુ થયુ ?’

‘મહેમાનને મૂકવા ગયો હતો. ભાઇનો એ જવાબ સાભળી મહારાજે પૂછ્યુ ‘ અત્યારે મધરાતે મહેમાનને મૂકવા ગયા હતા ?

મહેમાન વીસ વરસથી આવ્યા હતા એટલે મોડુ થાય જ ને !’ ભાઇએ જવાબ આપ્યો

મહારાજ સમજી ગયા ને કહ્યુ, ‘શુ તમારો મોટો દીકરો ગુજરી ગયો ?’

‘હા બાપજી ! એકનો એક પુત્ર હતો, મોટો હતો ગુણિયલ હતો ’

એ ભાઈના મોઢા પર શોકની છાયા, કેતેથ કે અપ્રસન્નતા કાઇ જણાતુ ન હતુ મહારાજ તે જોઈ બોલી ઊઠયા માને જ, તમે કયા બરાબર સાભળી છે !’

★

જિંદગી માટે ઘણા વર્ષો માગ્યા,
મોતને માટે મળી એકાદ ક્ષણ ! – ૨૦ અ૦

એનાથી બોલાઇ જવાયુઃ "અરે બાઇ! આમ દેકડા - મારી રહી છો. પણ જાળવજે, ક્યાંક તારું બાળ પડી જશે!" સતીના વેણ સાંભળી વાઘરીએ મેણું માર્યું:

માતાં બચડાં રે મારા ઉરમાં
તોરલ તારાંને સંભાળ,
કોળિયા અન્નને કારણે
પુતર મેલ્યો આંબાડાળ.

હે બાઇ! અમે તો વનવગડાના રાન પ્રાણી. અમને તો અકકલ ન હોય છતા ય અમારા બચળાને છાતીસરસા ચાપી રાખીએ છીએ. પણ તમે તો અક્કલમંદ માનવી રહ્યા. જરા તું તારું તો સંભાળ! કોળિયા-પ્રસાદીને ખાતર પોતાના બાળકને આંબાની ડાળે લટકાવી દેતા તને જરાય દયા ન આવી?

આ સાંભળતા જ તોરલનું માતૃત્વ જાગી ઊઠ્યું.

પુત્ર સંભાળી પાનો ચડયો,
અંગરે લાગી છે ઝાળ:
થાન હતાં તે સતીનાં થરહર્યાં.
પડતાં છોડિયા છે પ્રાણ.

વેદના વધી, સ્તનો થરહર્યાં દૂધ ઉભરાયુ જોત જોતામા તો સતીએ પ્રાણ છોડયા જેસલ ચોધાર આસુડે રડતો સતીના શબ પાસે ઢળી પડયો. શુ કરવુ? વખત વીત્યે જતો હતો. ઉત્સવને મોડું પડતું હતું. આખરે જેસલ સતીના શબની ગાંસડી બાંધી, શિર પર ધરી ચાલી નીકળ્યો.

મોટ બાંધીને માથે ધર્યો
આલ્યા ધણીને દુવાર,
એકલડા પંથ ન ઉકલે
બેદલ થિયા મારો બેલી.

જેસલ ગાંસડી માથે મૂકીને પાછો પાટણ રવાના થયો, અને અહી જંગલમા આંબાડાળે અંગૂઠાનાં અમીધાવણ ધાવતો જીવતો બાળ પવનને હિલોળે-હિલોળે હીચી રહ્યો છે. દિવસ ઊગ્યો. બપોર થયા, સાંજ આવી અને સંધ્યા ઢળી. ઢળતી સંધ્યાએ કોઇ એકલ દોકલ વાંઝિયો રબારી વગડાની વાટ કાપતો આ તરફ આવી ચડયો. એની નજર એક ઝાડની ડાળ પર ઝુલતા પારણા પર પડી. આજુ-બાજુ કોઇને ન જોતાં ઝટપટ એ દેવના દીધેલ દૂધમલ દીકરાને હૈયે લપટાવી ઘેર લઈ ગયો. દીકરાને જોતાં રબારણનાં થાનેલાં થરહર્યાં. બાળકને છાતીએ ધાવવા વળગાડયો. વાંઝિયા થાનેલામાં અમૃત ઉભરાયાં ને બાળક ચસ ચસ ધાવવા લાગ્યું. રબારણના ધાવણ ધાવી ધાવીને બાળક મોટો થઇ, જુવાનીમાં આવ્યો. એ જુવાનનું નામ પાડયું દેવાયત. લોક-જબાન ભાખે છે કે, એ ગોહિલવાડના ઘોઘા તરફના દરિયાકાંઠે આવેલ મલકીયા ગામનો ભરવાડ હતો તો કોઇ કહે છે કે મઝેવડા તરફનો હતો.

આજે પ્રેરંભ બેટની સામે જ્યાં "નકલંક" નું જાત્રાનુ સ્થળ છે તે જ કાંઠા ઉપર જુવાન દેવાયત માલને ચારતો. ધેનુઓ ચારતાં ચારતાં હરિભક્તિમાં મશગૂલ દેવાયતને એક દિવસ કોઈ જોગીનો ભેટો થયો. દેવાયતને જોતા જોગીને પ્રીત વછૂટી. પછી શું થયું એની કથા સંતવાણીમાં આ રીતે આગળ ચાલે છે કે, નકલંકના દરિયામાં ત્રણ અપ્સરાઓ રોજ નહાવા આવતી. આ ત્રણેય અપ્સરાઓ ઇંદ્રરાજની સભામાં નાટારંભ કરતી. એક હિંડોળ રાગ ગાય એટલે આખી સભા હિંડોળાની માફક ઝુલવા લાગે. બીજી દીપક ગાય એટલે દીવા ઝળહળી ઊઠે. વળી ત્રીજી મલ્હાર ગાય એટલે મેહુલા ઝરમર ઝરમર વરસવા લાગે. આવી અપૂર્વ સિદ્ધિ અપ્સરાઓને વરેલી હતી. છતા કોઈ કમનસીબ ઘડીએ ત્રણેયની કંઇ શરતચૂક થતાં ઇન્દ્રરાજ એ પર કોપાયમાન થયા. આકાશવાસી અપ્સરાઓ શાપિત બની અવનીઆરે પતન પામી. એ ત્રણેય નકલંક દરિયામાં નહાવા આવતી. નહાવા આવનારીઓમાંથી અવધૂતે એકનું કાંડું ઝાલવાનું દેવાયતને કહ્યુ. દેવાયતે મોટી અપ્સરા દેવલનું કાંડું ઝાલ્યું. કાંડે સ્પર્શ થતાંજ રૂપરૂપની અંબાર દેવલ સો વર્ષની ડોસી થઇ ગઇ! રૂપનો અંચળો ઊતરી જતાં ધોળા વાળ, કરચલી-વાળું મો ને લબડી પડેલી ચામડી, આમ કમનીય કાયા કદરૂપી બની ગઇ. "અરે બેટા, દેવાતિયા! બીજીનું કાંડું ઝાલી લે!"

"ના, ના! મારે ભાગ્યે જે આવી તે જ મારે ઠીક છે" દેવાયતે સામો જવાબ વાળ્યો.

દેવલે દેવાયત સાથે ઘરસંસાર માંડયો. પણ શરત એટલી કે ધણીએ કદી પોતાની સ્ત્રી પર વહેમ આણવો નહીં. દેવલનું પડખું સેવી દેવાયત

દેવત પામ્યા. મહાત્માની સંત થયા. પંડિતનું બિરદ પામ્યા. જોતજોતામાં સંતની સુવાસ ચારે ય દિશામાં પ્રસરી વળી સાડી સાત વીસુ શિષ્યોએ એની કંઠી બાંધી. દારયાકાંઠે હાથબ (ભજનમાં નરવર કોટ બોલાય છે) ગામમાં થાનક થાપીને રહેતા હતા. (આજ પણ ત્યાં એની સમાધિ મોજુદ છે)

દેવલ અને દેવાયતનનું દામ્પત્ય જીવન સુખ ને સંતોષના કિનારા વચ્ચે હરિભજન કરતા કરતા વહેતું હતું. એ સરળ વહેતા જીવનવહેણમાં કોઈએ સંશયનો ગાંગડો નાખ્યો કે 'દેવાયત પંડિત ! તમે ભક્તિ કરો છો. પણ પાછળ ઘરમાં પંડિતાણીના પગલાં હીણાં પડે છે."

દહાડા ફરે ત્યારે દુર્મતિ સૂઝે એ જગતનો મનાતન ક્રમ છે. દેવાયત ઘેર ગયો. ખડકીની આડશે કાન દઈ સાંભળ્યું તો અંદર વાતચીત સંભળાઈ રહી. બસ થઈ રહ્યું, દેવાયતનો સંશય પાકો થયો. ઉતાવળે ઘરમાં ગયા. જ્યાં જઈને જોયું તો દેવલદે એકલી જ હતી પ્રભુની પ્રીતિમાં પરોવાઈ હતી.

–'બસ ભગત ! મારી એની એબ જોઈ લીધી ! હવે થઈ રહ્યું ! હવે રામે રામ !!! '

આટલું બોલીને દેવલદે અલોપ થયા અલોપ થયેલા દેવલદે પાછા દેવાયતને હૈયે આકુળતાની આગ જગાવી ઊઠી. પસ્તાવાનો પાર રહ્યો નહીં આખરે પસ્તાવાની ઝાળને હૈયામાં સમાવી દેવલદેની ગોતણું કરવા દેવાયત ગાડું જોડીને ચાલી નીકળ્યા મારગે ડોડા નામના ગામની સીમે ગાડાના પૈડાની ધરી ભાંગીને બે કટકા થઈ ગઈ. ભગત ગામ ભણી ઊપડ્યા. વાટે કોઈએ કહ્યું કે ગામમાં દેવ તણખી લુહાર છે. ભગત તો ધરીના કટકા લઈ એની કોઢ્ય પર ગયા.

નાની એવી કોઢ્યમાં ધમણ ધમધમી રહી છે. ભઠ્ઠીનો અંગાર સળગી સળગીને ધોળો રંગ પકડી ગયો છે દેવલોકના નિવાસી જેવો લુહાર દેવ તણખી અંગાર સાથે જાણે ફૂલડે રમતો ઘડી રહ્યો છે

દેવાયતે જઈને પૂછ્યું 'ભાઈ ભગત ! આ ધરી ભાંગી ગઈ છે સાંધી દેશો ?"

"લાવો બાપ ! શું કામ ન સાંધી દઉં ?"

પંડિતે લુહારના હાથમાં ધરીના બે કટકા સોંપ્યા લુહારે તરત બેય કટકા ભઠ્ઠીમાં ઓરી દીધા. ધમણ ધમધમાવીને બેય કટકા ધગીને લાલચોળ અંગાર જેવા થઈ ગયા. એરણ ઉપર જોડાજોડ બે કટકા મૂકીને કહ્યું, "લ્યો બાપા ! તો આવી ગયો છે. પણ મારી પાસે ઘણ ઝીકનાર કોઈ નથી તમે મારશો ?"

"હં–લાવોને "

દેવાયત પંડિતે ઘણ ઉપાડ્યો. ઘડીક કરતો એરણ પર ઘા ઝીક્યો. ઝીંક્યા ભેગી એરણ તો પાતાળે પહોંચી ગઈ. દેવ તણખી લુહાર તો જોઈ જ રહ્યા. કોઈ સમર્થ સાંઈના દીદાર થયા. પરંતુ દેવાયત પંડિત તો મૂંઝાઈ ગયા ધરીના કટકા ઠરી જતાં હતા પોતાને પણ મોડું થતું હતું. એરણ તો પાતાળે પહોંચી ! હવે શું કરવું !

સતીના મેળાપ ઝંખતું મનડું અધીરું થઈ રહ્યું છે એકેક પળ જુગ જુગ જેવડી જણાય છે પંડિતનો વ્યાકુળ રૂદો એ ટાણે રડી ઊઠ્યો. આંખડીએ સરવાણી સરી પડ્યા. પંડિતની આ વ્યાકુળતા જોઈને દેવ તણખી બોલ્યો

'ભગત કાયવાઓ મ. ઘણ ઉપાડો !" એટલું કહીને લુહારે પોતાનો એક પગ લંબાવી બરાબર ઘૂંટણ પર ધરીના ધગેલા કટકા ગોઠવ્યા. અને કહ્યું કે, "હવે તમ તમારે કરો ઘા ! વાંધો નઈ !"

દેવાયત પંડિત જોતાં જ ચોંકી ઊઠ્યા. આ તે લુહાર કે દેવતા ? ઘૂંટણ પર ધગધગતા ધરીના કટકા મૂકી ઘણ ઝીલશે ? પંડિતના આશ્ચર્યનો આંચકો મારતા દેવ તણખી ફરી બોલ્યા

"ભગત, કરો ઘા. નીકર તો જાય છે ! ઝટ-કરો ! "

દેવાયત એક બે એમ કરતા ઘા ઉપર ઘા ઝીંકવા લાગ્યો. ઘૂંટણ પર ધરીના કટકાનો સાંધો મળવા લાગ્યો. જોતજોતામાં ધરી એક રસ થઈ ગઈ !

"લ્યો ભગત ! આ તમારી ધરી ! એમાં આટલા બધા અધીરા થઈ રૂવો છો શું ? દેવલદે સતીના વાવડ તો મારી છ મહીનાની, ઘોડીએ સૂતેલી દીકરી લીળલબાઈ દેશે."

દેવાયત ઘોડીઆ પાસે ગયા. ઘોડીઆમાં પોઢેલી છ માસની કન્યા લીળલબાઈ ખડખડ કરતી હસી પડી

"રામ રામ ભગત ! કેમ મારી દેવલમાને ગોતો

છો ને ! જેના પર તમે આળના ઓઢણાં ઓઢાડયાં ને હવે ગોતવા નીકળ્યા ! ભવ આ અમે પ્રેરણ બેટમા દેવણ સની બેઠા છે પણ હાં તમે જાશો કેમ કરીને ? આડા તો અગાર બળે છે !

દેવાયત પંડિતે એ મારગે ગાડુ દોર્યું આખા મારગે અંગારના ઓયાર ધગધગતાં દીઠા (દરિયાનું પાણી ઓસરી જાય ત્યારે આજે પણ આ કાંઠાથી પ્રેરણ બેટ સુધી ગાડાનો ચીલો દેખાય છે)

સામા કાંઠા પર દેવતદે બેઠા હશે ! પરંતુ એક નદીના કિનારા સામ સામા હોવા છતા મળી શકતા નથી તેમ દેવાયત પણ આજે લાચાર છે સામે કાંઠે જવા માટે અગ્નિખાઈ જ ઓળંગવી છે પણ એ ખાઈનુ આંતરુ ખૂબ મોટું લાગે છે ! ભગત તો મૂંઝાણા આખરે પોતાના સાડી સાત વીસુ શિષ્યોને કાગળિયા લખી મોકલ્યા કે ભાઈઓ આજ ગુરુને ભીડ પડી છે વેલા વેલા સહુ આવી પહોંચજો !

વાયક મળતાની સાથે શિષ્યોની વણઝાર ગુરુની ભીડ વેડારવા આવી પહોંચી પણ એ સાડી સાત વીસુની શિષ્ય જમાતમા એક એછો રહ્યો ગુરુએ અગ્નિવાટ ચીંધતા કહ્યુ કે મારી સતગી રિદ્ધિ સિદ્ધિ ને શક્તિ મારાથી રિસાઈને સામા બેટમા જઈ બેઠી છે મને ગમે એમ કરીને ત્યાં પહોંચાડો।

શિષ્યો ચોકી ઊઠયા કોઈ મોઢામાંથી એક હરફ પણ બોલ્યુ નહી ગુરુએ ફરી ટકોર કરી 'શું મને ત્યાં કોઈ નહી લઈ જાય ?'

અગનપથ ભાળીને શિષ્યોએ ગુરુને હાથ જોડ્યા સઘળા શિષ્યોએ એક પછી એક કડી ઉતારી ને વેતા થવા લાગ્યા આમ સાડી સાત વીસુ દગનામા એક કડી ઓછી રહી

છેલ્લા શિષ્યની વાટ જોવાય છે આહીર નાતનો એ જુવાન પરણવા ગયો છે ચોરીમા એને સમાચાર પહોંચ્યા સમાચાર સાંભળીને એ તો ગીમો થઈ ગયો વરમાળ ઉતારી કન્યાની ડોકમા મેરી જીવ્યામુનાના જુહાર કર્યા

પરણીને જતો જોઈને કન્યા આડી ફરી ઊભી રહી અરે આયર ! ક્યાં ચાલ્યા ! મને પરણી મેલીને ? '

"આયરાણી, ગુરુને માથે વપત પડી છે મારે જવું જોઈએ.'

'પણ મને આમ રઝળાવીને જશો ?'

'આયરાણી હું તો મોતને મારગે જાઉં છું—બોલો તારો ભવ શીદ બગાડુ ?'

"આયર મારો ભવ તો હવે બગડી ચૂક્યો. બાકી શું રહ્યું જ્યાં તું ત્યાં હવે હું '

પણ ત્યાં તો માથાના બલિદાન દેવાના છે તે તારાથી કેમ મહેવાશે ?'

હું તૈયાર છું આયર ! પહેલું મારુ માથુ ધરીશ આયર સાથે આયરાણી નિશ્ચયથી ચાલી નીકળી ગુરુ આ છેલ્લા શિષ્યની ડાગડોળે વાટ જુએ છે ત્યાં તો ગુરુ સમક્ષ આયર ને આયરાણી હાથ જોડીને ઊભા રહ્યાં ગુરુએ અગ્નિનો મારગ ચીંધ્યો પ્રથમ સ્રીએ પછી પુરુષે એક પછી એક અંગ પાથરવા માડયા દેવાયત પંડિત ઉપર થઈને ચાલવા લાગ્યા સતને જોરે બન્ને જણાના સળગતા ખોળિયા ઊડી ઊડીને આગળ પથરાવા લાગ્યા. ને એ અગન સેતુ ઉપર ચાલીને ગુરુ પ્રેરણના ટાપુ માથે જઈ પહોંચ્યા

સામે સતી દેવતદે બેઠા છે ખોળામા આહીર ને આહીરાણીની મીંઢળબંધી જોડી જાણે તાજી પરણી ઊતરીને જ બેઠી છે ! ત્રણે જણાનાં મુખ મલકે છે પંડિત પોતાની સ્રીને ચરણે નમ્યા

હે જોગમાયા ! તારે પાય પડું છું હવે ચાલો ! આમ સ્રી હતી તે જોગમાયા કરી માતા બની સોરઠના સર્વ સાચા મતાનોએ સ્રીને માતા સ્વરૂપે પિછાની ત્યારે જ ધણીનો પાર પામ્યા છે અલખના દીદાર કર્યા છે

હે સતી ! સોરઠ ધરાના માનવી જીભના મીઠા ને દિલના કૂડા દેખાય છે સાડી સાત વીસુમા ફક્ત એક જ શિષ્ય સાચો નિવડ્યો માટે આ કુડા દેશનો વાસ છોડી આડીથી ચાલો !

દેવાયત અને દેવતદે બન્ને ગુજરાતની સીમ ભણી ચાલી નીકળ્યા મોડાસર ગામમા એનો દેહ પડ્યો પણ એ બેનડી આખ્યાનના એ ધણ્યાણ દાખવની અત સાહિત્યને સીમાડે સદાય અમર રહેશે.

# હઝરત અલી

કાન્તિલાલ શાહ

હઝરત અલી ઇસ્લામના ઓલિયા અને વીર પુરૂષ ગણાય છે. ઇસ્લામમાં આજ સુધીમાં ઘણા વીરપુરૂષો પાક્યા છે અને ઓલિયા પણ પાક્યા છે. પણ જેમનામાં વીરતા અને ધીરતા, બહાદુરી અને સંતપણું સાથે હોય એવા પુરૂષો બહુ ઓછા પાકે છે અને એ આંગળીને વેઢે ગણી શકાય. એવા પવિત્ર પુરૂષોમાં હઝરત અલીનું નામ પહેલી હરોળમાં આવે છે.

ફરજ બજાવવામાં તેઓ વજ્ર સમાન કઠોર હતા અને ગરીબો તેમજ તાબે થયેલા દુશ્મનો પ્રત્યે દયાળુ વર્તન દાખવવામાં તેઓ પુષ્પ જેવા કોમળ હતા. દાનના સાગર હતા. ઈશ્વર પ્રત્યે અતૂટ શ્રદ્ધા રાખનારા ભક્ત હતા અને અનેક લડાઈઓ લડ્યા છતાં શાંતિના સાચા ઉપાસક હતા. જ્ઞાનના ભંડાર હતા અને ડહાપણનો દરિયો હતા. એમના જ્ઞાન વિષે ખુદ પેગંબર સાહેબે એક જગાએ કહ્યું છે કે હું ડહાપણનું શહેર છું પણ અલી તેનો દરવાજો છે. એમની મક્કમતા, સાદાઈ, ઈશ્વરનિષ્ઠા, નિખાલસતા, ઉદારતા, ધીરતા, વીરતા અને વફાદારી વગેરે ગુણોને લઈને હઝરત મહંમદ પેગંબર સાહેબની એમના ઉપર ખૂબ જ પ્રીતિ હતી. અલી વિષે એમનો બહુ ઊંચો ખ્યાલ હતો. એક બીજી જગાએ તમણે કહ્યું છે કે સૃષ્ટિના આદિથી અત્યાર સુધીમાં એના જેવો બીજો કોઈ પુરૂષ પાક્યો નથી અને ખુદ પેગંબરોને બાદ કરીએ તો મનુષ્યોમાં તો એનાથી ચઢિયાતો પુરૂષ નજરે જોવામાં આવ્યો નથી.

એમનો જન્મ અરબસ્તાનના સુપ્રસિદ્ધ કુરેશી વંશમાં થયો હતો. એ વંશમાં ઈસ્લામના ઘણા વીર પુરૂષો પાક્યા છે. અરબની ઘણી જ ટોળીઓ એમના આ ઊંચા અને ઉમદા કુળને કબૂલે છે અને માન આપે છે. એમના પિતાનું નામ અબુ તાલિબ હતું અને માતાનું નામ ફાતમા બીબી હતું. અબુ તાલિબ હઝરત મહંમદ પેગંબર સાહેબના કાકા થતા હતા અને અલીના માતા ફાતમા બીબી અસદ બીન હાશિમના પુત્રી થતા હતા. આમ પિતૃપક્ષે અને માતૃપક્ષે અલી મહંમદ પેગંબર સાહેબના નજીકના સગા થતા હતા.

આ સગપણ ઉપરાંત એક બીજો પણ સંબંધ અલી અને મહંમદ પેગંબર સાહેબ વચ્ચે હતો.

મહંમદ સાહેબ હજી નાના હતા ત્યારે જ એમની સંભાળ રાખનાર દાદા અબ્દુલ મુતાલિબનું અવસાન થઈ ગયું. એ વખતે હઝરત અલીના પિતા અબુ તાલિબે તેમને પોતાને ત્યાં રાખ્યા ને પોતાના સગા પુત્રની જેમ એમનું લાલનપાલન કરી ઉછેરીને મોટા કર્યા. એ વખતે મક્કામાં મહંમદ સાહેબના ઘણાં દુશ્મનો હતા. તેમનાથી તેમણે મહંમદ સાહેબનું રક્ષણ કર્યું. આ રીતે બંને કુટુંબ વચ્ચેનો સંબંધ વધારે ને વધારે દૃઢ થતો ગયો.

કોઈક મહાપુરૂષનો જન્મ અતિ પવિત્ર સ્થળે થાય છે તો કોઈકનો જન્મ અતિ પવિત્ર સમયે થાય છે. હઝરત અલીનો જન્મ પવિત્ર સ્થળે અને પવિત્ર પળે થયો હતો એમ એમનો ઇતિહાસ જોતાં માલૂમ પડે છે. મુસલમાન લોકો જ્યાં હજ કરવા જાય છે એ પવિત્ર સ્થળ કાબા એ તેમનું જન્મસ્થાન છે. એ કાબાની એક મસ્જિદમાં ઈ. સ. [illegible]માં પવિત્ર રજબ માસમાં શુક્રવાર જેવા મંગળ દિવસે એમનો જન્મ થયો. કહેવાય છે કે ફાતમા બીબીએ આ તેજસ્વી બાળકને જન્મ આપ્યો ત્યારે મસ્જિદની દિવાલો તેના તેજથી ઝળાંઝળાં થઈ રહેલી. અબુ તાલિબને ઘણાં સંતાનો હતાં પણ અબુ તાલિબ અને ફાતમા બીબી ખૂબ પરિશ્રમ કરીને પ્રેમથી એ બધાનું પાલન કરતા.

એમાં એક દિવસ અરબસ્તાનના અમુક ભાગમાં દુકાળ પડ્યો. અનાજ તેમજ ઘાસ વિગેરેની તંગી ઊભી થઈ. એ વખતે ઘણાં કુટુંબો મુસીબતમાં આવી પડ્યાં. અબુ તાલિબ અને તેનું કુટુંબ પણ ભારે મુસીબતમાં આવી પડ્યું. આવા દુકાળના વખતમાં આટલાં બધાં છોકરાઓનું ભરણપોષણ કેમ કરવું એ એક સમસ્યા થઈ પડી. આ વખતે હઝરત મહંમદ પેગંબર સાહેબ એમની વહારે ધાયા. પોતાના

બાળપણમાં અબુ તાલિબે એમના ઉપર કરેલો ઉપકાર તે ભૂલ્યા ન હતા. પેગંબર સાહેબે એમના કુટુંબને અનાજ વગેરેની ખૂબ મદદ કરી. ઉપરાંત એના પુત્ર અલીને બોલાવી પોતાની પાસે રાખી લીધા. એ દિવસથી હઝરત અલી પેગંબર સાહેબની સાથે જ રહ્યા. થોડા દિવસમાં જ હઝરત અલીએ પેગંબર સાહેબ પ્રત્યેની વફાદારી, નમ્રતા અને સચ્ચાઇને કારણે એમનું હૃદય જીતી લીધું. પેગંબર સાહેબ કરતાં એ ત્રીસ વરસે નાના હતા. છતાં એમનુ ડહાપણ, નિર્ભયતા અને બીજા અનેક ગુણોને લીધે અગિયાર વરસની નાની વયમા જ તેઓ એમના વિશ્વાસુ મિત્ર અને નિકટના સાથી બની ગયા. અલી ગતદિવસ મહંમદ સાહેબની સાથે રહેતા. એ જ્યા જાય ત્યાં તે જતા અને ઘડીપળ પણ એમનાથી જુદા પડતા નહિ, ખાસ કરીને મહમદ સાહેબ ગિરિમાળાની ટોચ ઉપર અથવા બાજુની કોઈ ઊંડી કંદરાઓમા એકાન્તમા ધ્યાન ધરવા અને તપ કરવા જતા ત્યારે તો અલી એમને કદી રેઢા મૂકતા નહિ.

મહંમદ સાહેબ પ્રત્યે હઝરત અલીને ખૂબ જ પ્રેમ અને ભક્તિ હતી. એમને માટે તેઓ પોતાનુ માથું પણ ડૂલ કરી દેવા સદૈવ તૈયાર રહેતા. એક વખતની વાત છે ઇસ્લામ વિરોધી લોકોની જુલ્મ જહાગીરીને કારણે તેમ જ મદીનાવાસીઓની વારંવારની વિનંતિને પરિણામે હઝરત મહમદ પેગંબર સાહેબે મક્કાથી હિજરત કરવાનું નક્કી કર્યું ત્યારે હિજરતને જ દિવસે પેગંબર સાહેબનુ ખૂન કરવા આવનાર મારાઓને ભુલાવામાં નાખવા હઝરત અલી પેગંબરની પથારીમા એમની ચાદર ઓઢીને સૂઇ ગયા ને આ રીતે જાનને જોખમમાં નાખી પેગંબર સાહેબને સલામતીથી રવાના કરી દેનામાં સફળતા મેળવી.

એમનામા અસાધારણ નિર્ભયતા હતી. ભય જેવી કોઇ ચીજને તેઓ ઓળખતા ન હતા. મૃત્યુનો ડર તો એમને કદી હતો જ નહિ. એક વખત પેગંબર સાહેબને પોતાનો નવો ઉપદેશ એમના નિકટના સાથીઓ અને સગાઓમાં કેવોક ઝીલાયો છે એની કસોટી કરવાનો વિચાર થયો. આથી તેમણે પોતાના સગાં સંબંધીઓ, સાથીદારો અને વફાદાર મિત્રોને દાવત આપી. બધાં મળીને આશરે ચાલીસ પીસ્તાલિસ માણસો આવેલાં, સૌને સારી પેઠે જમાડ્યાં પછી બધાં ખુશમિજાજમાં હતાં ત્યારે એ બોલ્યા:

"ખુદાતાલાએ મને નવો પ્રકાશ મેળવનાર લોકોને સાથે લઇ સ્વર્ગમાં આવવા કહ્યું છે. તમારામાથી મારી સાથે ત્યાં ખુદાના દરબારમાં કોણ આવવા તૈયાર છે? આ પવિત્ર કાર્યમાં તમારામાંથી કોણ મને સાથ આપશે? કોણ મારો ખલીફા-મારો પ્રતિનિધિ બનશે?" આ સાભળી બધા ચૂપ થઈ ગયાં સૌના મો સિવાઇ ગયાં કોઇ એક શબ્દ પણ બોલ્યુ નહિ. જીવતે જીવ આ સુખી સંસારનો ત્યાગ કરી મરવા માટે કોઇ તૈયાર થયું નહિ. મરવું કોને ગમે? પેગંબર સાહેબ થોડી વાર સુધી રાહ જોઈ રહ્યા પણ કોઇ કંઇ બોલ્યું નહિ, સૌ શરમથી ઊંધું માથું કરી નીચું જોઇ રહ્યા. એ વખતે એ બધાંમા સૌથી નાનો અલી બોલી ઊઠ્યો:

'હે અલ્લાના ફિરસ્તા, ખુદાવંદ! હું તમારો સગાથ કરીશ. હુ તમારી સાથે આવીશ."

નાનકડા અલીનો આ જવાબ સાંભળી મહમદ સાહેબ એટલા બધા ખુશ થઈ ગયા કે ઊભા થઈ સૌની હાજરીમાં એને પ્રેમથી ભેટી પડ્યા ને બોલ્યા:

"જુઓ, આ મારો ભાઇ છે, મારો ખલીફા છે! મારો પ્રતિનિધિ છે! હું જે ઇશ્વરી પયગામ લઈને આવ્યો છું તેને સૌથી વધારે એણે ઝીલ્યો છે. તમે બધા તેની આજ્ઞાનું પાલન કરજો અને એની વાત ધ્યાન દઈને સાંભળજો. એના શબ્દોમાં યકીન રાખજો."

હઝરત અલી જેવા શેરદિલ શૂરવીર અને બહાદુર હતા એવા જ પાછા નમ્ર હતા. એટલે તો મહંમદ સાહેબે એનું નામ 'અબુ તુરબ' રાખેલું 'અબુ તુરબ એટલે ધૂળના પિતા. એની બહાદુરીને લીધે એણે ઘણા કીર્તિશાળી હોદ્દા અને નામ પ્રાપ્ત કરેલાં. કોઈ એને અસદુલ્લા એટલે 'અલ્લાનો સિંહ' કહેતા તો કોઈ હૈદર સફદર એટલે 'લશ્કરની આગલી હરોળને ભેદનાર વીર' તરીકે ઓળખાવતા.

બદરની લડાઇ પહેલાં થોડા વખત અગાઉ મહંમદ પેગંબર સાહેબે ખદીજાબાનુથી થયેલી એમની ચોથી અને સૌથી નાની પુત્રી ફાતમા સાથે અલીની શાદી

# ગીધની રાજનીતિ

★

એક જંગલમાંથી એક ગીધ ઊડીને જતું હતું. રસ્તામાં એણે એક હાથીને મરેલો જોયો. તરત તે ત્યાં ઊતરી પડ્યું. અને આવડો મોટો શિકાર જોઇને એ વિચારવા લાગ્યું, 'અહો, મારું ભાગ્ય ખુલી ગયું લાગે છે! દિવસો સુધી ખાતા ખૂટે નહીં એટલો ખોરાક મળી ગયો! ચાલો, હવે એને નિરાતે ખાઈશ! એટલામાં ત્યાં એક સિંહ આવી ચડ્યો. એણે ગીધને પૂછ્યું, કેમ ભાણુજા, છો તો મઝામાંને?'

'હા, મામા તમારી દયાથી મઝામાં છું' ગીધે ઉત્તર આપ્યો

'આ હાથીને કોણે માર્યો?' સિંહે પૂછ્યું

'વાઘે,' ગીધે કહ્યું.

સિંહે વિચાર્યું કે જંગલનો રાજા તો હું કહેવાઉં. મારાથી ઊતરતી કોટીના પ્રાણીએ મારેલા જાનવરને મારાથી કેમ કરીને ખવાય! બસ,' એ તો મરેલા હાથી પર એક છેલ્લી નજર નાખીને ચાલ્યો ગયો. જેવો સિંહ ગયો કે તે પછી વાઘ આવી પહોંચ્યો. વાઘે ગીધને પૂછ્યું કે, 'આ હાથીને કોણે માર્યો?' તો ગીધે કહ્યું કે 'સિંહે માર્યો!' વાઘે વિચાર્યું કે સિંહનો શિકાર તો વળી કોઈ ખાય? એ તો પાસેના વોકળામાંથી પાણી પીને ચાલ્યો ગયો.

વાઘને ગયાને થોડીવાર થઇ એટલામાં ત્યાં એક કાગડો ઊડતો ઊડતો મરેલા હાથીની ગંધ આવી પહોંચ્યો. ગીધે વિચાર કર્યો કે હું જો આને થોડો ઘણો ભાગ પણ ખાવા ન દઉં તો એ 'કો કો કાઉ કાઉ' કરીને ધમાલ મચાવી મૂકશે અને એનો અવાજ સાંભળી આખા જંગલના કાગડા ભેગા થઈ જશે. એની પાછળ વળી બીજા ગીધો પણ આવી પહોંચશે અને આ મરેલા હાથીને પૂરો કરશે, મારે માટે ભાગ્યે જ કશું રહેશે માટે એને તો થોડુંક આપવું જ જોઇએ. ગીધે કાગડાને એક માંસનો ટુકડો આપ્યો એટલે કાગડો તે લઇને ઊડી ગયો.

થોડીવારે વળી એક બીજું ગીધ ત્યાં આવી ચડ્યું, પેલા ગીધે વિચાર્યું કે આ તો મારો સમોવડિયો છે, એને તો કાં તો મારવો જોઇએ કાં તો અહીંથી ભગાડવો જોઇએ. બસ, એણે એવા તો જોરથી બીજા ગીધ પર હુમલો કર્યો કે તે ત્યાંથી ભાગી જ ગયો!

એક શ્લોકમાં સાચું જ કહ્યું છે, 'ઉત્તમ પુરુષોને નમ્રતાથી, શુરવીરોને ભેદનીતિથી, નીચ હોય તેને થોડું આપીને, અને જે સમોવડિયો હોય તેને પરાક્રમથી જીતવો'

# દીપાવલિ

*

તિમિર હરે જગતનાં એવા દીપક જલાવો
જીવનમાં ભાત પાડે એ સાથિયા પુરાવો;
આનંદ પર્વનો આ થઈ જાય નિત્ય-સાથી,
દીપાવલિનો અવસર એવી રીતે મનાવો!

રતિલાલ–અનિલ

# આત્મજ્ઞાનનું રહસ્ય

શરદ ઋતુની અજવાળી રાત હતી ચારેકોર નીરવ શાંતિ વ્યાપી હતી. પ્રાણીમાત્ર સુખની નિંદર લેતા હતા ત્યારે રત્નજડીત કનકાસન પર પૌત્રેય જનશ્રુતિ હજી જાગતો હતો. પોતાની ધર્મપરાયણતા દાનશીલતા પર એ પોતે વારી જઈને વિચાર કરતો હતો કે મારી પ્રજા દરેક રીતે સુખી છે તેને કોઈ વાતનું દુઃખ નથી. એને સમજ્યું કે ત્રિલોકમાં મારા જેવો ધર્માત્મા કોઈ નથી. પૃથ્વીથી માંડી દેવલોક સુધી મારી કીર્તિ પ્રસરેલી છે. જનશ્રુતિ આ બધું વિચારીને ફૂલાતો હતો. એક પ્રકારનું અભિમાન પણ એના મનમાં પેદા થયું. એ વખતે બે રાજહંસ ઉડતાં ઉડતાં ત્યાંથી પસાર થતા હતા. બંને વચ્ચે વાતચીત ચાલતી હતી. એકે બીજાને પૂછ્યું : ભાઈ આપણે અત્યારે પસાર થઈ રહ્યા છીએ એ જનશ્રુતિ મહારાજાનો જ પ્રદેશ છે ને? ત્યારે તો અહીં આવવામાં આપણે મોટી ભૂલ કરી કહેવાય. કદાચ અપણે એમની નજરે ચઢી ગયા તો એમની લોકોત્તર દૃષ્ટિના તેજથી બળીને ખાખ થઈ જઈશું.

બીજો હંસ કહેવા લાગ્યો : ના ભાઈ હવે એવો કોઈ ભય નથી. પેલા બ્રહ્મજ્ઞાની રૈક્વ ગાડીવાળાએ પોતાના જ્ઞાનના તેજથી જનશ્રુતિના તેજને ઝાંખું કરી મૂક્યું છે.'

જનશ્રુતિ તો આ સંવાદ સાંભળીને સ્તબ્ધ જ થઈ ગયો! એની ઊંઘ સાવ ઊડી ગઈ. આખી રાત એણે પેલા હંસની વાત પર જ વિચાર કરતા કરતા ગાળી. સવાર પડતા જ એમણે રૈક્વ ગાડીવાળાની શોધમાં ચારેકોર અનુચરોને મોકલ્યા. રાજધાનીમાં તો રૈક્વનો પત્તો ન લાગ્યો. બધા નિરાશ થઈને પાછા ફર્યા. રાજાએ અનુચરોને કોઈ પણ હિસાબે રૈક્વને શોધી લાવવા માટે ફરી રવાના કર્યા.

જનશ્રુતિનો સારથિ રૈક્વની શોધમાં એક ગામ ગામમાં પહોંચી ગયો. જે ગાડી રસ્તામાં મળે ક્યાંય પણ નજરે પડે કે તરત સારથિ ગાડીવાળાને પૂછે પણ એને નિરાશા જ મળી. એ એટલો બધો થાક્યો હતો કે એક ઝાડ નીચે આરામ કરવા લાગ્યો. ત્યાં તો આંખ મળી ગઈ. થાકેલાં અંગોને નીંદ ખૂબ જ વહાલી હોય છે ને? એ થોડીવારે જાગ્યો ત્યારે નજીકના તળાવની પાસે એક ગાડીવાળો પોતાની ગાડી નીચે બેસી ગાડીની મરામત કરતો હતો. સારથિએ તેને પૂછપરછ કરી તો એજ રૈક્વ હોવાનું જણાયું. સારથિ એમની પાસે ગયો અને જ્યાં એ કંઈ કહેવા જાય છે ત્યાં જ રૈક્વે સારથિને કહ્યું : તમારા મહારાજા મને મળવા ઇચ્છે છે, ખરું? ખુશીથી તમે એમને મારી પાસે મોકલી આપો.

સારથિ શું જવાબ આપે? એ તો જોતો જ રહી ગયો. જનશ્રુતિ પાસે જઈને એણે વાત કરી.

જનશ્રુતિ અસંખ્ય ભેટ સોગાદો લઈને રૈક્વ પાસે જાતે ગયા અને તે બધું તેમને ધરી રૈક્વને વિનંતી કરતા કહ્યું : મારો આ નમ્ર ઉપહાર સ્વીકારી કૃપા કરી મને તે સર્વશક્તિમાન ઈશ્વરનો પરિચય કરાવો જેમની ઉપાસના કરીને આપે આટલું તેજ પ્રાપ્ત કર્યું.



રૈક્વે જવાબ આપ્યો : 'રાજન્! હું તમને બ્રહ્મજ્ઞાનની દીક્ષા નહીં આપી શકું કેમકે તમે એને લાયક નથી.

એક માધારણુ ગાડીવાનના મોઢે આવી વાણી માભળી મહાગજા ઘડીમર તો ગુસ્સે થયા પણ ગુસ્સો મનના નામી વિશેપ વિચાર માટે રાજધાનીમા પછા ફર્યા એણે વિચાર કર્યો કે મે જે બ્રહ્મજ્ઞાન ાગ્યુ એના બદનામા ઉપહાર તરીકે જે સપત્તિ મે ધરી તે મક બને સાન માથા ણુ હોવાને કારણે મને દીક્ષા નહી આપી હેય।

જનશ્રુતિ ફરી વાર અતિ કીમતી ભેગ સહીત પોતાની પુત્રી સથે રૈકવ પાસે પહોચા અને એ ભ્રુ તેમની સામે ધરી પ્રર્થના કરતા કહ્યુ મુનિ। મરી આ કયા હુ આપની સેવામા ધરુ છુ અને તે માથે આ બીજી ભેગ પણ છે કૃપા કરી આન એને સ્વીકારી મને બ્રહ્મજ્ઞાનની દીક્ષા આપો

પાતાની સમે રાજસી વભવનો અપાર ખજાનો ખડકાયેલો જોઇને રૈકવને ખૂબ જ મન મતાપ થયો એણે જનશ્રતને કહ્યુ તમે મરી સામે વિનાસના પ્રલોભને ધરી મરા અતકરણને છેતરવા મગો છો મારી સામેથી તમારી વિનાસ સામગ્રી લઈને જલદી દૂર થાઓ।

જશ્રુતિ આ સાભળી મનહાનિ થઈ છોભીનો પડી ગયો રાજકયાની પણ આપમાથી અપમાન થયાને કારણે આસુ સરવા લગ્યા રૈકવને એ નિર્દોષ રાજકયાના આસુ જોઇને દયા આવી એને લાગ્યુ કે આ મામતામા એ બિચારીનો કશો જ વાક નથી વિનાકારણ એને દુખ પહોચ્યુ છે રૈકવે પછી મહારાજને ઉદ્દેશીને કહ્યુ 'હે ઐશ્વર્ય'મા ગળાબૂડ રહેલ રાજન। તમે એમ ધારો છો કે, અપાર સપત્તિથી જગતમા બધુ ખરીદી શકાય છે। એટલા માટે તમે મને કાચન અને કામિનીના પ્રલોભનો ધર્યા ? તમે નહી જાણતા હો, પણ આત્મજ્ઞાન તો શુદ્ધ સાત્ત્વિક હૃદયથી જ પ્રાપ્ત કરી શકાય છે આત્મજ્ઞા। એ માનવીની તપશ્ચર્યાનુ ફળ છે એ ખરીદી શકાતુ નથી એ તો માણુસના કર્મોની કમાણી છે જે મનુષ્ય મન વચન અને કર્મ દ્વારા આત્મ સૌરભ ફેલવે છે એ જ આત્મજ્ઞાન છે આત્મજ્ઞાન તો અતરમા શોધવુ જોઇએ બહાર નહી હે રાજન। આ રહસ્ય સમજી તમે સુમનન સુવચન અને સુકર્મોથી એક એવો દીપક પ્રગટાવો કે જેથી માત્ર તમારો જ નહી પણ કરોડો મનુષ્યોનો જીવનમાર્ગ પ્રકાશિત થઈ જાય। હવે તમે જઇ શકો છો બ્રહ્મજ્ઞાન તો અતરમા ઊગે છે એની દીક્ષા અપાતી યે નથી ને લેવાતી પણ નથી

બ્રહ્મજ્ઞાનનુ રહસ્ય જાણીને જનશ્રુતિ હર્ષથી ગદ્ગદ્ થઇ ગયા અને રૈકવના ચરણે નમી પડયા



# ✓ અનુક્રમણિકા

૩૦ ઑક્ટોબર ૧૯૫૮


| | | | | | |
|---|---|---|---|---|---|
| ✓૧ | ચરણુ આપના | લલ્લુભાઈ મકનજી ૨૨૪ | ૭ | હૃદયપનરો | અજુમ વાનોડી ૨૩૫ |
| ૨ | ગ્રામદેવતા | ૨૨૭ | ૮ | દેવાયત અને દેવલદે | અનવર આગેવાન ૨૩૭ |
| ૩ | પરિવર્તન | ૨૨૯ | ૯ | કુદરતઅની | કાન્તિલાલ શાહ ૨૪૧ |
| ૪ | અકાળ મૃત્યુનો ઉપાય | કનુભાઈના પટેલ ૨૩૦ | ૧૦ | ગીધની રાજનીતિ | ૨૪૪ |
| ૫ | વિચ રમય જીવન | ગાધીજી ૨૩૨ | ૧૧ | ગ્રથાવલોકન | ૨૦ અ૦ પૂઠુ ૩ |
| ૬ | ગરીબના બેલી | કેડી ૨૩૪ | ૧૨ | પ્રાણ | ગુરુદેવ પૂઠુ ૪ |


પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

જાડી લીટીના ધાબાવાળાં પીંછી ચિત્રો કરતાં પ્રમાણબદ્ધ રેખાંકનો વિશેષ શોભી ઊઠત. પાનેપાને ફરી ફરી આવતાં મહેતા અને કૃષ્ણના સુશોભનો આંખને બહુ નથી ગમતાં.

આ પુસ્તકમાંના કેટલાક દૃષ્ટાંતો સૌ પ્રથમ 'પ્યારાબાપુ' માં છપાઈ ગયાં છે. વાચકોને આ પુસ્તક વસાવવા ભલામણ કરીએ છીએ.

**બીજલેખા**, લે૦ જયન્ત પરમાર, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધી રોડ અમદાવાદ. મૂ૦ સવા રૂપિયા.

આ સંગ્રહની સામાજિક કહી શકાય એવી છતાં વાસ્તવમાં તો મહદ્ અંશે અસંયમી યુવાન યુવતીઓના પ્રેમ ચિત્રણની ટૂંકી વાર્તાઓમાં જાતીય આકર્ષણ અને જાતીય વૃત્તિ જ મુખ્ય ભાગ ભજવતાં જણાય છે. ક્યારેક એ પ્રતીતિજનક લાગે છે ક્યારેક નથી લાગતું. વાર્તાઓના ઘણાખરાં જુવાન સુશિક્ષિત પાત્રો જાણે સાવ સ્વાભાવિક હોય તેમ સહજમાં લપસી પડતાં જણાય છે. આમ તો વાર્તાઓમાં પાત્રો અને પ્રસંગોમાં વિવિધતા છે છતાં ય આ તત્ત્વ તેમાં એકવિધતા આણી રસક્ષતિ જન્માવતું લાગે છે.

યુવાન સ્ત્રી પુરુષ પાત્રોનું પરસ્પરનું આકર્ષણ તે તે પાત્રોની કોઈ આદર્શ વિશિષ્ટતા નહીં પણ જાતીય ભૂખ હોય છે અને તે કારણે—એ સ્વાભાવિક હોય તો યે કોઈ પાત્ર ચિત્તમાં જડાઈ જતું નથી. બીજું કારણ એ પણ હોઈ શકે કે આ પ્રકારની વાર્તાઓ આપણે ત્યાં સાવ નવીન નથી. 'પહેલું પાપ' વાર્તાની કુસુમ પુરુષો વિશે કહે છે: "ભલું પૂછવું એ પુરુષોનું! ગમે તેમ તો ય એ બધા શંકર અને વિશ્વામિત્રના જ વારસદારો ને! ભભૂતીઓ બાવો શંકર ભીલડીમાં મોહી પડ્યો અને બ્રહ્મર્ષિ જેવો વિશ્વામિત્ર મેનકાના મોહમાં લપેટાઈ ગયો."—લેખક પોતે તો એમ નહીં માનતા હોય! તો પણ સ્ત્રી પુરુષ બન્ને માટે આ હકીકતને તરતરૂપે સ્વીકારતા જણાય છે. એટલું ખરું, લેખક યશોધર મહેતા પેઠે વાચકોને બહેકાવવા માટે રસ લગાડવા (!) પાત્રોની રસમસ્તીને અનુચિત રીતે બહેલાવતા નથી.

લેખક પાસે વાર્તા કહેવાની ચોક્કસ હથોટી છે ખરી અને માંડણી પણ સરસ કરી શકે છે પણ જ્યારે મહત્ત્વની મહત્તાને રજૂ કરવાના મોહમાં પડે છે ત્યારે રસક્ષતિ થાય છે,—દા૦ત૦ બીજલેખા 'મા—' અને ચોટ મોળી પડે છે, સંક્ષેપ જતો રહે છે પણ જ્યાં આમ નથી થતું ત્યાં રસ જળવાઈ રહે છે.

લેખક જાતીય આકર્ષણના આલેખનની એકવિધતાને ઓળંગી જઈ ટૂંકમાં ઘણું કહેવાની કળા સાધ્ય કરીને, દર્શનનું ઊંડાણ આણી ભવિષ્યે વધુ સારી નવલિકાઓ આપે એવી આશા રાખીએ.

**ભાષાવાર રાજ્યરચના**, **શિક્ષણનું માધ્યમ**, બન્નેના લે૦ ગાંધીજી સં૦ ભારતન કુમારપ્પા પ્ર૦ નવજીવન અમદાવાદ મૂ૦ દરેકના ત્રણ આના.

ભાષાને ધોરણે પ્રાન્તોની પુનર્રચના અને શિક્ષણના માધ્યમની ભાષા કઈ હોવી જોઈએ આ બે મહત્ત્વના પ્રશ્નો આઝાદી પ્રાપ્ત કર્યા પછી પ્રજા અને સરકાર સમક્ષ ઉપસ્થિત થયા છે તેના ઉકેલ માટે એ વિષયો પરના ગાંધીજીના આ લખાણો સૌને ઉપયોગી અને માર્ગદર્શક નીવડશે.

**બાપા**, **મોતીભાઈ અમીન**, બન્નેના લે૦ રતનભાઈ ન૦ વહોરા. પ્ર૦ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ મૂ૦ દરેકના ચાર આના. બન્ને બાળોપયોગી જીવનચરિત્રો છે. બાળકોના ચારિત્ર્ય ઘડતર અને પ્રેરણા માટે આવી પુસ્તિકા ઉપયોગી છે જ. પરંતુ આના લખાણો બાળમાનસનો પૂરતો પરિચય માગી લે છે. ઉપરાંત લખાવટની શૈલી સરળ અને રસાળ હોવી ઘટે. અહીં તહીં આવતાં આરંભમ શબ્દો કે અતડી વાક્યરચના રસક્ષતિ જ જન્માવે. વિસ્તૃત ચરિત્રોને ટૂંકાવતાં માત્ર વિગતો જ ન આવી જાય તેની પણ તકેદારી રાખવી જોઈએ અને એ વિગતો પણ રસિક બને તેમ અપાવી ઘટે. આવા ચરિત્રોમાં જનજનની દેશવ્યાપી પ્રવૃત્તિઓ ને સંસ્થાઓના ઉલ્લેખો આવે જ. પણ તે કંઈ બાળકો જાણતા ન જ હોય. એટલે જો તેની નોંધ ટૂંકમાં અપાય તો બાળકોને વિશેષ રસ પડે. —ર૦ અ૦



# પ્રાણ

ઇચ્છા નવ થાતી મૃત્યુની
સૌન્દર્યે ભર્યા આ લોકે,
માનવમાં જીવવા ચાહું છું
સુર્યકિરણ આ પુષ્પિત કાનન,
એને હૈયે સ્થાન ચહું છું.

ધરતી પરના વિરહ–મિલન આ,
હાસ્યરુદનના નિતનિત લીલા,
એ સૌને હું અમર ગીતોમાં
ગૂંથી લેવા ચાહું છું.

દેવસ્થાન ન એમ બને તો,
જ્યાં સુધી હું જીવું ત્યાં લગી,
સ્થાન ચહું મારું તમ વચ્ચે.
ચૂંટજો એને એ આશાએ,
સાંજ-સવારે નિશદિન ગીતનાં
ફૂલ ખિલાવીશ.

સહર્ષ એને સ્વીકારજો, ને
જ્યારે મ્લાન બને એ ફૂલો,
સૌરભ નિજની બેસે ખોઈ,
કરમાયેલાં એ ફૂલોને સહર્ષ
ખોઈ, ફેંકી દેજો।

# ધારાલાપ

વર્ષ ૭ અંક ૧૦



સંપાદક: નવીન ગાંધી

રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ



શિક્ષણની વર્તમાન પદ્ધતિમા પરિવર્તન લાવવાના વ્યવહારુ પગલા લેવાની વિનતી કરુ છુ —રાષ્ટ્રપતિ

પછી દફતર ખાપા તરફ આગળ ચીંધી તેમણે ઉમેર્યું, "પણ જો એ અહીં એકને બદલે બે બાપુ બેઠા છે. હું તમારી મૂંઝવણ સમજી શકું છું."

રાજાજી સભામાં સહેજ દૂર બેઠા બેઠા આ વિનોદ સાંભળી રહ્યા હતા. તે દેવદાસના સસરા થાય એટલે પિતા તુલ્ય જ ગણાય ને તેમણે ઉમેર્યું.

"બાપુ! અહીં બે નહિ ત્રણ બાપા બેઠા છે"

આખી મંડળી ખડખડ હસી રહી હતી.

## કમચારુ હેતુ

## (૨)

એક સભ્ય સમાજની આગળ પડતી બહેન ગાંધીજીના ઠીક ઠીક પરિચયમાં આવી હતી એક દિવસ તેમણે ગાંધીજી વિશે કેટલીક બિન જવાબદાર વાતો કોઇકને કહી એ વાતનો હેવાલ ગાંધીજી પાસે આવ્યો. આવી ઉડતી વાતની ફરી તપાસ કર્યા વિના ગાંધીજીએ તે સાચી માનવાની ના પાડી. તે કેટલે અંશે સત્ય છે તે જાણવા માટે તે બહેનને જ ગાંધીજીએ પૂછાવ્યું.

રોષમાં ને રોષમાં તે બહેને કહેવડાવ્યું, "મને શું પુછાવો છો? પૂછો ને તમારા દૈવાને!"

ગાંધીજીએ તેમને વિનોદી પત્ર લખ્યો.

"તમે તો ઘણા ગંભીર લાગો છો પણ મારે તો હસવું જ જોઇએ નહિ તો હું ફાટી મરું. તમારી જીભલડી કોઇના કાનમાં કંઇ ગણગણી જાય તે આ મારું બિચારું દૈવું કેવી રીતે જાણી શકે?"

## સો શરદ જીવો

## (૩)

ઓગસ્ટ ૧૯૪૨માં અખિલ હિંદ મહાસમિતિની બેઠકમાં ગાંધીજીએ જણાવ્યું હતું કે હવે મારે ૧૨૫ વર્ષ જીવવું છે. તેને બીજે જ દિવસે સરકારે તેમને આગાખાન મહેલમાં કેદ કર્યા. ત્યાં તેમણે ૨૧ દિવસના ઉપવાસ કર્યા. ઉપવાસ દરમ્યાન એક દિવસ તેમની તબિયત ખૂબ ચિન્તાજનક હતી. સૌ કોઇના દિલમાં એક જ પ્રાર્થના હતી કે બાપુ ક્ષેમકુશળ જેલમાંથી નીકળે તો સારું. એ અગ્નિપરીક્ષામાંથી પણ ગાંધીજી પસાર થયા. માંદગીના કારણે સરકારે તેમને જેલમુક્ત કર્યા ત્યારે તેમની તંદુરસ્તી માટે સૌએ પ્રાર્થના કરી. વયોવૃદ્ધ નેતા પંડિત મદનમોહન માલવિયાજીએ પણ નીચે પ્રમાણે તાર કરી પોતાની શુભેચ્છા પાઠવી.

"માનવજાત અને ભારતમાતાની સેવા કરવા પ્રભુ આપને સો શરદનું આયુષ્ય આપો."

પણ ગાંધીજી તો ૧૨૫ વર્ષ જીવવા ઇચ્છતા હતા. ગાંધીજીના જાહેર ઉદગારની પંડિતજીને ખબર ન હોય એ સંભવે તેથી પોતાના વિનોદી સ્વભાવને શોભે એવા લાક્ષણિક જવાબ રૂપે તેમણે ૧૨૫ વર્ષ જીવવાની ઇચ્છા પંડિતજીને જણાવી.

'આપનો તાર મળ્યો પણ કલમના એક જ ઝટકે આપે મારા ૨૫ વર્ષ કાપી નાખ્યા છે, તો હવે તે આપના આયુષ્યમાં ઉમેરી દેજો."

આવો જવાબ વાંચી વયોવૃદ્ધ માલવિયાજીના મુખ પર હાસ્યની રેખા નહિ ફરી વળી હોય?

## પ્રાણી સંગ્રહાલયનું પ્રાણી

## (૪)

ગોળમેજી પરિષદમાં હાજરી આપવા ગાંધીજી ઇંગ્લંડ ગયા હતા ત્યાં અનેક મુલાકાતીઓ તેમને મળવા આવતા એ મુલાકાતીઓમાં એકવાર અમેરિકન યુવતીને પરણેલા એક હિંદી વિદ્યાર્થી પોતાની પત્ની સાથે આવી ચડયા.

પેલી યુવતી તરફ નજર કરીને તેને જોઈ લીધા પછી ગાંધીજીએ પેલા વિદ્યાર્થીને પૂછયું:

"તમારા પત્નીને તમે હિન્દુસ્તાન લઇ જશો ને?"

એક પ્રકારનો ગભરાટ અને સંકોચ અનુભવતાં વિદ્યાર્થીએ "હા" પાડી

પછી પેલી અમેરિકન યુવતી આગળ આવી. તે મુગ્ધ અને ચંચળ હતી. અને આત્મવિશ્વાસની લાગણી પણ તેનામાં વધારે હોય તેમ લાગતું હતું તેણે પૂછયું. "મહાત્માજી! આપ અમેરિકા ક્યારે આવશો?"

ગાંધીજી હાલ તુરત તો નહિ જ.

અમેરિકન યુવતી. પણ આપને જોવા માટે ત્યાં દરેક જણ અધીરું બની ગયું છે.

ગાંધીજીમાં અમેરિકનો કેવા પ્રકારનો રસ અને કુતૂહલતા બતાવતાં હતા તે પોતાના મિત્રો દ્વારા

કે તે સારી રીતે જાણતા હતા એટલે યુવતીનો પ્રશ્ન ન સમજી તેમના આ મોજ્ગાક સમજી પછી તે બોલ્યા

' મને જોવા અમેરિકનો અધીરા હશે પણ મારા સ્પર્ધક અમેરિકન મિત્રો મને કહે છે કે મને ત્યા સગ્રહાલયમા મૂકી દેવામા આવશે. "

ના ના ના," ના અવાજો સાથે આસપાસ બેઠેલા સૌએ હસી પડયા.

## આ બુઢ્ઢાનો વળી ફોટો શો?

(૫)

એસિયા પરિષદના દિવસો હતા. તિબેટના પ્રતિનિધિઓ ગાંધીજીને મળવા આવ્યા હતા. તેઓ ગાંધીજી માટે કેટલીક ભેટ લાવ્યા હતા તેમા મલમલની બે બારીક પટ્ટીઓ પણ હતી. તે જોઇ ગાંધીજીએ પૂછ્યું

' આ કયા બની છે?

પ્રતિનિધિ ચીનમા.

ગાધીજી ઠીક. ચીનમા માત્ર વણાઇ જ છે કે તેનુ સુતર પણ ત્યા જ કતાયુ છે?

પ્રતિનિધિ સુતર પણ ત્યા જ કતાયુ છે

ગાંધીજી (આશ્ચર્ય વ્યક્ત કરતા) અરે! આટલુ બારીક કાતનારી એ ચીનની લડકીને શોધી લાવો તે કોણ છે? હવે તો શાદી કરવા જેવી મારી ઉમર રહી નથી એમ છતાય આવુ બારીક કાતનારી સાથે તો હું શાદી કરી લઈશ.

સૌ ખડખડ હસી રહ્યા હતા પછી કેટલીક ચર્ચા પછી મુલાકાત પૂરી થવા આવી ત્યારે એક પ્રતિનિધિએ પૂછ્યુ

"બાપુ! ઉમરના પ્રમાણમા આપની તબિયત ઘણી સારી લાગે છે."

ગાંધીજી શુ કરુ બધા જ આ બુઢ્ઢાની અદેખાઇ કરે છે. તબિયત તો સારી જ છે

બીજો પ્રતિનિધિ: આપનો ફોટો લેવા દો.

ફોટો પરથી પોતાનો હાથ લઈ ગાંધીજી બોલ્યા "જુઓ મોઢામા દાત સુદ્ધા હવે રહ્યા નથી આ બોખા આદમીનો વળી ફોટો શો?

પ્રતિનિધિ એમ નહિ ચાલે. અમારા દેશમા આપના નામથી સૌ પરિચિત છે અને આપને મહા પુરુષ તરીકે માને છે.

ગાધીજી: તો મારી ફોટાની કોઇ જરુર રહે છે ખરી? તેમણે આગ્રહ કર્યો ત્યારે ગાધીજીએ કહ્યુ "ફરીથી આપ અહીં આવો અને હું જીવતો હોઇશ તો ફોટો લેજો.'

## બધા મહાત્મા થવા બેઠા છે

(૬)

વાસણકુસણ કે સાફસફાઇ કરતી વેળા સેવાગ્રામમાં આશ્રમવાસી ભાઇઓ ટૂંકી બાયના પહેરણ અને ચડ્ડી પહેરતા હતા. એ પોષાક જોઇને એક વિદેશી મહિલા શ્રી મેરી ચેઝલીએ ગાધીજીને કહ્યુ "આ પોષાક મને બહુ અળખામણો લાગે છે"

ગાધીજી એ પોષાકે શો ગુનો કર્યો?

ચેઝલી. એ અંગ્રેજી પોષાક છે.

ગાધીજી, પણ અંગ્રેજી હોય તેથી શુ? અંગ્રેજી પોષાકમા કંઈ સારુ હોય તો હું અવશ્ય તે પહેરું. ભલેને અંગ્રેજોને હિંદી પોષાક વિષે ઘૃણા હોય

ચેઝલી · મને તેથી ઊલટુ લાગે છે હિંદી પોષાક એવો કલામય છે કે તેની સાથે એ વિદેશી ભેળવવાથી કળાનો નાશ થાય છે કયા તમારા ઝુલતા ઢીલા પહેરણ અને કયા અંગ્રેજી ટૂંકી બાયના જાકિટ.

ગાધીજી: ત્યારે તો હું સોલાહેટ પહેરવાની અમારા લોકોને સલાહ આપુ તો તમને ચક્કર આવે ખરુ ને? ..

પાસે બેઠેલા મીરાબેન બોલ્યા

" મને તો જરૂર ચક્કર આવે. મને તો એ હેટ કોઈ દિવસ ગમી નથી "

ગાધીજી. એ બતાવે છે કે તમે જે હેટ પહેરતા તે તમારા માથને બંધબેસતી ન હતી.

મીરાબેન ના ના મારી પાસે તો તે વેળા ઉત્તમોત્તમ હેટો હતી. પણ મારુ તો હમેશાં એ ગરમી ટોપીઓથી માથુ દુખી આવતુ

ગાંધીજી: ત્યારે મારે કહેવુ જોઇએ કે તમારુ માથું કંઇક હશે એ ટોપી તાપમા કામ કરનારાઓ. માટે તો સારી જ છે

મીરાબેન . ઈ નથી માનતી હેટ કરતા હું પઘડી પહેરવી વધારે પસંદ કરુ.

ગાંધીજી: મને ખાતરી છે કે લહનુભાઈ સામળદાસ પહેરે છે એ પાઘડી તાપથી તો રક્ષણ ન જ આપે.

આમ ચર્ચા ચાલી રહી હતી ત્યાં વચ્ચે ચેકલી બોલ્યાં:

"પણ મને હિંદી અંગ્રેજીની આ ખીચડી પસંદ નથી. જુઓને આ તમારો કચ્છ કેવો સુંદર છે? આ ભાઈઓ એવો કચ્છ કાં ન પહેરે? મારું કહેવું છે કે કાંતો બધા શુદ્ધ અંગ્રેજી પોષાક પહેરે કે કાંતો શુદ્ધ હિંદી પહેરે?

– ગાંધીજી: પણ શુદ્ધ અંગ્રેજી બનવું એટલે જંગલી બનવું એટલે તો દારૂની દુકાને પણ જવું ના?—સૌ ખડખડાટ હસ્યા. મારો કચ્છ તો સરસ છે જ એમાં શક નથી પણ વાત એ છે કે એ બાપડા મારા જેવો કચ્છ પહેરવા જાય તો ભૂખ્યા જ પડે ને! લોકો કહે કે આ બધા મહાત્મા થવા બેઠા છે."

## મોચીઓને પદાર્થપાઠ

(૭)

દક્ષિણ આફ્રિકાની જેલોમાં અને ટૉલ્સટૉય ફાર્મમાં ગાંધીજીએ જોડા ચંપલ બનાવવાની સારી તાલીમ લીધી હતી એક દિવસ ગાંધીજીને ખબર પડી કે વર્ધાના સત્યાગ્રહ આશ્રમ સાથે સંકળાએલા ચર્માલયના મોચીઓ સારી ચંપલ બનાવી શકતા નથી તેથી તેમને પ્રત્યક્ષ પદાર્થપાઠ આપવા માટે ગાંધીજીએ મગનવાડીમાં બોલાવ્યા.

ગાંધીજીની આસપાસ પોતાના ઓજારો અને ચામડાના કકડા લઈને મોચીઓ બેઠા હતા એટલામાં સરદાર વલ્લભભાઈ, રાજેન્દ્રપ્રસાદ મહાસભાના મંત્રી અને કાર્યવાહક સમિતિના બધા સભ્યો આવી પહોંચ્યા, અને મોચીઓની આસપાસ ઊભા રહી 'નવું જ નાટક" જોવા લાગ્યા.

"આ પટ્ટી આમ આડી જોઈએ, ટાંકા આ જગ્યાએ દેવા જોઈએ' ગાંધીજી મોચીઓને સમજાવી રહ્યા હતા.

પોતાને આપેલો સમય મોચીઓ લઈ રહ્યા હતા એટલે આવેલા સભ્યોને અધીરા થતા જોઈ ગાંધીજી બોલ્યા.

"અરે બાપડા કોક દિવસ આવે છે અને એમને આટલો વખત આપું તેનો તમને દ્વેષ થાય કે? સારા ચંપલ કેમ બને તે તમારે જોવું હોય તો જુઓ.'

બધા મોટા નેતાઓ પોતાની આસપાસ ઊભેલા જોઈ મોચીઓ ગભરાયા. એટલે એક પછી એક ઊઠીને બહાર કામ કરવા લાગ્યા પણ તેમના ઠોક ઠોકનો અવાજ તો થયા જ કરે!

'આવી ગંભીર ચર્ચા ચાલતી હોય ત્યાં વળી આ શી ઠોકઠોક" નેતામણમાં અસંતોષ દેખાયો. કોઈકે એ અવાજ બંધ કરવાનું કહ્યું. પાસે બેઠેલા એક આશ્રમવાસી મોચીને કહેવા જવા ઊઠ્યા, તેને અટકાવીને ગાંધીજી બોલ્યા.

"અરે મોચી કામ કરતા હોય તેની નજીક બેસીને પણ કામ કરવાની આપણે ટેવ પાડવી જોઈએ, અને આ ગ્રામઉદ્યોગ સંઘનું કાર્યાલય છે એની આ લોકોને ખબર કેમ પડે?"

## જાપાની સ્ત્રી

(૮)

જાપાનના એક અગ્રગણ્ય કવિ યોન નોગુચી હિંદની મુલાકાતે આવ્યા હતા. હિંદમાં આવી મહાત્માજીને ન મળે તો તેની મુલાકાત અધૂરી જ ગણાય એટલે ગાંધીજીને મળવા તે સેવાગ્રામ આવ્યા. ગાંધીજીની તબીયત ત્યારે સારી ન હતી. તે સુઈ રહ્યા હતા અને કપાળે માટીનો લેપ મૂક્યો હતો. તેમને આવકારતા ગાંધીજી બોલ્યા.

"હું ભારતવર્ષની માટીમાંથી જન્મ્યો છું એટલે ભારતવર્ષની માટી મેં માથે ચઢાવી છે."

કવિએ તેમની તબીયત વિષે પૂછ્યું, પછી ચર્ચાએ વળ્યા ચર્ચા ચાલી રહી હતી ત્યારે કસ્તુરબા કંઈ કામસર ગાંધીજી પાસે આવ્યા. તેમની કવિ સાથે ઓળખાણ કરાવવામાં આવી. પછી હસતાં હસતાં ગાંધીજી બોલ્યા.

"એ આબેહૂબ જાપાની સ્ત્રી હોય એવું નથી લાગતું?" સાબરમતીના આ દાસ્ય ખાળી શક્યા નહિ પણ કવિ બોલ્યા હા! મારી માતા જેવાં જ છે.

[અનુસંધાન પાનું ૨૬૮]

# વાણિયાનો સોદો

રતિલાલ-અનિલ

*



૧૯૨૯મા બાપુજી કોઈમ્બતુર ગયા હતા અને તેમના મુકામ સર ષણમુખમ્ ચેટ્ટીને ત્યાં હતો.

સાંજનો સમય હતો બાપુજી ઓરડામાં બેસી પોતાના કામમા મગ્ન હતા ત્યાં ષણમુખમ્ હાથમા બાપુજીની એક તસ્વીર લઈને આવ્યા. બાપુએ એમની નમ્ર માગણી અને એમનો ઇરાદો જાણી ગયા બાપુએ સ્મિત કરતા કહ્યું તમારે આ ફોટા પર મારી સહી જોઈએ છે ખરું ને? પણ એની કિંમત પડશે હો!

ષણમુખમે વિચાર્યું કે જાઉં તો ખરો બાપુ શું માગે છે બહુ તો અમુક રકમ હરિજનફાળા માટે માગશે એ તો આપીશ એમા શું! અને એમણે બાપુને કહ્યું એની કિંમત આપવા ગજી છું બોલો કેટલી રકમ પડશે?

'હું તમારી પાસે રૂપિયાની આશા રાખતો નથી પણ મારે તો વચન જોઈએ એ જ હસ્તાક્ષરની કિંમત' બાપુએ કહ્યું

ષણમુખમ્ વિચારવા લાગ્યા કે વળી શેનું વચન માગતા હશે? કંઈ જ કલ્પના કરી શકયા નહીં એમણે પૂછયું બાપુ તમે મારી પાસે શેનું વચન માગો છો? બાપુ કહે દરરોજ અર્ધો કલાક નિયમિત કાંતવાનું.'

ષણમુખમ્ તો વિચારમા પડી ગયા કે શો જવાબ દેવો! નાનીમોટી નાણાની રકમ આપવાની હોય તો તેમા તો વિચારવાનું હોય જ નહીં! પણ આ તો કાંતવાનું! જવાબદારીવાળી નોકરીમાથી દરરોજ સમય કેમ મળે! ખૂબ વિચારને અંતે એમણે કહ્યું કે, 'બાપુ એ તો મારાથી ન બની શકે ' એમણે ધાર્યું કે બાપુને મારો આ જવાબ નહીં ગમે, ત્યાં તો બાપુ કહેવા લાગ્યા 'તમારા નીડર જવાબ માટે હું તમને ધન્યવાદ આપું છું તમારી અશક્તિ તમે જણાવી દીધી એ સારું કર્યું. જે વચન આપીને પછી નથી પાળતા એના કરતા જે ચોખ્ખી ના પાડી દે છે એ મને વધારે ગમે છે. કેમકે ના પાડનાર મને છેતરતો નથી અને સત્યનું પાલન કરે છે તમારા જવાબથી મને ખુશી જ થઈ છે ' ષણમુખમ્ કહે બાપુ હું તમારાથી શું છુપાવું? જે હતું તે સાચે સાચું કહ્યું મારી સચ્ચાઈને જ કિંમત ગણી હસ્તાક્ષર કરી આપશો ને? બાપુએ એમનું લાક્ષણિક સ્મિત કરતા કહ્યું 'ના ભાઈ સહી કરી આપું આમ તો હું યે વાણિયો છું અને તમે ય વાણિયા છો. પણ આ સોદામા તો તમે જ ફાવ્યા.' અને ફોટા પર સહી કરી આપી

•

એક વાર અમારી પાસે થાળી વાગવાનો અવાજ શરૂ થયો. મેં પૂછયું, 'આ થાળી શેની વાગી?' ને કહેવામા આવ્યું, 'છોકરો આવ્યો!' અરે! દુનિયામા તારા આવવાને ત્યાં જ છોકરો આવ્યો છે? રોજ છતાં થાળી વગાડીને દુનિયાને જાહેર કરે છે કે મારે ત્યાં છોકરો આવ્યો' કૂદે છે, નાચે છે, ગીત ગાય છે ને ગવડાવે છે શા માટે? તો કે છોકરો આવ્યો તેથી! આવો આ નાદાનીનો ખેલ છે અને દેશ જાણે કે દુકાળ છે દુકાળમા સપડાયેલા લોકો કયા ભાતના દાણા દીઠા કે ઝડપ મારે છે તેમ છોકરો આવ્યો મરકસ આવ્યું, સિનેમા આવ્યો કે અનેક વગર લખ્યા ને ભૂખ્યા રહેતા આ લોકો કૂદવા મંડ્યા નાચવા મંડી તો છે

–વિનોબા

# બાપુ

*

કાકા કાલેલકર



આપણે ગાંધીજીને બાપુ કહીએ છીએ એનો પણ એક ઇતિહાસ છે

મોહનદાસ કરમચંદ ગાંધીને બચપણમાં બધા 'મોહન' કહેતા હતા જ્યારે એમણે આફ્રિકા જઇને ત્યાંના હિંદીઓની સેવા કરવા માંડી ત્યારે લોકો એમને 'ભાઇ' કહેવા લાગ્યા અને પછી આફ્રિકામાં હિંદીઓના સ્વમાન માટે નવ વર્ષ સુધી સત્યાગ્રહ આંદ્યો ત્યારે લોકો એમને 'કર્મવીર' કહેવા લાગ્યા ત્યાંના સત્યાગ્રહી સેવકો માટે જ્યારે ફીનિક્સ આશ્રમની સ્થાપના કરી ત્યારે આશ્રમવાસીઓ એમને બાપુ અર્થાત્ પિતા કહેવા લાગ્યા ગાંધીજી આફ્રિકા છોડી હિંદમાં આવ્યા અને પોતાના પ્રબળ આત્મશક્તિથી બિહારના કિસાનોનું દુઃખનિવારણ કર્યું ત્યારે લોકો એમને 'મહાત્મા' કહેવા લાગ્યા આ યુગમાં આત્મશક્તિનો ઉત્કર્ષ જેટલો ગાંધીજીએ બતાવ્યો એટલો કોઇએ નહી બતાવ્યો હોય એટલે વર્તમાન યુગના મહાત્મા તો ગાંધીજી છે જ આખી દુનિયા એમને મહાત્માજીના નામથી જ ઓળખશે

પરંતુ મહાત્માજી માટે બધા ભારતવાસીઓનું અને બહારના પણ અનેક લોકોનું ઘરગથ્થુ નામ બાપુ જ છે આ નામમાં પ્રેમ આદર અને આત્મીયતા છે દુનિયાના જે લાખો લોકો ગાંધીજીનો પ્રેમ પામ્યા છે એ સહુ એમને 'બાપુ' જ કહેશે પણ એ નામમાં એથી પણ અધિક અર્થ ભર્યો છે

ગાંધીજીને મન કોઈ પણ માણસ પરાયો ન હતો આખું વિશ્વ એમને મન એક નાનકડું કુટુંબ હતું કદાચ ગાંધીજીનો ખ્યાલ રાખીને જ એક પ્રાચીન કવિએ ગાયું છે

અયં નિજઃ પરો વેતિ ગણના લઘુચેતસામ્ ।
ઉદારચરિતાનાં તુ વસુધૈવ કુટુમ્બકમ્ ।

(પોતાનું અને પારકું એવો ભેદ સાંકડા હૃદયના માણસો જ કરે છે જે ઉદારચરિત છે એને મન વિશ્વ એક કુટુંબ જ છે )

મહાત્માજીને આજે આપણે રાષ્ટ્રપિતા કહીએ છીએ પરંતુ એક દિવસ એવો જરૂર આવશે જ્યારે લોકો એમને "માનવપિતા" કહેશે અને ત્યારે જ 'બાપુ' શબ્દનો ખરો અર્થ સ્ફુટ થશે

*

જગત સંતોતણાં મૃત્યુ ઉપર આંસુ વહાવે છે
જીવે ત્યારે જમાનાને નથી હોતી કદર બાપુ ! —ન૦ અ૦

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે



[એક આપકમીં વિદ્યાર્થીના પત્રો]

(૧૧)

૮-૧૦-'૫૮

પૂ. શિવાભાઇ,

નમસ્તે. છેલ્લા ત્રણેક માસથી મે પત્ર નથી લખ્યો. એમા માદગી કે એવુ કારણ છે જ નહી. પણ કામ અને અભ્યાસનો સમય એવો વિચિત્ર છે કે ખૂબ ખૂબ પ્રયત્ન કરી સમય કાઢુ તો જ કાજવ પડે.

સવારે સાડા સાતથી સાજે છ વાગ્યા સુધી કામ કરું છું. અને સાતથી દસ વાગ્યા સુધી કોલેજમા ભણું છું બાકીના સમયમા ઘરકામ કરુ પત્ર લખું કે શાનુ?

ત્યાથી મને તમારા પત્રો અને વિદ્યાર્થી પત્રિકા સિવાય 'ત્યારાબાપુ'ના બે અંક મળ્યા છે એ સિવાય એક પણ માસિક કે કંઇ જ મળતુ નથી.

આ કેવી જાતનુ જીવન ગોઠવાયુ છે તે સમજાતુ જ નથી વિચાર કરવાનો ય સમય નથી એમ લખુ તો અતિશયોક્તિ નથી

હવે સુવાનો સમય વધી ગયા છે રાત્રે અગિયાર વાગે સુઈ સવારે છ વાગ્યે ઊઠી જવુ પડે છે ઊંઘ થોડી ઓછી પડે છે પણ શુ થાય!

કુદરતે મારા જેવા આળસુને સારી સજા કરી છે કામ ન કરું તો ખાવાનુ ન મળે ખવાય નહી' એટલે ભણાય નહી અને એમ થાય તો મારો હેતુ પાર પડે નહી. આમ કામ કર્યે જ છૂટકો એવો અહીના જીવનનો રાહ છે.

કાતવાનુ ચાલે છે? શું જવાબ આપું? ખરેખર તો કાતવાનુ બંધ પડ્યું છે. હવે તો આ અરવિંદ જાતે જ કંતાવાવણાવા લાગ્યો છે! શું મહત્ત્વનું ગણુ? રૂ નામની સ્થૂળ વસ્તુ કતાય તેની અગત્ય વધુ કે પછી..?

ફેક્ટરીનો શરીરશ્રમ અને કોલેજનો માનસિક શ્રમ એ બે વચ્ચે સવા કલાક ખાવા-પીવાનો મળે!

આ રહ્યું મારુ સમયપત્રક

સવારે ૬-થી ૭ દાતણપાણી નાસ્તો વિ.
૭-૩૦ થી ૬ ફેક્ટરી
૬-થી-૭ ફેક્ટરીથી ઘરે આવી કોલેજ જવુ
૭-થી-૧૦ કોલેજ
૧૦-થી-૧૧ ઘરકામ
૧૧-થી-૬ ઊંઘ-આરામ

નવા સત્રથી આવો સમય ગોઠવાવાથી બીજુ શુ કરવુ તે સમજાતું નથી. હા, રવિવાર હોય છે પણ તે દિવસે નહાવુધોવુ અને બાકી રહેલુ ઘરકામ તથા થોડુ કાતી શકાય. કદાચ પત્રો લખી શકાય મશીનની દુનિયામાં જીવન મશીન થઇ ગયુ છે

સર્વેને યાદ-વંદન. અરવિંદના પ્રણામ

*

એક દિવસે ખાનખાના પાલખીમાંથી બહાર આવ્યા એટલામા એક વૃદ્ધા તેમની સામે આવી ઊભી. તેણે પોતાની બગલમા દબાવી રાખેલ લોઢાનો તવો હાથમા લીધો અને તેને ખાનખાનાના શરીર સાથે ઘસવા લાગી.

આ જોઇ ખાનખાનાના નોકરો 'અરે, આ શું!' કરતા દોડી આવ્યા. ખાનખાનાએ બધાને અટકાવ્યા અને પછી પેલા તવાની બારોબાર સોનું તોલીને પેલી વૃદ્ધાને આપવાનો હુકમ કર્યો. કારણ પૂછતા ખાનખાનાએ કહ્યુ "એ વૃદ્ધા ખાતરી કરતી હતી કે, બાદશાહો અને તેમના વજીરો પારસ હોય છે, એવું ઘડવાઓનું કથન સાચું છે કે નહીં'!" અજ્ઞાત

*

હાર સ્વીકારવી. પણ હતાશા વના! —૨૦મ૦

# સંસારી રવીન્દ્રનાથ

## શ્રીમતી હેમલતા દેવી



સ ગીતના સુરસ ધના અને કાવ્યની છ દયાજ ન મા જેમ ચાનુ ચ ને પ૦ પર ને પથે ચાનવુ રવીન્દ્રનાથને પસ દ નહેતુ તમ સ સાગ્વ્યહારમા પણ રુઢિ બ ધનમા જકડાન તમને ગમતુ નહોતુ છોકરાને સારા કીમતી કપડા પહેરાવતા ત્યારે કવિ પત્નીને કહેતા કે છોકરાઓ માત્ર અમીરાઈથી માણુસ નથી બનતા એથી તો છેકગ મગડે છે . તે એવી કોશિશ કરુ છુ ક જેનાથી છેક ાઓ ભવિ ે સા ઃ મનુષ્ય બને। એ સાભળીને કવિપ ની ખુશ થતા છતા મનમા સારા સા ા કપડા પહેરાનવાની ઈચ્છા રહેતી ખરી !

કવિપ નીને આમ તો સાદાઈ જ પસ દ હતી ઘરેણુા પણ ખાસ પહે તા નહી મોટા ઘરની વહ હોવા છતા સાદાઇમા રહેર એમને ગમતુ ૫ગ કવિની ઉચ્ચ પ્રકારની રચિને કારણે એમને સાવ સાદાઈ પસ દ કરવી પડી હતી કવિ હમેશા કુ દ બની સ્ત્રીઓને શણગાર અને ફેશનની ચીજોને। ઉપયોગ કરતા રોકતા કૃત્રિમ સાધનોથી સૌ દર્ય વધ ન ક નુ કવિને સાવ જ ખરાબ લાગતુ એ કહેતા અસ સ્કારી દેશના માણુસો જ પોતાનુ મો ર ગે છે મોગ ર ગીને સ્ત્રીઓ શુ પોતાન અસ સ્કારી દેશના માણુસ બનાવવા માગે છે ?

અમારા આગ્રહથી એક દિવસ કવિપત્નીએ કાનમા ઝુમખા પહેર્યા. એવામા કવિ ઓરડામાં આવી પહો ત્યા કવિપ નીએ શરમાઇને બ ને હાથે કાન ઢાંકી દીધા, અમે સૌએ કાન પરથી એમના હાથ ખસેડી લેવા ઘણુા પ્રયાસ કર્યા પણ ફાવ્યા નહી કવિપત્ની બહુ ઓછા ઘરેણુા પહેરતા

કવિની વર્ષગાઠ પર કવિપત્નીએ ખૂબ લાગણીથી સોનાના બટન બનાવરાવ્યા હતા. કવિએ એ જોઇને નારાજ થઇ કહ્યુ 'છિ છિ, પુરુષો શુ કદી સોનાના ઘરેણુા પહેરતા હશે ? આ તો ઘણી શરમની વાત છે તમારી રુચિ પણ કેવી વિચિત્ર છે !

વિદ્યાલયની સ્થાપના થઇ તે પહેલા કવિનો પરિ વ ર શાંતિનિકેતન આશ્રમના એક જૂના મકાનમા રહેતો અમે બધા પણ ઘણો વખત ત્યા સાથે રહેતા ઘરનો ભાર રહેતો કવિપત્ની પર અને એમને ઘરકામમા મદદ કરવાનુ મારે માથે હતું ઘરની ચીજવસ્તુઓ લાવવી અને બધો હિસાબ રાખવાનુ મારા પતિને માથે હત ભોજન પણ ઉચ્ચ પ્રકારનુ બનત ભોજન અને મિ ઠાઇ બનાવવાનુ કામ કવિપત્ની મ ટે દરરોજ રહેતુ કોઇ કોઈ વખત પ નીને મહેજ ખીજવવા કવિ કહેતા નીચે બેસી લખતા લખતા હુ રોજ સ ભળુ છુ કે મારે ઘી જોઇએ મેદો જોઇએ ખાડ જોઇએ ત્યારે મિઠાઈ બનશે જેટલુ જોઇએ તેટલુ મગાવો છો આ ખુબ તમાશો કરો છો !'

કવિપત્ની રાધવામા અત્યંત કુશળ હતા એમના હાથ બનેલી રસાઇ અને મિઠાઇનો સ્વાદ ઓર જ હોર કવિ માટે એ પોતે ભાતભાતની મિઠાઈ બનાવતા એમના હાથે બનેલી રસોઇ કોઇ પણુ એક વાર જમતુ તો તેના મોઢામા સ્વાદ રહી જતો નાટોન્ના ભૂત પૂર્વ સદ્દગત મહારાજ જગદિન્દ્રનાથરાય કવિપ નીના હાથે બનેલા માનપુવાની વારવાર તારીફ કરતા

નવી નવી રીતે રસોઈ બનાવવાનો શોખ કવિશ્રીમા પણ ઘણો હતો પત્નીની રસોઈ કરવાની કુશળતાથી તો એમનો એ શોખ ઊલટો વધ્યો હતો કેટલીક વાર તો રસોઈ કરવાના સમયે બેસી બેસી નવી નવી રીતે રસોઇ કરવાની પ નીને સૂચના કરતા. માત્ર સૂચના જ આપી બેસી રહેતા નહી પણ નવો મસાલો

આપી જુદી રીતે રાખવાનું પત્નીને શીખવતા। કોઇ વાર એમને ચીડવવા કવિ કહેતા 'જોયું તારું જ કામ મેં તને કેવી રીતે કરવું તે શીખવી દીધું 'તમને કોણ જીતી શકે? તમે તો બધા વિષયના ગુરુ છો ને! પત્ની જવાબમાં કહેતા

કવિ ખાવાની બાબતમાં અખાડા કરતા ઘણી વાર તો માત્ર ન મળે જ આહાર કરતા એથી ઘર વાળાંને ચિંતા થતી પણ કવિને એની ચિંતા ન હતી. નાનપણથી તંદુરસ્ત હોઇ પુરાતનીનો મમત હોવાથી શરીર અત્યાર સુધી એ અત્યાચાર સહન કરી લેતું પરંતુ ચિંતા કર્યા કરતા કે કેમ જગતમાં રહેનારા કવિ આ પ્રકારથી શરીર ક્ષીણ કરે છે કવિ તો મનનો આહાર શોધે છે એ કોઇના ખ્યાલમાં ન આવતું

ક્યાંક બહાર જવાનું થતું ને કવિપત્નીજી જે સામાન લેતા તો કવિને ગમતું નહીં એ તો કહેતા મેં કોઠા લઇને નીકળીએ એ જ સારું લાગે.

મુસાફરી વખતે સ્ત્રીઓ જેટલો સામાન વધારે લેવાય તેટલા લે. પુરુષોને એ ગમે નહીં પણ સ્ત્રીએ તો ગમેતેમ કરી મેં ચાર નીજી લઇ જ મેં કવિ પત્ની પણ કવિથી છાની રીતે મુસાફરીમાં મને જેટલી વધુ ચીજો લઇ લેતા અને અમને કહેતા <u>જુઓ ને, આવા આદમી સાથે કેમ ઘર ચલાવી શકાય ? આપણે</u> જઇશું એટલે મહેમાનોની ખાતર ચા લાવો જમ <u>ઓર્ડર છે?</u> માનપૂર્વક લાવો, ફરિયાદી બનાવો સિધવ મીઠું લાવજો, વિગેરે એ બધું સાથે લઇ ગયા વિના ક્યાંથી આવશે?'

કવિપત્ની હંમેશા કવિનો વ્યવહાર એમના મોભા પ્રમાણે સચવાય એની કાળજી રાખતા

કવિ જ્યારે આદર્શ શિક્ષણ માટે મથતા હતા ત્યારે કવિપત્નીએ વિદ્યાર્થીઓના જલપાનની જવાબદારી ઉપાડી હતી.

વિદ્યાલય શરૂ થયાને એકાદ વર્ષ થયું હશે એનામાં કવિપત્નીનું અવસાન થયું. માંદગી વખતે કવિએ પત્નીની એવી તો તન્મયતાથી સારવાર કરી કે આખા કુટુંબ પર એની ઘેરી છાપ પડી ગઇ બે માસ ચાલેલી માંદગીમાં કવિએ બાજુની નર્સો પર બિનકુલ ભાર નાખ્યો નહીં ત્યારે વીજળીના પંખા ન હતા કવિ રાત્રે અને દિવસે અણથક પંખો નાખ્યા કરતા

કવિનો પુત્રપ્રેમ પણ અનોખો જ કહી શકાય પિતા હોવા છતાં સંતાનની માતાની પેઠે સંભાળ રાખતા. વાત એમ હતી કે પ્રથમ સંતાન વખતે પત્નીની ઉંમર નાની હતી એમને લાગતું કે છોકરાનું લાલનપાલન બરાબર નહીં થાય. છોકરાને દૂધ પીવડાવવું કપડાં પહેરાવવાં એનું બિછાનું સરખું કરવું, એ બધું કવિ જાતે પોતે કરતા

શાંતિનિકેતનની સ્થાપના પછી બરાબર અગિયાર મહીના પછી ૨૩ મી નવેમ્બર સને ૧૯૦૨માં રવિવારે માત્ર એગણત્રીસ વર્ષની નાની ઉંમરે કવિપત્નીનો સ્વર્ગવાસ થયો હું તે દિવસે માંદી હતી રાત્રે મારા પતિએ આવીને વાત કરી 'કાકી અવસાન પામ્યા કવિ છત પર ગયા છે કોઇને પણ ત્યાં આવવાની ના પાડી છે।

આખી રાત કવિએ છત પર વિતાવી કવિના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ત્યારે જીવતા હતા. પુત્રના પત્નીવિયોગ વખતે એમણે કહ્યું '<u>મને રવિની ચિંતા નથી લખી વાંચીને એ પોતે પોતાનું જીવન બનાવી લેશે માત્ર આ નાનાં બાળ બચ્ચાંઓનો વિચાર આવે છે અને દુઃખ થાય છે।</u>'

એક દિવસે, શહેનશાહ અકબરના દરબારના નવરત્નોમાંના એક અબ્દુર્રહીમ ખાનખાનાની સવારી જતી હતી ખાનખાનાને માર્ગમાં એક ગરીબ માણસનો ભેટો થયો તેણે એક શીશીને વાંકી વાળી. જ્યારે પાણી નીચે પડવાની અણી ઉપર હતું ત્યારે તેણે શીશીને પાછી સીધી કરી લીધી ખાનખાના તેને પોતાની સાથે લઇ આવ્યા અને ઘણી કીમતી ભેટ સોગાદો આપીને વિદાય કર્યો

નોકરોએ એનું કારણ પૂછતા ખાનખાનાએ કહ્યું: "તમે સમજ્યા નહીં! તેના ચહેરા ઉપરથી તે ગરીબ ખાનદાન માણસ લાગતો હતો. તે એમ દર્શાવવા ચાહતો હતો કે હવે થોડીક આબરૂ બચી રહી ગઇ છે તે પણ હવે ચાલી જવા માગે છે" —અંજુમ વાલોડી

# ગરુડજીનું ઘર

એક દિવસ ગરુડજીએ ઘરે જવા માટે રજા માગી. ભગવાને કહ્યું : ગરુડ! તું આ પહેલાં પણ ઘણીવાર ઘરે જવા માટે રજા માગી ચૂક્યો છે. અને એ નથી સમજાતું કે વૈકુંઠ જેવું વૈકુંઠ છોડીને તને ઘરે જવાની કેમ ઇચ્છા થાય છે? શું ઘરે કોઈ એવી ચીજ છે ખરી કે જે વૈકુંઠમાં નથી?' ભગવાને ઘણું ઘણું કહ્યું પણ ગરુડજી ઘરે જવાનો મોહ ન ટાળી શક્યા. આખરે ભગવાને ગરુડજીને ઘરે જવાની રજા આપી.

ગરુડજીના ગયા પછી ભગવાને વિચાર્યું કે ગરુડને અવશ્ય એવું કોઈ સુખ ઘરે સાંપડતું હશે જે અહીં ન મળતું હોય. પણ એ છે શું? એ મારે એમના ઘરે જઈને જોવું જોઈએ. લાવ ત્યાં જઈને જોઉં તો ખરો કે ગરુડ ઘરે જઈને શું કરે છે!

વેશપલટો કરીને ભગવાન ગરુડજીના ઘરે પહોંચ્યા. ત્યાં જઈને ભગવાન જુએ છે તો ગરુડજી એક પુરાણા ઝાડની બખોલમાંથી નીકળતા હતા. એ જ એમનું ઘર! ત્યાંથી ગરુડજી ઊડીને ઝાડની એક ડાળ પર બેઠા. ભગવાન ઊભા ઊભા જોવા લાગ્યા. ગરુડજી ઘડીકમાં આ ડાળ પર બેસે ઘડીમાં બીજી ડાળ પર. ક્યારેક પાંખ ફફડાવીને ઊડે તો વળી ક્યારેક કૂદીને જમીન પર ઊતરે. આમ મનફાવતી ક્રીડામાં ગરુડજી મગ્ન હતા. ભગવાને વિચાર્યું કે અહીં તો મને આનંદપ્રમોદનું એકે સાધન દેખાતું નથી. ગરુડજીનું ઘર તો સાવ ખાલી છે, અને પુરાણા ઝાડમાંય ખાસ કંઈ નથી તો પછી ગરુડજી આટલા મગ્ન શાને થાય છે? આમ નાચકૂદ શેના કરે છે? ભગવાનને કંઈ જ સમજ ન પડી. એટલે એનું સાચું રહસ્ય જાણવા માટે પોતે પ્રગટ થયા અને ગરુડજીને પૂછ્યું : ગરુડજી! તમે આ ખંડેરમાં ભટકવા માટે હઠ કરીને મારી પાસેથી રજા મેળવી? અહીં એવું તે કયું સુખ વહી જાય છે કે આમ રાજીના રેડ થઈને ઠેકડા મારો છો?'

ગરુડજીએ કહ્યું : 'ભગવાન! આ તો મારું ઘર છે! આ ઝાડની બખોલમાં મારો જન્મ થયો છે, આ જ ઝાડ પર મેં મારું બાળપણ વિતાવ્યું છે, એવો છું. આ ઝાડની એક એક ડાળી, એક એક પાંદડા સાથે મારી ગાઢ મૈત્રી છે. અહીંની દરેક વસ્તુ મને પરિચિત છે. અહીંની દરેક વસ્તુ મને મારી પોતાની લાગે છે. અહીંની હવા, માટી ખૂબ ગમે છે કેમકે એનાથી હું પોષાયો છું. અહીં આવું છું ત્યારે હું બધું જ વીસરીને શાંતિ પામી પરમ આનંદનો અનુભવ કરું છું. એટલે જ મને મારું ઘર, વૈકુંઠથી પણ વધારે વહાલું છે. વૈકુંઠ તો આપનું છે ભગવાન! પણ મારું તો આ ઘર જ છે. એ પર જ મારો અધિકાર છે! એટલા માટે જ મને એના પર આટલી બધી મમતા છે!

ગરુડજીનું કહેવું સાચું જ હતું. રામાયણમાં શ્રી રામે પણ કહ્યું છે : 'જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી' કવિ કાલિદાસે પણ શિવજીના મુખે તપસ્વીની પાર્વતીને ઉદ્દેશીને કહેવડાવ્યું છે : હે, દેવી! સ્વર્ગ જ જોઈતું હોય તો વ્રત કરવા નકામાં છે, કેમકે તારી પિતૃભૂમિ જ સ્વર્ગભૂમિ છે.

દિવં યદિ પ્રાર્થયસે વૃથા શ્રમ:
પિતુ: પ્રદેશાસ્તવ દેવભૂમય:

(કુમાર સંભવ)

*

વડોદરામાં એક મોટી લાઇબ્રેરી છે. એક વખત એક ગૃહસ્થ તેમાંથી એક ખાસું મોટું પુસ્તક લઈને જતા હતા. તે પુસ્તકમાં આવેલાં ચિત્રો હતાં. અંગ્રેજી પુસ્તક છે એવું માની તે ભાઈ લઈ જતા હતા. મેં પૂછ્યું, 'આ શાનું પુસ્તક છે?' તેમણે જવાબ દેવાને બદલે મામું થયું. મેં કહ્યું, 'આ તો ફ્રેંચ છે.' તે ગૃહસ્થ બોલ્યા, 'અરે ફ્રેંચ આવી ગયું લાગે છે!' પરમ પવિત્ર રોમન લિપિ, સુંદર ચિત્રો, મજાનું બાઇન્ડીંગ પછી જ્ઞાનની ખોટ હોય ખરી કે! —વિનોબા

# ખાદી અને જૈનધર્મ

—મહાસતી ઉજ્જ્વળકુમારીજી

અમેરિકામા પ્રેઅરિજ નામનુ ઘાસ થાય છે એના ખેતરો ખૂબ જ મોટા–માઈલો સુધી લંબાયેલા હોય છે એમા અનેક જાતની પ્રાણીઓ છુપાયેલા હોય છે અને એ ખેતરોમાથી પસાર થવુ ખૂબ જ મુશ્કેલ હોય છે દવનો ભય પણ ખરો જ કોઈ ઠેકાણે આગ લાગી હોય તો ઘાસમાથી પસાર થતા મુસાફરને બચવુ અસંભવ હોય છે કેમકે આગ ગમે તેટલી દૂર લાગી હોય તો પણ મુસાફર પાસે તેને પહોચતા કંઈ વાર લાગતી નથી મુસાફર નાસી છૂટવા મથે તો પણ એ નાસી નહી શકે ફૂંકાતો પવન ગમે તેટલે દૂરથી પણ આગને તેડી લાવે છે આવી પરિસ્થિતિમા મુસાફરને બચવાનો માત્ર એક જ માર્ગ છે એ જ્યા હોય ત્યાથી, અને આસપાસથી બને તેટલુ ઘાસ કાઢી નાખવુ કેમકે જ્યા જ્યા ઘાસ હશે ત્યાં ત્યા આગનો ભય પણ રહેવાનો. પરંતુ ઘાસ નહી હોય તો આગ ત્યાં જ અટકી જશે ગીતામા કહ્યુ છે અતૃણે પતિતો વહ્નિ સ્વયમેવોપશામ્યતિ

આજ વિશ્વમા હિંસાની જ્વાળા ચારે તરફ ફેલાયેલી છે અને આપણી નજીક પણ આવવા માંડી છે શું આપણે જૈનધર્મના અનુયાયી અહિંસાના ઉપાસકો ભગવાન મહાવીરના પૂજકો એ આગમા બળી જઈશું ? શું આપણે જૈનધર્મરૂપી મહેલના અહિંસારૂપી પાયાને હલાવી મૂકશુ ? કે પછી ઘાસને દૂર કરી હિંસાની જ્વાળાઓથી બચવાનુ ડહાપણ દાખવશુ ?

પ્રિય બંધુઓ ! હુ તો આ ધર્મસ્થાનકમા પણ આગને આગળ જ્વાળાઓને આવતી જોઉં છુ ધર્મસ્થાનક પણ હિંસાની જ્વાળાઓથી મુક્ત નથી તમને આશ્ચર્ય થશે કે હુ આ શુ કહુ છુ ! તમને લાગશે કે અમે તો અહી સામાયિક દિ મન અંગીકાર કરી વ્યાખ્યાન સાંભળીએ છીએ અહી વળી હિંસાની આગ કેવી ? સામાયિકમા તો આગનો સ્પર્શ પણ નથી કલ્પાતો પણ તમે જેને આગ કહો છો એની હુ વાત નથી કરતી એ આગનો સ્પર્શ થાય તો થોડા પાપના ભાગીદાર થાઓ પણ તમે જે આગની જ્વાળાઓમા જકડાયા છો એ આગ અતિ ભયંકર છે એનુ પાપ અસાધારણ છે.–

તમને વધારે આશ્ચર્યમા ન નાખતા હું સ્પષ્ટ કહી દઉં કે એ મહાહિંસાની ભયંકર જ્વાળાઓ તમારા શરીર પરનાં આ ભાતભાતનાં ચમકદાર વસ્ત્રોમા છુપાયેલી છે મિલના કપડાઓમા છએ પ્રકારની હિંસા થાય છે જેમા એકેન્દ્રીયથી માંડી પંચેન્દ્રિય સુધી બધા જીવોનો વધ થાય છે, એ વસ્ત્રો શુ તમારા શરીરને શોભા આપે છે ? તમે કહેશો કે છએ પ્રકારની હિંસા કેવી રીતે થાય છે ? તો હુ સમજાવું મિલ માટે કઈ કેટલાય ફર્લાંગ જમીન રોકવામા આવે છે, જેમા પૃથ્વીકાયની હિંસા તો દેખીતી જ છે, પાણી અને અગ્નિ વિના વરાળ નથી બનતી એટલે 'આપ' અને તેજની તથા મિલ ચલાવવા માટે વાયુની હિંસા પણ થાય છે જ મિલ બનાવવા માટે કેટલાય વૃક્ષોની કાપી નાખવામા આવે છે એટલે એમા વનસ્પતિની હિંસા પણ થાય છે જ કીડી મકોડી જેવા જીવોની હિંસાનો તો કોઈ પાર જ નથી ચરબી અને ચામડાના પટા માટે પ્રાણીઓની હિંસા પણ કરવામા આવે જ છે હવે રહી માનવહિંસાની વાત, એ તમે ગંભીરતાથી વિચારશો તો સહેજે સમજાશે.

ચરખાથી દેશમા માણસ જેટલુ કામ કરે છે એટલુ કામ મિલમા એક જ માણસ કરે છે આ હિસાબે મિલનો એક કારીગર એકસો એકસોપચાસ કારીગરોને બેકાર બનાવે છે આ રીતે ભારતની સેંકડો મિલો કરોડોની રોજી છીનવી લઈ તેને બેકાર બનાવે છે એમની આવક પર જીવતો એમનો પરીવાર, સ્ત્રી બાળકો ભૂખે મરતા થઈ જાય છે શું આ ભયંકર માનવહિંસા નથી ? હવે એ મિલ-મજૂરનો પણ જરા વિચાર કરો દિવસભર મિલની ગંદી હવામા રહેવાથી અને રૂના અનેક રજકણો શ્વાસવાટે ફેફસામા જવાથી તેઓ તંદુરસ્તી પણ ખોઈ બેસે છે એ રીતે તેઓ જીવતા મરેલા જેવા થઈ જાય છે ચરખામા કામ કરતી બહેનો પોતાનાં મનો કહ્યાથી પાળી શકે છે મોટેભાગે તો નાળી

ક્રૂરતાની જ નથી શું આ માનવહિંસા નથી? આ તો માનવહિંસાની દૃષ્ટિએ આપણે વિચાર્યું. એ જરા બીજી દૃષ્ટિએ વિચારીએ માણનો લાખો એકરોની જમીન મગફળી માટે રોકવામાં આવતી હોવાથી ખેતીની ઊપજ ઓછી થાય છે, બીજી વાત રૂની રીતે કપાસ રૂને સાફ કરવાની ક્રિયા થાય છે, એને મશીન રોજી રાખે છે આમા યે ખેતીની હાનિ છે અને ખેતીનું નુકસાન એ માનવજાત પર શ્રાપ સમાન છે

મિલના કાપડના વેચાણથી મિલમાલિકને જ અઢળક લાભ થાય છે એને માટે એ પૈસા ઝેરનું કામ કરે છે. એ પૈસાથી એ વિષયભોગ ભોગવી પોતાને માટે નર્કના દ્વાર ખોલે છે જૈનધર્મીઓ આ કાર્યમા મદદ નહી જ કરી શકે

ગીતામા કહ્યુ છે દરિદ્રાન ભર કૌન્તેય પ્રયચ્છેશ્વરે ધનમ્ ધરાયેલને જમાડવાથી તેને અજીર્ણ થશે અને ખાદ્યનો દુર્વ્યય થશે પરંતુ ભૂખે મરતાને અન્ન આપવાથી પુણ્યલાભ સાથે અન્નનો સદુપયોગ પણ થશે આ વાત સાવ દીવા જેવી સાફ હોવા છતા તમે આજે એને ભૂલી ગયા છો અને આંખ હોવા છતાં અંધ બની શ્રીમંતોની તિજોરી ભરી રહ્યા છે અને તે પણ ગરીબોને સતાવી એના પેટ પર પગ મારીને! આથી વધારે હિંસા બીજી કયી હશે?

મે પહેલા કહી તે વિશ્વવ્યાપી ભયંકર હિંસાનું મિલના વસ્ત્રો પ્રતીક છે એ જ વાળા ધર્મસ્થાનકો સુધી પહોચી ગઈ છે એને શાંત કરવાનો એક માત્ર ઉપાય એ વસ્ત્રોનો ત્યાગ કરી શુદ્ધ ખાદીના પવિત્ર વસ્ત્રો ધારણ કરવા એ જ છે ખાદી જૈનધર્મના મૂળભૂત સિદ્ધાંતોના બાહ્યચિહ્ન જેવી છે એ માટે જૈનધર્મીઓએ ખાદીના પવિત્ર પોશાકને બાહ્ય લીંગ સમજવુ જોઇએ

આજનો વિષય છે ખાદી અને જૈનધર્મ ખાદી વિશે કઇ પણ કહેવુ એ મારે માટે શરમની વાત છે, અને તમારે માટે અપમાનની. કેમકે જરા વિચારી જોઇયુ તો જણાશે કે આપણે જેમને જૈનેતર કહીએ છીએ તે જૈનેતર છે કે આપણે? એ જૈનેતરો તો અહિંસા માટે પ્રાણ દેવા તૈયાર છે અને આપણે? જૈનો માટે કયો પોશાક યોગ્ય છે? એનો ઉપદેશ આપવો એ શરમની વાત નથી? આજથી ત્રીસ ચાળીસ વર્ષ પહેલાં જ્યારે જાણવામાં આવ્યું કે મિલનાં વસ્ત્રોમા હિંસા છે ત્યારથી જ આપણે ખાદી અપનાવી લેવી જોઇતી હતી જે રીતે આજે તમને માસ-મદિરાનો ત્યાગ કરવા માટે ઉપદેશની જરૂર નથી એ પ્રમાણે ખાદી પહેરવા માટે પણ ઉપદેશની જરૂર ન હોવી જોઇએ. જે લોકો વાયુકાયની હિંસા ટાળવા માટે મોઢા પર વસ્ત્રિકા બાંધે છે, એ શું મિલના હિંસક વસ્ત્ર પહેરી શકે? જીવદયા માટે મોઢા પર પટ્ટી હોય અને શરીર પર જીવહિંસાથી તૈયાર થએલા ચરબીનાં વસ્ત્ર હોય, તો શું 'મુખમે રામ બગલમે છૂરી' જેવો ઘાટ ન કહેવાય? સમભાને મારી એના સુંવાળા વાળની બનાવેલી નરમ પૂંજણીથી કીડી મકોડીની રક્ષા કરનાર જેટલા દયાપાત્ર છે એટલા જ મિલના વસ્ત્ર મોઢે બાંધનાર પણ છે આ તો કૂતરું કાઢી ઊંટ પેસાડવા જેવી વાત થઈ! વાયુકાયના રક્ષક બનવાને બદલે છએ કાયોના ભક્ષક કેમ બની બેસીએ? રાત્રીભોજન આદિના પચખાણ લેવા પહેલા આપણે મિલના કપડાનો ત્યાગ કરવાના પચખાણ લેવા જોઇએ એક બાજરો કે ઘઉંનો દાણો અડકી જાય તો શોર મચાવી મૂકીએ છીએ તો મિલનું કપડું શરીરે અડકતા પણ શોર કરી મૂકવો જોઇએ. પણ એ કેમ બને? પણ આપણી અહિંસા વિકૃત થઇ ગઇ છે!

સિલોનમા એક બૌદ્ધ શેઠ રહેતા હતા એક દિવસે એમને ત્યા ચોર આવ્યો શેઠ માળ પર સૂતા હતા અને છોકરો નીચે સૂતો હતો. ચોર આવ્યાની જાણ થઈ એટલે એણે યુક્તિથી ચોરને પકડ્યો અને મારવા માંડ્યો એટલામાં ઉપર શેઠ જાગી ગયા એ નીચે આવ્યા અને પોતાના છોકરાને ચોરને મારતો જોઇ કહ્યું 'અરે તુ આ શુ કરે છે? આપણે તો અહિંસક રહ્યા આપણાથી મરાય? ચોરને એક કોથળીમા પૂરી પાણીમા ફેંકી દો' ચોરે આ સાંભળ્યુ તો શેઠજીની દયાભાવના પર એણે આંસુ સાર્યા

આપણી અહિંસા પણ આવી જ છે આજે આપણે રાત્રીભોજન, શાકભાજી ખાવામાં હિંસા જણાય છે પણ મિલના કપડા પહેરવામા નથી જણાતી. રાત્રીભોજન છોડતા પહેલા આપણે મિલના કપડા છોડવા

જોઈએ તો જ આપણા આચારમા વિવેક જળવાય

ખાદીનાં કપડા પહેરવામા ધર્માારાધના પણ છે કેમકે ખાદી પહેરવાથી ભગવાન મહાવીરે બતાવેલા મોક્ષના ચતુર્વિધ માર્ગો દાન શીલ તપ અને ભાવનાનુ અમુક અંશે પાલન થાય છે

અત્યારે અગાતા દાનોમા ખાદી એક મહાન દાનનુ કારણુ છે દાન આપવાની વૃત્તિ આપણામા છે ખરી પણ એમા વિવેકનો અભાવ છે દાનનો હેતુ ફેંકી દેવાનો નહી પણ વાવવાનો છે દાન આપતી વખતે પાત્રની યોગ્યતા સ્થાન સમય આદિનુ પણ ધ્યાન રાખવુ જોઈએ નહી તો એવુ પુણ્ય પાપનુ કારણ બની જવાનો સંભવ છે ખેડૂત ખેતરમા વાવણી કરતી વખતે બીજને આમતેમ ફેંકતો નથી પણ વ્યવસ્થિત રીતે વાવે છે ત્યારે જ તે જેટલા દાણા વાવે છે તેનાથી વધારે મેળવે છે ખાદી મારફત અપાતુ દાન પણ એવુ જ છે પાણીના નળનો ધોધ ધરતીને સીંચી નથી શકતા પણ વરસતા હેરા ધરતીને તૃપ્ત કરી શકે છે એ જ રીતે ખાદીમા એકેએક પૈસાની વહેચણી યોગ્ય રીતે થાય છે ખાદીમા અભયદાન અને ગુપ્તદાન પણ છે આપનારો તો એમ સમજે છે કે હુ મારો ધર્મ બજાવુ છુ પણ એમ કરીને એ તો અનેક ગરીબો અને ક્ષુધાતુરોનુ પોષણ કરે છે કારીગર રોજી મેળવીને ખુશ થાય છે અને આશિર્વાદ આપે છે આમ ગુપ્તદાન થાય જ છે પણ ખાદી ખરીદ કરી જેને સહાય કરીએ છીએ તેને આજીવિકાનુ સાધન મળવાથી તેમ ભયથી મુક્ત થાય છે આમ અભયદાન થાય છે

ખાદી સાદગીનુ પ્રતીક છે એમા વિલાસિતાને સ્થાન જ નથી એમા શીલારાધનાનુ પણ પાલન થાય છે એ જાડી અને વજનદાર હોવાથી કંઈક કષ્ટદાયક હોવાથી તે તપશ્ચર્યા પણ છે હવે રહી ભાવનાની વાત એ તો ખાદી પહેરવાની શરૂઆત કરીએ ત્યારથી જ એનો આરંભ થઈ જાય છે આમ ખાદીથી દાન શીલ તપ અને ભાવનાનુ સહેજે પાલન થાય છે

આવી પવિત્ર ખાદી ન પહેરવા માટે જે દલીલો કરવામા આવે છે તે વિચારીએ પહેલી દલીલ એ છે કે ખાદી મોંઘી હોય છે ખાદીનો પ્રચાર ઓછો હોવાથી તે મોંઘી પડે તે સહજ છે, પણ એ જે થોડા વધારે પૈસા જાય છે તે વહેચાય છે ગરીબોમા ધારો કે ખાદી વધારે મોંઘી હોય તો પણ એ બહાને તેને છોડી શકાય નહી દુકાળમા રૂપીએ શેર વેચાતુ અનાજ ખરીદશો કે રૂપીએ મણ વેચાતુ માંસ? સ્વામી વિવેકાનંદે કહ્યુ છે 'જીવન સમર્પણની કિંમત ચૂકવીને પણ આઝાદી મેળવો' જીવન સમર્પણ સામે ધનની શી કિંમત? બીજી દલીલ એ છે કે ખાદી જાડી અને વજનદાર હોવાથી કષ્ટદાયક છે એનો ઉત્તર ગુરુદેવ ટાગોરે એક દૃષ્ટાંતમા આપ્યો છે

નરોત્તમ નામનો એક ભગત ઝાડની નીચે બેસી પ્રભુ પ્રાર્થના કરતો હતો, અને તેની આસપાસ હજારો શ્રદ્ધાળુ નરનારીઓ ભેગા થતા હતા જ્યારે ત્યાના મહારાજાએ વીસ કરોડને ખર્ચે બંધાવેલા ભવ્ય અને આલીશાન મંદિરમા કોઈપણ જતુ ન હતુ એ જોઈને એક દિવસ મહારાજાએ નરોત્તમ ભગતને પૂછ્યુ મે વીસ કરોડને ખર્ચે બંધાવેલા મંદિરને છોડી ઝાડ નીચે શા માટે બેસો છો?

નરોત્તમે જવાબ આપ્યો તમારા મંદિરમાં ભગવાન નથી એટલા માટે।

રાજાએ કહ્યુ તને ખબર નથી કે મે એની પાછળ વીસ કરોડનુ ખર્ચ કર્યુ છે?

નરોત્તમે કહ્યુ હુ જાણુ છુ પરંતુ તમે જ્યારે મંદિર બંધાવતા હતા ત્યારે પડોસનુ ગામ સળગતુ હતુ અને લોકો મદદ માટે તમારી પાસે આવ્યા હતા પરંતુ તમે એમની વાત કાને ધરી નહી ત્યારે ભગવાને કહ્યુ કે જે ગરીબ લોકોના ઝૂંપડા ન બનાવી શકે તે મારુ મંદિર કેવી રીતે બનાવી શકવાનો હતો? બસ ત્યારથી ભગવાને મંદિરનો ત્યાગ કરી આ ઝાડ નીચે વાસ કર્યો છે અને એટલે હુ અહી બેસી ઈશ્વર ભજન કરુ છુ!

એ જ પ્રમાણે ખાદીના થોડા કષ્ટથી તમારા ભાડુઓને મદદ ન કરી શકો તો સત્યની ઈશ્વરની અને ધર્મની ઉપાસનાના અધિકારી કેવી રીતે થઈ શકશો? એનો વિચાર તમે પોતે જ કરો

ખાદી ગરીબોની રોજી છે એમા શીલ છે સંયમ છે દાન છે, તપ અને ભાવના છે એટલા માટે એને અવશ્ય અપનાવવી જોઈએ



# શિષ્યત્વ

ખંડેરાવ માનાજી પવાર

*

અરણ્યપ્રદેશ હતા સંધ્યાસમય હતા પક્ષીઓનો કલરવ શાંત હતા અને ઊડાઊડ કરતા થંભી ગયાં હતા

જંબૂવૃક્ષ નીચે પદ્માસન જમાવી બુદ્ધદેવ ધ્યાનસ્થ બેઠા હતા વનમાના ક્રૂર પ્રાણીઓ પણ પોતાનુ સ્વભાવજન્ય ક્રૂરપણું ભૂલી બુદ્ધ પ્રભુ પાસે દીન થઇ બેઠાં હતા

બુદ્ધદેવના ખોળામા એક હરણનુ બાળક સ્વસ્થપણે સૂતુ હતુ પાસે હરિણી પણ બેઠી હતી ત્યાં ઝાડીમાથી એક ટોળી નીકળી તેનો નાયક એક તરુણ હતે તેણે સાથીદારોને દૂર થોભાવ્યા અને બુદ્ધદેવ સામે આવી નમ્રતાથી પ્રણિપાત કર્યા ગૌરી હાથ જોડી તે સ્થિર ઊભો રહ્યો

બુદ્ધદેવ કૃપાદૃષ્ટિથી તરુણ સામે જોઇ રહ્યા હતા તરુણે બોલવાની શરૂઆત કરી ભગવન દૂર દૂર દેશથી આવ્યો છું મારુ નામ જેત છે રાજકુંવર છુ મને અધ્યાત્મવિદ્યા શીખવાની ઇચ્છા થઇ છે કૃપા કરી મને આપનો શિષ્ય બનાવો

બુદ્ધદેવે માત્ર કૃપાદૃષ્ટિ કરી મુખમાથી એક શબ્દ સુદ્ધા ઉચ્ચાર્યો નહિ

રાજકુમાર પુનઃ બોલ્યો ભગવન્ આપના કિંકરની કૃપા પણ આ દાસ પર નહિ થાય?

બાલપણથી પવિત્ર આચરણ કરુ છુ, ધર્મગ્રંથનો અભ્યાસ કરુ છુ છતા આપનો શિષ્ય થવાની મારામા યોગ્યતા નથી?

'નથી

"તો આપનો શિષ્ય થવાની પાત્રતા મારામા ક્યારે આવશે?

શોધ કર એટલે સમજાઇ જશે

ખિન્ન સ્વરે રાજકુંવરે પૂછ્યુ શાની શોધ કરુ?

બુદ્ધદેવે ઉત્તર આપ્યો નહિ

રાજકુંવરે કહ્યુ આપ મારી પરીક્ષા લેવા ઇચ્છો છો?

એવુ પણ હોય!

આપના દર્શન કરવા પાછો ક્યારે આવુ?

વર્ષાઋતુ પછી સાત શુક્લપક્ષ પૂરા થાય ત્યારે

જેતકુમાર એક પણ શબ્દ બોલ્યા વગર પ્રણામ કરી ચાલતો થયો તેની પાછળ તેની ટોળી પણ ઊપડી એક બાજુ પર હરિણી અને બીજી બાજુ પર તેનુ બચ્ચુ ઊંઘી ગયા બુદ્ધદેવ ધ્યાનમગ્ન થયા

ઉપલી વાતને આજે વર્ષાઋતુ પછીના સાત શુક્લપક્ષ પૂરા થયા હતા તે જ જંબૂવૃક્ષ તળે બુદ્ધદેવ બેઠા હતા સંધ્યાકાળ હતો આકાશમા અચાનક વાદળાનો મંડપ છાઇ ગયો ગર્જના અને વીજળીએ પોતપોતાનુ પોત પ્રકાશ્યુ મુશળધાર વૃષ્ટિ શરૂ થઈ પક્ષીઓ વૃક્ષઘટામા ભરાઇ બેઠા વૃક્ષો નાહીને તરબોળ થઈ ગયા, પણ જંબૂવૃક્ષ પર વૃષ્ટિનુ કંઈ જ પરિણામ થયુ નહિ બુદ્ધદેવના અંગ પર એક જલબિંદુ સરખુયે પડ્યુ નહી! આવા સમયે પણ દૃઢ નિશ્ચયથી રાજકુંવર આવ્યો બુદ્ધદેવને પ્રણામ કરી ઊભો રહ્યો અને બોલ્યો પ્રભુ આપની કસોટીમાથી હુ નિષ્કલંક પાર પડ્યો છુ પવિત્ર જીવન ગાળવાનુ મે ચાલુ રાખ્યુ છે લાંબા સમય સુધી ધ્યાન ધરુ છુ ઇન્દ્રિયસુખ ને રાજવૈભવ મે ત્યાગ્યા છે હવે મને શિષ્ય તરીકે સ્વીકારશો ને?

નહિ

રાજકુમાર અતિ ખિન્ન થયો. હૈયું ભરાઈ આવ્યું. આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો! પછી કંપિત સ્વરે બોલ્યો "ભગવન્ મને શિષ્ય નહિ બનવાનું કારણ કૃપા કરી કહેશો?"

બુદ્ધદેવ ધ્યાનમુક્ત થયા.

જેતકુમારને જોઈ બુદ્ધદેવ પાસે શાંતિથી બેઠો. ચિત્ત ગુરુ ગુરુ કરવા લાગ્યો. બુદ્ધદેવે તેની પીઠ પર હાથ ફેરવી શાંત કર્યો. મહાત્માના શબ્દ સાંભળવા વૃત્તિ થઈ ગઈ.

બુદ્ધદેવ બોલ્યા "પ્રતાપી રાજકુમાર બાળ જગ જેને કસોટી કહે છે તે કસોટીમાંથી તારે પાર પડવાનું નથી. તારી સ્ત્રી અને રાજવૈભવનો ત્યાગ કરવાનું મેં તને કહ્યું નથી. કસોટી તારા સ્વભાવની હતી. તે કસોટીમાંથી તું યશસ્વી રીતે પાર પડ્યો નથી. તું તારા રાજમંદિરમાં જા. તારા સ્વભાવને લીધે જે પ્રસંગમાં તું નિષ્ફળ નીવડ્યો. તેને સુધાર. તું હજુ શિષ્ય થવાને લાયક નથી."

આ સાંભળી રાજકુમારનું મોં ફિક્કું પડી ગયું. તે શોકપૂર્ણ સ્વરે બોલ્યો "ભગવન્ જે પ્રસંગમાંથી હું નિષ્ફળ નીવડ્યો તે કયા એ કૃપા કરીને મને કહેશો?"

બુદ્ધદેવ બોલ્યા "સાંભળ ત્યારે. તારી પ્રથમ પરીક્ષા એટલે જનનિંદા સહન કરવાની તારી અશક્તિ. તારા પિતાના દરબારમાં તેં ન કરેલા ગુનાનો મિથ્યા આરોપ તારા પર કરવામાં આવ્યો હતો. તે તારા સ્મરણમાં છે! લોકો ખરી વસ્તુસ્થિતિ સમજે ત્યાં સુધી તેં ધૈર્ય રાખ્યું નહિ અને તેથી તારી માન ખંડના થઈ એટલે તું ગુનાનો એકરાર કરવા તૈયાર થયો. એટલું જ નહિ પણ વિરોધી સામે શસ્ત્ર ચલાવવા પણ તૈયાર થયો હતો. તેથી જ તું પહેલી પરીક્ષામાં નિષ્ફળ ગયો.

મારા શિષ્ય થવા ઇચ્છનારે, આત્મસંશોધન કરનારાએ લોકનિંદા સહન કરવી જોઈએ. ખોટા આરોપો પણ સહન કરવા જોઈએ. નિંદા અથવા સ્તુતિથી પર રહેવું જોઈએ.

બીજી પરીક્ષામાં તારા સ્વાભિમાનને લીધે તું પાછો પડ્યો. તારો એક જીવજાન મિત્ર હતો. તેની સાથે એક સ્વાર્થસાધુ માણસે દોસ્તી બાંધી. તને તે ન ગમી. તેથી તારા અંતઃકરણમાં ઈર્ષાના અંકુર ફૂટ્યા. તેથી તારું મન દૂષિત થયું. પરંતુ તે સ્વાર્થીનું હૃદય સમય જતાં નિઃસ્વાર્થી નહીં થાત, એ તું શા ઉપરથી કહી શકે? આથી તું બીજી કસોટીમાંથી નિષ્ફળ થયો.

ત્રીજી કસોટીમાંથી તું પ્રેમહીન ઠર્યો. તારી પત્ની નાદાન. તેં કેટલાક દોષ જોઈ તેને કાઢી મૂકી. પણ તેની અજ્ઞાનતા અને યૌવનાવસ્થા ધ્યાનમાં રાખી નહિ અને તેના પર દયા કરી નહિ."

જેતકુમારે કહ્યું "પ્રભુ મેં તેને રાજમંદિરમાં રાખી હોત તો લોકો મને દોષ દેત."

બુદ્ધદેવે કહ્યું "એ સંસારીને માટે ઠીક છે, પણ સંત થવાને માટે એ બધું અનિષ્ટ છે. દુષ્કર્મથી દૂર રહેવું એ કંઈ સદ્ગુણ નથી. શુદ્ધ જીવન સાથે દયા અને પ્રેમ જોઈએ."

રાજપુત્રનાં નેત્રો આંસુથી ભરાઈ આવ્યાં. તે બોલ્યો "આપનો શિષ્ય થવા મારામાં કઈ યોગ્યતા જોઈએ એ હવે હું બરાબર સમજ્યો. એનો બરાબર અમલ કરીને આવીશ પછી તો મને આપના શિષ્ય તરીકે સ્વીકારશો ને?"

બુદ્ધદેવ બોલ્યા "જા, મેં તારી વિનંતીનો સ્વીકાર કર્યો છે."

રાજપુત્ર તેના સાથીઓ સાથે કચ્છ નગરી તરફ પાછો ફર્યો.

બુદ્ધદેવ ધ્યાનમગ્ન થયા.

રાજકુમાર પોતાની નગરીમાં ગયો. તે પહેલાં તેના પિતા મરણ પામ્યા હતા. રાજ્યની લગામ તેણે લેવી પડી. તે ઉદારતા અને ન્યાયથી રાજ્ય ચલાવવા લાગ્યો. લોકોમાં તેની ખૂબ પ્રશંસા થઈ.

એના મિત્રના સ્વાર્થી મિત્ર તરફથી પોતાનો અણગમો દૂર કર્યો. એ બને મિત્રો પર સમભાવ રાખી બે જુદાં જુદાં મકાનો બંધાવી આપ્યાં. પોતાની સ્ત્રીની શોધ કરવી પોતાના મહેલમાં રાખી.

આથી લોકો રાજાની વિરુદ્ધ થઈ ગયા.

મનસ્વી રાજા તરીકે તેની નિંદા કરવા લાગ્યા. આ તકનો લાભ લઈ તેનો નાનો ભાઈ વિરુદ્ધ થઈ કપટજાળ રચવા લાગ્યો. તેણે એવી અફવા ફેલાવી

કે "જેત જુવાની ને સ્વચ્છંદી રાજા છે દેશમા પ્રસિદ્ધ મઅેલા એક ભિખારી માનુની તેના પર છાપ છે. આપણા પુરાતન રીતરિવાજ બદલી નાખે છે."

એક દિવસ જેતને સમાચાર મળ્યા કે તેને ઠાર મારવા કપટજાળ તૈયાર થઇ રહી છે. તેને તેનું કંઈ દુઃખ થયુ નહિ.

અચાનક એક મારો મશસ્ત્ર ધસી આવ્યો. પણ તેના રક્ષકોએ તેને પકડી લીધો તે મારાનું નામ અરાદ હતુ ન જાતે ક્ષત્રિય હતો

જેતે તેને પૂછ્યુ 'અરાદ મારો જીવ લેવાનું તને કયુ કારણ મળ્યું?"

અરાદ બોલ્યો તમે આજ સુધી ચાલતી આવેલી રૂઢિના વિરોધી છો. અને રાજ્યના વિનાશકર્તા તમે નીવડવાના છો એમ હુ સમજું છું."

રાજાએ સિપાઇઓને કહ્યુ આ ખૂનીનો હેતુ સારો છે. એને બંધનમુક્ત કરો

રાજાનો હુકમ એટલે સિપાઇઓએ નામરજી છતાં કેદીને છોડી મૂક્યો

રાજાએ સિપાઇઓને કહ્યુ 'તમે અહીંથી ચાલ્યા જાઓ. અરાદને જ અહીં રહેવા દો"

સિપાઇઓએ રાજાના હુકમનો અમલ તો કર્યો પણ દૂર જઇ છુપાઇ ગયા.

અરાદ રાજા તરફ તિરસ્કારથી જોઈ રહ્યો હતો. રાજા તેની પાસે ગયો, તેના ખભા પર હાથ મૂક્યો અને તેની સામે પ્યારભરી નજરે એકીટસે જોઇ રહ્યો તેના ગુરુદેવે ઉપદેશ કર્યો હતો કે "સંતપુરુષોના નેત્રો અપરાધના કારણો શોધવા તત્પર રહે છે." તે જ પ્રમાણે અપરાધીના કારણો તેના નેત્રે શોધી કાઢ્યાં.

એની અસર અપરાધી ઉપર અજબની થઇ. વિદ્યુતપ્રવાહ પ્રમાણે અરાદના વિચારો બદલાઈ રહ્યા છે એ રાજાએ અરાદની આંખમા વાંચ્યુ.

થોડાક સમય પછી સિપાઈઓએ દૂરથી જોયું તો અરાદ રાજાના ખભા પર માથું ટેકી રડી રહ્યો હતો!

જંબૂવૃક્ષ નીચે પદ્માસન માડી બુદ્ધદેવ બેઠા હતા. ધ્યાનમાં જેત રાજાની ધવલકીર્તિ તે નિહાળી રહ્યા હતા

પ્રાત સમય હતો. બાલ રવિ હસતો રમતો પૃથ્વીના પૂર્વદ્વારમાથી પ્રવેશી રહ્યો હતો. પક્ષીઓ તેનુ સ્વાગત કરવા મંગલ ગીત ગાઇ રહ્યાં હતા.

તે વેળા ત્યાં મનુષ્યના પગલા સંભળાયાં. મહાત્માના નેત્રકમળ ખુલ્યા. સામે જેત રાજા ભિક્ષુના વેશમાં હાથ જોડી ઊભો હતો. બુદ્ધદેવની દૃષ્ટિ પડતા જેતે સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

બુદ્ધદેવે હાથ ઊંચા કરી આશીર્વાદ આપ્યા અને સ્નેહપૂર્ણ વાણીથી બોલ્યા, "રાજા મારા પ્રિય શિષ્ય, હુ તારું સ્વાગત કરું છુ.'

પછી બુદ્ધદેવે રાજાને મંત્રોપદેશ કર્યો તે વેળા આખો અરણ્યપ્રદેશ સ્વર્ગીય આનંદમાં ગરકાવ થઇ ગયો હતો

*

એક દિવસે ખ્વાજા હસન બસરી હઝરત હબીબ અજમીને ત્યા આવ્યા જમવાનો સમય થયો એટલે હઝરત હબીબે તેમની સામે રોટી અને મીઠું મૂકયુ ખ્વાજા હસન બસરી ખાવા લાગ્યા એટલામા એક ફકીર બારણે આવી ઊભો. હઝરત હબીબે ખ્વાજા સાહેબની સામેથી મીઠું લઇને ફકીરને આપી દીધુ. આથી ખ્વાજા સાહેબે કહ્યુ. "હે હબીબ! તમારામા જ્ઞાન નથી. જો જ્ઞાન હોત તો મહેમાનની સામેથી ખાવાનું લઇને ફકીરને નહી આપ્યુ હોત અને જો આપ્યું હોત તો મહેમાન માટે એક ભાગ બાકી રાખીને બીજો ભાગ તેને આપ્યો હોત."

એ વાત ચાલી રહી હતી એટલામા એક માણસે ભોજનનો એક થાળ અને સોનામહોરો ભરેલી એક થેલી હઝરત હબીબની સામે ધરી. હઝરત હબીબે પેલી સોનામહોરો ફકીરોને વહેંચી દીધી અને ભોજનનો થાળ ખ્વાજા સાહેબની સામે મૂકીને કહ્યુ. "ઉસ્તાદ, જો તમારામા જ્ઞાન સાથે શ્રદ્ધા પણ હોત તો કેટલું સારુ થાત!"

—અંજુમ

નવો પથ શોધી જવો એ જ ઝંખન.
અમારે શી ચિંતા મફર કોણ કરશે! —૨૦ અ૦

# રાષ્ટ્રીય ચારિત્ર્ય

ઉ. ન. ઢેબર


सत्यमेव जयते

ગુજરાત વિદ્યાપીઠના કેટલાક વિદ્યાર્થીઓ મને મળવાને આવ્યા હતા તેમને મેં એક પ્રશ્ન પૂછ્યો: 'આપણા દેશનો ઉગ્રમાં ઉગ્ર પ્રશ્ન કયો?'

અનાજ, કેળવણી અને પોષણ તેમણે કહ્યું. હા એ તો ખરા જ પણ મેં કહ્યું મારા માટે આપણો સૌથી ઉગ્ર અને મુખ્ય પ્રશ્ન જો કોઈ હોય તો તે 'આપણા દેશના રાષ્ટ્રીય ચારિત્ર્યનો છે.' મારાથી આ જવાબ સહજ રીતે જ અપાયો હતો પણ આટલા વર્ષોના અનુભવે રાષ્ટ્રીય ચારિત્ર્યની વાત મારા હૃદયમાં વધારે ને વધારે દૃઢ થતી ગઈ છે.

હિંદુસ્તાનની છત્રીસ કરોડની પ્રજામાંથી કઈ વ્યક્તિ એવી હશે કે જે દેશનું ઉત્થાન નહીં ઝંખતી હોય? આપણા સૌના દિલમાં એ ભાવના તો છે જ પણ એ ઇચ્છા મુજબનો આચાર ગોઠવવાની દિશામાં આપણે કેટલા આગળ વધ્યા? આપણા વિચાર અને આચાર વચ્ચે કેટલું અંતર છે? એ અંતર કાપવાની દિશામાં આપણે કેટલું આગળ વધ્યા? આ વસ્તુ જ આપણા વિકસતા ચારિત્ર્યની પારાશીશી ગણાય.

આપણે કહીએ છીએ કે દરિદ્રનારાયણના વિકાસને માટે સ્વરાજ્ય આવ્યું છે. પણ આ દરિદ્રનારાયણ શું છે? તેનું ઉત્થાન કેવી રીતે કરીશું એ શું આપણે ઊંડા ઊતરી તપાસ્યું છે? આપણે એને સંજીવની બૂટ્ટો તરીકે કે અભણ કલ્પ્યો છે? એની ભૂખ તરસ મિટાવવાના, એને કપડાંથી ઢાંકવાના કે થોડા અક્ષર ભણાવવાના કામમાં લાગી ગયા છીએ. આપણા અંતરમાં ભૂખ દૂર કરવાની ઇચ્છા છે પણ એ થઈ શકતી નથી કારણ કે આપણા પોતામાં કાંઈ ખૂટે છે. એક રીતે જોઈએ તો આપણે પોતે જ દરિદ્રી છીએ.

આપણે સ્વતંત્ર થયા તેથી કાંઈ છત્રીસ કરોડની પ્રજાને સ્વાતંત્ર્ય થોડું મળી ગયું છે? આપણી અડધી ઉપરાંતની વસ્તી બહેનોની છે. એમાંથી મોટા ભાગનાને તો સ્વાતંત્ર્ય શું છે તેનીય ખબર નથી. શહેરની ચાર કરોડની વસ્તીને બાદ કરતાં બત્રીસ કરોડની વસ્તી તો ગામડાંમાં જ રહે છે ત્યાં આર્થિક સમાનતા છે ખરી? દેશની કરોડરજ્જુ સમા કરોડો શ્રમજીવીઓ, કિસાનો, ઉઘાડ મજૂરો સુધી શું સ્વરાજ્ય પહોંચ્યું છે ખરું? રાજકીય સ્વરાજ્ય બહારની ઇમારત છે. સામાજિક આર્થિક સમાનતા તેનો પાયો છે. એ વિના સ્વરાજ્યની આ મોટી તોતીંગ ઈમારત ઊભી શાના પર રહેશે? છત્રીસ કરોડની પ્રજાના અંતરમાં ઘોળાતી વાત આચારમાં ઊતરતી નથી. આપણા પોતામાં કાંઈક ખૂટે છે તેનો આ જ પુરાવો છે.

આપણાં મન એક વિચિત્ર દ્વિધામાં સપડાયેલાં છે. ગાંધીજીના વિચારો પરનું પુસ્તક વાંચીએ ત્યારે આપણે તો વિચારો પર મુગ્ધ થઈ જઈએ છીએ. બીજી જ ક્ષણે સામ્યવાદનું કોઈ પુસ્તક વાંચીએ તો આપણને તે ગમી જાય છે. કોઈ એક વિચારને આપણે દૃઢતાથી પકડી લઈ ચાલી શકતા નથી. પછી આપણે આગળ શી રીતે વધી શકીએ? જો ગાંધીજીના વિચારો રાજકીય ક્રાંતિ લાવી શકે, સૈકાઓથી સૂતેલી, કચડાએલી પ્રજામાં નવો પ્રાણ પૂરી શકે, એ ભારતવર્ષને સ્વરાજ્ય અપાવી શકે તો પછી એ આર્થિક, સામાજિક ક્રાંતિ કેમ ન કરી શકે? આટલા અનુભવે પછી પણ આપણી શ્રદ્ધા કેમ ચલિત થાય છે? ૧૯૩૦ના સ્મરણો તાજા થાય છે ત્યારે મને એક જ વિચાર આવે છે. ૧૯૫૫ સુધીના આ પા સૈકામાં બુદ્ધિ અને ભાવનામાં આગળ વધ્યા હોઈએ છતાં જેને આપણે જીવનદર્શનની અખૂટ શ્રદ્ધા કહીએ છીએ તેની દૃઢતા અને

ફુવાર સ્વાદ્દી તમન્નામાં જરૂર પાછા પડયા છીએ

હમણું ચર્ચીલનુ બીજા વિશ્વયુદ્ધ ઉપરનુ પુસ્તક વાચતો હતો તેમા મને એક શાનવતી નજાનુ દર્શન થયુ એ પુસ્તકમા જે નક્કર હકીકતો આપી છે તે રાષ્ટ્રીય ચારિત્રથી છલકાતી નોકરશાહીનુ ચિત્ર ખડુ કરે છે આવા રાષ્ટ્રીય ચારિત્ર્ય વગર આપણે નોકરશાહી કી રીતે ઊભી કરી શકીશુ ?

ક્રીટના ટાપુઓ પર અગ્રેજ કાફ્લો હુમલો કરે છે અગ્રેજ કાફલો હારે છે ૧૬ હજાર અગ્રેજ યોદ્ધાઓ નગ્ન થઈ જાય છે ઘરાવના યોદ્ધાઓને છોડા વવા અગાધ નૌકા દળ મથી રહ્યુ છે અગ્રેજ વહાણો અગ્રેજોની સબમરીન પાણીમા ચાલતી સ્ટીમરો તાકી એક પછી એક તળીએ બેસે છે આવી કંગાળ કરીને પછી યુદ્ધપ્રધાન ચર્ચીલ સેનાપતિને સદેશો મોકલે છે પરિસ્થિતિ એવી છે કે બધા માણસોને છોડાવવા જશો તો કાફલો ગુમાવી બેસીશુ માટે ચાલ્યા આવો

નૌકાસૈન્યનો વડો એડમીરલ જવાબ વાળે છે કે એક મોટામા મોટા બ્રિટિશ નૌકાસૈન્યનો કાફલો ફરી બાધતા ત્રણથી વધુ વર્ષ નહી લાગ તેની મને ખાત્રી છે પણ આપણે આપણી પ્રજામા વિશ્વાસ ઊભો કર્યો છે કે એક પણ અગ્રેજ યોદ્ધો ઘેરામા બાકી હશે ત્યા સુધી તેને છોડાવવા અગ્રેજ નૌકાસૈન્યની ખુવારી સહન કરીને તેને મદદ કરશે આ વિશ્વાસ ઊભો કરતા ૩૦૦ વર્ષ જશે પ્રજાના વિશ્વાસ કરતા દેશની કોઈ પણ સપત્તિ વધુ નથી

પ્રજાનો વિશ્વાસ ગુમાવવા કરતા મોતને વધુ પસદ કરનાર પ્રજાના પ્રતિનિધિનો એ જવાબ હતો

એવો જ બીજો દાખલો છે સિગાપુરના યુદ્ધ વેળાનો અગ્રેજ સૈન્ય હારવાની અણી ઉપર છે તેજ વખતે લોર્ડ વેવેલને મુખ્ય સેનાપતિ બન વાનુ બહુમાન મળે છે બધુ તૂટતુ હતુ હાર નિશ્ચિત હતી તોપણ લોર્ડ વેવલ એ નોતરુ ઝીલી લે છે પણ તે કહે છે કે એક શરતે આ નોતરુ સ્વીકારુ છુ, કે હાર્યા પછી હુ કહુ તેમ કરવુ એટલે હુ ડીરીટ હાર સ્વીકારીશ પણ (ડીસગ્રેઇમ નામોશી નહી સ્વીકારુ

હાર અને નામોશી વચ્ચે એક પાતળી લીટી છે અને એ લીટી જ મૂળ તો ઉપરની વફાદારીનો આક દર્શાવી દે છે દરેક વખતે માણસ જીતે જ છે તેવુ નથી બનતું માણુસ હારે પણ ખરો પણ એ પીઠ હકમાં પણ હારની ખુમારી હશે તેમા નામોશીની નિરાશા નહી હોય

બાપુની વાતને સિદ્ધ કરતા હાર મળશે તો સ્વીકારી લઈશુ પણ એમા નામોશી તો હરગીઝ નહી મળે

હિંદમા આજે હકકની દૃષ્ટિએ શુ માગી શકીએ ? હકકની દૃષ્ટિએ તો હિંદના એકેએક માણુસને જે મળવાની શકયતા છે તેથી વધુ તેનુ વધ રેજ છે અનુકૂળતાની દૃષ્ટિએ વધુ મળશે તો સ્વી કરીશુ પણ સવારમા મનને પૂછીશુ કે 'મને મળ્યુ તેમાં હકકનુ કેટલુ ? અને અનુકૂળતાનુ કેટલુ ? હકક અને અનુકૂળતાની વચ્ચેનો વિવેક ઊભો કરીશુ તો આપણો સુખવાદ આપણને મહારાજ્યોના બજારમા વેચવા માટે નહી લઈ જઈ શકે

સ્વરાજ્યની સ્થિરતા અને વિકાસની બાયધરી આપે તેવુ આર્થિક અને સામાજિક સમાનતાનુ કામ કરવા માટે દેશમા રાષ્ટ્રીય ચારિત્ર્યનુ નિમાણ આપણે સૌએ કરવાનું છે એ વિના આપણી બધી સિદ્ધીઓ ઝાખી પડવાની છે

**બુદ્ધિના અશ્વ**

હાથમા હો લગામ સયમની
એજ બુદ્ધિના અશ્વ દોડાવે.
ચીતનાને વિનાશના રસ્તા
અન્ય આ પથ પર નહી આવે

ચની

**માનવી–**

વાત પર ટોપીને ચઢાવીને
ભરી લીધી બજાર તણી ચઢી
છેતરે છે અપગ જીવોને
માનવી આવા હોય છે કપટી!

અમૃત ઘાયલ

# ક્યા દિલગીરી?

### મીરાંબાઈ

*

મીરાંના ભજનોમાં કોઈક એવું તો જીવનરસાયણ છે કે કાળનો ઘસારો એને લાગતો જ નથી!

સનાતન હૃદયભાવોને એણે એવી રીતે ગૂંથ્યા છે કે તે વર્ષો પછી પણ આપણને ગમે છે. આવતી પેઢી ને તે પછીની પેઢીની પ્રજાને પણ ગમશે એમાં શંકા નથી.

હરિમિલનની તીવ્ર આરત, સંસારની અસારતા અને એક માત્ર ઈશ્વર સિવાય બધું જ મિથ્યા, સતસમાગમ આ બધા મીરાંબાઈના પ્રિય વિષયો છે તો પણ સુખદુઃખની બધી જ અવસ્થાને સમાન ગણવાનો ઉપદેશ અન્ય સંતો, સંતકવિઓ આપી ગયા છે તેમ મીરાં પણ આ ભજનમાં આપે છે. આવી પડતી આફતોને હસતાં હસતાં સહેવી એ એનો પ્રધાન બોધ છે.



કરના ફકીરી તમેં ક્યા દિલગીરી?
સદા મગનમેં રહના જી.
કોઈ દિન ગાડી ને કોઈ દિન બંગલા,
કોઈ દિન જંગલ બસના જી.
કરના ફકીરી૦

કોઈ દિન હસ્તી ને કોઈ દિન ઘોડા,
કોઈ દિન પાંવે ચલના જી.
કરના ફકીરી૦

કોઈ દિન ખાજા ને કોઈ દિન લાડુ,
કોઈ દિન ફાકમફાકા જી.
કરના ફકીરી૦

કોઈ દિન ઢોલિયા, કોઈ દિન તળાઈ,
કોઈ દિન ભોંય પે લોટના જી.
કરના ફકીરી૦

મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
કષ્ટ આય પડે સો સહના જી.
કરના ફકીરી૦



મીનીસ્ટર થવું છે?

(૯)

ઈ.સ. ૧૯૩૭ની ચૂંટણીમાં પહેલી જ વાર કોંગ્રેસે ત્તાવાર ભાગ લીધો અને બહુમતિથી ધારાસભાઓ કબજે કરી. પણ હોદ્દા સ્વીકારવા કે નહિ એ પ્રશ્ન પર મોટી મડાગાંઠ ઊભી થઈ. કોંગ્રેસમાં પણ બે ભાગલા આ પ્રશ્ન પરત્વે પડી ગયા હતા.

એ જ અરસામાં ગાંધીજી મદ્રાસ જઈ રહ્યા હતા. દરેક સ્ટેશને મોટી માનવમેદની તેમના દર્શનાર્થે થતી હતી. પત્રકારો પણ ત્યાં હોય જ. બેઝવાડા સ્ટેશને ગાડી પહોંચી ત્યારે મહામુસીબતે ટોળામાંથી માર્ગ કરતો એક પત્રકાર ગાંધીજી પાસે આવી પહોંચ્યો. તેણે પ્રશ્ન કર્યો: "બાપુજી! કોંગ્રેસ હોદ્દાનો સ્વીકાર કરશે?"

પત્રકારે દેશના સળગતા પ્રશ્ન પર ગાંધીજીનો અભિપ્રાય માગ્યો હતો. ગાંધીજી કંઈ પણ બોલે તેને દેશ પરદેશમાં ભારે પ્રસિદ્ધિ મળે એવો એ પ્રશ્ન. પોતે મૌન સેવે તો તેનો પણ અમુક અર્થ ઘટાવી શકાય એ પરિસ્થિતિમાંથી બચવા ગાંધીજીએ તરત સામો પ્રશ્ન કર્યો. "કેમ! તમારે મીનીસ્ટર થવું છે?"

આવો અણધારેલો સામો સવાલ સાંભળી પત્રકાર મૂંઝાઈ ગયો. આથી આસપાસ ઊભેલા હસી પડ્યા. મૂંઝાઈને તે ટોળામાં અદૃશ્ય થઈ ગયો.

*

# યુદ્ધના ગુનેગારો

વિનોબા

*

લડાઈ ચાલી રહી છે. સિપાહીઓ ઘવાઈ રહ્યા છે એ સિપાહીઓની સેવામાં લાગેલા છે તેઓ ભૂતદયાથી પરિપૂર્ણ હોય છે. તેઓ શત્રુ મિત્ર કશું જોતા નથી. પોતાનો જાન જોખમમાં મૂકી યુદ્ધક્ષેત્રમાં પહોંચે છે. અને કેવળ માતા જ બાળકની કરી શકે એ જાતની સેવા કરે છે. એટલે તેઓ દયાળુ હોય છે તેમાં જરાએ શંકા નથી. એ સેવા કીમતી હોય છે એ હરકોઈ જાણે છે. પણ યુદ્ધને અટકાવવાનું કામ એ લોકો નથી કરી શકતા. એમની દયા યુદ્ધને માન્ય કરનાર સમાજનો હિસ્સો છે. જેમ એક યંત્રમાં અનેક નાનાં મોટાં ચક્ર હોય છે, જે એક બીજાથી જુદી જુદી દિશામાં કામ કરતાં હોવા છતાં બધાં એક જ યંત્રનાં અંગ હોય છે, તેમ જ સિપાહીઓને કતલ કરવા એ યુદ્ધયંત્રનું એક પાસું છે, અને એ જ યુદ્ધયંત્રનું બીજું પાસું એ છે કે ઘાયલ સિપાહીઓની સેવા કરવી. આની બે ગતિઓ સ્પષ્ટ છે: એક ક્રૂર કાર્ય છે, બીજું દયાનું કાર્ય છે અને એ દરેક જણ જાણે છે. પેલા દયાળુ હૃદયની દયા અને પેલા ક્રૂર હૃદયની ક્રૂરતા બંને મળીને જ યુદ્ધ બને છે. યુદ્ધને અટકાવનારા આ અંશો છે કઠોર વૈજ્ઞાનિક ભાષામાં કહીએ તો યુદ્ધને જ્યાં સુધી આપણે કબૂલ કર્યું છે ત્યાં સુધી ચાહે આપણે સિપાહીનો ધંધો કરીએ કે પછી ઘાયલ સિપાહીની સેવાનો ધંધો કરીએ, આપણે બંને રીતે યુદ્ધના ગુન્હેગારો છીએ. મેં આ દાખલો એટલા માટે આપ્યો કે માત્ર દયાળુ કાર્ય કરીએ તેથી એમ ન માનવું કે દયાનું રાજ્ય સ્થાપી શકીશું. રાજ્ય તો નિષ્ઠુરતાનું છે તેની અંદરની દયા, રોટલામાં નાંખેલા મીઠાની જેમ રૂચિ પેદા કરવાનું કામ કરે છે. જખમી સિપાહીઓની સેવાને કારણે એ યુદ્ધમાં સ્વાદ પેદા થાય છે, પરંતુ યુદ્ધની સમાપ્તિ એ દયાથી નથી થઈ શકતી. નિષ્ઠુરતાના રાજ્યમાં દયા અંગ તરીકે રહે, નિર્દયતાની હકુમતમાં દયા ચાકરની રહે એ રીતનું દયાનું કામ આપણે ચોક્કસ કરતા રહીએ તો આપણે આપણું અસલ કામ કર્યું ન ગણાય. એ રીતે દેખાવે જે દયાનાં કામ જણાય છે, જે રચનાત્મક છે, તેને આપણે દયા અને રચનાના લોભને ખાતર વ્યાપક દૃષ્ટિ વગર ઉપાડી લઈએ તો તેવા કામ કરવાથી લાભ તો થશે જ, પરંતુ જેને આપણે અને દુનિયાએ આપણો સ્વધર્મ માન્યો છે, એની સેવા આપણાથી 'નહીં' થઈ શકે.

# પ્રભુસેવાનો સાચો માર્ગ

મનુભાઈ ના. પટેલ

પહેલાંના વખતમાં એક રાજા હતો. દૈવસંજોગે તેના ઉપર મોટું દુઃખ આવી પડયું. આ રાજાને ભગવાન શિવ ઉપર ખૂબ જ આસ્થા હતી. આથી તે રોજ સવાર સાંજ શિવજીની પ્રાર્થના કરવા લાગ્યો કે 'હે શિવજી! જો મારું આટલું દુઃખ દૂર કરશો તો હું આપના આ મંદિરની સામે એક સુંદર મોટો હોજ બનાવરાવીશ અને દર સોમવારે દૂધથી ભરીશ.

બનવા કાળે આ રાજાનું દુઃખ દૂર થઈ ગયું. તેને તો બરાબર મનમાં એમ જ વસી ગયું કે શિવજીની કૃપાથી જ મારું દુઃખ દૂર થયું છે. આથી પોતે માનેલ માનતા પ્રમાણે તેણે શિવમંદિરની બરાબર સામે એક સુંદર મોટો હોજ બનાવરાવ્યો. અને પહેલા સોમવારે પોતાની ગૌશાળાની લગભગ પાંચ હજાર ગાયોનું દૂધ તે હોજમાં તેણે રેડાવ્યું. પરંતુ એટલા દૂધથી હોજ પૂરેપૂરો ભરાઈ શક્યો નહીં. આથી તેણે પોતાના રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો કે દરેક પ્રજાજન પોતાની બધી ગાયોનું દૂધ હોજની અંદર આવીને નાખી જાય. બીજા સોમવારે લાખો માણસો એ હોજમાં સેંકડો મણ દૂધ રેડી ગયા. પરંતુ હોજ આ વખતે પણ પૂરો ભરાયો નહીં. અને વધારામાં આશ્ચર્યની વાત એ બની કે અડધા કલાકની અંદર તો બધું જ દૂધ હોજમાંથી અદૃશ્ય થઈ ગયું. આથી રાજાને થયું કે હોજ પૂરો ભરાતો નથી એટલે કદાચ શિવજી કોપાયમાન થયા હશે. આથી તેણે રાજ્યભરમાં ફરી ઢંઢેરો પીટાવ્યો કે કોઈ એક ટીપું દૂધ પણ પોતાના ઘરમાં રાખે નહીં કે બીજા ઉપયોગમાં પણ લે નહીં. દરેક પોતાને ત્યાં જેટલું દૂધ થાય તે બધું રોજ હોજમાં આવીને નાખી જાય. આથી પણ આગળ જઈને પોતાના હુકમનો બરાબર અમલ થાય છે કે નહીં તેની દેખરેખ રાખવા માટે તેણે ખાસ સિપાહીઓ અને અમલદારો રાખ્યા. આ સિપાહીઓ અને અમલદારોનો પ્રજા ઉપર એટલો બધો ત્રાસ થવા માંડ્યો કે પોતાના નાના બાળકને અથવા બિમાર માણસને એક ટીપું દૂધ આપવાની પણ કોઈની હિમ્મત ચાલતી નહીં.

આમ એક બાજુથી રાજાનો જુલમ જેમ જેમ વધતો ગયો તેમ તેમ હોજમાં પણ આશ્ચર્યમાં ગરકાવ કરી દે એવી ઘટના થવા લાગી. પહેલાં તો હોજમાં અડધો કલાક સુધી પણ દૂધ ટકતું હતું. તેના બદલે હવે તો હોજમાં દૂધ રેડાય ન રેડાયું ત્યાં તો તે અદૃશ્ય થઈ જતું અને હોજ જેવો હતો તેવો ખાલીને ખાલી જ રહેતો.

આ પ્રમાણે બનતું હતું. એવામાં એક દિવસે એક ઘરડા માજી પોતાની બકરીનું એક પ્યાલો દૂધ લઈને હોજમાં રેડવા જવા માટે નિકળ્યાં. રસ્તામાં તેમણે એક ઘરના આંગણામાં એક નાના બાળકને દૂધ માટે રડતું જોયું. તેમના મનમાં થયું કે શિવજીને ઘેર દૂધની ક્યાં ખોટ છે? હું થોડું દૂધ ઓછું રેડીશ તો તેથી તેમને કોઈ વાંધો આવવાનો નથી. જ્યારે આ બાળક દૂધ વગર તરફડી તરફડીને ભૂખે મરી જશે. આમ વિચાર કરીને તેમણે પેલા પ્યાલામાંથી અડધું દૂધ પેલા બાળકને પાઈ દીધું અને બાકી વધેલું દૂધ હોજમાં રેડવા માટે આગળ વધ્યાં. માજી થોડે દૂર પણ નહીં ગયા હોય ત્યાં તેમને એક સ્ત્રી સામી મળી. એ સ્ત્રીએ કરગરીને માજી પાસે થોડા દૂધની માગણી કરી. તેણે કહ્યું કે 'મારા સ્વામી કેટલાય દિવસથી બિમાર છે. વૈદે તેમને દૂધમાં પાવાની એક દવા આપી છે. આખા ગામમાં ફરી વળી પણ રાજાની બીકે કોઈ એક ટીપું દૂધ પણ આપવા તૈયાર નથી થતું. હવે આપ જો મારા ઉપર દયા નહીં કરો તો મારો આખો સંસાર ઉજડી જશે.'

માજીને પહેલાં તો મનમાં રાજાનો ડર લાગ્યો. પરંતુ પેલી સ્ત્રીની સામું જોઈને તેમને દયા આવી ગઈ. મારે હવે કેટલાં વરસ જીવવું છે? ભલે રાજાને જે કરવું હોય તે કરી લે. આમ વિચારીને તેમણે બાકી વધેલું દૂધ પેલી સ્ત્રીને આપી દીધું અને પોતે ખાલી પ્યાલા ઉપર સાડલાનો પાલવ ઢાંકીને

હોજ પાસે ગયા ત્યાં જઈને તેમણે એ ખાલી ખાલે અમસ્તો દેખાવ કરવા માટે હોજની અંદર ઊંધો વાળ્યો. પ્યાલામાંથી માત્ર એક ટીપું દૂધ હોજમાં પડ્યું.

થોડી મિનિટોમાં તો હોજ દૂધથી પૂરેપૂરો ભરાઈ ગયો એટલું જ નહી પરંતુ હોજમાંથી દૂધ ઉભરાઈને ચારે બાજુએ વહેવા લાગ્યું. આ બધો ચમત્કાર રાજા શિવમંદિરમાં ઊભો ઊભો જોતો હતો. તેણે તરત જ શિવજીના ચરણે પડીને કહ્યું, "હે ભગવન્! આપની આ તે કેવી અકળ લીલા છે. હું રોજ હજારો મણ દૂધ હોજમાં રેડાવતો હતો છતાં આપ સંતુષ્ટ થતા ન હતા અને આજે આ ઘરડી ડોસીના એક ટીપા દૂધથી આજ આપ સંતુષ્ટ થઈ ગયા. આનું કારણ શું?"

શિવજીએ અંતરિક્ષમાંથી કહ્યું: "રાજન્! મને સંતુષ્ટ કરવા ખાતર અત્યાર સુધી તું મારા જ અંશરૂપ મારાં માનવબાળકો ઉપર અત્યાચાર અને જુલમ ગુજારતો હતો. આથી તું દૂધ હોજમાં રેડાવતો હતો તે બધું મારા ક્રોધથી બળીને ઊડી જતું હતું. જ્યારે પેલી ડોસીએ પોતાના ઉપર વિતનાર જુલમનો વિચાર કર્યા સિવાય મારાં અંશરૂપ મારાં બે બાળકોને સંતુષ્ટ કર્યાં તેથી હું પણ સંતુષ્ટ થઈ ગયો અને તેથી માત્ર એક ટીપા દૂધથી હોજ ઉભરાઈ ચાલ્યો. તું મારી આટલા વરસોથી ભક્તિ કરે છે પરંતુ તું એ ન સમજી શક્યો કે મને સંતુષ્ટ કરવાનો સાચો માર્ગ આ પૃથ્વી ઉપરના મારા અપંગ, નિર્બળ બાળકોની સેવા કરવી એ જ છે."


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવું. નવું વર્ષ ફેબ્રુઆરીથી શરૂ થઈ જાન્યુઆરીની આખરમાં પૂરું થાય છે. વર્ષના પ્રથમ અંકથી જ ગ્રાહક નોંધવામાં આવે છે. નમૂનાનો અંક આઠ આના મળ્યેથી મોકલાય છે. દર મહિનાની ત્રીસમી તારીખે અંક પ્રગટ થાય છે. તે પછીના મહિનાની બીજી–ત્રીજી તારીખે ગ્રાહકોને મળી જાય છે. પોસ્ટની ગફલતથી દસમી સુધી અંક ન મળે તો સ્થાનિક પોસ્ટખાતામાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને લખવું. ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. 'પ્યારાબાપુ'ની ખાસ આવૃત્તિ 'રૂપાયતન'માં જ તૈયાર થયેલા રંગીન હાથકાગળ પર મર્યાદિત સંખ્યામાં છપાય છે. ખાસ આવૃત્તિનું લવાજમ દેશમાં રૂપિયા ૮, વિદેશમાં શિલિંગ ૧૬.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ


## અનુક્રમણિકા

.. ૩૦ નવેમ્બર ૧૯૫૪


| | પૃ | | પૃ |
|---|---|---|---|
| ગાંધીજીનો વિનોદ ... મનુભાઈ મકનજી | ૨૪૮ | ૯ શિષ્યત્વ ... ખંડેરાવ માનાજી પવાર | ૨૬૨ |
| વાણિયાનો સોદો ... રતિલાલ–અનિલ | ૨૫૨ | ૧૦ રાષ્ટ્રીય ચારિત્ર્ય ... ઉ. ન. ઢેબર | ૨૬૫ |
| બાપુ ...... કાકા કાલેલકર | ૨૫૩ | ૧૧ બુદ્ધિના અર્થ ... ગની | ૨૬૬ |
| ૪ સંત સામી ... અનવર આગેવાન | ૨૫૪ | ૧૨ માનવી ... અમૃત ઘાયલ | ૨૬૬ |
| ૫ જ્યારે અંતરની ... અરવિંદ | ૨૫૫ | ૧૩ ક્યાં દિલગીરી? ... મીરાંબાઈ | ૨૬૭ |
| ૬ સંસારી રવીન્દ્રનાથ–શ્રીમતી હેમલતાદેવી | ૨૫૬ | ૧૪ 'બુદ્ધના ગુનેગારો ... વિનોબા | ૨૬૮ |
| ૭ ગુરુજીનું ઘર ... | ૨૫૮ | ૧૫ પ્રભુમેળાનો સાચો માર્ગ ક. ના. પરેલ | ૨૬૯ |
| ૮ ખાદી અને જૈનધર્મ ... શ્રી ઉજ્જ્વળ કુમારીજી | ૨૫૯ | ૧૬ ગ્રંથાવલોકન ... | ૨૦ અં૦ પૂઠું ૨–૩ |



પ્રકાશક અને મુદ્રક પીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

હિન્દમાં અનેક માણસો સર્પદંશથી મરે છે

આ પુસ્તકના અભ્યાસી લેખકે આ વિષયનો અભ્યાસ કરી બહુ મહત્ત્વની વિગતો અત્યંત ઝીણવટથી અને વિસ્તારથી આપીને વિશદ છણાવટ કરી છે.

સાપ વિશે, સર્પ-દંશના ઉતાર વિશે અસંખ્ય ભ્રામક લોકમાન્યતાઓ અને વહેમોથી દોરવાઇને મંત્ર અને મોરાના ઇલાજોમાં શ્રદ્ધા રાખીને અનેકોએ પ્રાણ ખોયા છે અને ખુએ છે એ સુવિદિત છે એ બધા જ ભ્રમોનું નિરસન આ પુસ્તકમાં સુંદર રીતે કરી, સાચા ઉપાયો અને ઉપચાર અપાયા છે.

સાપના વર્ગો, તેની ઝેરી અને બિનઝેરી જાતો, તેની ખાસિયતો, બાહ્યલક્ષણો તેના ઝેરની અસરો, સાપ વિશેની પ્રચલિત માન્યતાઓ, વહેમો, પ્રાચીન અર્વાચીન આરોગ્ય સાહિત્યમાં સાપ વિશેના ઉલ્લેખો, વિગેરે સાપ અંગે મળી શકતી બધી માહિતી વિષયના હાર્દમાં ઊતરીને લેખકે ઝીણવટથી અને વિસ્તાર પૂર્વક આપી છે. અને સર્પદંશનો એકમાત્ર ખાત્રીલાયક ઇલાજ એન્ટિવિનીનનું ઇન્જેક્સન—યોગ્ય રીતે, યોગ્ય પ્રમાણમાં અપાયું હોય તો—છે. એમ ભારપૂર્વક જણાવ્યું છે આ હકીકતનો જનતામાં અને તેઓમાં પ્રચાર થવાની જરૂર છે.

શહેરોને બાદ કરતાં સર્પદંશ એ ગામડાનો રોજિંદો નહીં તો છાશવારે બનતો બનાવ છે અને તેથી આ અતિ ઉપયોગી અને શાસ્ત્રીય પુસ્તકની અગત્યતા ગામડાવાસીઓ માટે વિશેષ છે. સાપ વિશેના પ્રચલિત ભ્રમો અને વહેમો દૂર કરવામાં આ પુસ્તક સારો ફાળો આપી શકે તેમ છે—અને તેમ કરી એ ભ્રમોને વહેમોમાં ફસાઇને સર્પદંશના ઊંટવૈદા ઉપચારોથી જે કીમતી પ્રાણનાં બલિદાનો અપાય છે તે બચી જશે. અને શાસ્ત્રીય ઉપચાર અને ઇલાજ તરફ લોકો વળશે. આ અગત્યના પુસ્તકપ્રકાશન માટે લેખક અને પ્રકાશક ઉભયને અમારાં અભિનંદન

**ઈન્દિરાની આપવીતી** લે૦ શિવશંકર પ્રાણશંકર શુક્લ પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ મૂ૦ અઢી રૂપિયા. પૃ૦ ૧૬૮.

વાર્તાની નાયિકા ઇન્દિરાને એના ગામનો એક મુસલમાન ગામના કૂવેથી ઉપાડી જાય છે તેને ત્યાં તે રહે છે માત્ર એક જ રાત વળી મુસલમાનની પત્નીની સહાયથી તે નિર્દોષ પણ રહે છે અને સવારે તો તેના ઘરમાંથી ભાગી જવામાં સફળ નીવડે છે. છેવટે અદાલતમાં પણ તે નિર્દોષ અને નિષ્કલંક પુરવાર થાય છે પણ સાસરિયાં અને સમાજ એ કેમ કબૂલે? એ તો ઇન્દિરાને તજી દે છે. એટલું જ નહીં, એને સંઘરવા તૈયાર થનાર એના સગાંઓને પણ સમાજ ન્યાતબહાર મૂકવા તૈયાર થાય છે. એ ત્યક્તા શિક્ષિકા થઇ જીવનનિર્વાહ કરી શકે એટલા માટે અભ્યાસ કરી છેવટે શિક્ષિકા થાય છે પણ તે દરમ્યાન બેએક પુરુષની વિષયવાસનાનો ભોગ તે બને છે. એ હકીકત એને સતત ડંખે છે અને છેવટે એક મુસલમાનને ત્યાં જ ભાગી મરી આપઘાત કરે છે

વાર્તાનું વસ્તુ આટલું જ છે અને તે શરૂઆતમાં જ ટૂંકમાં કહેવાઈ ગયું હોય છે, પણ પછી તે મુખ્યત્વે એ પાત્રો વાર્તાલાપરૂપે વિસ્તારથી કહે છે.

પાછળથી થતો વિસ્તાર, વાચકની જીજ્ઞાસાને જગાડતો ન હોઈ બહુ આકર્ષતો નથી. બધું કથનરૂપે કહેવાતું હોવાથી પણ બહુ રસ પડતો નથી. કથનશૈલી મંદ હોવાથી વાર્તામાંની કરુણતા લાંબા સમય સુધી ચિત્તમાં જડાઇ રહે એટલી વેધક નથી'

નવલકથા સોનનશૈલીની છે લેખકનો વાર્તાલેખનનો આ પ્રથમ પ્રયાસ છે એ રીતે આવકારદાયક છે

**ભારતી:** વાર્ષિક લવાજમ રૂપિયા ત્રણ આર્યકન્યા ગુરુકુળ પોરબંદરનું ત્રિમાસિક મુખપત્ર આમાં સંસ્થાની વિદ્યાર્થીનીઓ તથા આચાર્યોના હિન્દી, ગુજરાતી ને અંગ્રેજી લખાણો અપાયા છે

દક્ષિણ ભારત પ્રવાસ ઉપરની જ સંસ્થાની વિદ્યાર્થીનીઓ અને આચાર્યોએ દક્ષિણ ભારતનો પ્રવાસ કરેલો તેનો નોંધરૂપે સમેનો ગ્રંથ

— ૨૦ ગ્રા૦

રજી૦ નં૦ બી૦ ૫૨૫૫



# શી રીતે!

*

નીકળું છું જ્યારે અભિસારે, નીરવ રાતે;
પક્ષીઓ પણ ગાતાં નવ ને પવન નથી કંઈ વહેતો,
મારગ વચ્ચેના ઘરમાંયે નીન્દના પથરાઈ.
કેવળ મારા ઝાંઝરના ઝણકાર મને સંભળાતા,
ઝણકારે ઝણકારે હું તો મન-મનમાં શરમાતી!

પગરવ એનો સાંભળવાને બારીએ જઈ બેસું.
પાંદ ખખડતાં નહીં, નદીનાં નીર હોય દે થંભ્યાં!
આજ અતિશય જોરજોરથી હૃદય ધડકતું મારું,
શાંત કરું શી રીતે એને એ તો હું નવ જાણું!

જ્યારે પ્રેમી પાસે આવી બેસે તન ધ્રૂજી ઊઠું છું,
પાંપણ મારી ઢળી પડે છે, રાત બને છે ઘેરી.
પવન દીવાને ઠારી દે છે, વાદળ વ્યોમ છવાતાં
આકાશે મલકંતા તારા એની ઓથે લપાતા.
માત્ર ચમકતો મુજ છાતી પર હીરલો પ્રકાશ વેરે,
કેમ છુપાવું એ હીરલાને એ તો નવ જાણું રે!

ગુરુદેવ — અનુ૦ – અનિલ

# ગ્રંથાવલોકન

**મહારાત્રિ:** (નવલકથા) મૂ૦ રૂ૦ ૫ા. પૃ૦ ૩૭૨. **પ્રેમગંગા:** (પ્રેમકથાઓ) મૂ૦ રૂ૦ ર॥. પૃ૦ ૧૬૪. **ક્રમિયાગરો:** (કલમચિત્રો) મૂ૦ રૂ૦ ૩. પૃ૦ ૨૧૪. ત્રણેના લે૦ યશોધર ન. મહેતા. ત્રણેના પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.

આંતરરાષ્ટ્રીય પાત્રો અને વાતાવરણવાળી લેખકની આ બીજી નવલકથા છે

લેખક લંડનમાં હતા ત્યારે એમની પડોશણ એક અમેરિકન લેખિકા નવેમ્બરના ધુમ્મસમા, રસ્તા પર એક હિન્દી સાથે ભટકાય છે. શિષ્ટાચાર મુજબ લેખિકા તેને 'સૉરી!' કહે છે. ત્યારે પેલો હિન્દી, 'સૉરી શા માટે? ભટકવું, ભટકાવું ને ભૂલી જવું એ જિંદગીના ખેલ છે.' એવો જવાબ આપે છે. આ નાનકડો પ્રસગ આ સુદીર્ઘ નવલકથાનુ પ્રેરણાબીજ છે. વાર્તાની શરૂઆત આ પ્રસંગથી થાય છે અને તે સાડાચારસો પાનાના વિશાળ ફલક પર એ ખંડમા વિસ્તરે છે.

સ્વામી વિવેકાનંદે એક ઠેકાણે કહ્યુ છે કે, 'આપણે ધર્મપ્રાણ સંસ્કૃતિના બાળકો છીએ.' એ સાચું છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે આપણે જે લડત આદરી તેમા ય ગાંધીજીએ આધ્યાત્મિકતાને વણી લીધેલી –એ કેટલી સચવાઈ હતી એ જુદો પ્રશ્ન છે – એ સમયના ને પછીના પણ સાહિત્યમા તેના પડઘા પડયા એ દરમ્યાન શ્રી અરવિંદની સાધના, સાક્ષાત્કાર, આશ્રમની સ્થાપના અને એમની ફિલસૂફીના પ્રચાર પછી તેના પડઘા પણ હવે સાહિત્યમા ઝીલાવા લાગ્યા છે. ગાંધીજી જેટલી તો નહિ પણ થોડી અસર શ્રી અરવિંદના દર્શનની હવે સાહિત્યમાં પડતી જણાય છે

'મહારાત્રિ'માં એવી નહી પણ એનુ અનુસરણ કરતી આધ્યાત્મિકતા ને સાધના સૂત્ર રૂપે પરોવાયેલી છે પણ તે ચર્ચાસ્પદ છે, અને તેને 'દર્શન'ની પ્રતિષ્ઠા મળવા વિશે શંકા છે.

આધ્યાત્મિકતાનો પ્રવાહ આ નવલમા રસબસતા સ્થૂળ વચ્ચે વહે છે. લેખકની દૃષ્ટિ કથાનાયકના આ મંતવ્યમા વ્યક્ત થાય છે: 'જરા પણ ન માનશો કે ઇન્દ્રિયો અને મનથી ભોગવાતો આ સંસાર મિથ્યા છે. હું એવુ કહેતો નથી. સઘળે જ જીવનતત્ત્વ પ્રસરેલું છે, કશું જ મિથ્યા નથી .. શરીર એ જ્ઞાનનું સાધન છે, સાધનને જે લોકો સર્વસ્વ માને છે, અગર સાધનને જે લોકો વગર સમજથી તિરસ્કારે છે, તે બંને અજ્ઞાનીઓ છે, વિષયી પણ અજ્ઞાની છે, ચોખલિયો પણ અજ્ઞાની છે.' અહીં સંયમીને 'ચોખલિયો' કહેવા જેટલો લેખકને તેના પ્રત્યે તિરસ્કાર છે.

લેખકની નિરૂપણકલા, શૃંગારના, સંવનન, ચુંબન-આલિંગનના આલેખનમા સારી કળાએ ખીલી ઊઠે છે. લેખકના સભાન પ્રયાસનુ જ એ પરિણામ લાગે છે

રસિકતાના વિષયમા લેખક મુન્શીની હરિફાઈ કરતા જણાય છે પણ તે સ્થૂળ વિશેષ છે અને તે શૃંગારી સંસ્કૃત કવિતાને અનુસરે છે.

નવલમાની 'તત્ત્વજ્ઞાનપૂર્ણ નક્કરાઈ' આકર્ષ છે તો ખરી, પણ આદર ઉપજાવતી નથી.

સફળ વસ્તુગૂંથણી, યોગ્ય પાત્રવિકાસ, ભેદતત્ત્વ, ટૂંકા મર્માળા અર્થસૂચક સંવાદો, વિગેરે ગુણોને કારણે નવલ વાચનીય તો બની જ છે.

'પ્રેમગંગા'માં લગભગ આંત જાણીતા નવ પ્રેમકિસ્સાઓ છે. લેખક માને છે કે પ્રેમનો ઉદ્ભવ 'કામ'માંથી થાય છે, અને તેથી એ પ્રેમકિસ્સાઓમાં પ્રેમના આલેખનમા કામને પ્રધાનપદ એમણે આપ્યું હશે! અને છતાં તેઓ માને છે કે વાર્તાનાં પાત્રોનો પ્રેમ 'ગંગા જેવો શુદ્ધ' છે।

લેખક માને છે કે પોતે પ્રેમનું આલેખન કર્યુ છે. પણ હકીકતમા તો પાત્રોની કામુકતા અને ઉન્માદને સારી રીતે બહેલાવ્યાં છે. કેટલાક પાત્રો પ્રથમ દૃષ્ટિએ પ્રેમમાં પડે છે અને પ્રથમ પહેલા આકર્ષાય છે સુડોળ શરીરથી પછી વાગ નવરમા શરીરથી।



'ભગવન આ લોકોને ક્ષમા કરો। પોતે શું કરે છે એની એમને ખબર નથી।'

# ભગવાન ઈશુ

સોમભાઈ પટેલ

(દીનાટાણું થયું છે હળવા ડગલાં ભરતો ઈશુ સાયમન નામના એક ફરીસીને ત્યાં જઈ રહ્યો છે એણે ઈશુને જમવા નોતર્યો છે ભાતભાતની અનેકવિધ સ્વાદિષ્ટ વાનીઓથી થાળ પિરસાઈ રહ્યા છે સાયમન પોતાના ઘરના આંગણામાં ઊભોઊભો ઈશુના આગમનની રાહ જોઈ રહ્યો છે, ત્યાં તો દૂરથી ઈશુને આવતો જોઈ એ દોડતો એની સામે જાય છે ને એનો હાથ પકડીને ઘરે લઈ આવે છે ઘરમાં જઈ એ ઈશુને જમવા બેસાડે છે.

હજી તો ઈશુએ થાળમાંથી પહેલો કોળિયો પણ ભર્યો નથી ત્યાં તો મેરી નામની એક પતિતા ત્યાં આવી ચઢે છે એના હાથમાં સુગંધી દ્રવ્યોથી ભરેલો આરસનો એક કટોરો છે ઈશુને જોતાંવેત એની આંખો આંસુથી છલકાઈ જાય છે ઈશુને ચરણે પોતાનું માથું મૂકીને જીવનજળ સમા આંસુથી એ એના ચરણ ધુએ છે ને રેશમ કરતાંયે વધુ સુંવાળા એવા પોતાના વાળથી એ લૂછે છે પછી સુગંધી તેલથી ઈશુના પગ પખાળી એને એ ચૂમે છે ઈશુ બે હાથે મેરીનું મોં ઊંચું કરી એનાં નયનોમાં પોતાનાં કરુણાઝરતાં નયનો પરોવે છે જાણે કે વીત્યા જીવનની અંધારી ખાઈમાંથી નીકળવા મથતી હોય એવી એક રેખા એના લલાટ પર અંકાય છે ને એ બોલે છે )

મેરી ભગવાન !

ઈશુ બેટા !

(અને તરત જ મેરી ઈશુના ખોળામાં પોતાનું માથું મૂકીને આંખો ઢાળી દે છે ઈશુ એના માથા પર પોતાનો પ્રેમાળ હાથ ફેરવે છે કર્યાં કર્મના તીક્ષ્ણ અગ્નિ પર જાણે કે ગંગાજળનાં અમી છાંટણાં છંટાતાં હોય એવી શાતા એ અનુભવે છે)

ઈશુ. બેટા કલ્યાણ હો !

મેરી પિતા આપે મને ક્ષમા દીધી ?

ઈશુ: ક્ષમા ? કોણ કોને ક્ષમા આપે છે ?

મેરી આપ તો કરુણામૂર્તિ છો દેવ ! ખરાબે ચઢેલા મારા આ જીવનનાવનું સુકાન આપના હાથમાં સોંપીને આજે હું નચિંત થાઉં છું અખિલ દો ક્ષમામય કે આપની કાયાની જેમ મેં પણ ઉતારેલો મોહપાશ મારા આ દેહને ફરી વાર કદિ પણ અભડાવે નહિ !

(આ દશ્યે સાયમન આભો બની જાય છે ! એ વિચારે છે, મેરી જેવી એક પતિત ઈશુ જેવા પવિત્ર પુરુષના અંગને અડે અને એમના પગ પખાળી ચૂમે એ તો ભારે અધર્મ ગણાય ! થોડી વારે એ બોલે છે )

– સાયમન પ્રભુ ! આપની હાજરીમાં આવો અધર્મ ?

ઈશુ અધર્મ શેનો ભાઈ ?

સાયમન હા પ્રભુ, અધર્મ તો ખરો જ ને ! આખા ગામના ઉતાર જેવી એક પાપી સ્ત્રી, એક અધમ પતિતા આપના ચરણ ચૂમે અને આપ એ બેઠા એ જોયા કરો અને આશિષો અર્પો એ તે આપને શોભે ? આપ જેવા મહાત્મન આવો આ અનર્થ સહન પણ શી રીતે કરી શકો છો ? આવા પાપીજનો તો આપણને ભારરૂપ છે !

ઈશુ શા સારુ ન શોભે ભાઈ ? એમાં અનર્થ શેનો ? આ બાઈએ અહીં આવી કંઈ ખોટું કામ કર્યું હોય એવું તો મેં કશું જોયું નહિ ! ભાઈ સાયમન માનવી માનવીને ભારરૂપ નથી બનતો ! ભારરૂપ તો બને છે માનવીની નિષ્ક્રિયતા એનો આડંબર ને એની જડતા ! પશ્ચાત્તાપના પ્રચંડ અગ્નિમાં મેરીનો આડંબર બળી ગયો ને એની જડતાની જડ સુદ્ધાં ઊખડી ગઈ ! જીવનના તાણાવાણા વણતાં વણતાં પ્રભુપંથે ડગલાં માંડતાં એણે નિષ્ક્રિયતાને પણ ટાળી દીધી છે !

સાયમન ભગવાન આપ તો પરમ જ્ઞાની છો આપ આટલું પણ ન સમજી શક્યા કે આવી પતિતાનો

તો પડછાયો પડતા પણ આપણને પાતક લાગે !

ઈશુ : સાયમન, ભાઈ, કોણ સારું ને કોણ નરસું, કોણ પવિત્ર ને કોણ પતિત એનો ન્યાય તોળનારા આપણે કોણ ? બારી કાચના પડછાયો પડતા પણ પાતક લાગે ત્યારે, એવી કાચી માટીના અને દુર્બળ કાયા કામની પણ શું ? એવી એ કાયામાં બેઠેલો હંસલો જીવનના ઘડતર કેટલાક પડદા એટલું તો કહે !

સાયમન : ભગવાન, આવું આવું તો મને કંઈ સમજાતું નથી ! હું તો માત્ર આટલું વિચારી રહ્યો છું, કે આજના દહાડા સુધી આ જગતમાં જે ચાલતું આવ્યું છે એ ખોટું હશે ?

ઈશુ : ભાઈ, જગતમાં શું ચાલતું આવ્યું છે ? એ ચાલતું કર્યું કોણે ? દેશ, કાળ ને સંજોગોની ત્રિવેણીએ જેમ જીવનમાં તેમ જગતમાં પણ પલટા આણ્યા છે, આણે છે ને આણ્યા કરશે ! બાકી સાયમન, આજે હું તારે ત્યાં આવ્યો ત્યારે દેહશુદ્ધિ માટે તેં મને પગ ધોવા પાણી ન દીધું પણ આ મેરીએ તો એના અશ્રુપ્રવાહથી મારા પગ પખાળ્યા ને પોતાના વાળથી એ લૂછ્યા. તારે આંગણે આવ્યો ને તેં મને આલિંગન ન દીધું પણ એણે તો સુગંધી દ્રવ્યોથી અભિષેક કરી મારા ચરણ ચૂમ્યા ! બોલ તો સાયમન તેં જે ન કર્યું તે આ મેરીએ કર્યું એમાં શું ખોટું થયું ?

સાયમન : પણ ભગવાન તમે તો એને ક્ષમા આપો છો ને આશિષો દો છો. એ તો આપનો ભારે અત્યાચાર કહેવાય !

ઈશુ : જે સમાજના હું અને તું પ્રતિનિધિ છીએ એ સમાજે તો આ મેરી જેવી અનેક મેરીઓને ધક્કા મારીને સંસારની આવી અંધારી ખીણમાં હડસેલી મૂકવાના અનેક અત્યાચારો કર્યાં છે. એમના એ અત્યાચારો કરતા ક્ષમા અને આશિષોનો મારો આ અત્યાચાર કંઈ ચઢિયાતો છે સાયમન ! મેરીના અંતરના ઊંડાણેથી વહેતા વીરડા જીવનના પસ્તાવાના વિપુલ ઝરણામાં ડૂબકી મારીને એણે તો જીવન-શુદ્ધિ સાધી પણ સંસારમાં ડગલે ને પગલે આવી ખીજો ને ખાબોચિયાં ખોદનારા આપણે તો કોણ જાણે ક્યારે જીવનશુદ્ધિ પામીશું ? સાયમન, પાપીનો નહિ પણ પાપનો વિનાશ કરવાને બદલે આપણે તો પાપીનો વિનાશ કરી પાપને પંપાળ્યા કરવાનો જ ને લીધો છે ! ભાઈ તું ગમે તે કહે પણ મેરી મંદિર મના બનીને આજે અહીં આવી છે તો મારી, આ પુત્રની દૃષ્ટિએ એ પવિત્રતાની સાક્ષાત મૂર્તિ છે, મેરી મારી પુત્રી બનીને આવી છે તો મારી, એના પિતાની દૃષ્ટિએ એ નિર્દોષતાના અવતાર સમી છે કોઈ પુત્ર ને કોઈ પિતા પોતાની માતાને ને પુત્રીને જાકારો દઈ શકે એટલું તો કહે સાયમન ! ઈશ્વરે સરજેલા કોઈ પણ જીવમાં દોષ જોતા પહેલા માનવી જાતના અંતરમાં એક ડોકિયું કરી લે તો જગત કેટલું ઊંચું આગળ વધે ? સાયમન માનવીના જીવનમાં પોતાના ને પરાયાના ભેદ ભૂલીને સમભાવ ને સમદૃષ્ટિથી સૌને જોવાની એક વખત, માત્ર એક જ વખત તાલાવેલી જાગે તો અહીં, આ દુનિયા પર સ્વર્ગનું સામ્રાજ્ય ઊતરે એ બનવા જેવું નથી ભાઈ !

(સાયમન ઈશુનો વાણીપ્રવાહ સાંભળી રહે છે મેરી એ પ્રવાહને અંતરના ઊંડાણમાં ઉતારી જીવન-પરિવર્તનના માર્ગે ડગલાં ભરતી હોય એમ બહાર નીકળે છે ઈશુ મેરીના ડગલાં તરફ દૃષ્ટિ માંડી જોઈ રહે છે.)

મેરી : પિતા ! મારા હૈયા પર ખડકાયેલી મોહ પાશની શલ્યાનો પાપભાર ઉપાડી લઈને આજે તેં મને ઊંડા અંધારેથી પ્રકાશપથે વાળી લીધી ! આ સંસારની કાજળકાળી કોટડીમાં પુરાવા છતા એની કાળાશનો ડાઘ મારા આ તન મન કે અંતરને કદી પણ ન લાગે એટલી આશિષ દેજે સ્વામી આજે સાધેલા તારા નામસ્મરણના પારસમણિથી મારા આ જીવનને ઉજાળતી હું તારા સામ્રાજ્યમાં પ્રવેશી શકું એટલી મારે હૈયે હામ દેજે દેવ !

(મેરી ઈશુની સામે એક વખત નજર કરે છે અને પછી ઈશુને પગને પાવન બનેલી ધૂળની ચપટી લઈ પોતાને મસ્તકે ચઢાવે છે)

•

અનિલ, જેણે ઝીલ્યાં પ્રથમ સૂર્યકિરણો,
બન્યું લક્ષ્ય મારું ઊંચેરા શિખર તો ! —અનિલ

# મેં નહીં માખન ખાયો



★

'સુરદાસ'ના કૃષ્ણભક્તિ ને લીલાવર્ણનના પદો કેટલાં સુમધુર છે। કોમલ પદાવલીની લયમાધુરી હૃદય-મનમા રહી રહીને ગુંજ્યા કરે એટલી મીઠી છે. વલ્લભાચાર્ય પંથના પુષ્ટિમાર્ગીય કવિઓએ કૃષ્ણલીલા વિશેષ ગાઈ છે, એમા સુરદાસનુ સ્થાન ઊંચુ છે સુરદાસની ભાષા આજની સાહિત્યિક હિન્દી નહી પણ તે કાળની જનતાની જીવતી ભાષા છે. આજે એ થોડી અપરિચત લાગે તે છતાં મનમા ગુંજે એટલી પ્રિય છે

ગોવાન મિત્રોની સહાયથી બાળકૃષ્ણ શીકા પર ટાંગેલ માખણની મટકી ઊતારી બાળમિત્રો સહિત પોતે ઉડાવે છે એમ કરતા એને જસોદા પકડી પાડે છે પછી બાળકૃષ્ણ બાળસહજ ભોળપણથી જે બહાના બતાવી પોતાની નિર્દોષતા પૂરવાર કરવા મથે છે તેનુ ચિત્ર આ પદમા સુરદાસે આલેખ્યું છે.

એ બહાના પણ કેવા છે! મા હું તો સવારનો ગાયો ચરાવવા ગયો હતો, અને સાંજે પાછો આવ્યો મા મારા હાથ તો ટૂકા છે આટને ઊંચે લટકતા શીકા પર એ કયી રીતે પહોચે? મા, તું કેટલી ભોળી છે? પારકાના કહેવાથી તે માની લીધું કે મેં માખણ ખાધુ! ગમે તેમ પરાયો જાયો ખરો ને!

બાલકૃષ્ણના આ વચનથી જસોદા હસીને તેને ગળે લગ ડી દે છે। "'સુરદાસ' તબ બિહંસિ જસોદા, લે ઉર કંઠ લગાયો' માતૃસ્નેહ અને વાત્સલ્યતાનું કેવું સુંદર આલેખન!

★

મૈયા મોરી મૈ નહી માખન ખાયો.
ભોર ભયે ગૈયન કે પીછે, મધુબન મોહિં પઠાયો.
ચાર પહર બંસીબટ ભટકયો. સાંઝ પરે ઘર આયો.
મૈયા મોરી૦

મૈ બાલક બહિયન કો છોટો છીકો કોહુ બિધિ પાયો,
ગ્વાલ બાલ સબ બૈર પરે હૈ, બરબસ મુખ લપટાયો.
મૈયા મોરી૦

તૂ જનની મનકી અતિ ભોરી, જિન કે કહે પતિયાયો,
જિય તોરે કછુ ભેદ ઊપજિ હૈ. જાન પરાયો જાયો.
મૈયા મોરી૦

યહ લે અપની લકુટિ કમરિયા, બહુતહિં નાચ નચાયો,
'સૂરદાસ' તબ બિહુસિ જસોદા, લે ઉર કંઠ લગાયો.
મૈયા મોરી૦

# બાપુ અને બડેદાદા

બડેદાદા ગુરુદેવ રવીન્દ્રનાથના સૌથી મોટાભાઈ એટલે કુટુંબ-પરિવારમાં, મિત્રમંડળમાં અને શાંતિનિકેતનમા સહુ તેમને 'બડેદાદા'ના વહાલસોયા નામે બોલાવતા બાળક જેવું નિર્દોષ, નિર્મળ, પવિત્ર અને ભોળું એમનું હૃદય, એમની ચેતના સમુદ્ર જેવી શાંત ગંભીર હતી બડેદાદા સાચે જ પ્રજ્ઞાવાન પુરુષ હતા. હિન્દુ ધર્મશાસ્ત્રો, દર્શનશાસ્ત્રોનો એમનો અભ્યાસ તલસ્પર્શી અને ઊંડો હતો. પ્રકાંડ પંડિત હોવા છતા હમેશા ફૂલ શા હળવા અને પ્રફુલ્લ રહેતા જ્ઞાન ગુમાનની ગાંસડી એમણે કયારેય શિરે નહોતી ઊપાડી. એમનું વ્યક્તિત્વ પ્રાચીન ઋષિઓ જેવું હતુ. પ્રકૃતિના લાડકવાયા પંખીઓ એમના હેતાળ હૈયાને પારખી ગયેલા–ચકલા, ખિસકોલા તો નિર્ભયતાથી પોતાના માળામા રમતા હોય એમ, બડેદાદાના શરીર પર આવીને બેસતા, ગેલ કરતાં!

બડેદાદાનુ પૂરુ નામ દ્વિજેન્દ્રનાથ ટાગોર. બાપુ પ્રત્યે એમને ખૂબ જ પ્રેમ અને આદર હતો બાપુના અવતાર-કાર્યને એ દ્રષ્ટા ઋષિએ ઓળખી લીધું હતુ ભારતની જ નહી પણ સમસ્ત માનવજાતની મુક્તિનો મંત્ર બાપુની સાધનામા એમણે જોઈ લીધો હતો

બાપુ પ્રથમવાર શાંતિનિકેતન ગયા ત્યારે એમણે પહેલી જ વાર બડેદાદાના દર્શન કર્યાં ત્યારે બાપુએ કહેલુ 'ભારતવર્ષના પ્રાચીન ઋષિની જીવંત મૂર્તિ આજે મને જોવા મળી! આજ સુધી મે કેવળ પુસ્તકોમાં જ વાચેલુ જે પશુ પંખીઓ માત્ર અવાજ સાંભળીને ભયથી નાસી છૂટે છે તેઓ બડેદાદા પાસે પ્રેમથી આવીને ખેલકૂદ કરે છે! મૈત્રી અને પ્રેમની જ આ લીલા છે!'

બાપુએ જ્યારે એમને 'બડેદાદા!' કહીને બોલાવ્યા ત્યારે તેઓ ખૂબ હરખ્યા. પછી બાપુને કહ્યુ 'તમે વયમાં મારાથી નાના છો પણ કર્મે મારાથી શ્રેષ્ઠ છો તમે તો અનંત-ગુણવાળા કૃષ્ણ છો જ્યારે હુ તો તમારો ગુણહીન મોટો બલરામદાદા છુ! પણ હુ તમને ચાહીશ દુઃખની વાત છે કે હવે હુ ઘરડો થવા લાગ્યો છું. તમારી સાધનાની સિદ્ધિ જોવાનું મારા નસીબે નહી લખાયુ હોય, એટલે નહી જોઈ શકુ. પણ એટલું તો હુ આજે અત્યારે ય જોઈ શકુ છુ કે દરેક યુગમા જે મહાન ઋષિ-મુનિઓ થઈ ગયા છે તેમની જ પરંપરામા તમે આવો છો. ભિષ્મ, વિદુર, મહાવીર, બુદ્ધ, કબીર, તથા નાનક જેવા મહાપુરુષો આ જ રસ્તે ગયા છે આ સાધકોની ધારા અણખૂટ વહી છે લાંબાકાળથી એ ધારા સુકાવા આવી હતી ત્યા તમે આવી એને ઝડપથી વહેતી કરી દીધી છે ભારતની એ શાશ્વતધારાને અખંડિત રાખવાનો પુરુષાર્થ એ જ તમારું અવતારકાર્ય છે

આમ શ્રેષ્ઠ તો તમે જ છો પણ જયેષ્ઠ તો હુ જ છુ તમે મને 'બડેદાદા' કહો છો એટલે મોટાભાઈના નાતે આશીર્વાદ આપુ છુ કે તમારી સાધના અમર તપો! ભારત આઝાદ થશે તે પછી પણ તમારી સાધનાની દેશને જરૂર રહેશે જ '

બડેદાદાને સૌથી નાનાભાઈ 'રવિ'–રવીન્દ્રનાથ ટાગોર પર ખૂબ જ વહાલ. કવિ વિશ્વપ્રેમના સિદ્ધાંતનો પ્રચાર કરતાં તેની તેમને જાણ હતી છતાં બાપુની જીવનદૃષ્ટિ અને યુગકાર્યમાં અનન્ય શ્રદ્ધા-ભક્તિ હતી કવિ જ્યારે સિદ્ધાંતની બાબતમા બાપુથી જુદા પડતા ત્યારે બડેદાદાને દુઃખ થતુ બાપુના અસહકાર આંદોલન સાથે જ્યારે કવિ સંમત થયા નહીં તેથી બડેદાદાને ખૂબ જ દુઃખ થયેલુ એમણે તો બાપૂને એક ગુપ્ત કાગળ પણ લખ્યો 'રવિ ખોટે માર્ગ જઈ રહ્યો છે. જ્યારે ભારતમાતા પોતાના નવા પુત્ર 'સ્વરાજ'ને જન્મ આપવા પ્રસૂતિ પહેલાંની પીડા સહન કરી રહી છે ત્યારે રવિ ગાવા–બજાવવામા મસ્ત છે તે વિશ્વબંધુત્વના વૃક્ષની ડાળો પર પાણી છાંટી રહ્યો છે, પણ એના મૂળ તો પાણીના અભાવે સુકાઈ રહ્યા છે! હુ હાર્દિક રીતે દુઃખી છુ. તમે જ મારી આશાના ધ્રુવ-તારક છો ઈશ્વર તમારા પર અહોનિશ આશીર્વાદ વરસાવતા રહો!'

બાપુ ગુરુદેવની વિશ્વવ્યાપી પ્રતિભાને જાણતા

હતા. થઇ રાગદ્વેષથી પર એવા એમના ઉદાર હૃદયને ઓળખતા હતા તેથી એમણે બડેદાદાને વળતા જવાબમાં લખ્યું કે, આપ રવિબાબુ વિશે ચિંતા ન કરશો. તેઓ જે કંઇ લખે છે તે સદ્ભાવથી લખે છે હું તેમને મળીશ ત્યારે આ અંગે વાત ચીત કરીશ.'

સ્વાભાવિક ભોળપણને કારણે બડેદાદા એમ જ માનતા કે નાના 'રવિ'માં જરૂરથી વધારે ઉત્સાહ અને કલ્પનાશક્તિ છે અને તેને પ્રસંગોપાત નિયંત્રણમાં રાખવાની જરૂર છે એક દિવસ સવાર સવારમાં રવિને બોલાવીને ઠપકો આપતા કહેવા લાગ્યા 'રવિ તારી સંસ્થાને ગાંધીજીને કાં સોંપતો નથી? ભારતને એમણે જે રીતે જાગ્રત કર્યું છે તેમ તો તું ક્યારેય કરી શકવાનો નથી એ જ દિવસે સાંજ વળી એમને ડંખવા લાગ્યું કે રવિને સવારમાં નકામો ઠપકાર્યો! એમણે વિચાર્યું સમસ્ત સંસ્કૃતિઓનું આતિથ્ય કરવાનો રવિનો આદર્શ તો બહુ જ ઊંચો છે પણ એ આદર્શને સમજનાર કેટલા? એ આદર્શ સુધી પહોંચતા દેશને યુગો લાગશે. વળી રવિની તબિયત પણ હમણાં સારી રહેતી નથી એ પ્રવૃત્તિનો ભાર ઉપાડી શકે એમ નથી એ જ વસ્તુ ચિંતાજનક છે

૧૯મી નવેમ્બર ૧૯૨૫ના રોજ બડેદાદાનું અવસાન થયું ત્યારે બાપુએ યંગ ઇન્ડીઆમાં એમને શ્રદ્ધાંજલિ આપતા લખ્યું બડેદાદા ચાલ્યા ગયા

આવા હતા બાપુના બડેદાદા

*

## માનવશરીર

એક દિવસ ભગવાને ચંદ્રનું સ્મિત ગુલાબની ગંધ અને અમૃતની મધુરતાને એક સાથે ભેળવી તેને એક માટીના ખોળિયામાં ભરી દીધાં ખોળિયામાં ચમક આવી દેવદૂતો તો આશ્ચર્યથી જોઇ જ રહ્યા એકે પૂછ્યું તો ભગવાને કહ્યું મેં આ એક નવી ચીજ બનાવી છે એનું નામ છે જીવન દુનિયાની સર્વોત્તમ વસ્તુઓમાંથી એ બનાવ્યું છે ' પણ વાતને વચમાંથી જ અટકાવતાં એક ઘરડા દેવદૂતે કહ્યું ધૃષ્ટતા માટે ક્ષમા કરજો પ્રભુ! દુનિયાની શ્રેષ્ઠ ચીજોમાંથી આપે જીવનનું સર્જન કર્યું એની જેટલી પ્રશંસા કરવામાં આવે એટલી ઓછી છે પરંતુ તમે એને માટીમાં કાં નાખ્યું? માટી તો સૌથી તુચ્છમાં તુચ્છ અને જડમાં જડ વસ્તુ છે! એ સાંભળતા જ ભગવાનના લાલ હોઠો પર એક મધુર સ્મિત વિલસી રહ્યું હસીને ભગવાને પેલા દેવદૂતને જવાબ આપતા કહ્યું 'એ જ તો જીવનનું રહસ્ય છે માટીના શરીરમાં મેં સંસારનું બધું જ સુખ સૌંદર્ય ઢાળી દીધું છે– જડમાં આનંદનું પરમ ચૈતન્ય પ્રગટાવ્યું છે આ અમૂલ્ય સંયોગનો જે ચાહે તે ઉપયોગ કરી શકે છે શરીરને જ મહત્ત્વ આપનારો માટીની જડતાને ભોગવશે અને આનંદ માણશે. પણ તે માટીના ઢેર પેઠે ક્ષણિક હશે. એટલા માટે જીવનની દરેક ક્ષણ મૂલ્યવાન છે જે જેટલું ઊંઘશે તેટલું ગુમાવશે

ભગવાનના ખુલાસાથી ઘરડા દેવદૂતની શંકાનું તો સમાધાન થઇ ગયું પરંતુ એક યુવાન દેવદૂતની જિજ્ઞાસા શાંત ન થઇ તેણે ભગવાનને પૂછ્યું 'પરંતુ ભગવાન! આપે પરમ સુખ–સૌંદર્ય આપનારી એ દુર્લભ ચીજોને જીવન જેવા જીવનને માટીમાં કાં ઢાળી? સોના જેવી કીમતી ધાતુમાં નહીં તો ચાંદીમાં ય ઢાળી હોત તો!'

ભગવાને સૌમ્યભાવે કહ્યું વત્સ! તું માટીના અવગુણો જ જુએ છે ગુણો કાં નથી જોતો? તને ખબર છે ને કે માટીમાં જ અંકુર ફૂટે છે? મેં શરીરને કર્મક્ષેત્ર બનાવ્યું છે એમાં કર્મોના અંકુર ફૂટશે એ રીતે મેં મનુષ્યની ખેતી ખુદ એને પોતાના હાથમાં સોંપી છે જેવું વાવે તેવું લણે!

---

બહેનોને પડદામાં રાખો, લગ્ન થતાં ચાંલ્લા કરો અને મરણ બાદ શ્રાદ્ધ કરો બસ, એટલો જ ધર્મ રહી ગયો છે જેમ મુડદા પર ગીધો તૂટી પડે છે તેમ બધા સમાસ જમીએ શ્રાદ્ધને દિવસે મિષ્ટાન્ન જમવાને માટે એકઠા થાય છે પણ મનુષ્ય જીવતો હોય છે ત્યારે તે ભૂખે મરતો હોય તો પણ કોઇ જતું નથી એવા ધર્મને ધિક્કાર છે

–વિનોબા

# ખરો ત્યાગી

અબ્દુલ વાલોડી

*

એક વખતે ખલીફા હઝરત ઉમર રાજ્યના પ્રવાસે નીકળ્યા હતા ફરતા ફરતા તેઓ હમસ શહેરમા આવી પહોંચ્યા. શહેરની હાલત વિશે પૂછપરછ માટે જાણીતા શહેરીઓને મુલાકાત આપી અને પરિસ્થિતિનો તાગ મેળવ્યો પછી હઝરત ઉમરે શહેરના હાજતમંદો અને ગરીબોની યાદી માગી નામાવલિ આવી નામાવલિ વાચતા વાચતાં તેમા હમસ શહેરના વહીવટદાર સઇદ બિન આમિરનુ નામ આવતાં હઝરત ઉમરને અત્યંત આશ્ચર્ય થયુ એમણે તરત પૂછ્યુ

આ કયા સઇદ છે?

લોકોએ કહ્યુ એ અમારા વહીવટદાર છે।

લોકોનો એ જવાબ સાંભળી હઝરત ઉમરને વિશેષ આશ્ચર્ય થયુ એમણે કહ્યુ સઇદને રાજ્ય તરફથી પગાર મળે છે હુ ધારુ છુ કે તે વ્યાજબી છે, તો પછી સઇદ ગરીબ કેમ થઈ ગયા?

'આપની વાત સાચી છે– લોકોએ કહ્યુ– પણ સઇદ સાહેબ ખૂબ જ ઉદાર અને પરદુ:ખભંજન છે બીજાની ગરીબી એમનાથી જોઇ જતી નથી કોઇ હાજતમંદ એમની દૃષ્ટિએ પડે છે તો એને મદદ કરે છે. આખરે આમ એમની પાસે છેવટે કશુ જ બચતુ નથી।'

લોકોનો આ જવાબ સાંભળી હઝરત ઉમરની આંખમા આંસુ આવી ગયા. એમણે તરત એક હજાર દીનાર આપી એક કાસદને સઇદને ત્યા મોકલ્યો કાસદને કહ્યુ કે જાવ સઇદને જઇને મારા સલામ કહેજો અને કહેજો કે અમીરુલ મોમિનીને આ હજાર દીનાર તમારી જરૂરિયાત માટે મોકલી આપ્યા છે

કાસદ એક હજાર દીનાર સાથે સઇદ બિન આમિરને ત્યા ગયો અને સલામ કરી ખલીફાનો સંદેશો કહી હજાર દીનાર તેમની સામે ધર્યાં સઇદના મુખ પર ખેદની લાગણી પ્રસરી ગઈ દીનાર પર નજર નાખીને તેઓ મોઢા માટે બોલી ઊઠ્યા

"ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજિઊન'
(અમે અલ્લાહને માટે જ છીએ અને અમારે અલ્લાહની તરફ જ વળવાનું છે)

એ સાંભળી તેમના પત્ની ઘરકામમા રોકાયેલા હતા તે ત્યા આવી પહોંચ્યા. તેઓ ગભરાયેલાં લાગતા હતા આવતાની સાથે સઇદને પૂછ્યુ, "શુ થયુ? ખુદા ન કરે, અમીરુલ મોમિનીનનુ મૃત્યુ તો નથી થયુ ને?'

"ના, મૃત્યુ તો નથી થયુ, પણ એથીય વિશેષ ગંભીર ઘટના બની છે।" સઇદે જવાબ આપ્યો

શુ ખુદાની કોઇ નિશાની જાહેર થઈ?'

'ના પણ એથીય વિશેષ ગંભીર બાબત બની છે

પણ એ તો કહો કે વાત શુ છે! આપ આટલી બધી વ્યાકુળતાથી ઇન્ના લિલ્લાહે' કેમ પઢી રહ્યા છો?

સઇદ બિન આમિરે ખલીફાએ મોકલેલા હજાર દીનાર તરફ આંગળી ચીંધીને પત્નીને કહ્યું: "જુઓને આ માયા મારા ઘરમાં આવી છે। કજિયો ઘરમાં દાખલ થઇ ચૂક્યો છે। ખુદા એનાથી બચાવે।।

સઇદના પત્ની તરત સમજી ગયા કે મામલો શુ છે કેમ કે તેઓ સઇદની ત્યાગવૃત્તિ, સાદાઈ અને દુન્યવી ઝઘડા નોતરનાર ધન પ્રત્યેના અણગમાને સારી રીતે જાણતાં હતા એટલુ જ નહી, પોતાનો સ્વભાવ પણ એવો જ હતો સઇદને સાંત્વન આપતા તેમણે કહ્યુ આપ આ પૈસાથી ગભરાવ છો શા માટે? એ રકમનો આપને યોગ્ય લાગે તેમ સદુપયોગ કરજો

પત્નીના જવાબથી સઇદ બિન આમિરને સાંત્વન મળ્યુ અને હજાર દીનાર સ્વીકાર્યા ખલીફાને સલામ કહેવડાવીને કાસદને વિદાય કર્યો.

થોડા દિવસ પછી હમસ શહેરમાંથી મુજાહિદોનો એક કાફલો પસાર થતો હતો. એ કાફલાને સઇદ બિન આમિરે હજારે હજાર દીનાર તેના જરૂરિયાત માટે ખર્ચવા આપી દીધા.

સુમન જેવી સુકોમળતા મહુ યે ચહાય છે કિન્તુ,
સહજ આઘાતથી કોને ઘવાવાનુ કહો ગમશે? – અનિલ

# શ્રેષ્ઠ યજ્ઞ

મુકુન્દભાઈ

*

મગધદેશમાં બુદ્ધ ભગવાન ગામે ગામ શિક્ષા આપવા ફરતા હતા. તે વખતે એક વાર કૂટદન્ત નામનો એક શ્રીમંત બ્રાહ્મણ બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાંભળવા ગયો. કૂટદન્તે મોટો યજ્ઞ માંડ્યો હતો અને યજ્ઞમાં હોમવા માટે ઘણા પશુઓને તેણે ખરીદ્યા હતા. તે ભગવાનને નમન કરીને બોલ્યો, "ભગવન્ આપ યજ્ઞ વિશે શું કહો છો?"

ભગવાન્ બુદ્ધ બોલ્યા "હે બ્રાહ્મણ પહેલાના વખતમાં મહાવિજિત નામે બળવાન રાજા થઈ ગયો. તેને મહાયજ્ઞ કરવાનું મન થયું એટલે તેણે પોતાના પુરોહિતની એ બાબતમાં સલાહ માગી.

"પુરોહિત બોલ્યો 'મહારાજ આપની ઇચ્છા ઉત્તમ પ્રકારની છે. પરંતુ આપની પ્રજા હજી ભયથી મુક્ત નથી. ચોર લૂંટારુઓ હજી તેને ત્રાસ આપે છે એમાં આપ મહાયજ્ઞ સારુ પ્રજા ઉપર કર નાખો એ ઠીક ન કહેવાય. આપને કદાચ મનમાં થશે કે પ્રજાને રંજાડનાર એ ચોર વગેરે લોકોને પકડીને ફાંસીને માંચડે ચડાવી દઉં, તો દેશ કંઈક શાંતિ અનુભવશે પરંતુ એ ખોટી માન્યતા છે દેશને આબાદ કરવાનો માર્ગ તો આ છે જે લોકો ખેતી અને ગોરક્ષાનું કામ કરે છે તેઓને આપ બીજ, જમીન અને અન્નવસ્ત્રાદિ આપો. જે લોકો વેપાર કરી શકતા હોય તેઓને વેપાર માટે ધન આપો જે રાજકાજમાં કુશળ હોય તેઓને સારો પગાર આપો, જે વિદ્યોપાર્જનનું કામ કરતા હોય તેઓને બધી સગવડ કરી આપો. આપ આમ કરશો તો રાજ્યમાં લૂંટફાટ થશે નહિ લોકો પણ સુખી થશે અને સાથે સાથે રાજ્ય પણ આબાદ બનશે'

"પુરોહિતની આવી હિતકારી વાત સાંભળીને રાજા પ્રસન્ન થયો. તેણે તે જ દિવસથી એ પ્રમાણે કરવા માંડ્યું અને થોડા જ વખતમાં આખું રાજ્ય સમૃદ્ધ અને સુખી બની ગયું. પછી રાજાએ ફરીને પુરોહિત આગળ મહાયજ્ઞની વાત મૂકી. એટલે પુરોહિત બોલ્યો, 'મહારાજ, હવે આપ ખુશીથી રાજ્યના મુખ્ય ક્ષત્રિયો પ્રધાનો, સભાસદો બ્રાહ્મણો, વણિકપુત્રો વગેરેને બોલાવી મહાયજ્ઞની વાત કરો'

'રાજાએ એ પ્રમાણે સૌને બોલાવીને કહ્યું, એટલે તરત જ એ સૌ પ્રતિનિધિઓએ રાજાની વાત વધાવી લીધી તેઓએ પ્રજા આગળ જઈને વાત કરી. પ્રજા પણ એ બાબતમાં સંમત થઈ અને સૌએ રાજીખુશીથી મહાયજ્ઞની તૈયારી કરવા માંડી કોઈની પાસે બળજોરીથી કશું કામ કરાવવું ન પડ્યું. રાજા ઉપર પ્રજાનો પ્રેમ હતો. એટલે તેઓએ પુષ્કળ ધન એકઠું કરીને રાજાને ચરણે ધરી દીધું. એ જોઈને રાજા બોલ્યો 'હે પ્રજાજનો, તમારી પાસેથી સામાન્ય કર રૂપે એકઠું કરેલું ધન રાજ્યના ભંડારમાં અખૂટ છે માટે તમારું આ ધન પાછું લઈ જાઓ વળી વધારામાં અહીંથી બીજું પણ લઈ જાઓ.'

રાજાજીના આવા ઉદાર વચનો સાંભળીને આગેવાનોએ વિચાર કર્યો, 'આ યજ્ઞ માટે ભેગું કરેલું ધન પાછું ઘેર તો ન જ લઈ જઈ શકાય. રાજાજી મહાયજ્ઞ કરે છે તો આપણે પણ નાનકડો યજ્ઞ કરીએ.' એમ વિચારીને તેઓએ તે ધનમાંથી એક દાનશાળાની સ્થાપના કરી."

બુદ્ધ ભગવાનની આ કથા સાંભળીને કૂટદન્ત બ્રાહ્મણે પૂછ્યું "અર્હંત! આ યજ્ઞ કરતાં ઓછો અઘરો તથા ઓછા આરંભવાળો, પરંતુ એના કરતાં વધારે કલ્યાણકારી બીજો કોઈ યજ્ઞ હોય ખરો?"

બુદ્ધ ભગવાન બોલ્યા - "સારા ચારિત્રવાળા, જ્ઞાનસંપન્ન એવા સેવાભાવી, ત્યાગી માણસને નિત્યદાન આપવામાં આવે તો આ યજ્ઞ કરતાંય તે ઉત્તમ છે"

કૂટદન્ત–' રાજાના યજ્ઞ કરતાં અને આવા નિત્યદાન કરતાં વધારે ઉચ્ચ યજ્ઞ હોય છે ખરો?'

ભગવાન બુદ્ધ–"ત્યાગી અને સેવાભાવી માણસો માટે આશ્રમ વગેરેની વ્યવસ્થા કરી આપવી તે પેલા બે કરતાં પણ ચડી જાય."

કૂટદન્તે ફરી પૂછ્યું: "અને હે ભગવન્! આ ત્રણ કરતાંય શ્રેષ્ઠ એવો યજ્ઞ હોઈ શકે?"

ભગવાન બુદ્ધ બોલ્યા "હા. માણસ હિંસા, ચોરી વ્યભિચાર ન કરે. અસત્ય ન બોલે. કેફી વસ્તુનું સેવન ન કરે તથા ધર્મને સમજે અને તેનું બરોબર પાલન કરે તે સૌ યજ્ઞોમાં શ્રેષ્ઠ યજ્ઞ કહેવાય."

# ચિકિત્સક બાપુ

એચ૦ સી૦ દાસપ્પા, એમ૦ પી૦

*

૧૯૩૧ના અંતમાં મહાદેવભાઈ પોલીસોના અત્યાચારની તપાસ કરવા માયસોર આવ્યા ત્યારે હું ત્યાંની કોંગ્રેસ કમિટિનો પ્રમુખ હતો. મહાદેવભાઈએ તપાસનો રિપોર્ટ બાપુને આપ્યો તેમાં મારો નામ ઉલ્લેખ કરેલો.

૧૯૪૦ જાન્યુઆરીમાં હું સખત માંદો પડ્યો. જ્વરે નના હુમલાથી હું જીવનમરણ વચ્ચે ઝોલા ખાતો હતો. બાપુને જ્યારે મારી માંદગીની ખબર પડી તો મહાદેવભાઈ પાસે પત્ર લખાવીને મને સેવાગ્રામ બોલાવી લીધો.

એક રીતે હું અભાગ્યો મનુષ્ય હતો, પણ બાપુના પ્રેમને કારણે મને એમના સાન્નિધ્યનો લાભ મળ્યો. મુસાફરી કરી શકવા જેટલી સ્વસ્થતા પ્રાપ્ત થતા જ ૧૯૪૦ ઑક્ટોબરમાં સેવાગ્રામ પહોંચ્યો. મારી માંદગી મારું સદ્ભાગ્ય બની ગઈ.

સૌથી પ્રથમ તો મને ખૂબ જ ચાવીચાવીને ખાવાની બાપુએ ફરજ પાડી. ત્યાર પછી ભારી પદાર્થો છોડાવી સાવ સાદું ભોજન આપવા માંડ્યું. મારું વજન ઘટવા લાગ્યું. ૫૬ દિવસમાં ૧૫૮ પરથી ૧૪૩ ઊતરી ગયું. પણ છેવટે છેવટે વજન ઘટવાની ગતિ ઓછી થતી ગઈ. એ અરસામાં નિસર્ગોપચારની તાલીમ લઈને શ્રી એસ૦ સી૦ દાસ વિલાયતથી આવી ગયા. બાપુએ મને ચિકિત્સા માટે એમને હવાલે કર્યો. એમણે તો બાપુ આપતા હતા એ ભોજન પણ બંધ કરી દીધું! એમણે તો આખા દિવસમાં માત્ર ૭ મોસંબી અને ૫ પાણીની જ રજા આપી. દરરોજ અર્ધો રતલ વજન ઘટાડવાની ક્રિયા ત્રણ મહિના સુધી ચાલી. છેલ્લા અઠવાડિયામાં તો મને માત્ર પાણી પર જ રાખ્યો. મારું વજન સાડીસુડતાલીસ રતલ ઘટી ગયું. દાસની સલાહથી બાપુએ મારો ખોરાક ચાલુ કર્યો. મારો રોગ તો કોણ જાણે ક્યાં નાસી ગયો! મારી રૂંધાયેલી પ્રાણશક્તિ જાણે ફૂટી! હું હરવાફરવા લાગ્યો. મને નવજીવન જ મળ્યું.

મને શંકા છે કે બાપુ ન હોત તો હું ભાગ્યે જ આકરા નિયમોનું પાલન કરી શકત! પાછળથી બાપુએ મને કહ્યું કે, 'મેં તમારો ઇલાજ પૂરા વિશ્વાસથી શરૂ કર્યો હતો. કેમ કે દક્ષિણ આફ્રિકામાં મેં રુસ્તમજીનો ઇલાજ આ જ રીતે કર્યો હતો.' અત્યંત આશ્ચર્યની વાત તો એ કે અત્યંત અટપટા રાજદ્વારી રોકાણોવાળા રોજિંદા જીવનમાંથી એ ચિકિત્સા માટે સમય ક્યાંથી કાઢી શકતા હતા!

આશ્રમજીવનની વાત, કસ્તુરબાનો ઉલ્લેખ કર્યા વિના અધૂરી જ ગણાય. બાપુની દેખરેખ ઉપરાંત રોગીઓના ભોજનની દેખરેખ 'બા' રાખતા હતા. એમનો માતૃસ્નેહ અને વત્સલતા જાણીતાં છે. કસ્તુરબા ખરેખર સાચા અર્થમાં 'બા' હતાં. દેશભરના જાણીતા નેતાઓ આવતા. એમના ભોજનનો પ્રબંધ પણ બા જ કરતાં. અને હું તો એમના માતૃસ્નેહને કોઈ દિવસ નહીં ભૂલું. તે દિવસે સંક્રાન્તિ હતી. આશ્રમમાં ગોળની મિઠાઈ બની હતી, પરંતુ મને તો ખાવાની મનાઈ હતી. જ્યારે બધાં જમી પરવાર્યાં ત્યારે બા ચૂપચાપ આવી મને થોડી મિઠાઈ આપી ગયાં! આ એક નાનકડો પ્રસંગ છે પણ એ માતૃત્વથી ભીંજાયેલો છે. જ્યારે બધા ખાતા હોય ત્યારે એક દીકરાને મા કેમ ભૂખ્યો જોઈ શકે?

સંસ્કૃતના પ્રકાંડ પંડિત શ્રી પરચુરે શાસ્ત્રીનું નામ તો જાણીતું છે. એમને કોઢ થયો હતો અને આશ્રમમાં આવ્યા હતા. એકવાર તો શાસ્ત્રીજી દર્દથી એટલા તો બેચેન થઈ ગયા હતા કે એમણે બાપુને કહી દીધું કે હું આમરણ ઉપવાસ કરીશ. બાપુએ એમને હા પાડી. ઉપવાસ દરમ્યાન બાપુ પોતે એમના ઘા ધોતા. ઉપવાસ એક અઠવાડિયું ચાલ્યા અને ચમત્કાર થયો. એમના ઘા રૂઝાવા લાગ્યા અને ખુદ શાસ્ત્રીજીએ પોતે ઉપવાસ છોડવાનું કહ્યું ત્યારે બાપુએ હા પાડી. શાસ્ત્રીજીએ ઉપવાસ છોડ્યા તે દિવસે આશ્રમમાં નાનકડો ઉત્સવ ઉજવાયો.

'હિંદ છોડો'ની ચળવળને કારણે લાંબા સમય પછી હું બાપુને પંચગનીમાં મળ્યો ત્યારે રાજાજી હાજર,

# પ્રેરક પ્રસંગો

રતિલાલ-અનિલ

## શ્રીમંતોના ઘેરામાં

*

મહાત્મા ગાંધીજી જ્યારે જ્યારે મુંબઈ પધારતા ત્યારે મોટે ભાગે બિરલાના બંગલે જ એમનો ઉતારો રહેતો. બાપુ અને ગ્રીષ્મા સાથે મુંબઈમાં વાટાઘાટ ચાલતી હતી તે સમયનો આ પ્રસંગ છે. જાણીતા જૈન સાધ્વી મહાસતી ઉજ્જ્વળ કુમારીજીએ વાતવાતમાં બાપુને કહ્યું, 'બાપુ બિરલાજી તો મોટા ઉદ્યોગપતિ છે, વળી યંત્રવાદના હિમાયતી યે છે. તમારાથી એમના મહેમાન કેમ થઈ શકાય?'

'મહાસતીજી! – બાપુએ જવાબમાં કહ્યું–' તમે અને હું–આપણે બધા એક જ ચક્કરમાં ફસાયેલા ઘેરાયેલા છીએ! મારો નિવાસ બિરલાજીને ત્યાં છે તો તમારો નિવાસ બિરલા જેવા જ ઉદ્યોગપતિ શ્રીમંત શેઠ શાંતિદાસ આસકરણને ત્યાં છે! શ્રીમંતોના ઘરામાંથી નીકળવાની ભાવના તો રહે છે, પણ લાચાર થઈ એમના મહેમાન થવું જ પડે છે! આવી સ્થિતિમાં ઉચિત તો એ છે કે, અનાસક્ત ભાવથી એ તરફ ઉદાસીનતા રાખીએ

*

## આરામના કલાકો

બાપુજીએ એક દિવસ વર્ધામાં શ્રમ વિશે બોલતા કહ્યું કે. 'શરીર તથા મનના વિકાસ માટે દરેકે દરરોજ આઠ કલાક મહેનત કરવી જ જોઈએ.' એક ભાઈને બાપુની આ વાત ન ગમી. એમણે વચમાં જ ઊભા થઈ પૂછ્યું, 'બાપુ! મહેનત માટે આઠને બદલે ચાર કલાક રાખીએ તો શું ખોટું છે? આખરે માણસને આરામ તો મળવો જોઈએ ને?'

બાપુએ હસીને કહ્યું, 'વારુ. દિવસ અને રાત મળી કુલ્લે ચોવીસ કલાક થાય છે. એ ખરું છે ને?'

'હા!'

'એમાંથી આઠ કલાક ઊંઘના બાદ કરીએ-'

'નહીં,'–પેલા ભાઈએ વચમાં જ કહ્યું–' ફક્ત છ કલાક!'

'ઘણું સારું.' બાપુએ પહેલાંની જેમ જ હસીને કહ્યું–' હવે રહ્યા અઢાર કલાક એમાંથી ચાર કલાક તમે મહેનતમાં ખર્ચો તો બાકી કેટલા કલાક રહ્યા?'

'ચૌદ કલાક!' પેલા ભાઈએ ઝડપથી જવાબ દીધો.

'તો પછી એ ચૌદ કલાકનો ઉપયોગ તમે શેમાં કરશો?'

બાપુના આ પ્રશ્નનો પેલા ભાઈ કશો જ જવાબ આપી શક્યા નહીં!

## અલ્લાહનો 'અલીફ'

શાહ અબ્દુલ લતીફને એમના પિતાએ એમને ભણાવવા માટે મદ્રેસામાં મોકલ્યા. અરબી વર્ણમાળાનો પહેલો અક્ષર શીખવતાં મુલ્લાએ શાહ અબ્દુલ લતીફને કહ્યું, 'બોલો અલીફ!' લતીફ બોલ્યા: અલીફ!' મુલ્લાએ બીજો અક્ષર શીખવવા કહ્યું, 'બોલો બે!' પણ લતીફ તો મૂંગા જ રહ્યા! મુલ્લાજી તો ખિજાયા. મારપીટ કરી. પણ શાહ અબ્દુલ લતીફ એકના બે ન જ થયા. 'બે' નહીં બોલ્યા તે નહીં જ બોલ્યા! મુલ્લાજીએ જઈને શાહ અબ્દુલ લતીફના પિતાને ફરિયાદ કરી કે 'લતીફ તો અલીફ'થી આગળ બોલતો જ નથી!'

લતીફના પિતાએ લતીફને પૂછ્યું, 'બેટા, તારે વર્ણમાળા નથી શીખવી? શા માટે જીદ કરે છે? અલીફ પછી કાં એકે અક્ષર બોલતો નથી?'

'અબ્બાજાન!'– અબ્દુલ લતીફે ખુલાસો કરતા કહ્યું 'અલીફ એ 'અલ્લાહ' શબ્દનો પ્રથમ અક્ષર છે અને તે પોતે જ પૂર્ણ છે, એના પૂરક તરીકે બીજા કોઈ જ અક્ષરની જરૂર નથી. તો પછી હું શા માટે પૂર્ણને છોડી અપૂર્ણ પાછળ પડું?'

*

## દોઢ પૈસાની સાધના

એક યોગી ગુરુ પાસે જઈને કહેવા લાગ્યો. 'મેં ચૌદ વર્ષ સુધી યોગસાધના કરીને પાણી પર ચાલવાની સિદ્ધિ મેળવી છે મારી સાધના સફળ થઈ.'

'પાણી પર ચાલવાની સિદ્ધિ મેળવવા ચૌદ વર્ષ શા માટે બગાડ્યાં? માત્ર દોઢ પૈસામાં હોડીવાળો નદીપાર મૂકી આવે છે. આ હિસાબે તારી સાધના માત્ર દોઢ પૈસાની જ ગણાય!' ગુરુએ કહ્યું.

# મહાકવિ ભારવિ

નિત્યની દારિદ્રતાથી કંટાળી ગયેલ કવિ ભારવિની પત્નીએ સવારમાં જ કવિને કવિતા પાછળ ગાંડા જોઈને ખિજાઈને કહ્યું 'તમારી આ કવિતા અને ચોપડા પાછળથી તો હવે હું ધરાઈ ગઈ! ઘરમાં ખાવા ધાન નથી, પહેરવા માટે જોઈતા કપડાં નથી, પરંતુ ય ક્યાં કંઈ ઓછું છે? છાપરું ય ચૂવે છે, અને તમને કવિતા સૂઝે છે! આ કવિતા કરવા કરતાં રાજાને ત્યાં કોઈક નોકરી કરતા હોય તો પેટનો ખાડો તો પૂરાય! લોકો તો કહે છે કે મહારાજા ખૂબ જ ઉદાર છે બ્રાહ્મણો અને પંડિતોનું સન્માન કરે છે, તો તમે શા માટે રાજ દરબારમાં જતા નથી? ઘણું દિવસ કાઢયા પણ હવે તો ભૂખ જીરવાતી નથી!'

ભારવિ શું કહે? પત્નીની વાત સાવ સાચી હતી. ભારવિ પત્નીના મુખ તરફ તાકી રહ્યા, તેલ વિના માથાના વાળ સાવ લુખ્ખા અને અસ્તવ્યસ્ત બની ગયા હતા, મોઢાની કાન્તિ રાહુથી ઘેરાયેલા ચંદ્ર જેવી ફિક્કી પડી ગઈ હતી, સુકાયેલા બિમ્બ-ફળના છોતાં જેવા અધર, મરણ-શય્યા પર પડેલ હરણી જેવી આંખો, અને ઠેકઠેકાણેથી સીવેલી જર્જરિત સાડી. આવો વેશ જોઇ આકાશ તરફ દૃષ્ટિ નાખી ભારવિ આર્ત સ્વરે બોલી ઊઠયા જઈશ હું દરબારમાં અવશ્ય જઈશ! દરિદ્રને વળી આત્મ-ગૌરવ કેવું!

અને ભારવિ દેહની સજાવટમાં પડયા, રાજ-દરબારમાં સાવ લઘર-વઘર વેશે થોડું જવાય છે? ફાટેલા દુશાલમાંથી પાઘડી બનાવી, ધોતિયાનું ફાડયું કાઢી તેનો ખેસ બનાવ્યો. અને વિવાહ પ્રસંગે સસરા તરફથી મળેલ રેશમી કપડામાં તાડપત્રો પર લખેલ કાવ્યોની મૂલ્યવાન સંપત્તિ બાંધી દરબારે જવા નીકળ્યા એમની પત્ની સજળ આંખે જોતી રહી ઘડીભર તો એમને મન થઇ આવ્યું કે, લાવ દોડી જઇને કવિના પગ પકડીને કહું કે 'નથી જવું રાજ દરબારે! જે મળશે તે લુખ્ખોસુકો રોટલો સાથે ખાશું અને ભૂખે મરવું પડે તો તે પણ સાથે જ મરશું. આવા દીન વેશે મહારાજા પાસે ન જાઓ.' પણ પગ ઊપડયા જ નહીં.

બપોરનો સૂરજ ધખતો હતો. તાપ કહે કે મારું કામ! ભારવિના પગ લથડાતા હતા. આખું શરીર પરસેવાથી રેબઝેબ થઇ ગયું હતું. એક પગલું પણ હવે આગળ ઉપાડવા જેટલી હામ રહી ન હતી. સામે જ એક સરોવર હતું. કવિ ત્યાં જ વિશ્રામ માટે થોભ્યા સરોવરમાં કમળો ખીલ્યા હતાં, વિકસિત કમળો જોઈને કવિ તો ખુશ થઇ ગયા. બધું દુઃખ વીસરી ગયા. ભારવિ વિચારવા લાગ્યા. અત્યારે પ્રફુલ્લ લાગતાં આ કમળો આખી રાત બિડાયેલાં રહે છે ચંદ્રમાની જ્યોત્સ્નાથી એ વિકસતા નથી ને પોતાનું ગૌરવ ગુમાવતાં નથી. બાર કલાકના કઠોર સાધના પછી એ ફરી ખીલે છે. ફરી બિડાયેલા પોતાના નાનકડા જીવનક્રમમાં એ સુખદુઃખના ફેરફારો સુખે સહી લે છે અને એ પોતે એ ક્રમ તોડતા નથી, અને પોતે પરાજય સ્વીકારતા નથી.- તો પછી હું માણસ થઇને દુઃખથી કંટાળી ગયો? જ્યારે મેં એકવાર સંકલ્પ કર્યો કે, બોલાવ્યા વિના કદી પણ રાજદરબારમાં સામે ચાલીને નહીં જાઉં, છતાં આજે હું શું કરી રહ્યો છું! મને આ લગારે શોભતું નથી!!

પોતે લખેલા મહાકાવ્ય 'કિરાતાર્જુનીયમ' નો એક પ્રસંગ યાદ આવ્યો, યુધિષ્ઠિરે દ્રૌપદીને અનેક ગણા માર્યા છતાં પણ ગુપ્તવાસ છોડીને કૌરવો સાથે યુદ્ધ આદર્યું નહી, ધર્મમાર્ગ છોડયો નહી.

ભારવિએ તરત એક કમળપત્ર લઈ એક તીણા પથ્થરથી તે પર એક શ્લોક લખ્યો

સહસા વિદધીત ન ક્રિયા
અવિવેકઃ પરમાપદાં પદમ્
વૃણુતે હી વિમૃશ્યકારિણં
ગુણલુબ્ધાઃ સ્વયમેવ સમ્પદા.

(કોઇ પણ કામ વિના વિચાર્યે એકદમ ન કરવું. અવિવેક જ મોટી આફતનું કારણ હોય છે જે સમજી

વિચારીને કામ કરે છે, સંપત્તિ તેની પાસે સામે ચાલીને આવે છે.)

શ્લોક લખી રહ્યા એટલામાં એમને ઘોડાના ડાબલા સંભળાયા. ઊભા થઈને જોયું તો ખુદ મહારાજા આવી રહ્યા હતા. કવિ ત્યાંથી તરત ખસી ગયા. મહારાજા થાકેલા હોવાથી વિશ્રામ કરવા ત્યાં ઘોડો થંભાવી ઊતર્યા. ત્યાં ભારવિએ કમળપત્ર પર લખેલો શ્લોક એમની નજરે પડયો. કમળપત્ર ઉઠાવી એમણે વાંચ્યો. શ્લોક ખૂબ જ ગમ્યો. જતી વખતે એ કમળપત્ર સાથે લઈ ગયા અને એમાંનો શ્લોક સુવર્ણાક્ષરે કોતરાવી શયનખંડમાં મૂકાવ્યો.

થોડા સમય પછી મહારાજા ફરી લશ્કરીઓ ઊપડયા. પણ વરસાદની ઋતુ હોવાથી અલ્પ દિવસમાં જ પાછા ફરવું પડયું. રાતનો સમય હતો. અંતઃપુરમાં પોતાના શયનખંડમાં એ પહોંચ્યા. એમણે જોયું તો પલંગ પર રાણીની સોડમાં એક યુવાન પોઢેલો હતો. મહારાજા ખૂબ જ ક્રોધે ભરાયા. વિચાર્યું કે હમણાં જ તરવારથી યુવકના બે કટકા કરી નાખું! તરવાર ખેંચી ત્યાં તો સુવર્ણાક્ષરોમાં કોતરાવેલો ભારવિનો શ્લોક એમની નજરે પડયો. એમનો ક્રોધ શમી ગયો, હાથમાંથી તરવાર પડી ગઈ. ખૂબ ધીરજ રાખી મહારાજાએ રાણી તથા પેલા યુવકને જગાડયા. યુવકે જાગતાંની સાથે મહારાજાને પગે પડી ચરણ ચૂમી લીધાં. મહારાણીએ યુવકનો પરિચય આપતાં કહ્યું, "નાનપણમાં જેને દાસી ચોરી લઈ ગઈ હતી એ જ આપણો આ રાજકુમાર! આટલાં વર્ષો પછી અનુચરોએ શોધી કાઢયો છે!"

મહારાજા તો ગળગળા થઈ ગયા. શ્લોકના લખનારને લાખો ધન્યવાદ આપવા લાગ્યા. એ શ્લોકને કારણે પોતાના એકના એક ગાદીવારસ પુત્રની હત્યા થતાં રહી ગઈ! કવિની શોધમાં એમણે બીજે દિવસે રાજ્યભરમાં સિપાહીઓ દોડાવ્યા. ત્રણેક દિવસ પછી એક સિપાહીએ આવીને ખબર આપી: 'મહારાજ! અમને કવિની ભાળ તો મળી છે, પણ તે અહીં આવવા ના પાડે છે!

મહારાજા પોતે ત્રણ લાખ સોનામહોરો લઈને ભારવિની ભાંગીતૂટી કુટિરે ગયા અને ત્યાં તેનું સન્માન કરી મહાકવિની પદવી આપી.

•

ગુરુ નાનક ફરતા ફરતા ગુજરાનવાલા જિલ્લાના એમનાબાદમાં પહોંચ્યા. ત્યાં લાલુ નામના ભગતની ખ્યાતિ સાંભળી એને ઘેર ગયા. સત્સંગ ચાલ્યો. એક દિવસ તો ભજનકિર્તન કથાવાર્તામાં આખી રાત ગઈ ને દિવસ ઊગ્યો. લાલુને પછી ભાન આવ્યું કે નાનક ભૂખ્યા જ છે. એમણે ઝટ ઝટ બાજરાના રોટલા ટીપી રોટલા ને ગોળ ગુરુ નાનકને ધર્યાં. નાનક હજી રોટલાનું બટકું ભરતા હતા ત્યાં ગામનો જમીનદાર બે ત્રણ માણસો સાથે મિષ્ટાન્નની થાળીઓ લઈ આવી પહોંચ્યો. થાળીઓ નાનક સામે મૂકી. નાનકે મિષ્ટાન્ન પર નજર કરી જમીનદારને પૂછયું: 'ચૌધરી, હું તારું અનાજ ખાઉં કે લાલુનું?' 'જેવી આપની ઈચ્છા,' જમીનદારે જવાબ આપ્યો.

નાનકે જમીનદારની થાળીમાંથી એક હાથે એક પૂરી ઉપાડી, બીજા હાથે લાલુના બાજરાના રોટલાનું બટકું તોડ્યું. પછી બંને હાથની જોરથી મુઠ્ઠી વાળી તો રોટલાના બટકાવાળી મુઠ્ઠીમાંથી દૂધ ટપકવા માંડયું અને બીજી મુઠ્ઠીમાંથી લોહી! એ બતાવીને ગુરુ નાનકે જમીનદારને ઉદ્દેશીને કહ્યું: 'જો તારી કમાઈમાં ગરીબોનું લોહી છે અને લાલુની કમાઈમાં દૂધ છે. એ ઈમાનદારીની, સચ્ચાઈની કમાણી છે. તું જ કહે, હું કેનું ભોજન કરું!'

—અનિલ

*

મહાભારતની લડાઈમાં સાંજ પડતાં જ્યારે બધા લડનારા સંધ્યા વિગેરે કર્મ આટોપવાને જતા, પણ ભગવાન શ્રી કૃષ્ણ રથના ઘોડા છોડી તેમને પાણી પીવાને લઈ જતા. તેમને ખરેરો કરતા. તેમના શરીરમાંના કાંટા વીણી કાઢતા. આ સેવામાં ભગવાનને શો આનંદ આવતો, કવિ એ વર્ણન કરતા થાકતા નથી. પોતાના પીતાંબરમાં ચંદી લઈ જઈ ઘોડાને આપનારા તે પાર્થસારથિની મૂર્તિ નજર સામે લાવો અને કર્મયોગમાં રહેલા આનંદનો ખ્યાલ મેળવી લો.

—વિનોબા

# ઉદાર યોદ્ધો

કાંતિલાલ શાહ

આફ્રિકામા અશ્કનુઝ નામનો એક મોટો યોદ્ધો રહેતો હતો ફત્તેહખાન નામનો એનો પિતરાઇ ભાઇ એની ગાદી પચાવી પાડવા માગતો હતો આથી તેની સત્તા સામે તેણે બળવો પોકાર્યો અને રાજ્ય સામે બહારવટુ આદર્યુ

અશ્કનુઝ બાદશાહે તેની સામે લશ્કર મોકલ્યુ લશ્કરે તેને હરાવી કેદ કર્યો અને હાથ પગમાં સાંકળો નાખી બાદશાહ સમક્ષ તેને રજુ કર્યો

બાદશાહે તેને શિક્ષા ન કરતા તના પ્રત્યે ઉદારતા દર્શાવી કહ્યુ ભાઇ તુ મારી સામે કેમ કાવતરા બાજી કરે છે? મે તો તને ઘણી જમીન અને પુષ્કળ દ્રવ્ય આપ્યુ છે? એટલાથી તને સંતાપ નથી?

'તમે મને જે કાંઇ આપ્યુ છે તે પૂરતુ નથી ફત્તેહખાને જવાબ આપ્યો 'કાયદા પ્રમાણે તો તમારે મને રાજપાટને બરાબર અરધો ભાગ આપવો જોઇએ એમા રતીભાર પણ આછુ એટલુ ઓછુ જ સમજવુ પછી તમે જમીનના થોડા ટુકડા આપો તેનાથી મને સંતોષ શી રીત મળે!

અશ્કનુઝે કહ્યુ તારે અરધુ જ જોઇતુ હોય તો અરધુ રાજ્ય આપુ અને ઉપર ખૂબ ધન દોલત આપુ પણ એ માટે તારે મારુ એક કામ કરી આપવુ પડશે

ફત્તેહખાને કહ્યુ ભલે આપનુ જે કંઇ કામ હશે તે હુ ખુશીથી પૂરુ કરી આપીશ પણ એ કામ મારા ગૌરવને છાજે અને મને કીર્તિ તથા માન અપાવે તેવુ હોવુ જોઇએ

અશ્કનુઝે જવાબ આપ્યો તારી વાત બરાબર છે મારો પણ એવો જ ઇરાદો છે કે તને યશ અને કીર્તિ મળે

તો આપ આજ્ઞા આપો એટલે હુ તેનો અમલ કરુ ફત્તેહખાને કહ્યુ

અશ્કનુઝે કહ્યુ સાંભળ અરબસ્તાનમા અલી નામનો એક બહાદુર માણસ રહે છે એના જેવો શૂરવીર અને બળવાન યોદ્ધો મે જિંદગીમા જોયો નથી એક વખત કેટલાક સરદારો અને સામંતોને સાથે લઇ હુ તેની સાથે યુદ્ધ કરવા ગયેલો ત્યારે તેણે મને ફક્ત પહેલી લડાઇમા જ હરાવી દીધેલો આ પરાજય મને આંખના કણાની જેમ ખૂચે છે અથવા હૃદયમાં શૂળની જેમ સાલે છે એ આપણા વડવાઓની નિંદા કરે છે ને આપણા દેવોને ગાળો આપી તેનુ મૂર્તિભંજન કરે છે એટલે જો તુ એક વાર મદીના જઇ એને હરાવી આવે અને તેનુ મસ્તક લઇ આવે તો આપણા દેશની ખૂબ આબરૂ વધશે ને હુ તને રાજી થઇને અડધુ રાજ આપીશ હુ ધારુ છુ કે તુ કદાચ તેને હરાવી શકીશ, કારણ લડવૈયા તરીકેની તારી ખ્યાતિ પણ જગ મશહૂર છે તારા બળ બહાદુરી આગળ ભલભલા યોદ્ધાઓ પાણી ભરે છે '

ફત્તેહખાને કહ્યુ બસ એટલી જ વાત છે ને? એને તો હુ ઘડીના છઠ્ઠા ભાગમાં હરાવી દઇશ

અશ્કનુઝે તેની સાથે પોતાના દીકરા ફઝલને મોકલ્યો ઉપરાંત શસ્ત્ર ચલાવવામાં કુશળ એવા બીજા બાર ઉત્તમ યોદ્ધાઓને પણ તેની સાથે મોકલ્યા તેઓ પોતાનુ કામ ચૂપચાપ પતાવવા માગતા હતા આથી રાતના વખતે તેઓ મુસાફરી કરતા ને દિવસના ભાગમાં સંતાઇ રહેતા

ચાલતા ચાલતા ઘણે દૂર નીકળી ગયા મદીના એક મજલ દૂર રહ્યુ ત્યારે તેઓ અટક્યા ફત્તેહ ખાને પોતાના સૈનિકો સાથે ત્યાં મુકામ કર્યો રાત વાસો ત્યાં ગાળી બીજે દિવસે સવારે તેઓ સૌ મદીના શહેરમા દાખલ થયા અને અલીના ખબર મેળવવા તેમજ એ કેવો બળવાન છે શૂરવીર છે અને એવુ તેમનામા શુ છે જેથી કોઇ તને હરાવી શકતુ નથી એની માહિતી મેળવવા મદીનાની ગલીઓ અને રસ્તામા આમતેમ ફરવા લાગ્યા

ચાલતાં ચાલતા તેઓ એક ગલીમાં આવી પહોચ્યા આ ગલીમા સામેથી જ એક માણસ પગપાળો ચાલ્યો આવતો હતો તેણે અરબના જેવો

સાવ સાદો પોશાક પહેર્યો હતો. ને તેના ખભે પાવડો રાખીને તે ચાલ્યો આવતો હતો. ચાલતો ચાલતો તે નજીકની એક ગલીમાં દાખલ થયો અને ત્યાં તે શાકભાજી અને ફળફૂલના ક્યારામાં પાણી પાવા લાગ્યો.

આ જોઈ ફત્તેહખાને ફઝલને કહ્યું, 'ચાલો આપણે પેલા આરબ માળી પાસે જઈએ અને અલી વિષે તેને પૂછીએ. કદાચ એને કંઈ ખબર હોય.'

આથી તેઓ સૌ એ માણસ પાસે ગયા. એની સાથે સલામ આલેકુમ કર્યા પછી ફત્તેહખાને તેને પૂછ્યું, "અહથા ભાઈ તું અલીને ઓળખે છે?"

પેલા માણસે જવાબ આપ્યો: અલીને! અલીને કેમ ન ઓળખું? મારા કરતાં એને બીજો કોઈ વધારે સારી રીતે ઓળખતો નથી. પણ આપને એનું શું કામ પડ્યું?

— ફત્તેહખાને જવાબ આપ્યો: 'મેં એની બહાદુરી, અને હિંમતના ખૂબ વખાણ સાંભળ્યા છે, ને એટલે તો ઘણે દૂરથી અહીં આવ્યો છું. મારા દેશમાં મારા બળની અને બહાદુરીની ખ્યાતિ છે ત્યાં હું નામી યોદ્ધો અને વીર ગણાઉં છું. અત્યાર સુધીમાં મારી બરાબરીનો કોઈ યોદ્ધો મને મળ્યો નથી. એટલે માટે અલી સાથે મારા બળનો મુકાબલો કરવા આટલે દૂર આવ્યો છું. એના શરીરનો બાંધો કેવો છે, એના અનુસાર કોના જેવો છે, અને દેખાવે એ કોને મળતા આવે છે, એ બધું મને કહીશ તો હું તારો આભારી થઈશ. કારણ, તો જ એ મને મળે ત્યારે એને હું ઓળખી શકું, અને લડવાનું ઈજન આપી શકું."

"અલીનો બાંધો મારા જેવો જ છે, એ મારા જેટલો ઊંચો ને જાડો છે વળી એનો અણસાર પણ મને આબેહૂબ મળતો આવે છે ટૂંકામાં અમે બન્ને જાણે એક જ છીપના બે મોતી છીએ. એક જ મગની બે ફાડ છીએ. એક જ વૃક્ષની બે સમાન શાખાઓ છીએ. આથી તમારે અલી સાથે તમારા બળનો મુકાબલો કરવો હોય, એની સાથે એકલા પડીને લડવું હોય તો પહેલા મારી સાથે તમારું બળ અજમાવો. અને હું પોતે જ જાણે અલી છું એમ થોડા વખત પૂરતું માની લો. એટલે અલીના બળની—એના યુદ્ધ કૌશલ્યની તમને પણ અટકળ આવી જશે."

આ માણસની વાત સાંભળી ફત્તેહખાન અચંબામાં પડી ગયો. શું કરવું એ તેને સૂઝ્યું નહિ ગામડિયા જેવો દેખાતો આ સામાન્ય માણસ અલી સાથે કેમ બરાબરી કરી શકે એ જ તેને સમજાયું નહિ. તેને થયું કે અફકુજ જેવા બહાદુર સરદારે જેની શક્તિના ખૂબ વખાણ કર્યા છે ને જેની યુદ્ધ કુશળતા આગળ તેણે હાર કબૂલી છે. એવા અલી સાથે આ સામાન્ય માણસ પોતાને સરખાવવાની ધૃષ્ટતા કેમ કરતો હશે! એને તો ખૂબ નવાઈ લાગી અને ક્ષણવાર તે વિચારમાં પડી ગયો.

આ જોઈ પેલા આરબે કહ્યું, "તમે શા વિચારમાં પડ્યા? મારી સાથે બળ અજમાવતા કેમ અચકાવ છો? બીક લાગે છે? તો પછી મહાન અલીની સાથે કેમ મુકાબલો કરી શકશો? એની સામે છાતી કાઢીને કેમ ઊભા રહી શકશો?"

ફત્તેહખાન જેવો બહાદુર અને બળવાન માણસ આ વચનો મૂંગો મૂંગો થોડો સાંભળી શકે તેમ હતો! જીભાજોડી કર્યા સિવાય તુરત જ તેણે મ્યાનમાંથી તલવાર બેંચી કાઢી ને જોરથી બૂમ મારી પડકાર કર્યો: જો મારા વિષે તું એમ જ ધારતો હો તો હવે મારી સાથે મને બીક લાગે છે કે નહિ એની તને હમણાં જ ખબર પાડું છું!"

આટલું કહીને તેણે એ માણસના માથા ઉપર એક જબરજસ્ત ઘા કર્યો પણ એ માણસ ચપળ હતો તેણે બહુ જ સહેલાઈથી પોતાનો પાવડો ઊંચે કરી ઢાલની જેમ ધરી એ ઘા ઝીલી લીધો.

ફત્તેહખાને બીજો ઘા કર્યો. આ વખતે પેલા માણસે પોતાના પાવડાથી તલવાર પર એવો તો ઘા માર્યો કે તલવારના બે કટકા થઈ ગયા. એક જમીન પર ક્યાંય ઊડી પડ્યો ને બીજો મૂઠવાળો ભાગ હાથમાં રહી ગયો. ફત્તેહખાને એ કટકો પણ ફેંકી દીધો ને હાથમાં ગદા લઈ અલી ઉપર ઘા કર્યો પણ ઘા નિષ્ફળ ગયો. ગદા હજી એના ઉપર પડે તે પહેલા જ પેલા માણસે ઝડપથી એના જમણા હાથનું મજબૂતાઈથી કાંડું પકડી લીધું અને બીજા હાથમાંથી ગદા ઝૂંટવીને બાજુમાં ફેંકી દીધી.

ફત્તેહખાન હવે હથિયાર વિનાનો થઇ ગયો એટલે તે પેલા માણસની સાથે બથંબથ આવી ગયો. પેલા માણસે હાથમાંથી પાવડો ફેંકી દીધો ને ફત્તેહખાનની સાથે બથમબથા કુસ્તી કરવા લાગ્યો. ફત્તેહખાનના સાથીદારો આ બન્નેની લડાઇ જોઇ રહ્યા હતા. આસપાસથી બીજા માણસો પણ ભેળે વળી ત્યા જોવા ઊભા રહી ગયા. બન્ને જણુ એક બીજાને પરાસ્ત કરવા પ્રયત્ન કરી રહ્યા હતા. પણ થોડીવારમા જ પેલા માણસે ફત્તેહખાનની કમર ફરતો હાથ વીંટાળી તેને કમરમાથી ઊંચકયો ને બન્ને હાથ ઊંચા કરી ઉપરથી ઉછાળી જમીન પર પટકયો. ફઝલે જોયુ કે તેનો સાથીદાર પરાસ્ત થયો છે ત્યારે તેણે તુરત જ પોતાની તલવાર ખેંચી અને આરબ ઉપર તૂટી પડયો.

ફત્તેહખાનને એક હાથે દબાવી રાખી બીજે હાથે તેણે ફઝલના ઘાને એવી રીતે હટાવી દીધો કે ફઝલની તલવારની મૂઠ તેના હાથમા આવી પડી તેણે તુરત જ એ તલવારનો ફઝલ ઉપર ઘા કર્યો ને બીજી જ પળે ફઝલ બોયભેગો થઈ ગયો એના પ્રાણ ઊડી ગયા

આ બાજુ એના બાર સાથીદારોએ પોતપોતાની તલવાર કાઢી ને બાર જણુ પેલા માણસને ઘેરી લઇ તેના પર હૂમલો કરવા આગળ વધ્યા બીજી બાજુ ટોળે વળેલા માણસો પોતાના દેશબંધુને આ રીતે ભયમા આવી પડેલો જોઇ આગળ ધસી આવ્યા ને પોતપોતાની તલવાર મ્યાનમાંથી કાઢી લડવા તત્પર થઇ ગયા. પણ યુદ્ધ શરુ થાય એ પહેલા જ જમીન પર પડેલા ફત્તેહખાને પોતાના માણસોને તલવાર મ્યાન કરવા હુકમ કર્યો આથી પેલા માણસે પણ લડવાનું બંધ કરી તલવાર મ્યાન કરી.

પછી તેણે ફત્તેહખાનને બેઠો કરી કહ્યુ, "જનાબ હું પોતે જ અલી છું. આપણા બેમાથી વધારે બળવાન કોણ છે એની તમને હવે ખબર પડી ગઇ ખરું? મેં ધાર્યું હોત તો તમને સહેલાઇથી હું મારી નાખી શકત. પણ વીર પુરુષ પોતાથી નબળા માણસ ઉપર ઘા કરતો નથી. ને એને જાનથી મારી નાખતો નથી. હુ અલી છું એ વાત પહેલ વહેલા તમને ન કરી કારણ, એવા ખ્યાતિવાળા માણસની હાજરીથી કદાચ તમે અસ્વસ્થ બની જાવ અને મનની સમતુલા ખોઇ બેસો. એને બદલે તમે જેને એક સામાન્ય માણસ ધારતા હતા એવા મારી સાથે લડયા હું કોણ છું એની તમને ખબર હોત તો જે જુસ્સાથી અને કુશળતાથી તમે લડાઇ લડયા એ જુસ્સાથી અને કુશળતાથી કદાચ ન લડયા હોત. તમને તમારુ પાણી બતાવવાનો મે સારામા સારો મોકો આપ્યો. હવે જાવ તમારા દેશમા! બળના પારખા તો થઇ ગયા!"

ફત્તેહખાન અલીના હિંમત અને ઔદાર્ય જોઇ મોમા આંગળી નાખી ગયો. તે પોતાના દેશમા પાછો ફર્યો એનો હેતુ જો કે બર આવ્યો નહી, પણ જીવ્યો ત્યા સુધી તે અલીના પરાક્રમ, ધૈર્ય, યુદ્ધ કુશલતા અને ઉદારતાના વખાણ કરતો રહ્યો.

*

## કાલ કર સો આજ કર

એક દિવસ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ એક સંભાષણ કરીને થોડીવાર આરામ લેવા માટે ઘરે આવ્યા ત્યારે તેમના પુત્ર અબ્દુલ મલિકે પૂછયું, 'અમીરુલ મો'મિનીન, હવે તમારો શો ઇરાદો છે?"

"બેટા થોડી વાર હુ આરામ લેવા ચાહુ છુ" તેમણે કહ્યુ

"આજે લોકોની ફરિયાદો તમે નહી સાભળો?" પુત્રે પૂછયુ.

હઝરત ઉમરે કહ્યુ 'બેટા, તમારા કાકા સુલેમાનની કફન-દફનની ક્રિયામા મારે આખી રાત જાગવું પડયુ હતુ. એટલા માટે હમણા જરા આરામ લેવા ચાહું છું. થોડી વાર આરામ લઇશ અને પછી ઝોહર (બપોર)ની નમાઝ બાદ લોકોની ફરિયાદો સાભળીશ'

તેમના પુત્રે કહ્યુ. "અમીરુલ મો'મિનીન, બપોર સુધી તમારી જિંદગીનો શો ભરોસો છે?"

આ સાભળતા જ પુત્રને નજીક બોલાવી તેના કપાળે ચૂમી ભરી આવો નેક પુત્ર આપવા માટે અલ્લાહનો આભાર!' એટલું કહીને આરામ લીધા વિના લોકોની ફરિયાદ સાભળવા ચાલ્યા ગયા. —અંજુમ

તેમને ત્યાં જ રહુ છુ. છેલ્લા પાંચ માસ દરમ્યાન અમે કમાણી કરી ભણવાની યોજના ઘડી કાઢી તેઓ પોતે વિદ્યાર્થી છે અર્થશાસ્ત્રની ગૂંચ તેમનાથી પણ અણઉકેલી જ રહી હતી. એનો ઉકેલ અમે બનેએ આણ્યો છે।

મારા એ મિત્ર પાસે સોએક પાઉન્ડ હત મારી પાસે ઇજનેરી વિદ્યા હતી એમાંથી એક લોન્ડ્રી મશીન લાવ્યા અને આજે અડધુ કામ મશીનથી અને અડધુ કામ હાથથી કરીએ છીએ. એ ઉપરાંત આઠ ક્લાક રેસ્ટોરામા કામ કરી ત્રણ ચાર પાઉન્ડ કમાણી કરીએ છીએ આમ સવારે સાતથી કામે ચઢીએ છીએ, અને રાત્રે બાર સાડાબાર વાગે સૂઈ જઈએ છીએ. પણ અભ્યાસના નામનુ મીંડુ વળી ગયુ છે જો આ રીતે જ ચાલે તો અમે એક એક કલાક કાઢીએ તોય સહેજે પાંચ પાઉન્ડ અઠવાડિક મેળવી શકીએ અને સરળતાથી અભ્યાસ પણ કરી શકીએ! એક વરસ નકામુ જાય એ જ નુકસાન વરસ બચાવવાનો એક જ ઉપાય છે કોઈના લાસથી બસોએક પાઉન્ડ ઉછીના લેવા જે અમે બે વરસમાં પાછા વાળી શકીએ એટલુ જ નહી પણ જે નાણા આજ સુધીમા વાપર્યા છે તે પણ પાછા વાળી શકીએ વધારામા બે થી ત્રણ વિદ્યાર્થીઓને પાર્ટ ટાઇમ પણ આપી શકીએ જો આટલી વ્યવસ્થા થઈ શકે તો અમે અમારો અભ્યાસ ચાલુ રાખી શકીએ લોન્ડ્રીના મશીનો લાવી એ પણ સરળતાથી ચલાવી શકીએ એ વિના બાજી નોકરી કરવી અને ભણવુ તે કેટલુ શક્ય છે તે અહીં રહેનાર જ જાણે હા માત્ર પૈસા ભેગા કરવા હોય તો સારી તક છે પણ એ કરવા અમે ભેગા નથી થયા, પરદેશ વેઠીએ છીએ માત્ર વિદ્યાસંપન્ન કરવા પૈસા ભેગા કરવનો સમય વીતી ગયો જણાય છે સોનાનો સૂર્ય આથમી રહ્યો છે ત્યારે એના ગાણા ગાવાની મૂર્ખાઈ કોણ કરે!

તમે શ્રી રાવને મળવા કહેલુ પણ સમયને અભાવે મળી શક્યો નથી વળી અમારી ઉપરની યોજના સફળ થતી જતી હોવાથી નોકરી માટે ત્યા જવાનો ખાસ અર્થ નહોતો વળી ઈન્ડીઆ હાઉસમા નોકરી મળવાનો સંભવ જ નહોતો એમ તપાસ કરતાં જાણવા મળેલુ. મારા જેવા અનક્વોલિફાઇડને નોકરીમા કોણ રાખે?

ખેર. નોકરી તો મળી ગઈ કૉલેજ છોડી તેને બીજે જ દિવસે તેનો સમય સવારે ૧૦.૦ થી ૩.૦ અને સાંજે ૬.૦ થી ૧૧-૩૦ નો છે સવારે નવ વાગે નીકળવું અને રાત્રે સવા બારે બારણામા પગ મૂકુ છુ રહેવાના સ્થળથી પંદર માઈલ દૂર છે

પંદરેક દિવસ પર હવામાન ઠીક ન હતુ ઠંડીનુ પ્રમાણ ૧૨ F જેટલુ હતુ આખો માસ એવુ જ ચાલ્યુ હતુ મારા પર ઘડા દારૂ વિગેરે લેવાની ભલામણનો વરસાદ વરસ્યો હતો પણ નવાઈની વાત કે બધા કરતા ઓછાં કપડાં અને અડધુ ઓઢવાનુ હોવા છતા મન ન થયું શરદી કે ન થયો સળેખમ ઘડા, દારૂ વિગેરે લેનાર વિકસની શીશીઓ સૂનતા થઈ ગયા! આનુ જ નામ કુદરત! નામ રાખે તેને કોણ ચાખે?

આજકાલ મારો ખોરાક ત્રણ પાઉન્ડ દૂધ અને અડધો બ્રેડનો છે તબિયતનુ પૂછવા જેવુ નથી લાલ ઘમ છે! જો કે છેલ્લા પંદર દિવસના સખત પરિશ્રમથી ચાર પાંચ રતલ વજન ઘટ્યુ છે પણ ટેવાઇ જતા બધુ બરાબર થઈ રહેશે આજકાલ ટેમ્પરેચર ૪૦ F થી ૫૦ F જેટલુ રહે છે ઠંડી ઘણી નાણા ઘટવા આવી સોનેરી તકનો લાભ લઇ મારો ઑવરકોટ વેચી દીધો છે એની જરૂર આવતી સાલ પડશે એક માસની ખાધા જેગી જેગવાઇ કરી લીધી મારુ કુલ ખર્ચ મહિને પાંચ છ પાઉન્ડની આસપાસ રહે છે તેમાં ત્રણ પાઉન્ડ દૂધના, એક પાઉન્ડ બ્રેડનો, એક પાઉન્ડના શાકભાજી અને બીજુ થોડુ જવા આવવાનુ ખર્ચ થાય

બોચાસણથી નિયમિત પત્રો આવતા રહે છે અને હુ મારો માસિક રીપોર્ટ સમયસર મોકલતો રહુ છુ

વિદ્યાલય વિકસી રહ્યુ છે તેમા વહેલી તકે ફાળો આપવા દિલ તલસી રહ્યુ છે ત્યા મારી રાહ જોવાય છે ખુદા જાણે ક્યારે મારી તમન્ના પૂરી થશે. વડીલોનો સહકાર અને ઇશ્વરકૃપા એ બેનો સુમેળ સધાતાં શુ અશક્ય છે? બધાને યાદ વંદન

અરવિંદના પ્રણામ ત 1-3-'58

# અઘોળ આચરણ

ગુનામ રસૂલ કુરેશી

*

ઇસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર સાહેબના જીવનનો આ પ્રસંગ છે. તે કાળે જેરૂસલેમમાં ખ્રિસ્તી આરબો વસતા હતા. તેમના તરફથી ખલીફા સાહેબને ત્યાં આવી ઇસ્લામનો પયગામ સુણવવાનું આમંત્રણ મળ્યું.

તે જમાનામાં આજની જેમ એરોપ્લેન કે રેલગાડી ન હતી. ઊંટ ઉપર જ એ પ્રદેશનો બધો વ્યવહાર ચાલતો. હઝરત સાહેબે ઊંટ અને એના રખેવાળ અથવા પાનકને લઇને જેરૂસલેમ જવા નીકળ્યા.

સામાન્ય રીતે ઊંટ પર બે જણ સવારી કરી શકે પણ હઝરત સાહેબના દિલમાં થયું કે આટલી લાંબી મુસાફરી છે એ માણસનો બોજો આ બિચારા મૂંગા પ્રાણી પામે શા માટે વેઠાવવો? ઇસ્લામ જગતને મનુષ્ય તો શું મૂંગા પ્રાણીઓ પ્રત્યે પણ દયા વરસાવવાનું કહે છે તો મારે તો એનો અમલ કરવો જ જોઇએ ને?

આમળ રક્ષક દોરી સહને ચાલતો હતો. તેઓ ખુદાની બંદગી કરતા કરતા આગળ જઇ રહ્યા હતા. અચાનક એમના દિલમાં થયું હું ય માણસ છું આ રક્ષક પણ માણસ છે. ખુદાએ મને પણ બે પગ આપ્યા છે એને પણ બે પગ આપ્યા છે. અલ્લાના દરબારમાં ઊંટના રક્ષકનો કે ખલીફાનો ભેદ નથી. ત્યાં સૌની કરણી બોલે છે. કયામતને દિવસે અહીં આચરેલી ભલાઇ જ કામ આવે છે.

રખેવાળ.

જી.

જો આપણે ઘણી લાંબી મજલ કાપવાની છે આ રીતે બે જણ આ મૂંગા પ્રાણી ઉપર ચડી બેસીએ એ તો બરાબર લાગતું નથી. તેમ તું એકને જ ચાલે ને હું ઊંટ પર બેસી રહું એ પણ ન્યાયી લાગતું નથી. ઇસ્લામ સર્વ માનવની સમાનતામાં માને છે માટે એમ કર એક મંઝિલ તું ઉપર બેસ ને એક મંઝિલ હું બેસું.

અરે! હઝરત સાહેબ! આપ આ શું કહો છો! હું તો આપનો રખેવાળ છું. ઊંટની નકેલ ઝાલીને ચાલવું ને આપને જેરૂસલેમ પહોંચાડવા એ મારી ફરજ છે. રક્ષકે કહ્યું.

તારી વાત સાચી છે. પણ તને ખબર છે ઇસ્લામમાં એવા ભેદ નથી. સૌ સરખા છે. માટે તું ઉપર ચડી જા. હું એક મંઝિલ સુધી ઊંટની નકેલ સહીને આગળ ચાલું. ખલીફાએ કહ્યું.

હઝરત સાહેબ આપ આ શું કહો છો? શું હું ઉપર બેસું ને તમે ઊંટની નકેલ ઝાલી આગળ આગળ ચાલો એ કેમ બને?

કેમ?

ક્યાં આપ ને ક્યાં હું? આપ સારીયે મુસ્લિમ આલમના ખલીફા છો. હું તો એક મામૂલી ઊંટનો રક્ષક છું.

પણ ઇસ્લામ જ મને કહે છે કે ન્યાયનો અમલ કર. વળી કહે છે આ દુન્યવી ભેદો સાચા નથી. આખરે તો આપણે સૌ એ જ ખુદાતાલાની ઓલાદ છીએ. સૌ જ સરખા છે.

પણ મારાથી તો ઉપર બેસી જ કેમ શકાય? રક્ષકે કહ્યું.

ના શા માટે બેસાય? હું તને કહું છું. શું ન્યાયનો અમલ કરવાથી તું મને પાછો વાળીશ? શું તું મને ન્યાયનો માર્ગ ભુલાવીશ?

હઝરત સાહેબ, આપની મોટી વાતો જરાય સમજાતી નથી. હું તો આપના જુતાની રજ બરાબર પણ નથી. મને શા માટે આપ શરમાવો છો!

હું શરમાવતો નથી. મારી ફરજ અદા કરું છું. તું ઉપર બેસી જા. વારા મુજબ બીજી મંઝિલે હું સવાર થઇશ ને તું આગળ ચાલજે.'

સંકોચને હૃદયે રક્ષક ઉપર બેઠો. એને મન તો માલિકની આજ્ઞા જ સર્વસ્વ હતી. એણે વિચાર્યું એમાં પણ કંઇક હેતુ હશે. આવા મહાન પુરુષ વિચાર્યા વગર કશું ન કરે એમ વિચારી મન વાળ્યું.

એક પછી એક મંઝિલે કપાવા લાગી. વારા

ફરતી હઝરત ઉમરને રક્ષક ઊંટ ઉપર સવાર થવા લાગ્યા. કેવું ભવ્ય હશે એ દૃશ્ય કે જ્યારે રક્ષક ઊંટ ઉપર સવાર થતો હશે અને ન્યાયને અંતરમાં ધરી ખુદાની બંદગી કરતા કરતા હઝરત ઉમર નકીર પકડી આગળ ચાલતા હશે. ઇસ્લામના ખલીફાઓની ઓલિયાની સાધના કેવી ભવ્ય હશે!

યાત્રાની મંજિલ કપાવા લાગી, જેરૂસલેમનાં મકાનો દેખાવા લાગ્યાં. હવે છેલ્લી મંજિલ હતી. ખુદાનું કરવું ને ત્યાં જ આગળ રક્ષકનો ઉપર બેસવાનો વારો આવ્યો. રક્ષક તો શહેર નજીક ભાળી આગળ જતો હતો ત્યાં જ ખલીફાએ તેને રોક્યો.

ઊભો રહે.

શું છે?

કેમ ભૂલી જાય છે.

શું?

આપણે નક્કી કર્યું હતું તે અહીં મંજિલ પૂરી થઈ છે. મારે નીચે ઊતરી જવાનું છે ને તારે ઉપર બેસવાનું છે.

પણ હવે તો શહેર આવી ગયું.

તેથી શું?

આપ મને શા માટે શરમાવો છો? જેરૂસલેમના આરબો શું માનશે?

ભલા એમને જે માનવું હોય તે માને.

પણ હું ઉપર બેસું ને મારા ઊંટને આપ દોરો એ તો કેમ સહેવાય.

ભલા માણસ! શું ઊંટની નકીર ખેંચવી એ હલકું કામ છે? આપણે બન્નેએ સાથે યાત્રા કરી છે. આપણે નક્કી કર્યા મુજબ મારો હવે ચાલવાનો વારો આવ્યો છે. લોકો મને પગે ચાલતો જોશે તેથી શું? મારે મારી ફરજ ચૂકવી ન જોઈએ. શું ન્યાય ને સચ્ચાઈને જતી કરવી જોઈએ?'

વળી પાછો રક્ષક લાચાર બની ઉપર બેઠો. હઝરત સાહેબ ઊંટની નકીર પકડી ખુદાની બંદગી કરતા કરતા આગળ ચાલવા લાગ્યા.

બીજી બાજુએ હઝરત ઉમરના સ્વાગતમાં આરબોએ ભવ્ય તૈયારી કરી હતી. મોટી કમાનો ઊભી કરી હતી. આખું શહેર એમને જોવાને, એમને મુખેથી ઇસ્લામની વાણી સાંભળવાને અધીરું બન્યું હતું. જરૂસલેમમાં તેમનો આ પહેલો જ પ્રવાસ હતો.

શહેર આવી પહોંચ્યું. શરૂઆતમાં તો લોકોએ રક્ષકને જ ખલીફા માની લીધા. પણ થોડી જ વારમાં લોકો ઓળખી ગયા. રક્ષકના ઊંટની નકીર પકડી આગળ ચાલતા ઇસ્લામના બીજા ખલીફાને જોઈ તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. આંખો આનંદ ને ભક્તિનાં આંસુથી છલકાઈ ગઈ.

સાંજે લોકોને આખાયે પ્રસંગની ખબર પડી. પછી તો શું જોઈએ? આખા શહેરે ઇસ્લામનો અંગીકાર કર્યો. જે ધર્મના મહાપુરુષના જીવનમાં આવી સચ્ચાઈ હોય, આવો ન્યાય હોય, આવી મૂંગાં પ્રાણીઓ પ્રત્યે સહાનુભૂતિ હોય તે ધર્મ કેવો મહાન હશે!

હઝરત સાહેબને કશું જ બોલવાની જરૂર ન પડી. એક મણ બોલવા કરતાં અધોળ આચરણ વધારે અસર કરે છે.

નવા માનવી

*

એક વખત દેવ દાનવ અને માનવ ઉપદેશ લેવાને પ્રજાપતિ પાસે પહોંચ્યા. પ્રજાપતિએ ત્રણેને ઉપદેશમાં 'દ' એટલો જ અક્ષર આપ્યો. દેવોએ કહ્યું, અમે દેવો કામી રહ્યા. અમને ભોગવિલાસનો ચસકો પડી ગયેલો. અમને પ્રજાપતિએ 'દ' અક્ષરથી દમન કરો એમ શીખવ્યું. દાનવોએ કહ્યું, અમે દાનવો ક્રોધી, દયાથી અમે આઘા રહેલા. પ્રજાપતિએ દ અક્ષર વડે અમને દયા કરો એમ શીખવ્યું. માનવોએ કહ્યું, 'અમે માનવો લોભી, અમે સંઘરો કરવા પાછળ પડેલા. દ અક્ષરથી દાન કરો એવું પ્રજાપતિએ અમને શીખવ્યું. પ્રજાપતિએ ત્રણેને એક જ અક્ષર આપ્યો છતાં એના અર્થ સાચા ગણ્યા, કેમ કે બધાયને પોતપોતાના અનુભવમાંથી લાધ્યા હતા.

*

નહિ કંઈ એવી પનગાય,
જ્યાં ને ત્યાં બસ તું દેખાય! —અનિલ

# એ અવલંબન ક્યાં સુધી ?

અનવર આગેવાન

★

વ્યક્તિના વિકાસને રૂંધી રાખનારા એના વ્યક્તિત્વને સ્વાહા કરી જનારા અહંકાર અભિમાન ગર્વ અને દર્પ છે આ ચારેય વૃત્તિ એક માના જણ્યા જેવી જ છે, અને એકબીજા સાથે એટલી તો સંકળાયેલ છે, કે એની પરખ પણ મળવી મુશ્કેલ છે સૌથી પહેલા લઇએ અહંકાર

હું અન્ય કરતાં કંઇક છું—વધુ સારો છું એ માન્યતા એટલે અહંકાર. આ અહમ્‌વૃત્તિ જો કે પ્રમાણમાં નિર્દોષ છે અને માનવ સ્વભાવ સુલભ છે જો પોતે કંઇક છે એવી માન્યતા માનવીના મનમાં રમતી ન હોય તો એ આ જગતમાં જીવી પણ શી રીતે શકે ? આપણામાં એક સદી કહેવત છે કે મા સૌને મન સૌ સવા શેર

બીજો પ્રકાર અભિમાનનો છે હું બધા કરતાં ચડિયાતો છું એમ બને વ્યક્તિને ઓળખતી હોય એવી ત્રીજી જ વ્યક્તિ આગળ છાતી ઠોકીને કહેવું એ અભિમાન આવી સરસાઇ કરવી એ અહંકારથી વધુ ખરાબ છે કારણ કે બીજાને ઉતારી પાડીને હલકા બનાવીને પોતાની જાતને સવાઇ લેખાવવી

એથી ય આગળ જતાં હું તારા કરતાં કયાંય સારો છું, એમ કહી સામી વ્યક્તિના મનને આઘાત પહોંચાડવો દુ:ખ ઉત્પન્ન કરવું એટલે ગર્વ કરવો. કોઇના મનને દુ:ખ પહોંચાડવું એ કેટલી હીન મનોવૃત્તિ છે !

આ સૌથી ચડિયાતી ભયંકર વૃત્તિ એટલે દર્પ પોતાની જાતને ઉચ્ચ ગણી સામાના હૃદયને દુ:ખ પહોંચાડીને એમાં આનંદ માણવો એમાં પોતાને વિજય માની ફૂલવું એ પાશવીવૃત્તિ દર્પ છે

આ ચારેય વૃત્તિના મૂળ તો એક જ છે અને તે



માનવી પોતે કંઇક છે એવી ભાવનાના ઊંડાણમાં જ રહેલું છે આ વૃત્તિ ધીરે ધીરે વધે છે ત્યારે અહંકારનું રૂપ ધારણ કરી લે છે અને અહંકારનું એક મોટામાં મોટું દૂષણ એ છે કે એ થોડી જ વારમાં અભિમાનમાં ફેરવાઇ જાય છે ત્યારે અભિમાન ગર્વનું ગાંજરું રૂપ ધરી લે છે અને એ ગર્વને દર્પમાં પલટાઇ જતાં વાર નથી લાગતી આ રીતે અહંકાર તો આખરે દર્પમાં જ પરિણમે છે

માટે જ માણસે અહંકારના ઓળાથી પણ ચેતીને ચાલવું જોઇએ જાણે-અજાણે એની છાયામાંય પગ પડી ગયો તો જાણજો કે દર્પરૂપી ભૂતની જ છાયામાં આવી ગયા

જો કે આજકાલ એવો ય એક વર્ગ આપણી વચ્ચે જ જીવતો છે કે જે પોતાની જાતને સુધારવા કરતાં પોતાના કરતાં વધુ ખરાબ—મલીન હોય એવી વ્યક્તિઓને શોધી તેમની તુલના પોતાને ત્રાજવે કરીને પોતે સારા હોવાનું પલ્લું ઊંચું રાખી આશ્વાસન લે છે આ રીતે નીચી કોટિના માનવી સામે પોતાની સરખામણી કરી આશ્વાસન લેવું એ તો ખૂબ સહેલું ને સરળ છે પરંતુ મનને પંપાળનારા આવા પોકળ આશ્વાસનોનું અવલંબન ક્યાં સુધી ? આવું આશ્વાસન એક નરી પામરતા સિવાય બીજું કંઇ જ નથી !

---

એક દિવસ ગુરુ નાનક મક્કામાં એક ઠેકાણે કાબા તરફ પગ રાખીને સૂતા હતા. ત્યાંના એક મુલ્લાએ આ જોયું તે તે ખૂબ જ ગુસ્સે થયો. એણે ગુસ્સામાં ને ગુસ્સામાં ગુરુ નાનકને ઠપકો આપ્યો 'અરે તમે અલ્લાહની દિશામાં એમની તરફ પગ રાખીને સૂતા છો ?

ગુરુ નાનકે અત્યંત શાંતિથી પેલા મુલ્લાને જવાબ આપ્યો ભાઇ આમ ગરમ કાં થાવ ? અલ્લાહ જ્યાં નહીં હોય તે દિશામાં તું જ મારા પગ કરી દે !

મુલ્લાજી શું જવાબ આપે ! અલ્લાહ તો સર્વવ્યાપી છે એના વિનાની કઇ જગ્યા ખાલી છે ?

# 'પ્યારા બાપુ'ના ગ્રાહક બંધુઓને

*

અ નતાં અંકથી આપનુ લવાજમ પૂરુ થાય છે નવા વરસનુ લવાજમ મનીઓર્ડરથી જ મેકલવા વિનતી છે મોડામા મોડુ ૫ દરમી જાન્યુઆરી સુધીમાં મોકલી આપશો જેથી અંક અટકે નહી

લવાજમ મનીઓર્ડરથી જ મોકલશો તો વી૦ પી૦ નો વધારાનો સાત આનાનો ખર્ચ બચી જશે વળી વી પી૦ થી અંક ક્રમવાર જ મોકલી શકાય અને પોસ્ટઓફિસ દરરોજ એકી સાથે ગણત્રીના જ વી૦ પી૦ સ્વીકારે છે આમ આપને નવા વરસનો અંક ઘણો મોડો મળવાનો સંભવ છે આશા છે કે ગ્રાહક બંધુઓ વ્યવસ્થાની સરળતા ખાતર નવા વરસનુ લવાજમ ૫ દરમી જાન્યુઆરી સુધી મનીઓર્ડરથી જ મોકલી આપે ગ્રાહક નંબર સાથે અવશ્ય લખવો

ચાલુ વર્ષે ગ્રાહક બની આપે અમને જે સહકાર આપ્યો છે તે માટે અમે આભારી છીએ, આશા છે કે એવો જ સહકાર નવા વર્ષે પણ આપ ચાલુ રાખશો

'પ્યારા બાપુ' માસિકને વધારે સુંદર અને ઉપયોગી બનાવવાના અમારા પ્રયાસ ચાલુ છે તે આપ એના છેલ્લા અંકો પરથી જોઈ શકશો એ ખરુ છે કે અમારી કલ્પનાનુ સર્વાંગ સુંદર રૂપ હજી પૂરેપૂરુ આપી શકયા નથી છતા અમે પ્રયત્નશીલ છીએ દરેક ગ્રાહક બંધુ બીજા ગ્રાહક બનાવી આપે તો માસિકને ઝડપથી વધારે સુંદર બનાવી શકાએ નવા બે ગ્રાહક બનાવી આપનારને બાપુના હસ્તાક્ષરોમાં એમના સુવચનોની ત્રિરંગી પુસ્તિકા 'બાપુ સ્મરણ' ભેટ અપાશે.

આફ્રિકાના મિત્રો ૧૨ શિલિંગ પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપે અથવા નીચેના સરનામે લવાજમ ભરી દેવુ શ્રી પ્રભુદાસ જ વજરીઆ પો ઓ. નં. ૨૬, નૈરાબી, કેન્યા કોલેની

---

## અનુક્રમણિકા

૩૦ ડિસેમ્બર ૧૯૫૪


| | | પૃ |
|---|---|---|
| ૧ ભગવાન ઇસુ | સોમભાઈ પટેલ | ૨૭૨ |
| ૨ મૈ નહી માખન ખાયો | સુરદાસ | ૨૭૪ |
| ૩ કિશા ગૌતમી | | ૨૭૫ |
| ૪ બાપુ અને બડેદાદા | | ૨૭૬ |
| ૫ ખરો ત્યાગી | અંજુમલ સોઢી | ૨૭૮ |
| ૬ શ્રેષ્ઠ યજ્ઞ | નુકુલભાઈ | ૨૭૯ |
| ૭ ચિકિત્સક બાપુ | એચ બી દાસપ્પ | ૨૮૦ |
| ૮ રોળાના રામ | સરોદ | ૨૮૧ |
| ૯ કળશના ચમકારા કૌતુક | રતિલાલ અનિલ | ૨૮૧ |
| ૧૦ પ્રેરક પ્રસંગો | રતિલાલ-અનિલ | ૨૮૨ |
| ૧૧ સાહિત્ય અને માનવ | ટાગોર | ૨૮૦ |
| ૧૨ મહાકવિ ભારતી | | ૨૮૬ |
| ૧૩ ઉદાર યોદ્ધો | કાંતિલાલ શાહ | ૨૮૬ |
| ૧૪ જ્યારે અંતરની | અરવિંદ | ૨૮૯ |
| ૧૫ એ અરતઅન | અનવર આગેવાન | ૨૯૩ |
| ૧૬ સ્થાવરોકન | ૨૦ અ૦ ૫૬ | ૨-૩ |


---

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

આમ બનવું સહજ છે કેમકે લેખક પ્રેમમાં કામને પ્રધાન ગણે છે દેવયાની કચને કહે છે લાકડામાં જેમ અગ્નિ છે, તેમ દેહમાં કામ છે, અગ્નિમાં જેમ જ્યોતિ છે તેમ કામમાં પ્રેમ છે જ્યોતિમાં જેમ પ્રાણ છે તેમ પ્રેમમાં આત્મા છે આમ લેખકની પ્રેમદષ્ટિ વ્યક્ત થતી જણાય છે

શરૂઆતની પાંચેક પ્રેમવાર્તાઓમાં લેખક જેટલા સફળ નીવડયા છે તેટલા વિદેશી પ્રેમવાર્તાઓના આલેખનમાં નથી નીવડયા લેખકને નૂરજહાં સૌથી વધારે વહાલી છે છતાં એના મુકાબલે બીજા કેટલાંક પાત્રો વધારે સજીવ આલેખાયાં છે

વાર્તાઓના ખોખાં લેખકે ઇતિહાસ પુરાણમાંથી લીધાં છે અને પોતાની ઢબે તેમાં રંગો પૂર્યા છે લેખક કહે છે કે સાચો ઇતિહાસ ગમે તે હોય, મેં લખ્યું છે તેમ જ બન્યું હતું એમ મો માને અને તે ઇતિહાસ બને! આવી છે લેખકની હિંમત! કદાચ સાહિત્યમાં આ રીતે સહેજે જાણીતા થઈ શકાતું હશે!

પૌરાણિક કિસ્સાઓમાં વર્ણનશૈલી પુરાણી જ જણાય છે પાત્રોના કામ આવેશ ઉન્માદને શૃંગારી સંસ્કૃત કવિઓની રીતે આલેખ્યા છે

આપણા એક સાક્ષરે એક સંસ્કૃત કવિનું જાણીતું શૃંગારી કાવ્ય ગુજરાતીમાં ઉતારેલું અને અતિ વિસ્તૃત ટીકા ટિપ્પણોથી માંસલી રસિકતા એમણે છતી કરેલી ત્યારે તે તરફ નજર જતાં મહાત્મા ગાંધીજીએ જે દુ:ખ ગ્લાનિ અને અણગમો (આછો ગુસ્સે પણ) વ્યક્ત કરેલાં તે અહીં સાંભરે છે

લેખકની નિરૂપણશૈલી આકર્ષક છે ચિત્રો સરસ દોરી શકે છે તેથી અને વિશેષ તો વિષયના રંગીલાપણાને કારણે તેવા યુવાન વાચકોને આ પ્રેમવાર્તાઓ વિશેષ ગમશે.

કિમિયાગરો: દેશ અને દુનિયાના જાણીતી વ્યક્તિઓ અને વિભૂતિઓના મહત્ત્વરી ગુણદર્શી બત્રીસ કલમચિત્રો લેખકની વિશિષ્ટ શૈલી જોમવતી છટાદાર પ્રવાહી ભાષા આકર્ષક પૃથક્કરણ અને સરખામણી વિગેરેને કારણે વાચનીય બન્યા છે

મુસોલીનીનું ચિત્રણ જરા ઘેરું અને સમભાવ વિનાનું છે અને તે લેખકે કબૂલ્યું પણ છે કેટલાક ચિત્રોમાં મગ્નતા અને અહોભાવ પણ જણાય છે તો જવાહરના ચિત્રમાં લેખકનો સ્વભાવ ઝળકી ઊઠયો છે જવાહરલાલની સભાનું વર્ણન કરતા લખે છે સ્ત્રીઓ એમને (જવાહરલાલને) ટાંપી ટાંપીને જોતી. કેમ ન જુએ? આવો દેખાવડો અને આટલો છટાવાળો લોકનેતા ત્યારે કે અત્યારે બીજે ક્યાં જડે તેમ છે? મારી બાજુમાં જ કૉલેજની બે ત્રણ કન્યાઓ હતી દરેકના મો તરફ મારી નજર ગઈ એ ભાવો વાંચવા કઠણ નહોતા પ્રથમ દૃષ્ટિનો પ્રેમ એવું એ મુખાકૃતિઓ ઉપર અગમ્ય લિપિમાં લખેલું હતું જવાહરલાલે એક પણ સ્ત્રી તરફ જોયું નહીં સ્ત્રીઓ ચાટ પડી

સરદારના કટાક્ષ તો જાણીતા છે પણ વિઠ્ઠલભાઈ પણ ભારે વિનોદી હતા અને તેમની રમુજમાં ચરોતરી ભાલા સરદારની પેઠે રમ પૂરતી એ વિઠ્ઠલભાઈના ચિત્રથી સમજાય છે

લેખકે જ્યાં ને ત્યાં હું કહું છું હું માનું છું એવો હુંકાર કર્યો છે ચિત્રકારે ચિત્રમાં પોતાને પણ ચીતરવો જોઈએ શું?

આ પુસ્તકની બીજી આવૃત્તિ તેની લોકપ્રિયતા સૂચવે છે

અભિસારિકા પુસ્તકના લેખકની જોડણી વિશેષ તો મહારાજ અને પ્રેમગાથામાં ઘણી ભૂલભરી છે નૂરજહાં પણ ઠીક ઠીક છે

—ર૦ મ૦



રજિ૦ નં ૮ બી૦ ૫૨૫૫



# અમર કવિને

*

તમોને યે હતાં સુખ દુઃખ સર્વે,
અને આશા-નિરાશાનાં ય દંક્રો,
સહ્યા આઘાત પણ હૈયે ઘણેરા,
અનાદર ને દુઃસહ અપમાન-ભાર,
સહી લીધા હશે અન્યાય આઝા,
અજંપામાં વળી નિદ્રા ગુમાવી,
ચિંતાની યે હશે કંઈ રાત જાગી.

અને તોયે ખીલ્યું તવ કાવ્ય નિર્મલ,
કમળ સૌન્દર્યનું આનંદ-સૂર્યે!
નહીં એમાં કશી યે મ્લાન છાયા,
નહીં દુઃખ-દૈન્ય નું એકે ય ચિહ્ન.

જીવન-મંથન મહીં વિષપાન કીધું,
જગતને તો અમીનું દાન દીધું!

ધરદેવ

# ધારાલાપ

વર્ષ-૭ Manendra N Shah અંક-૧૨



સંપાદક: નવીન ગાંધી

# હિન્દુસ્તાની પ્રચાર સભા વર્ધા-નાં પ્રકાશનો

*

હિન્દુસ્તાનની બે મુખ્ય કોમો, હિન્દુ અને મુસલમાન. ગાંધીજીએ જોઈ લીધું કે એ બે કોમોની એકતા રાષ્ટ્રીય હીતની દષ્ટિએ અનિવાર્ય છે. એ માટે એમણે રાષ્ટ્રજીવનના એકેએક ક્ષેત્રમાં એવી એકતા સ્થાપિત કરવા ભગીરથ પ્રયાસો આદર્યા. એમની દીર્ઘદૃષ્ટિએ જોઇ લીધું કે સ્વતંત્ર ભારત માટે એક રાષ્ટ્રભાષાનો સવાલ અત્યંત મહત્ત્વનો છે. એટલે, પોતાના જાહેરજીવનની શરૂઆતમાં જ, દક્ષિણ આફ્રિકામાથી જ પોતાની કલ્પનાની રાષ્ટ્રભાષાનો પ્રચાર શરૂ કર્યો. ૧૯૧૯મા એમણે લખેલ 'હિન્દ સ્વરાજ'મા આ વિષય પર ખાસ ભાર મૂક્યો છે. ત્યાર પછી તો સ્વતંત્રતા જેમજેમ નજીક આવતી ગઈ તેમતેમ રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીની અનિવાર્યતા જણાતી ગઇ. આખરે ૧૯૪૨મા વર્ધામા હિન્દુસ્તાની પ્રચાર સભાની સ્થાપના થઈ અને ત્યારથી એ સભા એ દિશામાં સક્રિય કાર્ય કરે છે. અત્યારે એ સંસ્થાના રાષ્ટ્રપ્રમુખ રાજેન્દ્રબાબુ જેવા રાહબર છે અને આજન્મ શિક્ષક કાકા કાલેલકર જેવા તેના મુખ્ય કાર્યકર્તા છે. લિખાવટ'થી માંડીને 'કામિલ' સુધીની પરીક્ષાઓ દેશભરમા પથરાયેલા સભાના પ્રચારકેન્દ્રો મારફત લેવાય છે. આને માટે જરૂરી એવું ઉપયોગી સાહિત્ય પણ સભા પ્રગટ કરે છે. તે સાથે હિન્દુસ્તાનીમા, સાહિત્યગુણ ધરાવતાં સારા પુસ્તકોનું પ્રકાશન પણ નાગરી અને ઉર્દૂ લિપિમા કરે છે. આ ઉપરાંત સભાનું મુખપત્ર 'મંગલ પ્રભાત', વાર્ષિક લવાજમ ત્રણ રૂપિયા) પણ છેલ્લા પાચ વર્ષથી કાકાસાહેબ કાલેલકરના સંપાદન હેઠળ પ્રગટ થાય છે. કાકાસાહેબના લખાણો પર ગુજરાત મુગ્ધ છે, એટલે એ વિશે અહીં ઝાઝું લખવા જેવું નથી. કાકાસાહેબના લખાણો ઉપરાત, અન્ય અભ્યાસી લેખો અને શાયરો તથા શાયરીના પરિચયો પણ અભ્યાસી કલમે લખાયના અપાય છે

સભા તરફથી પ્રગટ થયેલાં કેટલાક પુસ્તકોનો અહીં ટૂંક પરિચય આપીએ છીએ.

**હિન્દુસ્તાની પ્રચાર પરીક્ષાઓ કે પાઠયક્રમ, પાઠ્ય પુસ્તકેં ઔર નિયમ:** મૂ૦ બે આના. આ પુસ્તકામાં સભા તરફથી લેવાતી પરીક્ષાઓ તેના નિયમો અને ઉપયોગમા આવતાં પાઠ્ય પુસ્તકો અંગે સંક્ષેપમા પૂરી માહીતી અપાઈ છે.

**હિન્દુસ્તાની કે પ્રચારક ગાંધીજી:** સં૦ કાકાસાહેબ કાલેલકર, મૂ૦ બે આના. ગાંધીજીએ હિન્દુસ્તાની માટે આદરેલા પ્રયાસો, એમની કલ્પના, વ્યાખ્યા અને સ્પષ્ટીકરણોનું સંકલન.

**હિન્દુસ્તાનીકી નીતિ:** લે૦ કાકાસાહેબ કાલેલકર. મૂ૦ લખ્યું નથી. હિન્દુસ્તાનીનું સ્વરૂપ અને લિપિના પ્રશ્નને આવરી લેતી સર્વાંગીણ ચર્ચા.

**હિન્દુસ્તાની મુહાવરા કોશ.** સં૦ રશીદ અહમદ 'અમોધ'. મૂ૦ દેઢ રૂપિયો. કોઇ પણ ભાષાની રૂઢિ અને મહાવરાનો તે ભાષાના તળપદા સૂક્ષ્મ અર્થો, વિલક્ષણતા અને બળ જાણવા-અનુભવવા માટે પ્રથમ અભ્યાસ થવો જોઈએ. આ પુસ્તકમા, અભ્યાસી સંપાદકે કક્કાવાર મહાવરાઓ તેના અર્થો સહિત આપ્યા છે. વિદ્યાર્થીઓને જ નહીં, પરંતુ હિન્દુસ્તાનીમાં રસ ધરાવતા દરેક પ્રાંતીય વાંચકોને આ પુસ્તક ઉપયોગી નીવડશે.

**હિન્દુસ્તાની ગદ્ય સંગ્રહ:** મૂ૦ સવા રૂપિયો વિદ્યાર્થીઓને અભ્યાસમા ઉપયોગી નીવડવા ઉપરાંત સુવાચન માટે પણ જરૂરી એવા આ સંગ્રહમા દેશના દસ ખ્યાતનામ લેખકોના રસિક નિબંધો નાગરી અને ઉર્દૂ લિપિમા અપાયા છે અઘરા શબ્દોની અર્થસૂચિ પણ અપાઈ છે.

**વ્યાકરણ કે પારિભાષિક શબ્દ:** મૂ૦ ત્રણ આના જેમની માતૃભાષા હિન્દુસ્તાની નથી એવા પ્રાંતીય વિદ્યાર્થીઓને વિશેષ તો ઉપયોગી આ પુસ્તિકામા, વ્યાકરણના પારિભાષિક શબ્દોના સમાનાર્થી શબ્દો-અર્થો અપાયા છે

**સિતારે:** મૂ૦ એક રૂપિયો. હિન્દી ઉર્દૂના આદી અને વર્તમાન ખ્યાતનામ કવિઓની રસિક અને



"... જેઓ ઈશ્વરનો ડર રાખીને ચાલવાનો પ્રયત્ન કરે છે તેમને માટે તો મરણ હમેશાં સારા જીવનના તેવારો જ હોય છે."



સુખ દુઃખમાં શાંતિ
જાળવવી એ આપણા હાથમાં
છે.

૨૪-૩-૩૩ બાપુ



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

# સરદારની વાણી

*

૦ ગાંધીજીએ કહેલું કે સાચું સ્વરાજ લેવું હોય તો પ્રજાની નિઃસ્વાર્થભાવે સેવા કરવી જોઈએ. જેમ રામનું નામ લઈએ છીએ, માળા ફેરવીએ છીએ, પણ અંતરથી નથી લેતા તેમ સ્વરાજનું પણ કરીશું તો દુઃખી થઈશું. આપણે સાચા દિલથી કામ કરીશું તો સર્પના કાંચળી સહેજે નીકળતાં સર્પને કંઈ દરદ નથી થતું તેમ આપણી ગુલામી ઉતારી નાખી શકીશું. પણ ઉઝરડીને કાઢવા જતાં સર્પને દર્દ થાય, વખતે મરી જાય તેમ આપણું પણ થવાનો ભય છે.

૦ સ્વરાજનો અર્થ એ છે કે આપબળ પર ઊભા રહેવું, કોઈના પર આધાર ન રાખવો. પાડોશી ભૂખે મરતો હોય તો અડધા રોટલો એને પોતાનામાંથી આપવો.

૦ એક વ્યક્તિનો વિચાર અને અભિપ્રાય લોકમત ન કહેવાય. લોકમત કેળવવા વ્યક્તિએ પોતાની નસ્થા પર પ્રભાવ પાડવો જોઈએ.

૦ ગોરસ વલોવી માખણ કાઢવાને બદલે વલોવ્યા જ કરીએ તો ગોરસી ફૂટી જાય અને ફૂવડ ગણાઈએ.

૦ આશ્રમમાં કંઈ શીખવાનું હોય તો દિલની શુદ્ધિ કરવાનું, સમાજસેવા કરતાં શીખવાનું છે.

૦ લાંબો વખત પથારીવશ રહ્યા પછી જ્યારે રોગ જાય છે ને પછી ભૂખ છૂટે છે ત્યારે પરેજી પાળવી જોઈએ. તે ન પાળે તો ભારે બીમારી લાગુ પડે. તેમ સ્વતંત્રતાની સાથે આપણે પરેજી સંયમ પાળવો જોઈશે. પણ અત્યારે તો બહુ આપણી કોમના કે આપણા પક્ષના હાથમાં સત્તા આવવી જોઈએ એમ ઇચ્છે છે અને માણસો ગાંડા થઈ ગયા છે, ભાન ભૂલી ગયા છે.

૦ જ્યાં ગોખવાની શક્તિ વધે છે ત્યાં સમજવાની શક્તિ મંદ પડી જાય છે.

૦ પુરુષાર્થ મુશ્કેલીઓ ઓળંગવામાં છે.

૦ જે રિવાજ યા પદ્ધતિ પર પરાપૂર્વથી ઊતરી આવી છે, જેની રૂઢી પડી ગઈ છે તેમાંથી બહાર નીકળવાને માટે મહેનત અને ઉદ્યમની જરૂર રહે છે. ચીલાવાળો રસ્તો જોઈએ તો વધારે લાંબો હોય અને ઊંધો યે હોય તોયે સામાન્ય લોકોનું વલણ ચીલામાંથી નીકળવાનું નથી હોતું.

૦ જ્યાં કોઈ પણ કામ પાર પાડવાની ઇચ્છા અને દૃઢ સંકલ્પ હોય ત્યાં કોઈ ને કોઈ રસ્તો અથવા દ્વાર જ આવી મળે છે.

૦ ગાંધીજીએ પરદેશમાં હિન્દુસ્તાનની આબરૂ ખૂબ વધારી છે. એમને માટે આપણા મનમાં પૂજ્યભાવ ખૂબ છે, પણ એમની પાછળ ચાલવાની જોઈએ તેટલી વૃત્તિ નથી.

૦ એક હિન્દુસ્તાન સિવાય આખી દુનિયામાં તલવારની વાત છે, પણ તલવારથી ઝઘડાનો અંત આવ્યો જાણ્યો નથી. એનો અંત લાવવા ગાંધીજીએ અહિંસાનો મંત્ર કાઢ્યો છે.

૦ ગાંધીજીએ સ્વરાજ્યની લડત બે પ્રકારે ચલાવી. એક ઉગ્ર પ્રકારે જેમાં સરકાર સાથે ઘર્ષણમાં આવવું પડ્યું, બીજું ખાદી અને રચનાત્મક કાર્યદ્વારા, જેમાં સરકારની સાથે ઘર્ષણમાં આવ્યા વિના લોકોને સ્વરાજ્ય ભોગવવાની તાલીમ આપી. આંબાના વૃક્ષ પરનું ફળ પાકીને પડે તેમ આ રીતથી સ્વરાજ્ય ખોળામાં આવીને પડે.

૦ આપણું શહેર એક પ્રકારનો નરકવાસ છે. તમે પશ્ચિમનાં શહેરો નથી જોયાં. પોતાનાં શહેરને તેઓ સ્વર્ગ બનાવે છે, આપણે નરક બનાવીએ છીએ.

૦ જેઓ હિંસાના બળ પર બધી તૈયારી કરે છે તેમના દિલમાં ડર સિવાય બીજી વાત આવતી નથી.

૦ સુખ અને દુઃખ એ મનનું કારણ છે. માણસ જો પોતાનું મન મજબૂત કરે છે તો એને દુઃખ નથી લાગતું. એ તપ કરે છે. જ્યારે એનું તપ સાચું હોય છે ત્યારે સાચો સમય આવે છે, અને ત્યારે ઈશ્વર એનો હાથ પકડ્યા વગર રહેતો નથી.

૦ સંકટમાં પીડાયેલા પાસે જઈ બેસવું અને તેમની સામે અમીભરી આંખે જોવું, મીઠી વાતો કરી, એથી દુઃખ ભૂલી જવાય છે. એ તો સહુ પાડોશીઓનું કર્તવ્ય છે.

# કવિ 'રહિમન'

બહેરામખાં ખાનખાનાના પુત્ર અબ્દુર્રહીમ ખાનખાના 'રહિમન'નો જન્મ થયો ૧૬૧૦ માં. સંસ્કૃત, અરબી, ફારસી અને હિન્દીના એ પ્રખર વિદ્વાન હતા કાવ્ય ઉપરાંત એમણે 'વાકેયાત-બાબરી'નો તુર્કી'માંથી ફારસીમાં અનુવાદ પણ કર્યો હતો. વળી જ્યોતિષનો એક ગ્રંથ પણ 'ખેટ કૌતુકમ' નામે લખ્યો હતો.

રહિમન' જ્ઞાની જ નહી દાની અને પરોપકારી પણ હતા, એમના દરબારમાં કવિઓ અને જ્ઞાની એોનું સન્માન થતું. એમની ઉદારતાની ઘણી વાતો પ્રચલિત છે કહે છે કે, કવિ ગંગની કવિતા પર' ખુશ થઈને એમણે એકવાર છત્રીસ લાખ રૂપિયા ઇનામ આપ્યા હતા।

૧૬૮૩ માં રહિમનનું અવસાન થયું

કબીર-અને તુલસીદાસની સાખી-દોહરાઓનો આપણને સારો પરિચય છે ભજનમંડળીઓમાં નવું ભજન ઉપાડતા પહેલા એવી સાખી દોહરાઓની સામસામે સવાલ જવાબ રૂપે ચાલતી રમઝટ માણવા જેવી છે, કબીર તુલસી સિવાય પણ કેટ-લાક કવિઓની સાખી અતિ સુંદર ભાવવાહી અને ચોટદાર છે તેમાં સુરદાસ, બિહારીલાલ, રસખાન નિ દાદુ અને 'રહિમન નો ફાળો નોંધપાત્ર છે

'રહિમન ના કેટલાક સુંદર દોહરાઓનો આ વખતે આસ્વાદ લઈએ

યોં રહીમ સુખ હોત હૈ ઉપકારી કે અંગ
બાંટનવારે કો લગે જ્યોં મેંહદી કો રંગ

(જેવી રીતે મેંદી વહેંચનારને મેંદીનો રંગ લાગે છે એ જ રીતે જે માણસ ઉપકાર કરે છે તેના અંગે સુખ વ્યાપેલું હોય છે)

એક સુંદર વિચારને નવી ભાષામાં નહી પણ કેવા સરસ યાદ રહી જાય એવા દાખલાથી વર્ણવ્યો છે।

જ્યોં રહીમ ગતિ દીપકી, કુલ કપૂત ગતિ સોય,
બારે ઉજિયારો લગૈ બઢે અંધેરો હોય।

(દીપની ગતિ પેઠે જ કુળમાં પાકેલા કપૂતની ગતિ હોય છે બળે છે ત્યારે અજવાળું લાગે છે પણ જેમ વધતો જાય છે તેમ અંતે અંધારું થાય છે.)

પ્રચીન કવિઓ એવું જ પ્રતીક પસંદ કરતા જે આપણને પરિચિત હોય આ દોહરો એની સાક્ષી પૂરશે.

નાદ રીઝિ તન દેત મૃગ નર ધન હેત સમેત,
તે રહિમ પશુ તે અધિક, રીઝેહુ કછુ ન દેત.

(સંગીતના મધુર સ્વરથી રાજી થઈને મૃગ પ્રાણ આપી દે છે હે રહીમ તે માણસ પશુ જેવો છે જે ખુશ થઈને પણ કશું આપતો નથી )

તરુવર ફલ નહિ ખાત હૈ સરવર પિયહિ ન પાન
કહી 'રહીમ પર કાજ હિત, સમ્પતિ સુચહિ સુજાન

(વૃક્ષો પોતે કદી ફળ ખાતા નથી, અને સરોવરો પણ પોતે પાણી પીતા નથી એવી જ રીતે સારો માણસ પારકાને માટે, બીજાના હિત માટે ધન-સંપત્તિનો સંચય કરે છે )

જો રહીમ મન હાથ હૈ, મનસા કહુ કિન જાહિ
જલ મેં જ્યોં છાયા પરી કાયા ભીજતી નાહિ

(જેવી રીતે જળમાં આપણો પડછાયો પડવા છતાં આપણું શરીર ભિંજાતું નથી તેમ, જે માણસનો પોતાના મન હૃદય પર કાબૂ છે તેની ઇચ્છા જ્યાં ત્યાં ભમતી નથી )

કેટલી સુંદર સરખામણી !

રહિમન' દેખી બડેન કો લઘુ ન દીજિયે ડારી
જહાં કામ આવે સુઈ કહા કરે તરવારી ?

( હે રહીમ મોટાને જોઈને નાનાને ડરાવીએ નહી, જ્યાં સોય કામમાં આવે ત્યાં તરવાર શા કામની ? )

દીન સબન કો લખત હૈ, દીનહિ લખે ન કોય
જો 'રહીમ' દીનહિ લખે, દીનબંધુ સમ હોય

દિવસ (સમય) સહુને લખે છે પણ દિવસ (સમય) કોઈ લખતું નથી. (એટલે કે ઇતિહાસને પાને નોંધાય એમ અમર કરતું નથી.) પણ જે માણસ દિવસ લખે છે (ઇતિહાસ રચે છે) તે દિન બંધુ જેવો બની જાય છે )

# પગથિયાનો પથ્થર

—કુસુમાગ્રજ

સંગેમરમરનો એ કાળો ચમકદાર, આલીશાન મંદિરના પગથિયાનો પથ્થર હતો. મંદિરમાં આવનારા દરરોજ એના પર પગ મૂકીને ઇશ્વરના દર્શન કરવા જતા. મેં એક દિવસ એ પથ્થરને પૂછ્યું 'તારી આ પ્યારની હાલતથી તને સંતોષ છે? શું અહીં પગથિયા પર જડાઈ રહેવું તને ખરેખર ગમે છે? તને અહીંથી આગળ જવાની મહત્ત્વાકાંક્ષા નથી?

મારો પ્રશ્ન સાંભળી કાળા પથ્થરે સહેજ અવજ્ઞાની નજરે મારી તરફ જોઇને કહ્યું 'તમે કેટલા મૂર્ખ છો? સ્વતંત્રતા વળી, કોને નથી ગમતી? પ્રગતિ કોણ નથી ઇચ્છતું? તો પછી, હું એનાથી વંચિત કેમ રહી શકું?

હું આશ્ચર્યચકિત થઇ ગયો. પથ્થરનું કહેવું સાચું હતું. એના પ્રશ્નથી મારી જીજ્ઞાસા વિશેષ જાગ્રત થઇ. મેં ફરી પૂછ્યું. એ વાત સાચી દરેકને સ્વતંત્રતા ગમે છે વિકાસ પણ ગમે છે પણ તેં એને માટે કોઇ પ્રયત્ન કર્યો છે ખરો?

'કેમ નહીં? આ મંદિરનો વિનાશ થાય તો જ મારી મુક્તિ થાય. હું આ મંદિર ક્યારે ભાંગી પડે એ ઘડીની રાહ જોઉં છું. હું તો ચાહું છું કે આ મંદિર ભાંગી પડે અને પેલો મૂર્તિનો પથ્થર તૂટીને મારી પાસે પડ્યો હોય. હું ઇશ્વરને હંમેશા પ્રાર્થના કરું છું કે આ મંદિર જેમ બને તેમ જલદી ભાંગી પડે.' પથ્થરે જવાબ દીધો.

ઇશ્વરે પેલા પથ્થરની પ્રાર્થના સાંભળી. એક દિવસ એના પર આકાશ પરથી વીજળી પડી, મંદિરના ટુકડેટુકડા થઈ ગયા. આલીશાન અને ભવ્ય મંદિર પથ્થરના ઢગલામાં ફેરવાઇ ગયું. ઘંટના રણકાર શમી ગયા. ઝાલરના ધ્વનિ આથમી ગયા. ધૂપ સુગંધ અને ભક્તોની પ્રાર્થના સ્તુતિ પણ અલોપ થઇ ગઇ. પથ્થરનો એક વિરાટ પુંજ અને સૂનકાર બાકી રહી ગયા!

મૂર્તિનો પથ્થર ગબડીને પેલા પગથિયાના કાળા પથ્થરની બરાબર પાસે પડ્યો હતો.

મેં જઇને એ પથ્થરને પૂછ્યું. 'કેમ હવે તો તું રાજી થયો ને? ઇશ્વરે તારી પ્રાર્થના સાંભળી.'

પથ્થરે એક ઊંડો શ્વાસ ભરતાં કહ્યું 'ભાઇ, મારી એવી ઇચ્છા ન હતી કે આખું મંદિર ભાંગી પડે. મારો ગુસ્સો તો આ મારી પાસે હમણાં પડ્યો છે એ મૂર્તિના પથ્થર પર હતો.

એ અમારી હારનો હોવા છતાં ઊંચે સ્થાને દેવ બની બેસીને પૂજાતો હતો.'

'તો પછી હવે તારી શી ઇચ્છા છે?'

'આ મંદિર ફરી પહેલાંની પેઠે જ તૈયાર થઇ જાય અને એમાં...'

ઇશ્વરે પથ્થરની એ પ્રાર્થના પણ સાંભળી લીધી. એ જ સ્થાન પર ફરી સુંદર અને આલીશાન મંદિર ભક્તોએ બંધાવ્યું. શ્રદ્ધાળુઓની ભીડ ફરી પહેલાંની જેમ થવા લાગી. પણ હવે પેલા પગથિયાના પથ્થરનું સ્થાન બદલાઇ ગયું હતું. એના મૂળ સ્થાન પર એક બીજો પથ્થર જડાયો હતો અને એ દેવમૂર્તિ બનીને પૂજાતો હતો!

હું ફરી એની પાસે ગયો, 'કેમ હવે તો તને સંતોષ છે ને? તું ચાહતો હતો એ ઉચ્ચ પદ તને મળી ગયું. હવે તો તું દેવ બની ગયો, અને અનેક ભક્તો તારી પૂજા અર્ચના કરવા લાગ્યા છે.'

મારા આ પ્રશ્નનો એને જુદા જ સ્વરે જવાબ આપ્યો. 'ભાઇ તમારું કહેવું ખરું છે પણ સાચું પૂછો તો મને અહીં પણ ચેન નથી. એક પ્રકારનો ભય, એક ચિંતા હંમેશાં મનમાં રહ્યા કરે છે.'

મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં! આખરે, એ પથ્થર શું ઇચ્છે છે? એની બધી ઇચ્છા ઇશ્વરે પરિપૂર્ણ કરી, હજી વળી બાકી શું રહી ગયું છે! મેં તેના તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિએ જોયું. એ મારો ભાવ સમજી ગયો અને મને કહેવા લાગ્યો 'ભાઇ, મારી ચિંતા એ છે કે ઇશ્વરે જેમ મારી પ્રાર્થના સાંભળી અને મને આ ઉચ્ચ સ્થાને સ્થાપિત કર્યો તેમ મારે સ્થાને હાલ જે પથ્થર છે તેની પ્રાર્થના તે ન સાંભળે તો સારું!

# ધૈર્ય

મુકુલભાઈ

*

એક વાર ભગવાન બુદ્ધ વિહાર કરતા કરતા પોતાના શિષ્ય સંઘ સાથે કૌશામ્બી નગરીમાં પધાર્યા. કૌશામ્બીના ઉદયન રાજાની પટ્ટરાણી ભગવાન બુદ્ધનો દ્વેષ કરતી હતી. એટલે જ્યારે ભગવાનને પોતાની નગરીમાં આવેલા જોઈને તેમને પજવવા માટે રાણીએ મનમાં નિશ્ચય કર્યો. તેણે નગરના કેટલાક તોફાની લોકોને બોલાવ્યા અને બુદ્ધ ભગવાન તેમના શિષ્યો સાથે નગરમાં ભિક્ષા માગવા ફરે ત્યારે તેઓને ગાળ ભાંડવા તથા તેઓનું અપમાન કરવાનું કહ્યું.

બીજે દિવસે સવારે નિત્યક્રમ મુજબ બુદ્ધ ભગવાન અને શિષ્ય સંઘ નગરમાં ભિક્ષાર્થે નીકળ્યા. એટલે પેલા લફંગા લોકોએ તેઓને કાનના કીડા ખરી પડે એવી બેહૂદી ગાળો ભાંડી અને જ્યાં ત્યાં તેઓનું અપમાન કર્યું. પરંતુ બુદ્ધ ભગવાન તો પ્રસન્નતાભરી શાંતિ જાળવીને કરુણા વરસાવતા ભિક્ષા માગતા માગતા પોતાના નિવાસસ્થાને શિષ્યો સાથે પાછા ફર્યા.

નગરજનોનું બુદ્ધ ભગવાન પ્રત્યેનું આવું અપમાનકારી વર્તન જોઈને બુદ્ધ ભગવાનનો શિષ્ય આનંદ અકળાઈ ગયો. તે ભગવાનને નમન કરી બોલ્યો: 'ભગવાન! આ નગરમાં હવે વધારે રહેવામાં સાર નથી. ચાલો આપણે બીજે વિહાર કરવા જઈએ. આવું અપમાન ક્યાં સુધી સહન કરવું?'

બુદ્ધ ભગવાન મૃદુતાથી બોલ્યા: "આનંદ! જો બીજે ઠેકાણે પણ—આપણને લોકો ગાળો દેશે તો આપણે શું કરીશું?"

આનંદ— 'તો આપણે ત્યાંથી કોઈ ત્રીજે સ્થળે જઈશું.'

બુદ્ધ— "ત્યાં પણ આપણને ગાળો દેશે તો?"

આનંદ— 'તો વળી ત્યાંથી કોઈ ચોથે જ સ્થળે વિહાર કરીશું.'"

બુદ્ધ ભગવાન બોલ્યા: "આનંદ! જો આપણે આ પ્રમાણે નાસભાગ કર્યા કરીશું, તો નિષ્કારણ



આપણે કંગાળભાગી જ થઈશું. એને બદલે જો આપણે આ લોકોના અપશબ્દો સહન કરી લઈશું તો એમની બીકથી બીજે સ્થળે ચાલ્યા જવાનું પ્રયોજન નહિ રહે અને ચાર પાંચ દિવસ આપણે તે લોકોનું કહ્યું અણસાંભળ્યું કરીશું નહિ તો એ લોકો પણ પોતાની મેળે થોડા વખતમાં શાંત થઈ જશે.'

આખરે સાત આઠ દિવસમાં શિષ્યોએ અનુભવ્યું કે બુદ્ધ ભગવાનના કહેવા પ્રમાણે શુભ પરિણામ આવ્યું

# કૃતજ્ઞતા

મહારાજા રણધીર એક દિવસ પૂરી તૈયારી સાથે પોતાના કાફલા સહિત શિકાર કરવા પાસેના જંગલમા ઊપડયા. એની સાથે શિકારી કૂતરાઓ પણ હતાં અને એક કેળવાયેલો બાજ પણ હતો. એની સાથેના માણસો ભાલા અને ધનુષ્યબાણથી સજ્જ હતા. તેઓ જંગલમાંથી પસાર થતા હતા એવામા આઘેથી પસાર થતા એક વરુ ઉપર તેઓની નજર પડી. રણધીરે તરત તાકીને તીર છોડયુ તીર, વરુને લાગ્યું તો ખરું પણ થોડુ ઘાયલ થયુ અને ભાગી છૂટયુ શિકારીઓ એની પાછળ પડયા એ જંગલમાંથી એક સાધુ ગધેડા પર બેસી પસાર થતો હતો. સાધુ દયાધર્મી હતો, પોતાની જાતને જોખમમા નાખીને પણ કોઇનો જીવ બચાવવો પડે તો બચાવવો એવો એનો નિયમ હતો. એની પાસે એક મોટો થેલો હતો જેમાં થોડાક પુસ્તકો અને કપડા હતા સાધુએ પેલા વરુને પોતાની તરફ આવતુ જોયું અને પોતે થભ્યા. વરુ દયામણે ચહેરે સાધુ પાસે આવીને ઊભુ સાધુએ કુશળતાથી એના શરીરમાંથી તીર કાઢી લીધુ. વરુએ પ્રાર્થના કરતા કહ્યુ બાપજી! આપ તો ઘણા દયાળુ છો કૃપા કરી મને કયાક છુપાવી દો તો ઘણો ઉપકાર થશે મારી પાછળ શિકારીઓ પડયા છે જલ્દી જલ્દી મને છુપાવો તો મારો જીવ બચે સાધુએ પોતાના પાસેનો થેલો ખાલી કરી તેમા વરુને સમાવવાનો પ્રયાસ કર્યો બે ત્રણ વાર એમ કર્યું પણ એમા સફળતા મળી નહી. મોઢા વાટે પ્રવેશ કરે તો પગ બહાર રહી જાય અને જો પગ વાટે દાખલ થય તો મોઢું બહાર રહે. આખરે વરુ જમીન પર બેસી ગયુ અને એણે કહ્યુ કે તમે મને પહેલા કસ કસાવીને બાધી દો અને પછી થેલામાં પૂરી દો એટલે સમાઇ જઇશ. સાધુએ તેમ કર્યું અને વરુ તેમા સમાઇ ગયુ. એટલામા તો તેની પાછળ પડેલા શિકારીઓ આવી પહોચ્યા સાધુને જોઇને પૂછયુ 'અહીંથી વરુને પસાર થતા તમે જોયુ છે?

'ના ભાઈ! વરુ તો ચાલાક પ્રાણી છે એ વળી અહી રસ્તા પર આવે ખરુ? મે તો કયાએ જોયુ નથી.' સાધુનો આવો જવાબ સાભળી શિકારીઓ આગળ ચાલ્યા.

થોડી વાર થઈ એટલે પેલા થેલામા જકડાયેલા વરુએ કહ્યુ કે, 'મને બહાર કાઢો આ થેલામા તો મારો શ્વાસ રુધાય છે.' સાધુએ તેમ કર્યું. બહાર નીકળી વરુ કહે, 'બાપજી! આપે મારો પ્રાણ બચાવીને ઉપકાર કર્યો. શું આપ એક વધુ ઉપકાર મારા પર કરશો?'

'શુ?'

ભૂખથી મારો જીવ જાય છે'

'તે માટે હુ શુ કરી શકુ?'

ધારો તો ઘણુ કરી શકો તેમ છો. મે ઘણા દિવસથી કશુ ખાધુ નથી જો હૂ ભૂખથી મરી જઈશ તો આપે મારો પ્રાણ બચાવ્યો તે નકામો જશે એનો કશો અર્થ નહી રહે. આપ થોડો આત્મત્યાગ કરો તો કેવુ સારું! આપ, આપનું શરીર મને આહાર માટે આપી મારો પ્રાણ બચાવી શકો છો. એમ કરી આપ મારી રક્ષા કરો આમ પણ આપને એક દિવસ આ નશ્વર શરીરનો ત્યાગ તો કરવાનો જ છે તો પછી, પરોપકાર કરીને મરવું શું ખોટું?' એટલું કહીને વરુ જડબા પહોળા કરી પેલા સાધુની સાવ નજીક ગયુ.

સ્વય કાળને પોતાની સાવ નજીક આવેલો જોઇને સાધુ ગભરાયો. આ તો ધરમ કરતાં ધાડ પડયા જેવુ થયુ!—'પરતુ પરતુ, તું એમ ન કરી શકે,' સાધુ ધ્રૂજતાં ધ્રૂજતાં બોલ્યો

'શુ!'

'મેં તારો જીવ બચાવ્યો છે, એનો તો તુ વિચાર કર! જરા વિવેક તો રાખ! મેં તને બચાવ્યો એનું આ ફળ? ખેર તુ તારા અંતરાત્માને જ પૂછ. કે તું આ શુ કરે છે? ભૂખનો માર્યો તુ મને એકવાર ખાઇ તો જઈશ, પણ પછીથી તને તારા કાર્ય માટે પશ્ચાત્તાપ થશે તારુ અંતર તને ડખશે. હુ તો ઇચ્છુ છું કે એવું ન થાય. તને પાછળથી મનમ તાપ ન થવો જોઇએ. હુ મારુ શરી-

વરુએ કહ્યુ આપ તો લવાદ છો, જરા મારી વાત પણ સાભળો. આ સાધુએ મને થેલામાં, મારા પગો બાધી એવો તો કસકસાવીને પૂર્યો હતો કે હુ મરતા મરતા બચ્યો.

વૃધ્ધે કહ્યુ 'ત્યારે મારે કોના કહેવા પર ભરોસો મૂકવો? આ કહે છે કે મે વરુનો જીવ બચાવ્યો અને તુ કહે છે કે આને મને થેલામા પૂરી મરણ તોલ કરી મૂકયો ઠીક તારી વાત સાચી હશે પણ એનો સાચો ખ્યાલ મને કેવી રીતે આવે? એમ કર, તુ પહેલાની પેઠે જમીન પર પેસી જા. અને સાધુ તુ એને પહેલા બાધીને થેલામા પૂરજે. એ રીતે પૂર જે ગયો કે તને ખૂબ તકલીફ પડી છે તો પછી તુ સાધુને ખાઇ જજે

વરુએ વૃદ્ધની વાત માની લીધી અને જમીન પર લેટી ગયુ. સાધુએ એને કસકસાવીને બાધીને થેલામા પૂર્યુ. વૃધ્ધે સાધુને કાનમા પૂછ્યુ, 'તારી પાસે છરો છે?'

હા, શુ તમે વરુને મારી નાખવા ઇચ્છો છો?' સાધુએ વૃદ્ધને ધીરેથી પૂછ્યુ.

'હજી વળી મને પૂછો છો? તમે તે કેવા આદર્શ વાદી છો! કયા તો આને મારો યા તો તમે મરો. એ સિવાય ઇલાજ નથી' વૃધ્ધે ગુસ્સે થઇને કહ્યુ

પછી વૃધ્ધે સાધુની મદદથી વરુના શરીરમા છરો ઘેચી દીધો. અને તેના રામ રમાડી દીધા

*

સન ૧૯૨૭માં ગુજરાતમાં ભારે રેલ આવી ત્યારે તે ફ઼ પુષ્કળ નુકસાન થયુ હતુ આખા વડોદરામા પાણી ભરાયુ હતુ દરેક બેમાળના મકાનમાં લોકોએ આશરો લીધો હતો નીચે બધ પાણીપણી થઇ ગયુ હતુ રસ્તા પર હોડી ફરતી હોડીઓ રેલમાં ફસાયેલા માણસોને લઇ આવતી અને મોટા મકાનોમા તેમને સુરક્ષિત પહોચાડતી માત્ર વડોદરામા નહી લગભગ આખા ગુજરાતમા રેલસકટ ફેલાયેલુ પડ્યુ હતુ મારા પિતા અને રવિશકર મહારાજ રાહતકામ માટે આજુબાજુના ગામોમા ફરતા પિતાજી મહારાજને મારુ ભિ઼ડ કહેતા કેમકે મહારાજ એમની સાર સભાળ રાખતા બને સાથે ગામેગામ ફરતા પ્રચાર કરતા રાષ્ટ્રસેના કરતા બને વચ્ચે પ્રેમગાઠ બધાઇ ગઇ હતી

હુ ત્યારે મસુરી હતી હુ વડોદરા પહોચી તો મે મહારાજ વિશે એક ચમત્કારિક વાત સાભળી રેલ વખતે અમદાવાદથી વડોદરા જવાના રસ્તાઓ ધોવાઇ ગયા હતા રેલ્વે લાઇન પણ તૂટી ગઇ હતી એટલુ જ નહી તાર ટેલીફોન લાઇન પણ બધ હતી! ટપાલ તો ક્યાથી ચાલુ હોય? રસ્તાઓએ જાણે નદીનો આકાર ધારણ કરી લીધો હતો ચારે તરફ જળ બબાકાર બની ગયુ હતુ સરદાર વલ્લભભાઇ ત્યારે અમદાવાદ હતા એક દિવસ એમણે રવિશકર મહારાજને પૂછ્યુ અરે રવિશકરભાઇ અપ્પાસાહેબના કઇ ખબર અતર છે કે નહી?

ના હમણા તો કઇ ખબર નથી મહારાજે જવાબ આપ્યો.

ક્યાકથી પણ ખબર મેળવવા તો જોઇએ જ તમે ભરુચ જઇ આવો. ત્યા મહેમાન નેવજી રહે છે મને ખબર છે કે એમની પાસેથી કઇક જાણવા મળે' સરદારે કહ્યુ

અને મહારાજ ભરુચ ગયા પણ ત્યાથી કશા ખબર મળ્યા નહી. પછી મહારાજ તો પગપાળા જ વડોદરે આવવા નીકળી પડયા! રસ્તાનુ તો કઇ જ ઠેકાણુ નહી વાહનોની પણ કઇ વ્યવસ્થા ન હતી. એ તો આડીઅવળી નદીઓ, ઊભરાતા નાળાઓ વટાવીને કયારેક તરીને ખરાબ રસ્તાઓ પર થઇને વડોદરે આવ્યા! અમારા ઘરનો નીચેનો ભાગ તો કેટલાય ફૂટ પાણીમાં ડૂબેલો હતો. મહારાજ બની શકે તેટલા ઘરની નજીક આવીને નીચેથી જ હાક મારી 'ઘરમાં કોઇ છે કે?' ઉપરથી મારા પિતા કે માતાએ જવાબ આપ્યો ફરી મહારાજે પૂછ્યુ 'કુશળ તો છો ને?' 'હા બધા કુશળ છીએ!' ઉપરથી જવાબ આવ્યો. 'બસ ત્યારે હુ જાઉ છુ' એટલુ કહીને મહારાજ તો પગપાળા અમદાવાદ ઊપડયા! ભેદાના નેવજી

# નવા બ્રહ્મા

વર્ષો પહેલા તામિલનાડમા માર્તંડ વર્મા નામનો ચેર રાજા રાજ્ય કરતો હતો. તે વ્યવહારકુશળ પરાક્રમી અને શક્તિશાળી હોવા ઉપરાંત મહત્વાકાંક્ષી હતો. અઘરામા અઘરુ કામ પણ એને મહેલુ લાગતુ. પ્રજા પણ સુખી હતી. કેમકે, ચેર રાજા તેના સુખ સગવડની દરેક તકેદારી રાખતો અને કોઈને કશી ફરિયાદનુ કારણ ન રહે એમ રાજ્ય કારભાર ચલાવતો.

પોતાના રાજ્યઅમલ દરમ્યાન એણે અનેક મંદિર બનવ્યાં હતા અને અનેક નવા નગરો પણ વસાવી આબાદ કર્યાં હતાં અનેક દુ:ખો સહીને વર્ષોની સાધના કરીને એણે દેવતાઓને પ્રસન્ન કર્યા હતા અને સિદ્ધિઓ મેળવી હતી મરેલા માણસને જીવતો કરવાની સિદ્ધિ પણ એણે પ્રાપ્ત કરી હતી.

એક દિવસ એના મનમા વિચાર આવ્યો કે દેવોને જ સાધ્ય એવી ઘણી સિદ્ધિઓ મને મળી છે પણ સૃષ્ટિ-સર્જન દુનિયા સરજવી મારે બાકી છે એ વિદ્યા શક્તિ પણ મારે મેળવવી જ જોઈએ

બીજે દિવસે રાજ્યકારભાર પ્રધાનોને સોંપીને એ તપ કરવા ચાલ્યો ગયો વર્ષો પછી એના ઘોર તપને કારણે વિધાતાએ રાજી થઈ વરદાન માગવા કહ્યુ

માર્તંડ વર્માએ વિધાતાને ચરણે પડીને બ્રહ્મા બનવાની સૃષ્ટા બનવાની ઇચ્છા વ્યક્ત કરી બ્રહ્મા સહેજ હસ્યા અને તથાસ્તુ! કહીને બ્રહ્મ પદનુ દૃશ્ય બતાવ્યુ

માર્તંડ વર્માના આનંદનો પાર રહ્યો નહી એ તો બ્રહ્માંડ હાથમા લઈને બેઠો સૃષ્ટિ સર્જવા પોતાની કલ્પના મુજબનુ સીધુ નાક લાંબી આંખો અને સુંદર ચહેરાવાળો માણસ બનાવ્યો

વળી એક ચપટા નાકવાળો બીજો માણસ એણે બનાવ્યો પછી તો જુદા જુદા રંગો મેળવીને થોડા બીજા માણસો બનાવ્યા. પરંતુ પાંચ-છ જાતના માણસો બનાવ્યા બાદ એની કલ્પના પૂરી થઈ ગઈ હવે કેવા માણસો બનાવવા તે એને સૂઝ્યુ નહી ખૂબ માથાફોડ કરી છતા કોઈ નવો માનવઆકાર એની કલ્પનામા આવ્યો નહીં આખરે થાકીને એણે જે જાતના માનવો પહેલા સર્જ્યાં હતાં તેવા જ માણસો બનાવવા લાગ્યો. આમ ને આમ એણે લાખો માણસોનુ સર્જન કરી નાખ્યુ

મૃત્યુ લોકમા તો ધમાલ મચી ગઈ! બાપ બેટા ભાઈ ભાઈ સસરા જમાઈ બધા જ એક જ ઘાટ આકારના! સૌ કોઈ ઊડતા બેસતા બ્રહ્માજીની ટીકા કરવા લાગ્યા.

માર્તંડ વર્માના પશ્ચાત્તાપ અને શરમનો પાર ન રહ્યો. બ્રહ્માજીના ચરણ પકડીને એ રડી પડ્યો બ્રહ્માજીએ પોતાનો વરદ હસ્ત એના શિર પર મૂકીને કહ્યુ વત્સ ઊઠ! હવે તારી સમજમા આવ્યુ હશે કે એક જ માણસ અનેક શક્તિઓનો માલિક થઈ શકતો નથી યાદ રાખ કે અહંકાર બધા દુ:ખનુ મૂળ છે'

એમ કહેવાય છે કે માર્તંડે જે પાંચ-છ જાતના માણસો સર્જ્યા તે જ આજે આર્ય, મોંગોલિયન, નીગ્રો, અને યુરોપિયન આદિના રૂપમા પૃથ્વી પર ચારે તરફ ફેલાઈ ગયા છે અને ત્યારથી માણસોમાં વર્ણભેદ અને જાતીભેદ ચાલ્યો આવે છે

દાંડીના મીઠા સત્યાગ્રહ વખતની આ વાત છે ગાંધીજી ત્યારે ૨૦-૨૫ દિવસ પાસેના કરાડી ગામે રહેલા. ગામડાઓમાં પ્રચાર કરવા બાપુજી જતા. દૂર જવાનુ હોય તો વાહનનો ઉપયોગ કરતા અને નજીક હોય તો પગપાળા જ જતા. એક દિવસ એક ગામમા ખજૂરી કાપ [illegible] જોનારા કેટલાક ભાઈઓ પણ ફરતા હતા તેમાંથી એકે બાપુ પર ટીકા કરતાં કહ્યુ ગાંધીજી ઉપદેશ દેવા નીકળ્યા છે અને પોતે તો મોટરમાં ફરે છે. પગપાળા કેમ નથી જતા?' બીજો કોઈ એમને જવાબ આપે તે પહેલા બાપુ ઝડપભેર પગે ચાલતા તે તરફ આવી રહ્યા હતા એ જોઈને પેલા ટીકા કરનાર ભાઈ સાવ ભોંઠા પડી ગયા ખૂબ જ શરમાઈ ગયા

# જ્યારે અંતરની ઉમેદ જાગે છે



[ એક આપકમી' વિદ્યાર્થી'ના પત્રો ]

(૩)

૨૩–૩–૫૪

મુ૦ શ્રી બાબુભાઇ,

નમસ્તે, પ્રત્યુત્તર મળ્યો આનંદ

મારે તરત જ જવાબ આપવો પડે છે, કારણ કે આગલા પત્ર પરથી થોડી ગેરસમજ થઇ હોય તેમ લાગે છે તમે જે લખ્યું કે મારી ધારણા અને યોજનામાં ભંગાણ પડ્યુ છે તે સાચું નથી રૂા ૨૦૦૦ ભાભાડુ તથા શરૂઆતમાં થોડું ખર્ચ થયા બાદ કમાઇને ભણવાની યોજના હતી તેવી જ સદ્ધર છે પણ એ રીતે રાત્રિવર્ગો ભરીને એક વરસના અભ્યાસક્રમ ખાસ્સા અઢી વરસ લે છે એ સમય બચાવવો હોય તો મારે દિવસની કૉલેજ શરુ કરવી જોઇએ દિવસની કૉલેજ શરુ કરવા માટે પૂરા સમયની નોકરી શોધવી રહી જે મેળવવી મુશ્કેલ હોય છે આમ પરદેશ ઘેર નોકરી કરવી એના કરતા સ્વતંત્ર ધંધો કરવામાં આવે તો મરજી મુજબ સમય ગાળી શકાય આથી અમે બે મિત્રોએ લોન્ડ્રીનો સારો સગવડિયો અને કદી સ્ટેક ન થાય એવો ધંધો શરુ કરવો ધાર્યો છે પણ અર્થકારણ જ્યાં ને ત્યાં વિઘ્ન ઊભુ કરે છે અમે નક્કી કર્યું છે કે ગમે તેમ કરી એ પાર ઉતારીશું તેઓ એક રેસ્ટોરામા નોકરી કરે છે હુ પણ અનેક જગાએ જાતજાતના અનુભવ લીધા પછી એક ફેક્ટરીમા મશીનીસ્ટ તરીકે જોડાયો છુ શરૂઆતમા મને અઢી પાઉન્ડ મળે છે પણ વખત જતા સાતેક પાઉડ મળવાની ગણતરી છે આમ બને મિત્રો થોડા પૈસા ભેગા કરી છ–બાર માસમા લોન્ડ્રી શરૂ કરી દઈશુ પછી નિરાતે ભણીશુ વચગાળામા રાત્રિવર્ગમા ભણી શકાય તેટલુ ભણવાનુ નક્કી કર્યું છે જેથી અભ્યાસ ચાલુ રહે તદુપરાંત અમે વિદ્યાર્થી છીએ તેવો મગજમા ખ્યાલ રહે નહી તો પછી વેપારી બની જઇએ તો વિદ્યાપ્રાપ્તિનું ધ્યેય બાજુએ ખસી જાય અને ધનપ્રાપ્તિ મુખ્ય બની જાય કોઇ કોઇ વખત મનમા એમ પણ થઈ આવે છે કે, "પૈસા કમાવાની તક છે તો શા માટે જતી કરવી ?" પણ બને મિત્રો અરસપરસ એકબીજાના દિલ પર ચઢેલા આવા પોપડાઓ દૂર કરીએ છીએ અને અણીશુદ્ધ વિદ્યાર્થી રહેવા પ્રયત્ન જારી રાખીએ છીએ

આજકાલ ઠંડીનુ પ્રમાણ ઘટવા લાગ્યુ છે સામાન્ય રીતે ૪૫° F થી ૬૦° F જેટલુ ટેમ્પરેચર રહે છે થોડી થોડી ગરમી (ખાસ કરીને મને) લાગે છે કાને મારે કારખાનાનુ બારણુ ખુલ્લુ રાખવુ પડેલુ એટલી ગરમી લાગતી હતી માંસ, ઇંડા મરઘા ખાનાર અને પીનારને મારા કરતા ઘણી ઠંડી લાગે છે એટલે મારા પૂરતુ એટલુ સાબિત થાય છે કે યોગ્ય આહાર લેવાથી ગમે ત્યાં સારી રીતે ટકી શકાય આજકાલ મારા ખોરાકમાં લગભગ દૂધ જ છે રોજનુ ચાર રતલ ગાયનુ ચોકખુ દૂધ ચાર ઔંસ લીલોતરી અને થોડા ટુકડા બ્રેડ. આવા આહારમાં સારી રીતે ચાલે છે, એટલુ જ બસ નથી. વજન પણ વધે છે ગયા મહિના દરમ્યાન મારુ પાંચ રતલ વજન વધ્યુ દુનિયાનુ અમૃત દૂધ પેટમા જાય પછી એમા શુ બાકી રહ્યુ !

મારુ સમયપત્રક નીચે મુજબ છે

સવારે પાચ વાગે ઊઠવુ
૫–૦ થી ૬–૩૦ વાંચન
૬–૩૦ થી ૭–૩૦ નાસ્તો પ્રાત વિધિ વિ
૭–૩૦ થી ૬–૩૦ ફૅક્ટરી
૬–૩૦ થી ૭–૩૦ દુગ્ધાહાર વાતચીત વિ
૭–૩૦ થી ૧૦–૩૦ વાચન લેખન કાંતવુ વિ
૧૦–૩૦ થી ઊંઘ આરામ

ત્રિકલાસ શરૂ કર્યા પછી કાંતવાનો સમય ગઠવવો મુશ્કેલ પડશે સાજનું ખાવાનું પણ મસવાઇ

જાય તેવો સંભવ છે પણ એની પરવા નહીં દૂધની બોટલ સાથે લઈ જઈ ક્લાસમાં પણ પી શકાય. (મારું ભોજન ન રહેતા જે ગણો તે દૂધ જ હોય છે.)

દર સોમ અને શુક્રવારે સાંજે દોઢ કલાક નહાવા ધોવામાં જાય છે રવિવારે કપડાં ધોવાં ઘરની સાફસૂફી લોન્ડ્રીનું કામકાજ એમ દિવસ પૂરો થઈ જાય છે તે દિવસે બધા બહાર ફરવા જાય છે જ્યારે હું આવું તેવું કામ કરું છું લોન્ડ્રીનું બાકીના દિવસોનું કામકાજ મારા મિત્ર સંભાળી લે છે કારણ કે તેઓ અઢી વાગે નોકરી પર જાય છે અને રાત્રે બાર વાગે આવે છે આવી અનુકૂળતાનો આવો લાભ લેવાય છે

અડવાડિયામાં બે દિવસની સાંજ લોન્ડ્રીના કપડાંને અર્પી કરવામાં જાય છે પણ હજી બહુ નિયમિત નહીં, ત્યાં ઉનાળો બેસી ગયો હશે.

સૌને મારા યાદ વંદન. અરવિંદના પ્રણામ

(૪)

મુ૦ શ્રી આણુભાઈ,

નમસ્તે

પ્રત્યુત્તર બદલ આભાર.

બીજું તમે જે સરનામું આપ્યું છે ત્યાં હું જરૂર જઈ આવીશ જો કે મારું આજનું રહેવાનું સ્થળ અને તેમનું ઘર ખૂબખૂબ દૂર છે એટલે તેઓ જ્યાં નોકરીની વ્યવસ્થા કરે ત્યાં જવું મોંઘું જરૂર પડે. હું જે વિસ્તારમાં રહું છું તે ગરીબ વિસ્તાર છે એટલું જ નહીં પણ લંડનમાં મોટા ભાગનાં કારખાનાં પણ અહીં જ આવેલાં છે મારા જેવા કારીગરને એમાં જ સારું ફાવે ત્યાં જવામાં રહેવાનું ખર્ચ સહેજે દોઢેક પાઉંડ અઠવાડિક વધી જાય અને ચાર-પાંચ પાઉંડથી વધુ મને મળે નહીં વળી ફાસ્ટ ટાઈમ જોબમાં તો એથી ય ઓછું મળે છતાંય રવિવારની રજાને દિવસે શ્રી શ્રીમનભાઈને મળીશ તો ખરો જ પોતે ડૉક્ટર હોવાથી રાતનું કીચન પોર્ટરનું કામ દવાખાનામાં મેળવી આપે તો કોઈનોય પૈસો લીધા વિના ભણી શકાય. એટલું જ નહીં જેટલા પૈસા લીધા છે તે પણ પાછા આપી દઈ શકાય.

હવે કૉલેજની વાત. છેલ્લા દોઢેક માસથી કૉલેજ છોડી દીધી છે એ એક ખાનગી કૉલેજ છે પણ હવેથી એમાં જવાનું નથી હવે તો સપ્ટેમ્બર માસમાં નક્કી કોઈ કૉલેજ શોધી કાઢીશ. ચાલુ માસની આખર તારીખ સુધીમાં બધી કૉલેજોના પ્રોસ્પેક્ટસ મંગાવ્યા પછી નક્કી કરીશ કે કઈ કૉલેજમાં જોડાવું એટલે આજથી સ્કૉલરશીપની જરૂર નથી અત્યારે તો હું એક ફૅક્ટરીમાં મશીનીસ્ટ તરીકે ચાલુ છું ત્યાંથી મને બધું કપાતાં ૨ પૌંડ ૪ શિ. ૩ પેન્સ મળે છે

ઑક્ટોબર પછી એક પાઉંડનો વધારો થશે આમ કાલ ખર્ચ જેટલું કમાઉં છું હજી રાતના કામની તપાસમાં છું જેથી એકંદરે અઠવાડિક પાંચ સાત પાઉંડ મળે અને અમારો ભવિષ્યનો પ્લાન સફળ થાય

હું અહીં ઈલેક્ટ્રીકલ એન્જીનીયરીંગના અભ્યાસ માટે આવ્યો છું મારાથી ડીગ્રી કોર્સનું ખર્ચ તો નહીં અપાય એ ચાર વરસનો અભ્યાસક્રમ (આખો દિવસ ભણતાં) છે એટલે ઈલેક્ટ્રીકલ મીકેનિકલ એન્જિનીયરીંગના બે ડીપ્લોમા કરી નાખીશ. છતાંય સમય મળશે તો અહીં ભણવાનું એટલું બધું છે કે મુખ્ય વિષયને લગતા ટૂંકા સમયમાં એક બે અભ્યાસક્રમ કરી લેવા વિચાર છે આમ પૈસાના પાયા વિનાની યોજના પર આકાશી કિલ્લા ચણવાનું કામ ચાલે છે

હિંમતે મર્દા તો મદદે ખુદા એ સૂત્રમંત્રના પ્રભાવે ચાલ્યું છે, ચાલે છે અને ચાલશે એમાં શંકા નથી પછી ઈશ્વરકૃપા બળવાન. સતત યત્નનું પરિણામ શૂન્ય આવે તોય ખેર. 'મા ફલેષુ કદાચન' એ બીજો સૂત્રમંત્ર નજર સામે જ છે

સર્વની કુશળતા ઈચ્છતો અરવિંદનાં વંદન.

કડછી શિખંડમાં બોળો કે કઢીમાં બોળો તેનું તેને સુખ નથી કે દુઃખ નથી આપણું એવું થવું જોઈએ. તેને રસનું એટલે કે સ્વાદનું જ્ઞાન હોવું જોઈએ પણ તેનું સુખ કે દુઃખ ન હોવું જોઈએ

—વિનોબા

# પ્રેરક પ્રસંગો

રતિલાલ-અનિલ

## તામિલ અને હિન્દી

બાપુજી નોઆખલી અને બંગાળની મુસાફરી કરીને દિલ્હી આવી પહોંચ્યા હતા. નાણાં પ્રધાન ષણ્મુખમ્ ચેટ્ટી મળવા ગયા. બાપુએ હસતા હસતા તામિલ ભાષામા આવકાર આપતા કહ્યુ, 'આવો સાહેબ! બેસો કુશળ તો છો ને!

ષણ્મુખમે પણ તામિલમાં જ જવાબ આપ્યો. હા, સ્વામી કુશળ છુ! હુ પ્રાર્થના કરુ છુ કે આપ મારી સાથે તામિલમાજ વાત કરો.

એ સાભળી બાપુજી તો ખિલખિલાટ હસી પડયા. બાપુ દક્ષિણ આફ્રિકામા તામિલ ભાષા-ભાષીઓ સાથે કામ કરતા હતા ત્યારે જરૂર પૂરતા થોડાક તામિલ શબ્દો શીખી લીધેલા. ષણ્મુખમને જવાબ આપતા બાપુએ કહ્યુ 'દેશ સ્વતત્ર થયો છે અને તમે પ્રધાનપદ સ્વીકાર્યુ છે બીજા પ્રદેશોને તમારે તામિલ ભાષા શીખવવી જોઈએ તમે એમ ન કરી શકો તો તમારે પોતે હિન્દી શીખી લેવી જોઈએ સમજ્યા?

મને હિન્દી શીખી લેવુ સહેલુ લાગતુ નથી ત્રીસ વરસથી રાજાજી તમારા નિકટના સાથી છે તોય સારી રીતે હિન્દી બોલી શકતા નથી તો હુ તો કેમ ચોકખુ બોલી શકુ? ષણ્મુખમનો આ જવાબ સાભળી બાપુ ફરી હસી પડયા.

*

## અજ્ઞાની લોકો

સ્વામી વિવેકાનદ એકવાર રેલ્વેમા પ્રવાસ કરતા હતા. એ જ ડબ્બામા બે અગ્રેજ મુસાફરો પણ હતા. બને સ્વામીજી વિશે જેમ ફાવે તેમ ઘસાતુ બોલ્યે જતા હતા. વિવેકાનદ તો કશુ બોલ્યા નહી. એટલામા એક સ્ટેશન આવ્યુ. વિવેકાનદે સ્ટેશન માસ્તરને બોલાવીને અગ્રેજીમાં વાત કરીને પીવાનુ ચોકખુ પાણી મગાવ્યુ. પેલા ડબ્બામાં બેઠેલા મુસાફરો તો છોભીલા પડી ગયા. એમને ખબર પડી ગઈ કે આજ સ્વામી વિવેકાનંદ છે અને અગ્રેજી જાણે છે. થોડીવારે પેલા બે અગ્રેજોએ પૂછયુ, 'તમે અમારી વાત સાભળી, અમે તમારા વિશે ઘસાતુ બોલ્યા તેથી તમને ગુસ્સો ન આવ્યો?'

ભાઈઓ,' સ્વામી વિવેકાનંદે અંગ્રેજોને જવાબ આપતાં કહ્યુ– આપ જેવાના પરિચયમાં આવવાનો આ પહેલો પ્રસગ નથી, આજ જેવો અનુભવ મને ઘણીવાર થઇ ચૂકયો છે પછી, અજ્ઞાની લોકો પર ગુસ્સો કરીને હુ મારી શકિત શા માટે બરબાદ કરુ?'

*

## ઝાડનો સ્વભાવ

મહારાજા રણજીતસિંહ કયાંક જતા હતા એવામા ઇટનો એક ટુકડો તેમને વાગ્યો. સાથેના સિપાહીઓએ આસપાસ નજર કરી તો એક ડોસી નજરે પડી તેને પકડીને સિપાહીઓ રણજીતસિહ પાસે લાવ્યા.

ડોશી તો મહારાજાને જોતાજ ડરી ગઇ અને કહેવા લાગી 'મહારાજ' મારો દીકરો ગઈ કાલનો ભૂખ્યો છે ઘરમા ખાવાનુ કશુ ન હતુ એટલે બોરડી પર પથ્થર મારતી હતી કે થોડાક બોર પડે તો તે આપી તેની ભૂખ શાત પાડુ. મે જાણી જોઇને આપને પથ્થર માર્યો નથી.

મહારાજા એ સાભળી વિચારમા ગરકાવ થઇ ગયા. પછી તેમણે સિપાહીઓને કહ્યુ કે ડોસીને એક હજાર રૂપિયા આપી માનભેર છોડી મૂકો.

સિપાહીઓએ મહારાજાને સમજાવ્યુ કે ડોસીને દડ કરવો જોઇએ એને બદલે પૈસા શા માટે આપવા?'

'નિર્જીવ બોરડી પણ જો પોતાને પથ્થર લાગવા છતાં પથ્થર મારનારને મીઠા ફળ દેતી હોય તો પછી પજાબનો રાજા એને ખાલી હાથે કેમ જવા દઇ શકે?' રણજીતસિહે સિપાહીઓને જવાબ દીધો.

*

સસારી માણસની તપસ્યા મોટી હોય તો ખૂબ થઇ ફળને સારુ હોય છે

આપણી ચીજની આપણે કરીએ તેનાથી વધારે કિમત જગતમા થતી નથી

—વિનોબા

# બે માતાઓ

નાનુ ઇશ્વરેજીઆ

*

ભગવાન રામચંદ્રજીને બે અપરમાતાઓ હતી. 'દેહુ એક બર ભરતહિ ટીકા' અને 'ચૌદહ બરિસ રામુ બનબાસી' એવા બે વરદાન દ્વારા પોતાના પુત્ર ભરતને માટે અયોધ્યાનું નિષ્કંટક રાજ્ય અને રામને ચૌદ વર્ષનો વનવાસ માગનાર એક તો હતી માતા કૈકેયી, અને બીજી—

તાત તુમ્હારિ માતુ બૈદેહી।
પિતા રામુ સબ ભાંતિ સનેહી॥

તારે માટે સીતા એ મા અને રામ એ રાજા દશરથ છે એમ કહી સામે ચાલીને પોતાના પુત્ર લક્ષ્મણને વનવાસ આપનાર બીજી માતા હતી સુમિત્રાજી.

એક ભોગમાં રાચતી હતી બીજી ત્યાગમાં. કૈકેયી માતાએ રાજવૈભવમાં જીવનની કૃતકૃત્યતા જાણી પોતાના પુત્ર ભરતને માટે અયોધ્યાનું રાજ્ય માગ્યું. જ્યારે સુમિત્રાજીએ ત્યાગને જ સાચું સુખ માનીને પુત્ર લક્ષ્મણને રામની સેવા માટે ન્યોછાવર કર્યો.

બન્ને માતાઓ પુત્ર તરફના સ્નેહે છલકાતી હતી. પોતાના પુત્રો તરફ બન્નેને અપાર વાત્સલ્ય હતું. કૈકેયીએ 'રામને ચૌદ વર્ષ વનવાસ અને ભરતને અયોધ્યાનું રાજ્ય' માગીને કુટુંબને છિન્નભિન્ન કર્યું તેની પાછળ હતી ભરત પ્રત્યેની માતાની અપાર મમતા. માતા સુમિત્રાને પણ લક્ષ્મણ એટલો જ પ્રાણથી પ્યારો હતો પરંતુ તેમણે લક્ષ્મણનું જીવન સાર્થક બનાવવાનો અવસર આવ્યો જાણી કહ્યું—

તુમ્હરેહિં ભાગ રામુ બન જાહીં।
દૂસર હેતુ તાત કછુ નાહીં॥

તારે નસીબે જ રામ વન જાય છે. બીજો કોઈ હેતુ છે જ નહિ માટે લક્ષ્મણ! તું રામની સાથે વન જા અને—

સેવહુ, તાત જગ જીવન લાહૂ॥



બન્ને માતાઓના સ્વભાવમાં નિશ્ચળ અડગતા છે. કૈકેયી ભરત તરફના વાત્સલ્યભાવને ન રોકી શકતા જે પગલું ભરે છે તેને મક્કમ રીતે વળગી રહે છે જ્યારે સુમિત્રાજી લક્ષ્મણ તરફના વાત્સલ્યભાવને ધર્મ-ફરજથી ઊંચો ન માની, પોતાના પુત્રને જાતે વનવાસ આપી કૈકેયીએ કરેલા કુટુંબ પાપનું અડગરીતે પ્રાયશ્ચિત કરે છે.

પુત્ર તરફના અંધ સ્વાર્થી ભાવમાં ખેંચાએલ 'ભોગ'માં સર્વસ્વ માની પ્રયત્ન કરનાર કૈકેયીના હાથમાં આવ્યાં જીવનભરનાં આંસુ અને ધીક્કાર. જ્યારે સુમિત્રાના ત્યાગે અપાવ્યું લક્ષ્મણના જીવનનું સાફલ્ય—અને પુત્રના જીવનના સાફલ્ય કરતાં બીજો કયો વિશેષ આનંદ જનનીને હોઈ શકે!

પુત્રવતી જુબતી જગ સોઈ।
રઘુપતિ ભગતુ જાસુ સુત હોઈ॥

બેઉ માતાઓ વચ્ચેની વિધિની એક વિચિત્રતા પણ જોવા જેવી છે. કૈકેયી જેવી નિષ્ઠુર અને કુટિલ સ્ત્રી ભરત જેવા પરમ ભક્ત શિરોમણી સાધુ પુરુષની જનની છે, જ્યારે સ્વયં શાંતિના અવતાર શી ઓછા બોલી સુમિત્રા લક્ષ્મણ જેવા તીખા-આગના ફટકા જેવા પુત્રની જનની છે. સાચે જ—

ઉભય અવધિ બિધિ રચી બનાઈ॥

# બંદગીનો મહિમા

અઝીમ વાલોડી

*

હઝરત હબીબ અજમીનું જીવન ઘણી જ ગરીબ દશામાં વ્યતીત થઇ રહ્યુ હતું હઝરત હબીબને તો એ વાતનુ કશુ યે દુ ખ નહતુ, પરતુ એમના પત્ની આ નિત્યની ગરીબાઇ અને અર્ધ ભૂખમરા જેવી દશાથી તગ આવી ગયાં હતા અને એટલે જ તેમણે એક દિવસ એના અંગે હઝરત હબીબને ફરિયાદ કરી હઝરત હબીબે પોતાના પત્નીને શાંત કરતા કહ્યુ

હવે તમે કશી ચિંતા કરો નહિ કાલે હું મજૂરી કરવા જઇશ અને આપણા ગુજરાનનું કોઇ સાધન પેદા કરી લઈશ.

બીજે દિવસે હઝરત હબીબ કોઇને ત્યા મજૂરીએ જવાને બદલે નિત્ય નિયમ મુજબ સીધા મસ્જિદમાં ચલ્યા ગયા અને ખુદાની બંદગીમા લીન થઇ ગયા અને એ જ પ્રમાણે દિવસો પસાર થવા લાગ્યા હઝરત હબીબ જયારે સાંજે ઘર જતા ત્યારે તેમના પત્ની મજૂરીના બદલ પૈસા એમની પાસે માગતા ત્યારે હબીબ જવાબ દેતા

મારો માલિક માગ્યા વિના જ મજૂરી આપે છે એટલે મને તેની પાસે માગતા શરમ લાગે છે હવે દશ દિવસ પૂરા થતાં મને એક સામટી દશે દિવસની મજૂરી મળી જશે.

અને એમને એમ નવ દિવસો પસાર થઇ ગયા

પરતુ દશમે દિવસે સાંજ પડતાં તેમની મૂઝવણ બહુ જ વધી ગઈ કે હવે શુ કરવુ ? અને પત્નીને કેવી રીતે સમજાવવુ ? એ મૂઝવણમાં ને મૂઝવણમા જ હઝરત હબીબ પોતાને ઘર આવ્યા

બરાબર એ જ સમયે તેમના બારણે ચાર હમાલો પીઠ ઉપર એક એક થેલો લાદીને આવી લાગ્યા. એક હમાલ પાસ લોટનો થેલો હતો બીજા પસ બેજનનો, ત્રીજાના થેલામાં તેલ અને મધના ડબ્બા હતા અને ચોથા પસે સોનામહોરો ભરેલો થેલો હતો તેમણે એ બધી વસ્તુઓ હઝરત હબીબના ઘરમાં પહોંચાડી દીધી, અને કહ્યુ

'હબીબના માલિકે આ મજૂરી મોકલી છે અને કહેવડાવ્યુ છે કે જો હબીબ પોતાનુ કામ હજુ વધારે દિલ દઇને કરશે તો તે મારી કૃપાનો એનાથી પણ વધુ અધિકારી બનશે

*

## પ્રભુઆશરે

હઝરત હબીબ અજમી હમેશાં ચામડાનો એક ડગલો પહેરી રાખતા હતા એક દિવસે બસરાના બજારમા એક ચોરા ઉપર તેમણે એ ડગલો કાઢીને મૂકયો અને હાથ મો ધોવા નદી પર ચાલ્યા ગયા તજ સમયે, સંજોગવશાત્, પેલા ચોરા પાસથી પસાર થતા હઝરત ખ્વાજા હસન બસરીની દૃષ્ટિ પેલા ડગલા ઉપર પડી અને તરત જ તે પારખી ગયા કે એ ડગલો હઝરત હબીબનો જ છે એ ડગલાની સભાળ રાખવા ખ્વાજા સહેબ ત્યા જ ઊભા રહ્યા થોડીવાર પછી હઝરત હબીબ ત્યા આવી પહોંચ્યા અને સલામ કરીને પૂછવા લાગ્યા

ઉસ્તાદ અહીં શા માટે ઊભા છો ?

ખ્વાજા સહેબે કહ્યુ હબીબ તમે આ ડગલાને અહી બજારમા જ છોડી ગયા હતા અને એની સભાળ રાખનાર કોઇ નહિ હવાથી એ સેવા મે જ બજાવી છે ! તમે આ ડગલાને કોને ભરોસે છોડી ગયા હતા ?

હઝરત ઉમરે જવાબ વાળ્યો હું તેને ભરોસે છોડી ગયો હતો જેણે એની સભાળ રાખવા માટે તમને મોકલી આપ્યા છે !

*

## — શું માગું !

એક દિવસ કાબા શરીફમા ઉમવી ખલીફા હિશામ બિન અબ્દુલ મલિકે હઝરત અબ્દુલ્લા બિન ઉમરના પુત્ર હઝરત સાલમને કહ્યુ

હઝરત તમને કોઈ વસ્તુની જરૂરત હોય તો કહે

હઝરત સાલમે જવાબ આપ્યો ખુદાના ઘરમ

ખુદા સિવાય કોઈ બીજા પાસથી માગતા મને શરમ લાગે છે "

આ જવાબ સાંભળી હિશામ ચૂપ રહ્યા. પછી, જ્યારે હઝરત સાલમ કા'બા શરીફમાંથી બહાર નીકળ્યા ત્યારે હિશામ પણ તેમની પાછળ નીકળી આવ્યો અને હઝરત સાલમ પાસે જઈ કહેવા લાગ્યો

"હવે તો તમે ખુદાના ઘરમાં નથી, હવે કહો.'

હઝરત સાલમે કહ્યું

"ઠીક. તમે જ કહો કે હું આ દુનિયાની જરુરિયાત માટે માગું કે બીજી દુનિયાની ?

હિશામે કહ્યું 'આ દુનિયાની.

હઝરત સાલમે કહ્યું

"આ દુનિયાની જરૂરિયાત માટે તો હું તેની પાસે પણ કંઈ નથી માગતો જેની પાસે સર્વસ્વ છે તો પછી તેની પાસે ભલા શું માગું જેની પાસે કંઈ નથી

*

ઈન્સાફ

ખલીફા હઝરત અલીના ખિલાફતકાળ દરમ્યાન મોતીનો એક કીમતી હાર બેતુલમાલ (શાહી ખજાના) માં આવ્યો. હઝરત અલીની પુત્રીને એની જાણ થઈ, અને ઈદના એક દિવસ અગાઉ તેમણે બેતુલમાલના વ્યવસ્થાપકને કહેવરાવ્યું કે "કાલે ઈદ છે, અને બધી સ્ત્રીઓ સારાં સારાં વસ્ત્રો અને ઘરેણાંઓથી નિજને શણગારશે, પરંતુ મારી પાસે કાંઈ ઘરેણું નથી ! એટલે બેતુલમાલમાં મોતીનો જે હાર આવ્યો છે તે મને આપો કે જેથી ઈદને દિવસ હું એ પહેરી શકું. ઈદ પછી હું એ હાર પરત કરી દઈશ"

બેતુલમાલના વ્યવસ્થાપકે જવાબ આપ્યો માત્ર ત્રણ દિવસ માટે જ એ હાર હું આપી શકું છું '

ખલીફાની પુત્રીએ રાજી થઈને એ શરત સ્વીકારી લીધી અને ત્રણ દિવસને વાયદે વ્યવસ્થાપકે હાર મોકલાવ્યો ખલીફાની પુત્રીએ ઈદને દિવસે તે હાર પહેર્યો. અચાનક હઝરત અલીની દૃષ્ટિ તે હાર પર પડી, એટલે પૂછ્યું

આ હાર તમે ક્યાંથી લાવ્યાં ?"

તેમના પુત્રીએ કહ્યું "એ હાર બેતુલમાલમાંનો છે ત્રણ દિવસ માટે બેતુલમાલના વ્યવસ્થાપક પાસેથી મેં મંગાવ્યો છે. કાલે પાછો આપી દઈશ."

આ સાંભળતાં જ, ખલીફાએ બેતુલમાલના વ્યવસ્થાપકને બોલાવવાનો હુકમ કર્યો તે હાજર થયા એટલે ખલીફાએ તેમને પૂછ્યુ:

શું તમે તમારી સત્તાનો દુરુપયોગ કરો છો ? '

વ્યવસ્થાપકે કહ્યું ' ખુદાની પનાહ અમીરુલ મો'મિનીન ! મેં કદિ યે એવું નથી કર્યું."

ખલીફાએ કહ્યું "મારી રજા વિના મારી પુત્રીને મોતીનો હાર શા માટે આપ્યો ?"

"તેમણે મંગાવ્યો હતો, અને તે પણ માત્ર ત્રણ દિવસ માટે જ એટલે મેં આપ્યો, નહિતર હું કદાપિ નહિ આપતે '

ખલીફાએ કહ્યું. તમે ભૂલ કરી છે મુસલમાનોની રજા વિના તમારે એ આપવો જોઈતો ન હતો. હમણાં જ એ હાર લઈને બેતુલમાલમાં મૂકી દો. મારી પુત્રીથી હું ઘણો જ નારાજ થયો છું જો ત્રણ દિવસને વાયદે તેણે હાર ન લીધો હોત તો તેના ઉપર ચોરીનો આરોપ મૂકાતે અને સજાને પાત્ર બનતે.'

વ્યવસ્થાપકે તરત જ હાર લઈને બેતુલમાલમાં મૂકી દીધો

અબ્બાજાન ! હું તો તમારી આંખોની રોશની છું. ભલા એ હાર પહેરવાનો મારા કરતાં વધુ હક કોને હોઈ શકે છે ?'

ખલીફાએ કહ્યું "બેટી ! શું તમારા શોખ ખાતર તમે ઈન્સાફનું ખૂન કરાવવા ઇચ્છો છો ? શું તમામ મુસલમાન છોકરીઓ આજે ઈદને દિવસે ઘરેણાં પહેરશે ? તેઓ પોતાના મનમાં શું કહેશે !"

અને એ જવાબ સાંભળીને ખલીફાના પુત્રી ચૂપ થઈ ગયાં

*

બધું સૌન્દર્ય સૃષ્ટિનું નયનને પી જવું છે પણ,
કહી એ કાજ દુનિયામાં અમનના હું નહીં વાંચું ! —અનિલ

# પ્રથમ પૂજા

રવીન્દ્રનાથ ટાગોર

લોકો કહેતા કે ત્રિલોકેશ્વરનું ભવ્ય મંદિર ખુદ વિશ્વકર્માએ બનાવ્યું હતું અને હનુમાનજી એમાં વપરાયેલા પથ્થરો લાવ્યા હતા. ઇતિહાસ એમ કહે છે કે, એ કિરાત મંદિર છે અને કિરાતોએ પોતાના ઇષ્ટદેવ તરફની અનન્ય શ્રદ્ધાથી પ્રેરાઇને અથાક પરિશ્રમ અને ભક્તિભાવથી એનું સર્જન કર્યું હતું. ક્ષત્રિયોએ જ્યારે કિરાતો પર આક્રમણ કર્યું ત્યારે કિરાતોના લોહીથી એ મંદિરને તેમણે ધોયું અને મંદિરના દેવનું નામ પણ બદલી નાખ્યું. પૂજાવિધિ પણ ફેરવી નાખી અને એ મંદિરમાં કિરાતોને પ્રવેશવાની મનાઇ ફરમાવી.

કિરાતો પાસે પૂજા અર્ચના માટે કોઇ દેવ કે મંદિર ન રહ્યું. ક્ષત્રિયોએ એમનું મંદિર ભલે લઇ લીધું પરંતુ એમની કળા કારીગીરી તો તેમની પાસે હતી જ. કાળા પથ્થરની સુંદર મૂર્તિઓ બનાવવાની કળા તેમને હસ્તગત હતી. પિત્તળ પર ચાંદીના ફૂલ મઢવા, આનીશાન ભુવને બાંધવું એ બધું તેમને સહજ હતું. પરંપરાથી એ કળા કિરાતોને વારસામાં મળી હતી.

શરદપૂર્ણિમા નજીક આવતી હતી. મંદિરના દ્વાર પર શરણાઇ અને નોબતો ગાજવા લાગી હતી. અનેક થાંભલા મંદિરની આસપાસ રોપી દેવામાં આવ્યા અને એના પર રંગબેરંગી ધજાઓ ફરકવા લાગી. રસ્તાની બંને બાજુએ હારબંધ દુકાનો લાગી ગઇ. મેળો ભરાયો. પ્રધાન હાથી પર બેસી ત્યાં આવ્યો. સવારીની આગળ વાજાં વાગતાં હતાં. મોટા ઘરની સ્ત્રીઓ જરી અને રેશમનાં કીમતી વસ્ત્રો અને આભૂષણો પહેરીને પાલખીઓમાં બેસીને આવી હતી. સંન્યાસીઓએ પવિત્ર વૃક્ષો નીચે આસન જમાવ્યાં હતાં. ચારે તરફ જય ત્રિલોકેશ્વર! જય ત્રિલોકેશ્વર! ના જયઘોષો સંભળાતા હતા.

બીજે દિવસે મહારાજા પોતે નિર્ધારિત શુભ ચોઘડિયે આવવાના હતા. તેમના સ્વાગત માટે એક ખાસ રસ્તાની આસપાસ હારબંધ કદલીસ્થંભો રોપી દીધા હતા. રસ્તા પર સુગંધી જળનો વારંવાર છંટકાવ થવા લાગ્યો.

પૂર્ણિમા આડે માત્ર હવે થોડા દિવસ રહ્યા હતા. રાતના પહેલા પહોરે આંગણામાં શંખ અને ઢોલના ધ્વનિ ગાજી ઊઠ્યા. એવામાં પૃથ્વીના પેટાળમાં એક ભયંકર અવાજ થયો! જાણે નર્કાસુર રણભેરી ન બજાવતો હોય! મંદિરના ઘંટ જોરજોરથી વાગવા લાગ્યા. હાથીઓ સાંકળો તોડીને ચીસો પાડતા આમતેમ દોડવા લાગ્યા. ચારે તરફ કોલાહલ મચી રહ્યો અને તેમાં ધરતીકંપના આંચકાઓ અને અવાજોએ પોતાનો સાથ પૂરાવ્યો. જમીન પર ફાટો પડી અને તેમાંથી ધુમાડા નીકળવા લાગ્યા, લાવારસ વહેવા લાગ્યો. ભીમ સરોવરનું પાણી સુકાઇ ગયું. અંતે એક ભયાનક ધડાકો થયો અને વાતાવરણમાં બિહામણી સ્તબ્ધતા છવાઇ ગઇ. ધરતીકંપ શાંત થયો ત્યારે ચંદ્ર પશ્ચિમ તરફ ઢળી ચૂક્યો હતો. બળતા તંબુઓના ધુમાડા અજગરો પેઠે આકાશ તરફ જતા હતા.

બીજે દિવસે મહારાજાની સાથે મુખ્ય પ્રધાન પણ તૂટેલા મંદિરને જોવા પધાર્યા. તેમની સાથે રાજપુરોહિત પણ હતા. રાજપંડિતે સલાહ આપી કે મંદિરની મરામત શરદપૂર્ણિમા પહેલાં થઇ જવી જોઇએ. ત્યાર પછી મુહૂર્ત નથી અને કશું અશુભ થવાની શંકા છે. પૂર્ણિમા સુધીમાં પુનઃપ્રતિષ્ઠા ન કરવામાં આવે તો દેવ મૂર્તિમાંથી ચાલ્યા જશે.

મહારાજાએ રાજપંડિતની સલાહ માન્ય રાખી તરત જ મંદિરનું સમારકામ ચાલુ કરી દેવાનો હુકમ કર્યો. પ્રધાને કહ્યું: મહારાજ! આ કામ તો કિરાતો વિના બીજું કોઇ કરી શકે તેમ નથી. પણ તેમનો પડછાયો જો દેવમૂર્તિ પર પડે તો મંદિર અપવિત્ર થઇ જાય.

મહારાજાએ કિરાત સરદાર માધવને તેડી મંગાવ્યો. માધવે દૂરથી જ પોતાનું ધવલ મસ્તક નમાવી મહારાજાને નમસ્કાર કર્યા. પાસે જવાથી મહારાજા અપવિત્ર થઇ જવાની શંકા હતી. તેણે કહ્યું: મહારાજ! મારું શું કામ પડ્યું?

મહારાજાએ સચિંત ભાવે કહ્યું: આ મંદિરનો

# વિદાય

કમલનંદન દેવરૂપ

ભગવાન બુદ્ધની પરમસુંદર ધર્મભૂમિથી આક ર્ષાઈને આવનાર ઉઘાડે પગે અને ખભે ઝોળી ભેરવી આખા દિવસનો પ્રવાસ કરનાર ચીની પ્રવાસી હ્યુએનસંગ આજે વિદાય લઈ રહ્યો હતો

લોકોના હ્રદય શોકથી ભારે બની ગયાં હતા તેમની આંખોમાં આંસુ ઉભરાઈ રહ્યાં હતા હ્રદયના અનંત ઊંડાણોમાંથી ડૂસકા આવતા હતાં સૌ હ્યુએનસંગને ભાવનીની વિદાય આપવા એકઠા મળ્યા હતા પણ વિદાય વસમી હતી

જ્યાં હર્ષવર્ધનના મહેલમાંથી હ્યુએનસંગ બહાર નીકળ્યો સૌને ભારે હૈયે હાથ જોડતો તે આગળ વધી રહ્યો તેની આંખમાંથી આંસુની ધારાઓ વહેતી હતી અને ખૂબ ભારે બની ગયા હોય તેમ તેના પગ ધીરે ધીરે ઊપડતા હતા હ્યુએનસંગની પાછળ જ રાજા હર્ષવર્ધન ઉદાસ ચહેરે ચાલતો હતો તે ઇચ્છતો હતો કે એ ચીની વિદ્વાન પ્રવાસી હજુ પણ થોડા દિવસ પોતાને ત્યાં રોકાય રે કાવા માટે તેણે હ્યુએનસંગને વિનંતિ પણ કરી હતી.

પણ હ્યુએનસંગે નમ્રતા પૂર્વક એ વિનંતિને દૂર ઠેલી હતી અને કહ્યુ હતું રાજન્! હુ ધર્મને ખાતર અહીં આવ્યો હતો મારો એ હેતુ હવે પૂરો થયો તમે મને જવા દો અહીં આવી જે કઈ ધાર્મિક સામગ્રી મે એકઠી કરી છે ત મારે દેશ પહોંચાડવા દો. હુ અહીં રોકાઉં અને કંઇક વિઘ્ન નડે તો સઘળું અટકી પડે રાજન! હવે તો મારે ચીન પાછા જવાનો મારો નિશ્ચય, ધર્મને નામે અરે તથાગતને નામે પણ પાર પડવા દો અને એ દીન આગળ રાજા હર્ષવર્ધન નમી પડ્યો હતો

ધીરે ડગ હ્યુએનસંગ લોકોની મધ્યમાં આવીને ઊભો રહ્યો. હાથ ઊંચા કરી સૌને તેણે નમસ્કાર કર્યા

એકાએક સઘળા લોકો ઉમટયા પ્રેમપૂર્વક હ્યુએનસંગના પગને સ્પર્શ કરીને તેમણે અમૂલ્ય ભેટોનો ઢગ ખડો કરવા માંડયો અદના ભેટ ધરી કાંઇક કૃતાર્થ થવાનો શુભ હેતુ હતો

હ્યુએનસંગ ભેટોના એ ઢગને જોઇ રહ્યો. પછી, તરત જ એણે એમાંની એકેએક ચીજ પાસે ઉભેલા દરેકને વહેંચી દીધી પોતાને ખાતર એણે એક પણ વસ્તુ ન રાખી તે આગળ વધ્યો રાજા હર્ષવર્ધન પણ ત્યાં આવી પહોંચ્યો આ નિસ્વાર્થ પ્રવાસીએ પોતાને ખાતર પણ કંઇ ન લીધુ અરે! ભક્તિનો કંઈ પણ ખ્યાલ કર્યા વગર બધું પાછું વહેંચી દીધું એ બાબત એના હૈયામાં ખૂંચી રહી એક વિદ્વાન પરદેશી પ્રવાસી પોતાના રાજ્યમાંથી ખાલી હાથે જાય એમાં પોતાની અને પોતાના નાગરિકોની શી શોભા?

હ્યુએનસંગનો તેણે હાથ પકડયો અને કહ્યુ, 'પ્રભુ! હુ આપને ખાલી હાથે તો નહી જ જવા દઉ આપે કંઇક તેવુ તો જોઇશે જ

હ્યુએનસંગના ચહેરા પર આછુ સ્મિત વિલસી રહ્યુ તેણે કહ્યુ પણ રાજન! હું તો ભિક્ષુ છુ અને ભિક્ષુને કંઈ જ ન ખપે.

એ ન ચાલે હર્ષવર્ધને કહ્યુ તમારા પ્રતિ અમારા પ્રેમને કારણે તો કંઇક લો જ

હ્યુએનસંગ આ સાંભળી વિચારમાં પડી ગયો.

આખરે તેણે કહ્યુ ' વારુ રાજન! તો હું એક વસ્તુ માગુ છુ બોલો મને તે આપશો?

જરૂર પ્રભુ' હર્ષવર્ધને રાજી થતા કહ્યુ

' તો મને ચામડાનો એક ડગલો આપો ઠંડી પડતા તેનાથી મારુ રક્ષણ થશે હ્યુએનસંગે માગ્યુ.

સાંભળનાર અવાક રહી ગયા માગી માગીને આ જ માગ્યુ! હશે, એ તો એ! એ પણ પ્રેમથી આપેલી વસ્તુ જ હશે ને?

અને ચામડાનો ડગલો સ્વીકારી, તેને ખભે મૂકી હ્યુએનસંગે વિદાય લીધી

શ્રવણ ભાદરવો વરસાવતા સૌ એ અદશ્ય થતી મહામુનિને જોઈ રહ્યા

---

પડયો લાધ શરીરે આ, કરાયે દૂર સર્વદા
પરન્તુ લાધ જે દિલે ના ના, ભુસાયે કદા! –કવ.?

આરતી, ભજન, પૂજન, અર્ચન, વ્રત, ઉપવાસ વિ બધી જ ધાર્મિક ક્રિયાઓ તેઓ આચરતાં. તેમના ભજનોની પસંદગી પણ મારા જેવા માટે આનંદજનક નીવડતી જૂના ભકતકવિઓનાં પદો તેઓ ધીમા, ધ્રુજતાં કંઠે ગાતાં અને મારા જેવા સાહિત્યપ્રિય આત્માને એ લલિત પદાવલિમા સાહિત્યની પ્રેરક અમરતાના સુભગ દર્શન થતાં.

પણ કોણ જાણે કેમ ગંગાડોસીને હરિજનો પ્રત્યે સમભાવ હતો. તેમના પ્રાચીન સંસ્કારો આ સમભાવનામાં બાધક નહોતા નીવડયા. તેમના માનસનું આ દર્શન મારે મન એક કોયડા સમું જ હતુ અલબત્ત, આદરણીય તો હતું જ ! એકવાર જ્યારે એક મંદિરના સંચાલકોએ હરિજનોનો પ્રવેશ અટકાવ્યો હતો ત્યારે તેમણે પણ તે મંદિરમાં જવાનું છોડી દીધુ હતુ જ્યારે સહુએ તેમના આ વિસ્મયપ્રેરક વર્તનની સ્પષ્ટતા માગી ત્યારે તેમણે કહ્યુ હતુ,

ભઇલા ! ભગવાનના દરબારમા અન્યાય થાય ઈ હુ કેમ સાંખી શકુ ? ભગવાનના 'દરશન' કરવાનો તો હઉને હકક."

અમારી આંખો ઢળી પડતી.

પણ ગંગાડોસીનુ આંતરિક જીવન ખૂબ કારુણ્યજનક હતુ. યુવાનવયમા જ તેમને વૈધવ્યની પ્રાપ્તિ થઇ હતી. હા, તેમને એક પુત્ર હતો જેને જોઇ તેમની આંખે ટાઢક વળતી, ભાવિના અસીમ પથને ટૂંકો કરવાની શ્રદ્ધા જન્મતી. પરંતુ એ પુત્ર પણ યુવાન વયે મૃત્યુ પામ્યો પાછળ એક વિધવા અને નાનકડો પુત્ર મૂકીને મહામહેનતે સાચવેલું અમૃત અંજલિમાથી ધૂળમા ઢળી ગયું ડોસી માટે આ જખ્મ કારમો હતો છતા તેમનું શ્રદ્ધામય-પ્રભુમય હૈયું સ્થિરતા દાખવી રહ્યું. આંસુઓને તેમણે ભારે પથ્થર બનાવી દીધાં અને એટલી જ નિર્બળતા તેમની પુત્રવધૂએ બતાવી. થોડા જ સમયમા એ કયાંક નાસી ગઇ ! ત્યારે વ્યથિત હૈયે ડોસી એટલુ જ બોલ્યાં "ભૂંડી ! તારે મારી તરફ તો જરા નજર નાખવી તી, મારા રૂદિયાને તો જરા પજ્ઞુંદ્યુ કે ક્યાં કેવા ઘા ઝીલ્યા છે !"

આ વખતે ડોસીની વય ૫૦ ને પહોંચવા આવી હતી પુન જીવનનાં ઊંચા ચઢાણ શરૂ થયાં શ્રદ્ધા ખૂટી હતી, આશા તૂટી હતી, સંગાથ છૂટયો હતો છતાંય! નાસી ગયેલી પુત્રવધૂ પાછળ એક બાળક મૂકતી ગઇ હતી. તેને ઉછેરવાની જવાબદારી તેમના ઉપર આવી પડી. ડોસીની આર્થિક સ્થિતી જરાય સારી ન હતી. છતાંય તેમણે જીવનના અણુએ અણુને કાર્યરત બનાવી દીધો. વર્ષો વીતી ગયાં. ડોસી લગભગ ૭૦ વર્ષના થયાં, પૌત્ર વીસનો.

પણ ચારિત્ર્યહીન માતાનો એ પુત્ર કાન્તિ પણ ચારિત્ર્યહીન નીકળ્યો. તેના કુલક્ષણો ધીમે ધીમે ડોસીની સમક્ષ પ્રગટ થવા માંડયા. ત્યારે તેમના દુઃખનો પાર ન રહ્યો.

'મારો ઉદ્ધાર આવો ? ઓ ભગવાન !"

ત્યારે એ દુઃખના ઇલાજ તરીકે લોકો કહેતાં,

"ગંગામા ! તમારા કાન્તિને પરણાવી દો. રખડતુ ઢોર ખીલે બંધાઇ જશે એટલે એની મેળે 'લૈનસર' થઇ જાશે.

ત્યારે ડોસીના મનમાં મંથન જાગ્યું.

એક તરફ પોતના વંશનું નિકંદન જતું હતું. બીજી તરફ વહુ બનીને આવનાર યુવતીનું જીવન બગડતું હતુ. શ્રેય અને પ્રેય વચ્ચે તેમનું મન ભિંસાઈ ગયુ. અંતે તેમના નિખાલસ અને સર્વનુ કલ્યાણ ચાહતા હૃદયે એક જ માર્ગ સ્વીકાર્યો.

"કાન્તિ છો વાંઢો રહે વંશ ભલે જાય, આવનારીનો ભવ નથી બગાડવો."

અને ત્યારે વ્યવહાર બુદ્ધિમા 'નિષ્ણાત' મનાતી કેટલીક, વ્યક્તિઓએ ડોસીના આ પગલાને 'મૂર્ખાઈ ભર્યુ'' ગણ્યું, પણ ડોસીને તેનો કયાં અસંતોષ હતો ?

અપરિણીત કાન્તિ કાંઇ કમાતો નહિ અને ઉપરથી ડોસીને દુઃખ દેતો, પૈસા ઉડાવતો. જિંદગીનાં અંતિમ વર્ષોમાં આ વ્યથા ગંગાડોસી માટે અસહ્ય હતી છતા તેઓ મુખ બંધ રાખી અને જીવન કાર્યશીલ રાખી જીવ્યે જ ગયાં.

સવારે ઊઠીને ડોસી રેંટિયો ફેરવતાં, ઘરગથ્થુ દવાની ગોળીઓ વાળતા-વેચતા, કોઇને ત્યાં પાપડ વણવા જતાં, કદી કયાંક રાંધવા જતાં આવા આવા અનેક ગૃહઉદ્યોગો તેઓ કરતા

ચોવીસે કલાક તેમનું જીવન કોઇ ને કોઇ કાર્યમા જ રચ્યુ રહેતું. પણ જીવનની એ અખંડ સાધનાને

'અસ્થસ્તં'નુ રૂડું નામ આપવાની તેમને ફુરસદ ન હતી, આવડત ન હતી. ફળની આશા રાખ્યા વિનાનું કર્મ! ગીતાના મહામંત્રનું અજાણ્યે જ આચરણ! કંઈક લોકો આ જોઈ તેમને કહેતા,

"મંગામા! તમે આ નગુણા કાન્તિને શા માટે પોષો છો? રખડતો મૂકો, ઘરની બા'ર કાઢો, સીધો થઈ જશે."

"ભઈલા! રખડતું ઢોર તો બીજાના ખેતરો ચરી જાય. ઇ કરતા સંતાપ ના હું જ ઝીલતી રહું ઈ શું ખોટું? ને હવે હું શું ઘસાઈ જવાની છું?"

એમ કહી તરત તેઓ ચરખો ચલાવવા લાગી જતા. અમે યુવાનો જોઈ રહેતા. સમય ગાળવા માટે હાથમાં રામની કોઈ કથમાળા, પાસે પડેલું કેરમ બોર્ડ, કે પત્તાની રમત અમારો ભયંકર ઉપહાસ કરતી લાગતી. અમે મનોમન ગંગાડોશીને નમી પડતા.

જીવનભરની સાધનાને મૂંગે મોઢે, ઘરના કોઈ એકાન્ત ખૂણે વહેતી રાખનાર એ વૃદ્ધા મારે મન એક ભવ્ય પ્રતિમા હતી અને તેથી જ તો હું જ્યારે જ્યારે અમદાવાદ જતો ત્યારે અચૂક તેમને મળતો.

અલબત્ત, તેમની છબી છાપામાં નથી છપાઈ, તેમના પ્રવચનો નથી ગોઠવાતાં, તેમને માનપત્રો નથી મળતા છતાંય... પૂ. ગાંધીજીની દૃષ્ટિમાં 'પરમ વૈષ્ણવ'નું સ્થાન પામી શકે એવી એ વૃદ્ધાની અમોઘ સાધનાનું દર્શન મને પ્રેરક લાગે છે.

(સત્ય ઘટના ઉપરથી)

---

થોડા દિવસ પર હું સિમલા ગયો હતો. ત્યાં દરરોજ ધવલ કેશધારી ઋષિ હિમાલયના દર્શન કરીને મારું હૃદય એક પ્રકારના અનોખા આનંદથી અને શાંતિથી ભરાઈ જતું. ચોતરફનું કુદરતી સૌન્દર્ય એમાં સાથ પૂરાવતું.

પરંતુ જ્યારે કુદરતની નીરવતા અને એકલતા મને જરા ઉદાસ કરી દેતી ત્યારે ધોરી માર્ગ પર ફરવા ચાલ્યો જતો. મન એમ કે, કોઈક રાહદારી માણસનો સુંદર ચહેરો જોઈને, કોમળ અવાજ સાંભળીને આનંદ થશે. પરંતુ હું તો સિમલાના એ રાજમાર્ગ પર જતા જે કંઈ જોતો અને સાંભળતો તેથી તો ઊલટો ઉદાસ અને દુઃખી થઈ જતો.

હું એ માલરોડ પર આપણા સુશિક્ષિત ભાઈબહેનોને જતા આવતા જોતો પણ ન તો એમનો પોશાક હિન્દી લાગતો ન તો એમની ભાષા હિન્દી લાગતી! કપડાં પણ કંઈક અજબ ઢંગના પહેરેલા. પુરુષોનો પોશાક અંગ્રેજો જેવો—કોટ પાટલૂન ખમીસ ટાઈ, બૂટ અને હેટ! કપડાં પરદેશી અને ડીઝાઈન પણ પરદેશી. સ્ત્રીઓનો લેબાસ પંજાબી રહેતો, સલવાર ખમીસ ચંપલ અને મોંઘી ચુની. પણ એમના હોઠો અને હાથ-પગના નખ તો, એવા ભડકામણા લાલ રંગેલા કે કામદેવના રાજસપૂર્ણ રંગને પણ મહાત કરી દે! એમનો આ ઠાઠમાઠ જોઈને એક દિવસ એક પહાડીએ મને પૂછ્યું "બાબુજી, આ ક્યાંના લોકો છે? આપણા હિંદુસ્તાનના તો નથી લાગતા! પરીલોકમાંથી ઊતરીને સાવ સીધા સાદા લોકો વચ્ચે તો નથી આવી પહોંચ્યા ને!

અને એ લોકો ભાષા કેવી બોલતા? શું તમે અનુમાન કરી શકો છો? બસ દરેક વખતે અંગ્રેજી જ બોલ્યે રાખતા, જાણે પોતાની માતૃભાષા આવડતી ન હોય, અથવા બોલતા શરમ આવતી હોય. અને મોટે ભાગે વાતો પણ શેની કરતા? રામાયણ, મહાભારત, ગીતા, ભારતનો ઇતિહાસ, જાતજાતની સમસ્યાઓ પર તો એક શબ્દ પણ નહીં. પણ સિનેમા, ફિલ્મો અને એક્ટરો અને ગરમાગરમ રાજકારણ, ચર્ચાતા. એક સાંજે સિમલાના મોલ રોડ પર મહિલાઓ પુરુષોને જોઈને હું ઘરે પાછો વળતો હતો ત્યારે ઋષિ હિમાલયે મારો ઉદાસ ચહેરો જોઈ મને કહ્યું 'તમે તો આ બધું જોઈને ઉદાસ થઈ ગયા પણ હું તો રોજરોજ એ જોઈ શરમથી મરી જાઉં છું. આ લોકો હિન્દુસ્તાનના નથી. એમની સંસ્કૃતિ, વાણી, અને વેશભૂષા પણ હિન્દુસ્તાની નથી' મેં શિર નમાવ્યું અને પ્રાર્થના કરી "પિતાજી, એવા આશીર્વાદ આપો કે હિન્દુસ્તાનના લોકો દરેક રીતે હિન્દુસ્તાની બને! તો જ દેશમાં મંગળ પ્રભાત ઊગે!'

—ગુરુદયાલ મલ્લિક

જેટલુ જોવાની અને જાણવાની ઇચ્છા હતી તે પૂરી ન કરી શક્યા. સમયના અભાવે! તો પણ નક્કી કરેલા સમય કરતાં ત્રણ ઘણો સમય ત્યાં કાઢ્યો.

અહી કુદરત તો સુંદર છે જ પણ ગાંધી ભાઇ એની રાષ્ટ્રીય અને કળામય દૃષ્ટિથી ત્યાં ઊભી થતી સંસ્થાની વિશેષતા અનોખી લાગી.

ચિંતન, વાંચન અને ઉદ્યોગની મિલાવટથી ત્યાં થતુ સર્જન જોઈ, સૌકાઓ પહેલાનુ આપણું સાદુ, ઉચ્ચ અને કલામય જીવન ચાલુ નવા યુગને અનુરૂપ એવુ નવુ સ્વરૂપ ધારણ કરતુ હોય એવો આભાસ થયો.

ગાંધીજી અને ગુરુદેવ બન્નેના દર્શન અહી જાણે થતા ન હોય!

દાદાસાહેબે તો વડીલની ઉદારતાથી લખ્યુ છે એ શબ્દો સાચા પાડી શકીએ એ જ અભ્યર્થના!

# ગ્રાહક બંધુઓને

'પ્યારાબાપુ' આ અંક સાથે સાતમુ વર્ષ પૂરું કરે છે જે નિષ્ઠાથી આ માસિક શરૂ કર્યું હતુ તેને વળગી રહ્યા છીએ એ વાચકોએ જોયુ હશે 'પ્યારા બાપુ' કોઇ ધંધાદારી ધોરણે ચાલતુ માસિક નથી જાહેરખબરથી મુક્ત ધ્યેયલક્ષી પથ્ય વાચન આપવાનો હેતુ પાર પાડી શક્યા છીએ એટલો અમને સંતોષ છે પણ આ ઉપરાંત અમારે ઘણુ આપવુ છે પણ અમારી એ ઇચ્છા પાર પાડવાનુ વાચકોના હાથમા છે રૂપાયતનની સ્થાપના પાછળ જે ઉદ્દેશ રહ્યો છે તેને પાર પાડવામા 'પ્યારાબાપુ'નો યે ઉપયોગ છે 'પ્યારાબાપુ'ને સમૃદ્ધ કરીને તમે 'રૂપાયતન'ને સફળ કરવામાં મદદ કરો છો એ ભૂલશો નહી

એટલે અમે દરેક વાંચકને વિનતિ કરીએ છીએ કે 'પ્યારાબાપુ'માં તમારે સક્રિય રસ લેવો જોઇએ! સક્રિય એટલે કે એમાં પીરસાતા સાહિત્ય વિશે પણ તમારે તમારો મત કે રુચિ જણાવવા જોઇએ, અને તમને એ ગમતુ હોય તો એનો ફેલાવો વધારવા પ્રયાસ કરવો જોઇએ

જાહેરખબરથી મુક્ત સચિત્ર ધ્યેયલક્ષી પત્ર કાઢવુ કેટલુ મોઘુ અને સંચાલકોની કસોટી કરનાર છે તે તો આ ક્ષેત્રનો અનુભવ હોય તે જ જાણે

થોડી વ્યવહારૂ સૂચના. આપનુ લવાજમ આ અંક સાથે પૂરુ થાય છે. એ વિશે ગયા અંકમ મૂકેલી સૂચના આપે વાંચી જ હશે. પણ હજી એનો અમલ થયો જણાતો નથી તો કૃપા કરી આ અંક મળ્યે વહેલી તકે મનીઓર્ડરથી લવાજમ મોકલી આપશો મનીઓર્ડર ન જ કરી શકો તો વી૦પી૦થી અંક મોકલવા લખી જણાવશો? ૧૦મી સુધી જો આપનો જવાબ નહી મળે તો અમે આપના પર અંક વી૦પી૦થી ન છૂટકે મોકલશુ. જે સ્વીકારી લેવા વિનતિ છે જો કે આમા સમય અને નાણાનો ઘણો બગાડ થાય છે માટે બને ત્યા સુધી મ૦ઓ૦ જ કરો અને આપ જો ગ્રાહક તરીકે ન જ રહેવા માગતા હો તો પત્ર લખીને અમને જણાવશો તો અમારો વી૦પી૦ ખર્ચ બચશે અને અંક પણ બગડતો બચશે પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય લખશો

આફ્રિકાના ગ્રાહકો ૧૨ શિલિંગ પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપે

## અનુક્રમણિકા

૩૦ જાન્યુઆરી ૧૯૫૫


૫૪

૧ સરદાર વાણી — સરદાર વલ્લભભાઇ ૩૦૬
૨ કવિ રશ્મિન — અનિલ ૩૦૭
૩ પગથિયાનો પથ્થર — કુસુમાગ્રજ ૩૦૮
૪ ધૈર્ય — મકુલભાઇ ૩૦૯
૫ કૃતજ્ઞતા ૩૧૦
નવા પ્રશ્ના ૩૧૩
૭ જ્યારે અંતરની — અરવિંદ ૩૧૪

૧૫

૮ પ્રેરક પ્રસંગો
૯ બે માતાઓ — ગતિનાન-અનિલ ૩૧૬
૧૦ બંદગીનો મહિમા — નાનુ ફધરેજીઆ ૩૧૭
૧૧ પ્રથમ પૂજા — અંજુમ વાલોડી ૩૧૮
૧૨ વિદાય — રવીન્દ્રનાથ ટાગોર ૩૨૦
૧૩ અમોલ સાધન — કમલનંદન દેવરૂપ ૩૨૨
૧૪ દર્શન-વાણી — ભગવતીકુમાર શર્મા ૩૨૩
— અનવર આગેવાન ૩૨૬



પ્રકાશક અને મુદ્રક પ્રવીણ ગાંધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

બોધપ્રદ કવિતાઓનો આ સંગ્રહ વિદ્યાર્થીઓને તો ઉપયોગી છે જ, તે ઉપરાંત હિન્દુસ્તાની પ્રેમીઓને વાંચવો ગમશે. આ સંગ્રહનું સંપાદન હજી વધારે કાળજીથી ઉદાર દૃષ્ટિથી બાજી આગ્રહ વેળા થાય એ જરૂરી છે કેમકે, હિન્દી-ઉર્દૂની ઘણી વાનગીઓ આમાં ઉમેરી શકાય તેમ છે

**નાગરી વર્ણલિપિ બોધ:** લે૦ કાકાસાહેબ કાલેલકર. મૂ૦ છ આના. કાકાસાહેબ જેવા સમર્થ શિક્ષણશાસ્ત્રીએ નાગરી લિપિ પર આ પુસ્તિકા, આ દેશના કેટલાક પ્રાંતોમાં, જ્યાંની માતૃભાષા નાગરીમાં લખાતી નથી, ત્યાં ઉચ્ચારણમાં ત્યાંની પ્રાંતભાષાઓની અસર સ્વાભાવિક જ પડે છે, અને તેથી અશુદ્ધિ પ્રવેશે છે એવે ઠેકાણે હિન્દુસ્તાની શીખવતા શિક્ષકોને આ પુસ્તિકા ખાસ ઉપયોગી છે. ઉપરાંત નાગરી લિપિ લખતાં દરેકને માર્ગદર્શક નીવડશે.

**ફૂલવાડી:** સં૦ અમૃતલાલ નાણાવટી મૂ૦ એક રૂપિયો. હિન્દના સમર્થ સાહિત્યસ્વામીઓની ગદ્ય પદ્ય રચનાઓનો સંગ્રહ ઉર્દૂ લિપિમાં.

**હિન્દુસ્તાની ગદ્ય સંગ્રહ:** મૂ૦ સવા રૂપિયો. 'કાબિલ'ની પરીક્ષા માટે ઉપયોગી સંગ્રહ. ઉપરાંત વાચકોને પણ ગમી જાય તેવી રસિક ગદ્યસામગ્રી.

**પ્રાચીન કવિતા સંગ્રહ:** સં૦ રસૂલ અહમદ 'અબોધ'. મૂ૦ દોઢ રૂપિયો. મુખ્યત્વે તો આ આપણા દેશના અતિજાણીતા સંતોની કાવ્યવાણીનો સંગ્રહ છે. આમાંના કેટલાક પદો તો લોકજીભે આજે પણ રમે છે જેમની માતૃભાષા હિન્દુસ્તાની નથી એવા સંતવાણીનો રસાસ્વાદ માણી શકે એ રીતે આ સંગ્રહનું સંપાદન થયું છે કબીર જાયસી સુરદાસ, તુલસીદાસ મીરાબાઈ, રહિમન, નન્દદાસ, રસખાન બિહારીલાલ અને અન્ય ભક્તકવિઓનાં ચૂંટેલા પદો અઘરા શબ્દોના અર્થ અને કવિઓના સંક્ષિપ્ત પરિચયો સાથે અપાયાં છે

**હિન્દ કે વિધાનકી અંગ્રેજી-હિન્દુસ્તાની શબ્દાવલી:** મૂ૦ બે રૂપિયા. હિન્દુસ્તાનના નવા બંધારણમાં વપરાયેલા પારિભાષિક શબ્દોના કક્કાવાર અર્થો આ સ્તકમાં આપ્યા છે 'દો શબ્દ'માં કાકા કાલેલકર, રાજેશ્વરી નહેરુ, સત્યનારાયણ અને પંડિત સુંદરલાલે, આ પુસ્તકનું પ્રયોજન અને હિન્દુસ્તાનીના રૂપ વિશે ઠીક પ્રકાશ પાડ્યો છે મહાત્મા ભગવાનદીન અને એમના સાથીઓએ આ શબ્દાવલી તૈયાર કરી છે

**માનવતા કે ઝરને:** લે૦ મહેશ વાસુદેવ માવલંકર મૂ૦ દોઢ રૂપિયો 'માનવતાનાં ઝરણાં' એ મૂળ ગુજરાતીમાં લખાયેલ પુસ્તકનો આ અનુવાદ છે. મૂળ ગુજરાતી પુસ્તકની બીજી આવૃત્તિ થઈ છે એ પરથી આ પુસ્તકની લોકપ્રિયતાનો ખ્યાલ આવે છે એનો પરિચય ગુજરાતીમાં આપવાનો હોય નહીં.

**કૈદકી આઝાદી યાની ઉત્તરકી દીવારેં:** લે૦ કાકા કાલેલકર મૂ૦ ચૌદ આના કાકા સાહેબની 'ઓતરાતી દીવાલો' ચોપડી ગુજરાતીમાં અત્યંત લોકપ્રિય થઈ છે તેનો આ હિન્દુસ્તાની અનુવાદ છે ગુજરાતી પેઠે, હિન્દુસ્તાનીમાં પણ આ પુસ્તક લોકપ્રિય નીવડશે એમાં શંકા નથી.

**આપ બીતી:** લે૦ રેહાના તૈયબજી મૂ૦ રૂપિયો એક લેખિકાએ પોતાની અનોખી શૈલી અને કાવ્યમય વાણીમાં લખેલ ભાવવાહી આત્મકથા.

**નાસ્તેકા પરેવા:** લે૦ રેહાના તૈયબજી. મૂ૦ બાર આના નાના બાળકો માટે લખાયેલ રોચક રૂપક.

**મુનિયેકે કાકામાદુમ:** લે૦ રેહાના તૈયબજી મૂ૦ સવા બે રૂપિયા. લેખિકાએ પોતાના અને કુટુંબના એક પ્રસંગનું કરેલું રોચક અને રમિક આલેખન.

છેલ્લા ત્રણે પુસ્તકોનો વિશેષ પરિચય હવે પછી.

—ર૦ અ૦



# જ્ઞાન-વાણી

**અનવર આગેવાન**

તૂ હર કારે ખુદ રાસ્તી બરબકાર.
કે હમ રસ્તા ગરદી વ હમ રસ્તગાર;
દિલા રાસ્તી ગર કુની ઈખ્તયાર,
શવદ હાલત હમદમ વ બખ્તયાર.

—સાદી

તુ હમેશાં તારા પ્રત્યેક વ્યવહારમા સત્યનો ઉપયોગ કર, જેથી તુ દરેક રીતે સ્વતંત્ર અને સદાચારી બનીશ

હે દિલ! જો તુ સત્યની ઇચ્છા અને ઉપાસના કરીશ, તો નસીબ અને દોલત તારા સાથીદાર થશે

દાનિશો આઝાદગી ન દીનો મુરવ્વત.
ઈ હમેરા ખાદિમે દિરમ નતવાં કર્દ;
કાના બનશીનો હરમે દારી બપસદ,
બંદગી વ ખાજગી બહમ નતવા કર્દ.

—અન્સુરી

જ્ઞાન, સ્વાતંત્ર્ય, ધર્મ અને સ્નેહ આ બધાને પૈસાના ગુલામ બનાવવા જોઇએ નહીં! તારી પાસે જે કાંઇ માલમિલ્કત હોય, તેમા જ સંતોષ માન! કારણ કે, શ્રીમતાઇ અને ગુલામી એ બન્ને એકી સાથે થઇ શકે નહીં

—ગર ફકીર શવદ બનેમનો મુલ્ક.
બેહુનર રા બાહીચ કસ મશુમાર;
પૂર્નિયાનો નસીજ બર નાઅહલ,
લાજવર્દો તિલારત બર દીવાર.

—અન્વરી

જો કલાવિહીન માનવી સંપત્તિ અને સામ્રાજ્ય વૈભવમાં સમ્રાટ ફરીદૂન જેવો થઈ જાય, તો પણ તુ એને 'મનુષ્ય' ગણીશ નહી નીચ મનુષ્યના દેહ પર પહેરેલા સુંદર સુનાળા રેશમી, જરીયાન વસ્ત્રો કોઇ નિર્જીવ ભીંત પર લટકાવેલા સોના અને ઝવેરાત જેવા છે!

ફરી કો શુદ બનામ નેક મશહુર.
પસ અઝ મુર્ગશ બુઝુર્ગાં ઝિન્દા દાનંદ;
વલી આં રા કે બદ ફેઅલસ્તો બદનામ.
અગર મે ઝિન્દા બાશદ મુર્દા ખાનંદ.

—અખમાર્દ મોહસિની

જે પોતાના પ્રતિભાના કાંડા પર મુલ્કમશહૂર થયો છે, તેના મરણ પછી પણ જગત તેને જીવતો ગણે છે. પરંતુ, જે દુનિયાની બોફનજર અને બદનામીને વરેલો છે કુકર્મી છે તે ભલે જીવતો હોય છતાંય મરેલો જ મનાય છે!

શુર્ફો કીમતો કદ્રે ન અફઝલો હુનર અસ્ત,
નહે બદીદારે બદી રાયો બમૂદો બઝિયાં;
હર બુઝુર્ગી કે બફઝલોહુનર ગશ્ત બુઝુર્ગ,
નવશદ ખુર્દ બઅદ ગુફતન બહમાનો ફુલાન.

—ફખી

તારુ ખાનદાની-ખમીર, તારી કિંમત અને કદરનો આધાર કળા અને વિદ્યા પર અવલંબે છે. નહીં કે ભભકાદાર પોશાક, સાહ્યબી, નફો કે નુકશાન પર! દરેક મહાન પુરુષ, કે જેણે કળા અને વિદ્યા વડે મહાનતા મેળવી છે, તેમની નિંદા કરવાથી તે કાંઇ હલકો પડી જતો નથી!

મનશીન બા બદાં કે સોહબતે બદ,
ગરચે પાકી તુરા પલીદ કુનદ;
આફતાબ અરચે રોશનસ્ત ઊ રા,
પારા એ અબ્ર નાપદીદ કુનદ,

—સનાઇ

ખરાબ સોબતવાળા હલકી કક્ષના માણસો સાથે સંગત કરતો નહીં; જો તું પવિત્ર હોઈશ તો પણ એની સોબત તને અપવિત્ર કરી મૂકશે. જેવી રીતે સૂર્ય તેજસ્વી હોવા છતા પણ વાદળો એના પ્રકાશને આવરી લે છે!

ઝ ઈમરુઝ કારી બફર્દા મમાન,
કે દાનદ કે ફર્દા ચે ગરદદ ઝમાન;
ગુલશાન કે ઈમરુઝ ગરદદ બહાર,
તૂ ફર્દા ચની ગુલ ન યાયદ બકાર.

—ફિરદૌસી

તુ આજથી-અત્યારથી તારું કાર્ય કાલ પર મુલતવી રાખીશ નહી કાલે શુ થશે, એ કોને ખબર છે? જે ઉદ્યાનમાં આજે વસંત પૂરબહાર ખીલી રહી છે, તેમાંથી જો તુ આવતી કાલ પર ફૂલ ચૂંટવાનું રાખીશ, તો એ આશા સર્વથા નિરર્થક છે!

# રૂપાયતન

સણોસરા નયી તાલીમ સંમેલનના પ્રદર્શનમાં 'રૂપાયતન'માં કાગળના માવામાંથી બનતી કળાત્મક વસ્તુઓનો નાનકડો સ્ટોલ રખાયો હતો. ધીરેનભાઇ તો પોતાના સાથીઓ સાથે મંડપના કળામય પ્રવેશ દ્વાર બનાવવામાં રોકાયા હતા. રાતદિવસના અવિરત શ્રમ પછી સ્ટોલ ગોઠવવા જેટલી નિરાંત ન હતી. અને ખાસ નમૂના તૈયાર પણ ન હતા. પણ વિચાર્યું કે સૌરાષ્ટ્રને આંગણે દેશભરના પ્રતિનિધિઓ ભેગા થતા હોય ત્યારે સ્ટોલ તો કરવો જોઈએ. અને ચાર પાંચ દિવસમાં મળતાં સાધનોથી થોડાક નમૂના મૂકયા. પ્રદર્શનની મુલાકાત લેનારા પ્રતિનિધિઓ અને જોવા આવનાર પ્રેક્ષકો સૌને એ નમૂના ગમ્યા. અને વેચાણ પણ સારું થયું. સંમેલન પૂરું થયે પાછા વળતા કેટલાક પ્રતિનિધિઓએ રૂપાયતનની રસ પૂર્વક મુલાકાત પણ લીધી. આમ તો, સૌરાષ્ટ્રમાં જ્યારે જ્યારે રચનાત્મક કાર્યમાં રસ ધરાવતી કોઇ પણ વ્યક્તિ પધારે છે ત્યારે બનતાં સુધી રૂપાયતનની મુલાકાતે આવે જ છે એ અમારે માટે હર્ષની બીના છે પણ અમારી ફરિયાદ કે અમ તેવું એ છે કે જે બાપુઓ બહારથી આવનાર અધિકારીઓ કે કાર્યકર્તાઓનો કાર્યક્રમ ગોઠવે છે તેઓ માત્ર દસેક મિનિટ જ મુલાકાતનો સમય રાખે છે.' માત્ર દસ મિનિટમાં શું જોઇ શકાય ? શી ચર્ચા થઈ શકે ? શી માહિતી મેળવી શકાય ? માત્ર ઔપચારિક મુલાકાત ગોઠવાય એનો અર્થ નથી

તાજેતરમાં મુલાકાત લેનારાઓમાં મુંબઈના વિલેજ ઇન્ડસ્ટ્રીઝ બોર્ડના ચેરમેન શ્રી આર. એમ. હુકેરીકરજીનો ઉલ્લેખ કરવો જોઇએ. એમણે બહુ ધીરજથી ચીવટપૂર્વક સંસ્થા વિશે પૂરક પ્રશ્નો પૂછી માહિતી મેળવી અને ફરીને નિરીક્ષણ કર્યું.

રૂપાયતન નાના ઉદ્યોગોનું એક સંશોધન કેન્દ્ર બને તો એ ઉદ્યોગોના વિકાસમાં મદદ થાય એમણે કહ્યું કે એવા સંશોધન કેન્દ્રનો વિચાર મારા મનમાં ઘુમતો હતો ત્યાં અહીં આવવાનું થયું તેથી આનંદ થયો. અમારે ત્યાં તો મજૂરો મળતા નથી પૂરતાં સાધનસામગ્રી આપવા તૈયાર છીએ પણ યોગ્ય માણસોનો અભાવ છે ' સંસ્થાની જમીન વિશે પૂછ્યું : 'સરકાર તે માટે તમારી પાસેથી વર્ષે ૧૨૫૦ જેટલી રકમ લે છે ?' અમે કહ્યું 'સૌરાષ્ટ્ર સરકાર પોતાની મર્યાદામાં રહીને અમને બનતી મદદ કરે છે. પણ સરકારને ય અમારા કાર્યનો પૂરો તાગ મળવો જોઇએ ને ? પ્રતીત થવી જોઇએ ને ? એમ થતાં સરકાર ફરી વિચારશે એવો અમને વિશ્વાસ છે. હજી તો અમારા કામની શરૂઆત છે.'

શ્રી હુકેરીકરજીએ સંશોધન કેન્દ્ર અંગે પૂરી વિગત માગી પોતાનાથી બનતી મદદ આપવા કહ્યું છે

ગઈ સાતમી તારીખે દાદાસાહેબ માવળંકર અણધાર્યા આવી ચડયા. અમે પૂછયું 'દાદાસાહેબ, અમને તો તમારા આગમનની ખબર પણ ન હતી !' દાદા કહે. કળાકાર પોતાના કામમાં મગ્ન હોય ત્યારે ચૂપચાપ આવીને જ જોવામાં ખરો આનંદ છે !'

દાદા તો નિરાંતે બેઠા ઘણી વાતો કરી. સંસ્થા વિશે પૂછપરછ કરી માહિતી મેળવી વચ્ચે વચ્ચે અમલદારો સમયનો ખ્યાલ બતાવ્યા કરતા પણ દાદા સાહેબ કહે, 'બીજા કાર્યક્રમમાં એટલો કાપ મૂકજો ! પણ અહીં તો હું બેસીશ !

કળા વિશે બોલતા એમણે કહ્યું 'અતિ જવાબદારીવાળી રાજકીય પ્રવૃત્તિમાં પણ કળાને મેં વિસારી નથી શું અમદાવાદમાં કે દિલ્હીમાં, પરિષદ સંમેલન કે અગત્યની બેઠક વખતે બહારથી આવનાર કાર્યકર્તા કે દેશનેતા માટે ભરચક કાર્યક્રમમાં પણ શહેરના જોવાલાયક સ્થળો અને કળાધામો બતાવવા અમુક સમય કાઢતો ત્યારે કેટલાકને લાગતું કે ઓછા સમયમાં આની જરૂર ન હોય પણ હું તો માનું છું કે કળાના સ્પર્શ વિનાની આપણી પ્રવૃત્તિ અધૂરી છે કળાના આનંદથી કાર્યમાં પ્રફુલ્લિતતા આવે છે, સુંદરતા—સરસતા આવે છે.'

આમ ઠીકઠીક વાર્તાલાપ થઇ અને ઘણો આનંદ થયો. સંસ્થાની પ્રવૃત્તિ ફરીને જોઈ, સંતોષ વ્યક્ત કર્યો. એમનો અભિપ્રાય એમના જ શબ્દોમાં અહીં ઉતારીએ

રૂપાયતન સંસ્થા આજે સવારે જોઇ ત્યા

રજી૦ ન ૮ બી૦ ૫૬૫૪



# પ્રાણેશ્વર!

*

પ્રાણેશ્વર! મારા મો અંગે સ્પર્શ અહર્નિશ તારો,
યાદ કરી એને હમેશા પવિત્ર દિલને રાખીશ.

જ્ઞાનસ્વરૂપ હે! મનમાં મારા વિરાજતો હંમેશાં
કેમે યે એ ન વીસરું હું મહા સ્મરણમાં રાખીશ,
મારા સૌ ધ્યાનોમાં ને સૌ વિચારમાંથી યે પણ
સત્ય પ્રકટને હું તો સર્વે મિથ્યાને દૂર રાખીશ.

મારે હૈયે આસન તારું એ યાદ હમેશાં નાખી
કુટિલ દ્વેષ ને ગર્વ અમંગળ હાંકી કાઢી હું તો,
મારે હૈયે સ્નેહ સદાયે પ્રફુલ્લ, નિર્મળ રાખીશ.

સર્વ કર્મમાં તારી શક્તિ પ્રવર્તે એ હું જાણું,
એથી માગ સકલ કર્મમાં પ્રગટ કરીશ હું તુજને!

ગુરુદેવ

અનુ૦ –અનિલ